# આનંદ.

પુસ્તક ૧૧ મું. સંવત ૧૯૭૦ ફાગણ-ચૈત્ર. અંક ૭-૮ મો.


## હૃદય—શૂન્યતા.

( પહાડી ગઝલ )

(સદા સંસારમાં સુખ દુઃખ સરખા માની લઇએ) એ રાહ.

પ્રભુ મમ આશનો વિશ્રામ કયા શોધું હવે જઇ,
હતી તુજ અંશની સ્મૃતી પૂણ્ય તે પણ શૂન્ય થઇ ગઇ. પ્રભુ.
ઉંડા અંધાર આ ઉરમા હવે ઉભરાઇ ચાલ્યા,
ન કોઇ નિવારનાર પ્રકાશનો ચમકાર ત્યા દઇ. પ્રભુ.
અમારા ઉષ્ણ નિશ્વાસો ઝીલે છે માત્ર વાયુ,
નથી હલકું હયું કરનાર કો ઉભાર આ પ્રભુ.
અહો આ દર્દ શીદ હાથે કરી વ્હેર્યુ અમોએ,
રખડવું એકલા ન મિલાવનારૂં હાથ કોઇ. પ્રભુ.
નિશા આ ઘોર વીંટી વિશ્વને ઝુલતી વહે છે,
વિરામ ન તેય આપે શાંતિની ક્ષણ એક પણ દઇ. પ્રભુ.
અરે આ શૂન્યતાનું કષ્ટ કયાં સુધી સહેવું,
પિતા ! હૃદયે પધારો ને, હવે તો છેક હદ થઇ. પ્રભુ.

સુશીલ.

# રવિ-કિરણ.

દુઃખ—

અમારી ઉપાસનામાં नमः शंभवाय च मयोभवाय च સુખકરને નમસ્કાર હો, કલ્યાણકરને નમસ્કાર હો, એવો એક મંત્ર છે. પરંતુ અમે તો સુખકરને જ નમસ્કાર કરીએ છીએ, કલ્યાણકરને નમસ્કાર કરી જ શકતા નથી. કલ્યાણકર માત્ર સુખકર જ હોય એમ હંમેશા બનતું નથી—દુઃખકર પણ હોય છે. સુખને તો જાણે પરમાત્માની કૃપા રૂપે માની લઇએ છીએ, પણ દુઃખ એ તો જાણે કોઇ મહા દુર્દૈવ અને આફત આવી પડી કેમ ન હોય તેમ માનવાની અમને ટેવ પડી ગઇ છે.

એટલા માટે દુઃખ અને વેદનાથી ડરી ડરીને આપણે નિરાપદ કેમ રહી શકીએ તે માટે અનેક પ્રકારના નવા નવા આવરણો રોજ તૈયાર કરીએ છીએ. કારણ કે અમને છુપાઇ રહેવું જ પસંદ છે. પણ તેનું પરિણામ શું આવે છે તે જાણો છો? સત્યના સંપૂર્ણ સ્પર્શથી નિત્ય દૂર ને દુરજ રહી જઇએ છીએ!

ધની—નિ[illegible] બની શકે તેટલા પ્રયત્નો કરી, પોતા[illegible] છુપાવી રાખી કેવલ સુખચેનમાં જ રહેવું એને બહુ પસંદ કરે છે. તેથી થાય છે શું? એજ કે તેઓ પોતાને લૂલા-લંગડા બનાવી દે છે. પછી તેમના હાથ-પગ ઉપર તેમનો પોતાનો અધિકાર રહેતો નથી. જે સમસ્ત શક્તિને સાથે લઇને જન્મ્યા હતા તે સર્વ શક્તિ કર્મના અભાવે ક્ષીણ થઇ જાય છે—વિકૃત થઇ જાય છે--નિરૂપયોગી થઇ જાય છે. પોતે તૈયાર કરેલા આવરણોમાં છુપાઇ રહેવું તે એક કૃત્રિમ જગત્‌માં વાસ કરવા સમાન છે. કૃત્રિમ જગત્ આપણી પ્રકૃતિને અનુકુળ આવે એવો સ્વભાવિક ખોરાક કદાપિ આપી શકતું એવી અવસ્થામાં આપણો સ્વભાવ ઘરમં ઢાંકી રાખેલા એક પૂતળા જેવો થઇ જાય અને પૂર્ણતા લાભ ન કરી શકીએ એ સ્પષ્ટ છે.

ભય અને દુઃખના આઘાતથી આપણા મનને બચાવી લેવાના પ્રયત્નો [illegible] વાથી જગત્‌માં આપણે જે ભાવે ર[illegible] જોઇએ તે ભાવે રહી શકતા નથી--એ જ નહીં પણ આપણું આરોગ્ય અને [illegible] પણી શક્તિ પણ સંપૂર્ણરૂપે કેળવ[illegible] નથી. સંસારમાં આવ્યા પછી જે ગ્યા[illegible] દુઃખ પામ્યો નથી, તે સંસારમાંથી [illegible] જોઇતું અગત્યનું ભાતુ લઇ જઇ શ[illegible] નથી.

નહીં જેવી વાતથી દુઃખિત બનવા જેને સ્વભાવ પડી ગયો હોય છે, તેના તેના બન્ધુબાંધવો હંમેશાં સંભાળી સંભાળીને ચાલે છે, અને બનતા સુધી [illegible] મારફત કાંઇ કામ લેતા નથી. તેને એ મ્હોટો ભાઇ બનાવી દે છે કે લોકો સ[illegible] વહેવારમાં આવવાનો, વાતચીત[illegible] અને આનંદથી મળવાનો [illegible] રહેતો નથી. આથી ઘણું[illegible] સર્વ વાતો તે સાંભળી શ[illegible] વા સાંભળે છે તો તે બ[illegible] હોતી નથી. એટલે સં[illegible] ણે જે કડવો-મીઠો અ[illegible] છે, તેથી તે બેનસીબ

કલ્યાણ કોઇ કાળે થતું નથી. જે વ્યકિતને પોતાના બન્ધુ–બાંધવો તરફથી ફટકો લાગ્યો નથી, અને માત્ર આશ્રય જ મળ્યો છે તેને પુરેપુરો હતભાગ્ય માનવો જોઇએ. કારણ કે બન્ધુત્વનો સંપૂર્ણ આહ્લાદ તે લઇ શકયો નથી–બન્ધુઓને તે પોતાના સંપૂર્ણ બંધુ બનાવી શકયો નથી.

માત્ર દુઃખ પ્રાપ્ત કરવાથીજ સંપૂર્ણતાઃ ભણી જવાય છે એમ નથી જગતમાં જેને આપણે અન્યાય કહીએ છીએ, અવિચાર કહીએ છીએ તે અન્યાય અને અવિચાર પણ આનંદ પૂર્વક ગ્રહણ કરવો જોએ. અત્યંત સાવધાનીથી અને નાનીની બારીકીઓ તપાસીને ચાલવાથી મનુષ્યત્વ જેવું જોઇએ તેવું જાગૃત થતું નથી. હંમેશાં આપણને ન્યાયજ મળે એ બનતું નથી અને કદાચ બને તો તેથી આપણું કલ્યાણ થતું નથી. અન્યાય અને અવિચારને આપણે ઉપયુકતભાવે સ્વીકારી શકીએ એવું આપણામાં સામર્થ્ય લાવવું જોઇએ.

પૃથિવીમાં આપણા ભાગે જે સુખ આવે છે તે શું બરાબર હિસાબ પ્રમાણે આવે છે? ઘણી વખત આપણે આપણા ગજવામાંથી કિંમત આપીએ છીએ ... કરતાં વધારે કીમતનો માલ નથી ...? આપણી યોગ્યતા કરતા ... રે વધારે સુખ મળે છે, ત્યા... માટે અયોગ્ય છીએ એવું ... શકીએ છીએ? જેટલું ... મસ સ્વીકારી જ લેવું ... સંકોચે સુખનો ભોગ ... ી એક માત્ર દુઃખની જ વખતે ન્યાય અન્યાયનો હિસાબ મેળવવા શા માટે બેસવું? બરાબર હીસાબ કરવા બેસીએ તો કોઇ વસ્તુ જ મળી ન શકે.

તેનું એક કારણ છે. ગ્રહણ અને ત્યાગ (give and take) એ આપણા પ્રાણની એક એવી ગતિ છે કે તે કોઇથી નિવારીજ શકાય નહીં. કેન્દ્રાનુગ અને કેંદ્રાતીગ એ બન્ને શક્તિઓ આપણા માટે એક સરખી મહત્વની છે. આપણા પ્રાણનો–આપણી બુદ્ધિનો–આપણી મંગળ પ્રવૃત્તિનો, આપણા સૌંદર્યબોધનો અને વસ્તુતઃ આપણી સમસ્ત શ્રેષ્ટતાનો મૂળ ધર્મજ એ છે કે કેવળમાત્ર ગ્રહણ કરીને બેસી નહીં રહેવાં ત્યાગ પણ કરવો.

એટલા માટે આપણા આહારના પદાર્થોમાં બરાબર જોઇએ તેટલા ખાવા યોગ્ય દ્રવ્યોજ રહેતા નથી–તેમાં જેમ ખાદ્ય અંશો હોય છે તેમ અખાદ્ય અંશો પણ સાથેજ રહેલા હોય છે. આ અખાદ્ય અંશોનો શરીરને ત્યાગ કર્યા વિના ચાલતું નથી, અગર બરાબર વજન પ્રમાણે સાદા અને સ્વચ્છ ખાદ્ય પ્ર... આહારમાં લીધા કરીએ તો લઇ... શરીર વધારે વખત તંદુરસ્ત રહી શકે નહીં–શરીર ઉપર રોગનો હુમલો અવશ્ય થાય કારણ કે આપણને માત્ર પાચન શક્તિ અને પાચન કરવાનાજ યંત્રો મળ્યા નથી, ત્યાગ શક્તિ અને ત્યાગ કરવાના યંત્રો પણ હોજરીમાં રહેલા છે. આ બન્ને યંત્રોને યોગ્ય પ્રમાણમા કામે વળગાડવાજ જોઇએ. એમ થાય તોજ આહારની પોષણ ક્રિયા તથા મળોત્સર્ગની ક્રિયા નિયમિત થયા કરે

તેવીજ રીતે સંસારમાં આપણને હંમેશા ન્યાયજ મળ્યા કરે, અમારા ઉપર કોઇ અન્યાય કરેજ નહીં, એવો નિયમ કોઇ કાળે થઇ શકે નહીં. ન્યાયની સાથે અન્યાયનું મિશ્રણ થાય એ તદ્દન સ્વાભાવિક છે, અને તે આપણે આપણી ત્યાગ કરવાની શક્તિથી પચાવ્યા પછીજ ત્યજી દેવું જોઇએ. નિઃશ્વાસ પ્રશ્વાસની ક્રિયા માફક આપણા ચારિત્રમાં પણ એક એવા પ્રકારનું સામર્થ્ય હોવું જોઇએ કે જે અનાયાસે પ્રાપ્ત થાય તેને સ્વીકારી લેવું, અને જે ત્યાગવા લાયક છે તેનો કાંઇપણ ક્ષોભ વિના ત્યાગ કરી દેવો.

એટલા માટે ન્યાય પૂર્વકના કે અન્યાય પૂર્વકના દુઃખ તથા આઘાતના સંસ્પર્શથી પોતાની જાતને બચાવી રાખવાના પ્રયત્નો રાત-દીવસ કર્યા કરીએ તો તેથી આપણું મનુષ્યત્વ દુર્બળ અને વ્યાધિગ્રસ્ત થઇ જાય તેમાં કોઈ જાતનો શક નથી.

જેઓ દુઃખ-આઘાત કે ન્યાય-અન્યાયના ભયથી ડર્યા કરે છે તેઓની વિલાસવૃત્તિ પ્રબળ થઇ આવે છે અને તેઓ પોતે દુર્બલ થઇ જાય છે, એટલુંજ નથી, પણ જે અતિ વેદનાશીલ લોકો આઘાતના ભયથી પોતાની જાતને આવરણોથી નિરંતર છુપાવી રાખે છે તેઓની પવિત્રતાનો પણ નાશ થાય છે, અને આવરણોની અંદર જ એક પ્રકારની મલીનતાનો સડો પેદા થાય છે. જેમ જેમ લોકોની આંખો આગળ તેઓ છુપાઇ રહેવાનું પસંદ કરે છે તેમ તેમ તેમનું સ્વાસ્થ્ય પણ બગડતું જાય છે. જે પુરૂષો પૃથિવીની નિંદા, અવિચાર, અન્યાય, અને દુઃખ-કષ્ટને આનંદપૂર્વક-સંકોચ રહિતપણે ગ્રહણ કરે છે તેઓ બલીષ્ટ થવાની સાથે નિર્મળ પણ થાય છે, અને આવરણ વિનાના ખુલ્લા જીવનથી જગતના પૂર્ણ સંબંધમાં આવી પોતાની કલુષિતતાનો ક્ષય કરવાને શક્તિમાન થાય છે.

એટલા માટે મન-વચન-કાયથી તૈયાર થાઓ. જે સુખકર છે તેને નમસ્કાર કરો અને જે દુઃખકર છે, તેને પણ નમસ્કાર કરો. તેમ કરવાથી આરોગ્યની શાથે શકિત પણ પ્રાપ્ત કરી શકશો-જે શિવ છે-જે શિવતર છે તેને પણ પ્રણામ થશે.

ત્યાગ—

નિત્ય સવારમાં આપણે જે ઉપાસના કરીએ છીએ, તેની અંદર રહેલા સત્યના પ્રભાવે ધીમે ધીમે થોડો થોડો ત્યાગ કરવા આપણે તૈયાર થઇએ છીએ. ખરેખર જ આપણે થોડો-ઘણો ત્યાગ હંમેશા કરવો પણ જોઇએ. કારણ કે સંસારમાં જે એક ત્યાગ ધર્મ છે, તે ત્યાગનું વિધાન એવું છે કે તે કોઇ દીવસ ફળ આપ્યા વિના રહેતું નથી. તે વિધાન આપણને કયાંઇ ઉભા રહેવા દેવાનું પસંદ કરતું નથી. તે કહે છે કે કેવળ ચાલવું જ પડશે-ત્યાગવું જ પડશે. એવું કોઇ ઠેકાણું નથી કે જયાં પહોંચ્યા પછી એમ કહી શકીએ કે હવે અહીં સમસ્ત પ્રકારની સમાપ્તિ થઇ ગઇ, હવે કાંઇ ત્યાગવું નહીં પડે.

સંસારનો ધર્મ જ જયારે છૂટા પાડવાનો અને વિખૂટા પાડવાનો છે તો પછી સંસારની સાથે આપણી ઇચ્છાને એકસંપ

બનાવી શકીએ નહીં તો તાણુતાણી થાય એ સ્વાભાવિક છે. આપણે કહ્યા કરીએ કે બસ-અમે તો રહેશું તથા રાખ્યા જ કરશું અને સંસાર કહે કે નહીં-તમારે ચાલવુ પડશે તથા છોડવું જ પડશે, તો કેવું વિષમ કષ્ટ ઉત્પન્ન થાય? છેવટે તો આપણી ઇચ્છાઓને જ પરાસ્ત થવું પડે, જો આપણે છોડી દેવાને તૈયાર ન થઈએ તો સંસારને તે ખૂંચવી લેવાની જરૂર પડે. એટલા માટે આપણે આપણી ઇચ્છાના સૂરને વિશ્વધર્મના સૂર સાથે મેળવી દેવો જોઈએ.

વિશ્વધર્મની સાથે જ્યારે આપણી ઇચ્છા મેળ ખાય ત્યારે જ આપણે ખરેખરા સ્વાધીન બની શકીએ. સ્વાધીનતાનો નિયમ પણ એજ છે. આપણે સ્વચ્છંદી બની વિશ્વની સાથે જોડાઇએ નહીં, તો વિશ્વને જબરજસ્તિથી—જોર જુલમથી આપણને અનુસરણ કરાવવાની ફરજ પડે. જબરજસ્તી થાય એટલે આપણો આનંદ ઉડી જાય-મહત્ત્વ પણ ચાલ્યું જાય-અને એક દાસની માફક ગરીબડે મ્હોંએ ઘસડાવું પડે.

એટલા માટે સંસારને એમ કહેવાનો વખત મળે કે "હવે તમારી પ સેથી પડાવી લેવામાં આવશે." તે પહેલાં જ આપણે કહી દેવું કે "હું ત્યાગ કરવા તૈયાર છું" પરંતુ જો હમેશાં આપણી ઈચ્છાને ત્યાગ માટે તૈયાર ન રાખીએ તો મૃત્યુ અને ખોટ જ્યારે પુર દમામથી આપણા ઉપર ચડી આવે, અને આપણી સામે આવીને ઉભા રહે ત્યારે તેમને છેતરી હાંકી કાઢવાનું મન થાય. પણ ત્યાં આપણી છેતરામણ કાંઇ કામ આવતી નથી. પછી દુઃખ અને વેદનાનું તો પૂછવુંજ શું?

આ પ્રમાણે ત્યાગ કરવાથી આપણે દારિદ્રય અને દીનતા પ્રાપ્ત કરીએ છીએ એમ ધારવું ઉચિત નથી. પૂર્ણલાભ એજ આપણા ત્યાગનો લક્ષ હોય છે.

વસ્તુતઃ જેને આપણે ત્યજી દઈ શકતા નથી તેને સંપૂર્ણરૂપે પ્રાપ્ત કરી શકતા નથી. ગર્ભમાં રહેલું બાળક તેની માતાને બરાબર પ્રાપ્ત કરી શકતું નથી, પણ જ્યારે તે ગર્ભના બંધનો છેદી, એ બંધનોનો ત્યાગ કરી ભૂમિષ્ટ થાય છે ત્યારેજ તે પોતાની માતાને સંપૂર્ણરૂપે પામી શકે છે-જોઇ શકે છે.

તેજ પ્રમાણે જગતના ગર્ભાવરણમાંથી આપણે મુક્ત થવું જોઈએ. તેમ થાય તોજ જગતને આપણે યથાર્થભાવે પામી શકીએ. કારણકે ખરી સ્વાધીનતા આવે ત્યારે જ કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ થઈ શકે. ગર્ભમાં રહેલા બાળકની માફક જગતના આવરણોમાં વીંટળાઈ રહેવાથી આપણે જગતને પુરેપુરી રીતે જોઇજ શકતા નથી. જગતના બંધનોનો ત્યાગ કરી શકે છે તેજ જગતને જોઇ શકે છે—જાણી શકે છે અને પામી શકે છે.

એટલાજ માટે અમે કહીએ છીએ કે જેઓ સંસારમાં મુંઝાઇને પડયા રહ્યા છે તેઓ ખરા સંસારી નથી, પણ જેઓ સંસારથી બહાર નીકળી આવ્યા છે તેઓજ યથાર્થ સંસારી છે. કારણ કે તે વખતે તેઓ સંસારના બને છે અને સંસાર તેમનો બને છે. તેઓજ છાતી ઠોકીને કહી શકે છે કે, સંસાર અમારો છે-અમે સંસારને માટે છીએ.

લગામના બંધનથી ગાડી સાથે બંધાએલો ઘોડો ગાડી ખેંચી જાય છે, પણ શું તે ઘોડો "ગાડી તો મારીજ છે" એમ

કહી શકશે? ખરી રીતે તો ઘોડામાં અને ગાડીના પૈડામાં કાંઇ ફરકજ નથી. જે સારથી ગાડીમાં બેસવા છતાં ગાડીથી ભિન્ન રહી ગાડી હંકાર્યે જાય છે તેજ ગાડીનો યથાર્થ માલેક છે.

જો માલેક–સ્વામી થવું હોય તો સર્વથી છુટા થઇ જવું જોઈએ–સર્વનો ત્યાગ કરવો જોઇએ. અનાસક્તિ પૂર્વક કર્મ કરવા તેજ સાચો કર્મયોગ છે. આસક્તિરહિતપણે કર્મ કરવાથી કર્મ ઉપર આપણો સંપૂર્ણ અધિકાર રહે છે, અને જો આસક્તિ પૂર્વક કર્મ કરીએ છીએ તો કર્મની સાથેજ જકડાઇ રહેવું પડે છે–કર્મના એક અંગભૂતજ બની જઇએ છીએ–કર્મી થઇ શકતા નથી.

એટલા માટે સંસારને આપણો પોતાનો બનાવવા માટે આપણે સંસારની આસક્તિનો ત્યાગ કરી કર્મ કરવા જોઇએ.

ટુંકામાં કહીએ તો સંસારમાં લેવાનો અને દેવાનો એવા જે બે વિરૂદ્ધ ધર્મો રહેલા છે તેની વિરૂદ્ધતા દૂર કરી સમાનતા સ્થાપવી જોઇએ. એ બેમાંથી જો એક ધર્મ પ્રબળ થઇ આવે તો તેથી અકલ્યાણ થયા વિના રહે નહીં. લેવાનો ધર્મ જો બળવાનપણે જીવનમાં વર્ત્યા કરે તો આપણે બેડીઓથી બંધાઇ જઇએ અને જો દેવાનો ધર્મ બળવાન થઇ જાય તો આપણે વંચિત રહી જઇએ. ત્યાગવિવર્જિત કર્મ આપણને સંસારના દાસ બનાવે છે અને કર્મવિવર્જિત ત્યાગ આપણને વિલુપ્ત કરે છે.

વસ્તુતઃ ત્યાગ વસ્તુ આપણને શૂન્યતામાં લઈ જતી નથી. ત્યાગમાં જ આપણા અધિકારની પૂર્ણતા રહેલી છે. કાચી ઉમરનો વારસદાર જ્યાંસુધી પોતાના પિતાની સંપત્તિનો સંપૂર્ણ અધિકારી બનતો નથી ત્યાં સુધી તેને માત્ર ભોગ કરવાનો ક્ષુદ્ર અધિકાર જ આપવામાં આવે છે. ત્યાગ કરવાની, એટલે કે કોઇને કાંઇ આપવાની સત્તા તેને હોતી નથી. આપણે જો માત્ર જમેજ કરતા જઇએ, અને એકઠી કરેલી સામગ્રીમાંથી અંતઃકરણ પૂર્વક કોઇને કાંઈ આપી શકીએ નહીં, તો સમજવું કે તે સામગ્રી સંબંધે આપણને સંપૂર્ણ સ્વાધીનતા હજી મળી નથી.

એટલા માટે જેસસક્રાઇસ્ટે કહ્યું છે કે જે લોકો ધનવાન્ છે તેઓની મુક્તિ બહુ કઠીન છે, કારણ કે જે ધનનો તેઓ ત્યાગ કરી શક્તા નથી તે ધનજ તેમને બાંધી લે છે, અને એ બંધન જેમ જેમ દ્રઢ થતું જાય છે તેમતેમ તે ઘણી આફતમાં ફસાતો જાય છે.

આપણા સમસ્ત બંધનો હંમેશા શિથિલ બનતા જાય, અને અમારે માટે ત્યાગધર્મ સ્વાભાવિક થઈ જાય તેવી નિરંતર ભાવના–ઉપાસના કરવી જોઇએ. વિવિધ આસક્તિઓના નિબિડ આકર્ષણથી આપણી પ્રકૃતિ લગભગ પથ્થર જેવી કઠોર બની ગઇ છે. હવે તેના ઉપર ઉપાસના વખતે અમૃતનું ઝરણુ વરસવા દો, આપણા જીવનના પ્રત્યેક અણુ-પરમાણુમાં તે ઝરણાના અમૃતને પ્રવેશ કરવા દો, પાષાણને પીગળવા દો, અને આર્દ્ર થવા દ્યો એટલે ધીમે ધીમે તે પાષાણ ફાટશે અને જીવનની મધ્યમાં એક બૃહત્ સર્વવ્યાપી આકાશ ખુલ્લું થઇ જશે. જુઓ–વૃત્તિઓને અંતર્મુખ કરી જુઓ ત્યાગના નામમાત્રથી સંકુચિત વૃત્તિઓ ઉદાર ભાવને પામતી જાય છે–સમસ્ત પ્રસન્નતામય અને શાન્તિમય જણાય છે. કર્મ સહજ થઇ જાય છે–સર્વની સાથેના સંબંધો પણ સત્ય અને સરલ બની જાય છે, આ જીવનમાંજ પરમાત્માનું જ્યોતિર્દર્શન થવા લાગે છે* સુશીલ.

* [ એસીઆના રાજકવિ શ્રી રવીંદ્રનાથ ટાગોરના લેખના આધારે. ]

# પ્રોત્સાહન.

માનવ વ્યક્તિ! પ્રચ્છન્ન અવસ્થામાં રહેલા તારા અનંત સામર્થ્યનું કોણ માપ કાઢી શકે તેમ છે! આજે તું માત્ર બે હાથ, બે પગ, બે ચક્ષુ આદિ અલ્પ શક્તિવાળા અવયવો વડે મર્યાદિત જણાય છે. પણ પ્રયત્નવડે કાલે તું વિશ્વનું સામ્રાજ્ય-પ્રભુત્વની સંપદા પ્રાપ્ત કરી શકે તેમ છે. મનુષ્ય! તારી શક્યતા-સંભાવ્યતાનું પરિમાણ કોણ કાઢી શકનાર છે! આજે તું એક ક્ષુદ્ર જંતુ જેવો છે, ઉંદરથી પણ બીહે છે, પણ પુરૂષાર્થ વડે કાલે તું મૃત્યુને પણ ડરાવી શકે તેટલું પ્રબળ વીર્ય સ્ફુરાવી શકે તેમ છે. આજે તું તારા ઉદરમાં સળગતી જ્વાળાને બુઝાવવા માટે અન્નના ટુકડાનો ભિક્ષાર્થી છે. પણ તારી તિરોહિત શક્તિને કાલે અગર તું જાગૃત કરે, તો અનંત જીવોને અભય આપી શકે તેમ છે. આજે તારામાં મુખ ઉપરથી માખી પણ ઉડાડવાના હોશ નથી, કાલે તું અસંખ્ય સેનાનું આધિપત્ય મેળવી શકે તેમ છે. આજે તારા નિર્બળ હૃદયમાં એક સહજ વિકારનું સ્ફુરણ મોટો ખળભળાટ ઉપજાવે છે, કાલે તું ગમે તેવી પ્રબળતમ વાસનાઓના ઉદયને તારા સંકલ્પ માત્રથી ચૂર્ણ કરી વિખેરી નાંખી શકે તેમ છે. આજે ધનીકો અથવા અધિકારયુક્ત મનુષ્યોની જરા અકૃપાથી ચૈતન્યવિનષ્ટ અને ભયભીત પતંગીઆની માફક તડફડી ઉઠે છે. પણ અગર તું તારી સુપ્ત શક્તિઓને જગાડે તો તારા ભ્રૂકુટિ વિલાસથી-સંકલ્પ સ્ફુરણથી વિશ્વની સમસ્ત સત્તાઓને તારી સેવામાં હાજર કરી શકે તેમ છે. તું કંગાળના વેષ્ટનમાં ગુપ્તપણે વિહરતો નૃપતિ છે. તારૂં પદ ઇન્દ્રને પણ સ્પૃહણીય છે. કેમકે ઇન્દ્ર તેની વર્ત્તમાન અવસ્થામાં તેના પ્રાપ્ત પદથી આગળ વધી શકે તેમ નથી. પણ તું જો ચાહે તો તારા સંયમબળથી તારી કોટડીમાં તેને આકર્ષી તારી સેવામાં તેને નિયુક્ત કરી શકે તેમ છે.

શાસ્ત્રો અને સિદ્ધ પુરૂષો એજ વાત પૂકારી ગયા છે કે મનુષ્ય પોતામાં શું આચ્છાદિત સામર્થ્ય રહેલું છે તે જાણતો નથી. તેના વાસ્તવ અધિકારની તેને ખબર નથી. તેના ભાવિના વારસાથી તે અજ્ઞાત છે. મનુષ્ય? તું મલિન માટીમાંથી ઉત્પન્ન થયેલ અને માટીમાં મળી જવાના અંતિમ ભાવી સાથે સંકળાએલો તુચ્છ મનુષ્ય નથી. તારા હાડચર્મના પડ ઉપરથી તારા વાસ્તવ સ્વરૂપનું માપ કાઢવાની ભૂલ કરીશ નહીં. ખાદીના કપડામાં વીંટલાએલો તું અમૂલ્ય હિરો છે. વેષ્ટન એ વેષ્ટિત વસ્તુનું માપક ધોરણ નથી. તું દેહ નહીં પણ આત્મા છે, જે સત્તાવડે આ પિંજરયંત્ર ચાલી રહ્યું છે તે સત્તા તારીજ છે. તારીજ શક્તિથી તું નિગોદમાંથી ખનીજ આદિમાં, ખનીજમાંથી કીટપતંગમાં, તીર્યંચમાં, અને તેથી આગળ વધીને સૃષ્ટીના કિરીટ સ્વરૂપ મનુષ્યત્વમાં આવ્યો છું. ઉન્નતિક્રમની આટલી હદે આવ્યા પછી-તારૂં ઉજ્જવળ ભાવિ સમજવાની અને મેળવવાની યોગ્યતા પ્રાપ્ત કર્યાં પછી-તુ દરિદ્ર બની બેસી રહે, અને કાંઇપણ પ્રગતિ કરવાને બદલે જે હલકી કોટીમાંથી તું આ સ્થિતિને પામ્યો છું તે કોટીના સ્વભાવાનુરૂપ લક્ષણોને તારામાં સ્થાન આપે, એ તારા અધિકારને હવે શોભાભર્યું નથી. તું ઉંચું જો. આગળ નિહાળ જે ભૂમિકાને વટાવીને તું અહીં આવ્યો છું તે ભૂમિકાના વિશિષ્ટ ચિન્હોથી હવે મુક્ત થા. તું એક કાળે અધમ-શક્તિહીન અને તુચ્છ હતો, પણ હવે તું તેવો નથી. કેમકે તે કાળે તારામાં માત્ર કર્મચેતના અને કર્મફળ ભોગચેતનાજ હતી. હવે તારામાં એક વિલક્ષણ સામર્થ્યયુક્ત જ્ઞાનચેતના પ્રગટી છે, જે વડે તુ તારા સર્વ બંધનો અને મર્યાદાઓને તોડી પાડી શકે તેમ છે.

આ અનવધિ સામર્થ્ય તારા પોતાનામાંજ રહેલું છે. સર્વ પ્રકારના સામ્રાજ્યની કુંચી તારી પોતાનીજ પાસે છે. માત્ર તેનો ઉપયોગ કરવોજ અવશેષ છે. રત્નો અને કાંકરા એ બે વચ્ચે હવે તારે પસંદગી કરવાની છે. જો તારો મનોબંધ કાંકરામાં છે તો રત્નો તારાથી દુર રહેશે. અને કાંકરા છોડી દઇશ તો અમૂલ્ય રત્નો તારા કરદીપથમાં આવી પડશે. આ કાળે કાંકરામાં પ્રીતિવાળો

બની તું તેની પાછળ દોડે છે, હાડ અને ચર્મના ઉપભોગમાં તારી રૂચી છે. એથી ઉત્તમ કોટીના સુખવાળી સ્થિતિમાં તને વિશ્વાસ નથી. તારી તુચ્છ વાસનાઓએ તને પામર અને યાચક કરી મુક્યો છે અને વાયુના ઝપાટે ચડેલા તરણ-લાની માફક તને ભમાવે છે. વાસ્તવમાં તું તુચ્છ નથી. દીન નથી. તારૂં અદ્‌ભૂત સામર્થ્યસંપન્ન સ્વરૂપ માત્ર વાસનાના પડમાં ઢંકાએલું છે. તારૂં યાચકપણું છોડી દે અને તારા વાસ્તવ સ્વરૂપમાં આવ. તારા હૃદયને નિર્વાત સ્થળમાં સ્થિત દીપકની જ-વાળાની પેઠે નિષ્કંપ રાખ. કષ્ટના નિમિત્તથી અ-ભિભૂત થઇ વ્યાકુળતાવડે હૃદય સંતપ્ત કર નહીં. તું આત્મા છે. શાસ્ત્રોએ તારા માટે જે જે વિશેષણો આપ્યા છે એ સર્વ તને પ્રાપ્ત થવા યોગ્ય છે એવી દૃઢ શ્રદ્ધાથી સંસારનો ચીલો કા-પતો જા. અને રસ્તે ચાલતા આવી મળતા અનેક શુભાશુભ પ્રસંગોમાં કમળ પત્રની માફક નિર્લેપ પણે રહી જા. મોહજાળનો સંપર્ક વૃત્તિમાં ન થવા દેવો એ સાધકનું સર્વસ્વ છે. દિવ્યાંગના ઓ પણ તારા વર્ચસના દુર્ગને અભેદ્ય અને અવે-ધ્ય ગણી નિરાશ થઇ પાછી જાય, આશ્ચર્યકારક દ્રશ્યો પણ તારા સ્થિતપ્રજ્ઞત્વમાં ક્ષોભ ઉપજાવવા અસમર્થ નિવડે, અને ટુંકામાં ઇન્દ્રીયોના ચાંચ-લ્યનું કોઇ પણ નિમિત્ત તને વિહ્વળતા ઉપજાવ-વામાં નિષ્ફળ થાય, એ તારા મહા વિજયના સૂચક લક્ષણો છે. સમગ્ર લક્ષ્મી, સમગ્ર ઐશ્વર્ય સમગ્ર જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય આદિ સ્વભાવ –નિષ્પન્ન સિદ્ધિઓ તારા ચરણમાં પછી રોળાશે. પૂર્ણકામ થવાને માટે માત્ર તારે સ્થૂળ વાસનાઓને જીતવાની છે. આ કાળે તારૂં સર્વ બળ અનેક ક્ષુદ્ર ઇચ્છાઓ દ્વારા છિન્ન ભિન્ન થઇ જાય છે તેને એકત્ર કરી, સંયમમાં રાખી, તેને તારા પરમ કાર્યની સિદ્ધિ અર્થે યોજ.

સંયમ સિદ્ધ મનુષ્યને, એક પામર મનુષ્યની માફક પોતાનો યોગક્ષેમ નિભાવવા હવાંતીયા મારવા પડતા નથી, તેને પોતાનું જીવન નિભા-વવા "સંસારી"ની માફક હાયવરાળ વેઠવી પડતી નથી. કેમકે તેનો આત્મા સંસારી આ-ત્માની પેઠે રોગી નથી. સંયમી આત્માને માત્ર તેની આવશ્યકતાઓની અપેક્ષા છે, ભોગતૃ-ષ્ણાની નથી તેનો વ્યવહાર રથ પરમાત્મા પોતે હાંકે છે. કેમકે રથની લગામ તેણે પ્રભુના હાથમાં છોડી દીધી હોય છે. સંસારના કુરૂક્ષેત્રમાં વિજય અપાવવાની પરવા, પછી, અર્જુનને-મનુષ્યને રહેતી નથી, તે બધું રથના ચાલક પરમાત્મા પોતેજ સંભાળી લે છે. સંસારીનો હાલ તેથી ઉલટોજ છે. તે બધું અભિમાન પોતાની સાથે કાયમ રાખ્યેજ જાય છે, પરમાત્માની સત્તામાં તેને સુદૃઢ વિશ્વાસ નથી, તેને સ્થૂળ સંખ્યામાં શ્રદ્ધા છે, બધુંજ પોતાના ભોગમાટે રાખવા ચાહેછે, સંસારનું સમગ્ર ઐશ્વર્ય પોતે એકલોજ ભોગવે એવી લાલસા તેના હૃદયમાં સળગતી હોય છે, એવા આત્માનું આખર બુરાઇ-માંજ હોય તેમાં નવાઈ નથી. કેમકે શાસ્ત્ર, અનુ-ભવ, અને આપ્ત વાક્યથી તે વિપરીત ગતિમાં વહવાનું પસંદ કરે છે.

પ્રિય આત્મન! ભિરૂ, કાયર અને પામર થા નહીં. તું દીન નથી પણ ચર્મમાં ગુંથાએલો પ્રભુ છે. નિરાશ થા નહીં, બળવાન થા. અને તારા મૂળ સ્વરૂપમાં આવવા પ્રયત્ન કર, આપ્ત કથનમાં શ્રદ્ધા રાખ. અને પરિણામ માટે ઉતાવળ કર નહીં. પૂર્વે અનંત મહા પુરૂષો તે માર્ગે જે ક્રમથી ગયા છે તે માર્ગનો તે ક્રમથી તું પણ આદર કર. જેણે જેણે તે પરમ સ્થિતિ મેળવી છે તેઓ પણ આપણે હાલ છીએ તેવા તુચ્છ મનુષ્યો હતા. પણ તેઓએ પુરૂ-ષાર્થવડે પોતાના આત્મ દ્રવ્યને ઇશ્વર સ્વરૂપે પરિ-ણમાવ્યું છે. આપણે હજી તેના તેજ રામ રહ્યા છીએ. તેમના પ્રયત્નવડે તેઓ ત્રીભુવનવડે વંદનીય થયા છે, અને "પ્રભુ" પદને પામ્યા છે. આપણે આપણી પુરૂષાર્થહીણતાથી એના એજ-છગન અને મગન રહેવા પામ્યા છીએ.

સાધન છે, સારાસારની સમજણ છે, શાસ્ત્રો-ની સુલભતા છે, શાંતિનું રાજ્યચક્ર આપણું ર-ક્ષણ કરે છે, માત્ર પ્રયત્નની, અને પ્રમાદના ત્યા-ગની અપેક્ષા છે. "કાલે કરીશું" એ વૃત્તિ અ-નંત આત્માઓને રખડાવી રહી છે. એ નબળા દો-ષથીજ આપણે આપણા પરમ, જ્ઞાતવ્ય કર્તવ્ય અને પ્રાપ્તવ્યથી વંચિત રહ્યા છીએ.

પ્રિયતમ, પુરૂષાર્થને સાધી પરિણામે પરમા-ત્મામાં અભેદભાવે થઇ રહો એ શુભેચ્છા સહ વિરમાય છે..

# સરળ-જ્ઞાનચર્ચા.

( ગતાંકથી ચાલુ )

ગુરૂ—અવશ્ય.

શિષ્ય-દારિદ્રય એ કયા અધર્મનું ફળ?

ગુરૂ—એટલું તો તું જાણે છે કે મનુષ્યમાત્રમાં ધનોપાર્જન કરવાની કેટલીક શક્તિઓ રહેલી છે. અથવા તો એક માણસ પોતાના ઉદર-નિર્વાહ, વસ્ત્રપૂર્તિ, તથા આશ્રય માટે યોગ્ય વ્યવસ્થા કરી શકે તે માટે તેનામાં કેટલીક શારીરિક તથા માનસિક શક્તિઓ કુદરતી રીતે જ રહેલી હોય છે. આ શક્તિઓને જેઓ બરાબર રીતે કેળવતા નથી, તેનું યથાર્થ અનુશીલન કરતા નથી, તેની બરાબર પરિચાલના કરતાં નથી-તેઓજ દરિદ્ર-દુઃખી રહ્યા કરે છે.

શિષ્ય-ત્યારે આપ શું એમ કહેવા માંગો છો કે આપણી સમસ્ત શારીરિક તથા માનસિક શક્તિનું અનુશીલન એનુંજ નામ ધર્મ અને તેનું અનુશીલન ન થવા દેવું એનું નામ અધર્મ ?

ગુરૂ-ધર્મતત્ત્વ સૌ કરતા ગંભીર તત્ત્વ છે. તે એટલી બધી સહેલાઇથી સમજી શકાય તેમ નથી. છતાં ઘડીભર માની લે કે એમ માનીએ તો શું ખોટું છે?

શિષ્ય એ તો પાશ્ચાત્યો જેને Doctrine of culture કહે છે, તેના જેવો આપનો ધર્મ થયો.

ગુરૂ-culture એ વસ્તુ વિલાયતી માલ નથી. આર્યધર્મનો જ એક સારાંશ છે.

શિષ્ય-તે કેવી રીતે ? culture શબ્દનો પર્યાયવાચક શબ્દ જ આપણી કોઇ ભાષામાં નથી.

ગુરૂ-ઉપર ઉપરથી તપાસ કરનારાઓને તેવો કોઇ શબ્દ આપણી આર્યભાષામાં ન જડે તો તેથી ભાષાનો દોષ કાઢી શકાય નહીં. આપણામાં જે બ્રહ્મચર્ય તથા ગૃહસ્થાશ્રમ આદિ અવસ્થાઓ કહી છે તેની તને ખબર છે કે ?

શિષ્ય-system of culture ને ?

ગુરૂ-તમારા Matthew Arnold જેવા વિલાયતી અનુશીલનવાદીઓ પણ એ વાત બરાબર સમજી શક્યા હોય તે વિષે મને સંદેહ છે. આપણા વ્રત-નિયમો, વિધિ-નિષેધો, યોગની પ્રક્રિયાઓ તથા સધવા સ્ત્રીની પતિસેવા અને વિધવા સ્ત્રીની બ્રહ્મચર્યાવસ્થા વિગેરેમાં અનુશીલન સિવાય બીજું ભાગ્યે જ કોઇ મહત્ત્વનું બીજ રહેલું છે; એમ તું જો બરાબર વિચારપૂર્વક તપાસ કરીશ તો સ્પષ્ટ રીતે જણાઇ આવશે. એ એક તત્ત્વ તું જો બરાબર સમજી શકીશ તો પરમ પવિત્ર-અમૃતમય ધર્મકથાઓનો સાર સમજવો તને ઘણો સુગમ થઇ પડશે. કારણ કે એ ધર્મકથાઓના ઉંડા ભાગમાં અનુશીલન તત્ત્વજ છુપાયેલું હોય છે.

શિષ્ય-આપની આ વાત સાંભળવાથી અનુશીલન તત્ત્વ શું હશે તે સાંભળવાની

* જન્માંતરના કર્મવિષે અમો સ્થાનાંતરે બોલવા માંગીએ છીએ.

ઇચ્છા થાય છે. મારા સમજવા પ્રમાણે તો અનુશીલનવાદ એ પાશ્ચાત્ય નાસ્તીકોનો એક મત છે. એટલુંજ નહીં પણ નિરીશ્વરવાદી કોમ્ટધર્મ, એ અનુશીલનવાદની એક વ્યાવહારિક પદ્ધતિ માત્રજ હોય એમ જણાય છે.

ગુરૂ—એ વાત ખરી છે. વિલાયતી અનુશીલનવાદ નિરીશ્વર છે, તેથીજ તે અસંપૂર્ણ તથા અપરિણત છે. અથવા તો એમ પણ કહી શકાય કે એમનો અનુશીલનવાદ અસંપૂર્ણ તથા અપરિણત છે તેથી જ તે નિરીશ્વર છે. એ બેમાંથી કઇ વાત સાચી હશે તે શોધી કાઢવું મુશ્કેલ છે. પરંતુ આર્યજાતી પરમ ભકતજાતિ છે. તેઓનો અનુશીલનવાદ પરમાત્માના પાદપદ્મમાં જ સમર્પિત થયો છે.

શિષ્ય—કારણ સ્પષ્ટ જ છે. આપણો ઉદ્દેશ્ય મુકિતનો હોય છે, જયારે વિલાયતી અનુશીલનવાદીઓનો ઉદ્દેશ્ય સુખપ્રાપ્તિનો જ હોય છે. એમ જ ને ?

ગુરૂ—સુખ અને મુકિતને જુદા જુદા નામથી ઓળખવા એ શું ઉચિત છે? મુકિત શું સુખ ન કહેવાય?

શિષ્ય—પહેલી વાત તો એ છે કે મુકિત એ સુખ નથી. દુખ માત્રનો અભાવ. વળી મુકિત એ જો સુખ વિશેષ હોય, તો પણ સુખ માત્રને મુકિત ન ગણાય. થોડી મીઠાઇ ખાવાથી સુખ મળે, પણ એથી મુકિત લાભ થયો એમ કહેવાય ખરૂં ?

ગુરૂ—વાત ગુંચવણમાં મુકી દીધી. હવે તો સુખ અને મુકિત એ બંને વિષે વિચાર કરવો પડશે. જયાં સુધી તેનો વિચાર નહીં થાય ત્યાં સુધી અનુશીલન તત્ત્વ બરાબર સમજી શકાશે નહીં. આજે વખત નથી. કાલે તે વાત ચર્ચીશું.

## દ્વિતીય અધ્યાય.

### ( સુખ એટલે શું ? )

શિષ્ય—કાલે આપના કહેવા ઉપરથી એટલું ફલિત થયું હતું કે આપણી શારીરિક અને માનસિક શકિતઓનું બરાબર અનુશીલન થતું નથી, એજ આપણા દુઃખનું કારણ છે. એમજ ને ?

ગુરૂ—હા, ત્યાર પછી શું વાત કરવાની હતી ?

શિષ્ય—મેં આપને આગળ કહ્યું છે કે વેણીલાલ શેઠ કાયમને માટે આ ગામ છોડી ગયા તેનું કારણ એ હતું કે તેમનું ઘર સળગી ગયું ! આગ કોની ભુલથી અને કેવી રીતે લાગવા પામી તે કાંઇ જણાયું નથી. પણ એટલું તો ચોકકસ છે કે તેમાં વેણીલાલનો પોતાનો કાંઇ વાંક નહોતો. હવે સવાલ એ છે કે કઇ શકિતનું અનુશીલન નહીં થવાથી ઘરમાં આગ લાગી ?

ગુરૂ—અનુશીલન તત્ત્વ શું છે એ સમજયા વિના મારી વાત તારાથી સમજી શકાશે નહીં. સુખ-દુઃખ એ માત્ર માનસિક અવસ્થાઓ છે; કોઇ બાહ્ય વસ્તુ નથી. અને તું એટલું તો સ્વીકારશે કે માનસિક

અવસ્થા માત્ર અનુશીલનને જ સંપૂર્ણ આધીન હોય છે. * જો વેણીભાઇ શેઠની માનસિક અવસ્થાઓનું બરાબર અનુશીલન થયું હોત તો ગૃહદાહ તેમને દુઃખરૂપ જણાત નહીં.

શિષ્ય–અર્થાત્ વેણીભાઇમાં વૈરાગ્ય હોત તો તેમને દુઃખ જણાત નહીં એમ જ ને ? કેવી ભયંકર વાત !

ગુરૂ–વૈરાગ્ય શબ્દ જે અત્યારે વાયડો થઇ પડયો છે તે કદાચિત્ એક ભયંકર વ્યાપાર હોય, પણ આપણે એની વાત જ કયાં કરવા માગીએ છીએ.

શિષ્ય–એ શિવાય બીજી વાતજ કયાં છે? તમે તો શું પણ સમસ્ત આર્ય ધર્મોનું ખેંચાણ એ દિશામાં છે. સાખ્યકાર કહે છે કે ત્રણ પ્રકારના દુઃખોની અત્યંત નિવૃત્તિ એ પરમ પુરૂષાર્થ. તે શિવાય વળી કોઇ કહે છે કે સુખ એટલું બધું અલ્પ છે કે તેને દુઃખ રૂપ ગણીએ તો પણ તેમાં કાંઇ ખોટું નથી. વળી કોઇ એમ પણ કહે છે કે બધા સુખ–દુઃખોને ત્યજી દઇ જડ પિંડ જેવાજ બની જાઓ. બહુમાન્ય શાસ્ત્રો પણ એની એજ વાત કહ્યા કરે છે કે શિતોષ્ણ–સુખદુઃખાદિ વસ્તુને એક સરખી જ માનો. હું કહું છું કે જો સુખથી આ પણે સુખી ન બની શકીએ તો પછી જીવવું શા માટે ? અગર ધર્મનો ઉદ્દેશ એટલોજ હોય કે સુખનો પરિત્યાગ કરવો, તો હું તે ધર્મને દૂરથીજ નમસ્કાર કરીશ. તમારા અનુશીલન તત્ત્વનો ઉદ્દેશ પણ જો એવા ધર્મમાં પરિણમનો હોય તો તમારા એ અનુશીલનને અહીંથીજ અટકાવી દ્યો.

ગુરૂ–એટલા બધા ઉશ્કેરાઇ જવાનું કારણ નથી. અમારો અનુશીલનવાદ તમને મીઠાઇના એક બે કટકા ખાવામાં કોઇ રીતે આડો નહીં આવે–બલ્કે એનો વિધિજ બતાવશે. સાંખ્ય દર્શન વિગેરેને ધર્મરૂપે સિદ્ધ કરી હું તેનો સ્વીકાર કરવાનો કદી આગ્રહ કરીશ નહીં; એ વાતે નિશ્ચિંત રહેજે. શિતોષ્ણ–સુખ–દુઃખાદિ સમાનભાવે સહન કરવા સંબંધી જે ઉપદેશ છે, તેનો પણ હું એવો અર્થ નથી કરવા માંગતો કે સુખભોગ કરવો માણસોને માટે ઉચિત નથી. એનો ખરો અર્થ શું છે તે વાત ચર્ચવાની અત્યારે જરૂર નથી. તેં કાલે કહ્યુ હતું કે વિલાયતી અનુશીલનનો ઉદ્દેશ્ય સુખ છે અને આર્ય અનુશીલનનો ઉદ્દેશ્ય મુક્તિ છે. તેના ઉત્તરમાં હું કહું છું કે મુક્તિ એ સુખની અવસ્થા વિશેષ સિવાય બીજુ કાંઇ નથી સુખની પૂર્ણમાત્રા અથવા ચરમોત્કર્ષ એ મુક્તિ. આ વાતમા જો કાંઇ વાધો ન હોય તો આપણા ભારતવર્ષીય અનુશીલનનો ઉદ્દેશ્ય પણ સુખજ છે, એ વાત તારે માનવી જોઇએ.

શિષ્ય–આ ભવે દુઃખ અને આવતા ભવે સુખ, એજ આર્યધર્મનો સિદ્ધાંત છે ને ?

ગુરૂ ના–ના આ ભવે સુખ અને આવતા ભવે પણ સુખ.

* સુખ દુઃખ એ કોઇ બાહ્ય વસ્તુ નથી, એટલુ સ્વીકારવા છતાં એ ઉભય અવસ્થાઓ બાહ્ય કારણોને આધીન છે એ વાત કબુલ કરવી પડશે. પણ તેથી સુખ દુઃખ રૂપ માનસિક અવસ્થાઓ અનુશીલનને આધીન છે એ સિદ્ધાંતમાં કંઈ વાંધો નહીં આવે.

શિષ્ય–એ વાત પછી. મારો વાંધો એ હતો કે જીવ મુકત થયો એટલે સુખ-દુઃખથી અતીત થયો, એ વાત ખરી હોય તો સુખશૂન્ય અવસ્થાને સુખરૂપ કેવી રીતે માની શકાય?

ગુરૂ–તારો આ વાંધો દૂર કરવા માટે પ્રથમ તો સુખ શું અને મુકિત શું એ સમજવું જોઇએ. હમણાં મુકિતની વાત જવા દે. સુખ એટલે શું એ વાત સમજી લે.

શિષ્ય–કહો ત્યારે.

ગુરૂ–તેં કાલે કહ્યું હતું કે મીઠાઇના બે કટકા તને ખાવા મળે તો તું સુખી થાય. શા માટે સુખી થાય, તે તું કહી શકશે?

શિષ્ય–ક્ષુધાની નિવૃત્તિ થાય તે માટે.

ગુરૂ–એક મુંઠીભર ચણા ફાકવાથી પણ ભુખની નિવૃત્તિ થઇ શકે. મિઠાઇ ખાવાથી અને ચણા ફાકવાથી તું શું એકસરખો સુખી થઇ શકીશ?

શિષ્ય–ના. મીઠાઇ મળે તો વધારે સુખી થઉં, એમાં શક નહીં.

ગુરૂ–તેનું કારણ શું?

શિષ્ય–મિઠાઇના ઉપાદાનો સાથે મનુષ્યની જીભને કોઇએક એવો નિત્ય સંબંધ છે કે, તે સંબંધને લઇને મિષ્ટ લાગે.

ગુરૂ–મિષ્ટ લાગે? તે વાત ખરી. પણ અહીંઆ એ સવાલ જ કયાં છે? મિઠાઇ ખાવામાં તને જે સુખ લાગ્યું તે શેને લઇને? મિષ્ટતાથી બધાને સુખ જ મળે એવો કાંઇ નિયમ નથી. તું એક નવા સાહેબ લોકને તારા ઘરની કોઇ સરસ મીઠાઇ ખવડાવી જો. સાહેબને તારી મીઠાઇથી તારા જેવું ભાગ્યે જ સુખ થશે. તે જ રીતે તું પોતે સાહેબ લોકની સરસ રસોઇ ખાવાથી તેમના જેવો સુખી થઇ શકશે નહીં. "રોબીન્સન ક્રુઝો" ગ્રંથમાંનો ફ્રાઇડે નામનો બર્બર યાદ છે કે? તે અપકવ માંસભોજીને જ્યારે લવણ મેળવી માંસ પકાવી આપવામાં આવતું, ત્યારે તે તેને બુદ્દલ રૂચતું નહીં. આ સઘળા વૈચિત્ર્યો ઉપરથી તું સમજી શકીશ કે તને મીઠાઇ ખાવાથી જે સુખ થાય છે તે, તારી જીભને ઘૃત–શર્કરાદિ સાથે નિત્ય સંબંધ છે તેને લઇને નહીં, પણ તે સિવાય એક બીજું જ કારણ છે. કહે તે શું?

શિષ્ય–અભ્યાસ.

ગુરૂ–અભ્યાસ કહેવા કરતાં અનુશીલન કહીશ તો વધુ બંધબેસતો શબ્દ થઇ પડશે.

શિષ્ય–અભ્યાસ અને અનુશીલન શું છેક જુદી જુદી ક્રિયાઓ છે?

ગુરૂ–એમ ન હોય તો અભ્યાસને બદલે અનુશીલન વાપરવાની શા માટે ભલામણ કરૂં?

શિષ્ય–એ બેમાં શું ભેદ છે?

ગુરૂ–અત્યારે તે સમજાવવા જેટલો વખત નથી. અનુશીલન તત્વ બરાબર જયારે તું સમજશે ત્યારે એનો અર્થ પણ સ્પષ્ટ થઇ જશે. હાલ તો એટલુંજ કહું કે જે હંમેશા કવીનાઇન ખાયા કરે તેને કવીનાઇન કેવું લાગે? તેને કોઇ દીવસ કવીનાઇન સુખદાયક થાય ખરૂં?

શિષ્ય–હું માનું છું કે સુખદાયક તે ન થાય, પણ વખત જતાં તેની ક. ૧૫

સહ્ય થઈ જાય.

ગુરૂ–એ સહન થાય, તે અભ્યાસનું ફળ સમજવું. અનુશીલન એ શક્તિને અનુકૂળ હોય છે, જ્યારે અભ્યાસ, શક્તિને પ્રતિકૂળ હોય છે. અનુશીલનનું ફળ શક્તિના વિકાશ રૂપે મળે છે, અને અભ્યાસનું ફળ શક્તિના વિકાર રૂપે મળે છે. અનુશીલનનું પરિણામ સુખ, અને અભ્યાસનું પરિણામ સહિષ્ણુતા. ધાર કે તને અત્યારે એક મિઠાઈનો કડકો ખાવાને મળે છે. અને કડકો ખાવાથી તને સુખ થાય છે. તેનું કારણ એ કે ત્યાં તારો પ્રયત્ન તારી સ્વાભાવિક રસાસ્વાદિની શક્તિને અનુકૂળ છે. તેથી તારી તે શક્તિ અનુશીલિત થાય છે અને તેનું સુખરૂપ ફળ મળે છે. અનુશીલનના બળથી તું રોષ્ટ અને બીફ જેવા અંગ્રેજી ખાણુમાં પણ સુખનો અનુભવ કરી શકે. તેમ બીજા ખોરાકો તથા પીણાના સંબંધમાં પણ સમજી લેવું.

આ તો જાણે એક ઇન્દ્રિય સુખની વાત થઈ, તે સિવાય બીજી ઇન્દ્રિયો પણ છે કે જેના અનુશીલનથી એવીજ સુખોત્પત્તિ થઈ શકે.

કેટલીક શારીરિક શક્તિ–વિશેષને ઇન્દ્રિય એવું નામ આપવામાં આવ્યું છે, તે સિવાય બીજી પણ કેટલીક શક્તિઓ છે. દાખલા તરીકે ગીત–વાદ્ય વિગેરે જે શક્તિના અનુશીલનથી મધુર લાગે તે પણ એક પ્રકારની શારીરિક શક્તિ. અંગ્રેજીમાં તેને Muscular sense કહે છે. એવી એવી બીજી પણ શારીરિક શક્તિઓ છે, કે જેના અનુશીલનથી એવુંજ સુખ થાય, સમજ્યોને?

શિષ્ય–સૌ પહેલાં તો શક્તિ એટલે શું તે સમજાતું નથી. ધારો કે દયા એક મનની અવસ્થા વિશેષ છે, અને તેના અનુશીલનમાં સુખ છે. પરંતુ આપણે દયા–શક્તિનું અનુશીલન કરવું જોઈએ, એમ કહેવાની શું જરૂર છે?

ગુરૂ–શક્તિઃ એ શબ્દને જવા દે, અને તેને બદલે બીજો શબ્દ શોધી કાઢ. મૂળ વાત સમજી લે એટલે શબ્દની મારામારી પોતાની મેળે બંધ થઈ જશે. શરીર અને મન જોકે એક એક છે, તથાપિ તેની વિશેષ વિશેષ ક્રિયાઓ છે, અને એને લઈને આ બધી વિશેષ વિશેષ ક્રિયા કરનારી વિશેષ વિશેષ શક્તિઓ છે, એવી કલ્પના કરવી યુક્તિ વિરૂદ્ધ નથી. કારણકે આ બધી શક્તિઓનું મૂળ એક હોવા છતાં કાર્યમાં તેઓનું પાર્થક્ય જણાયા વિના રહેતું નથી. દાખલા તરીકે જે આંધળો છે, અને દેખી શકતો નથી તે શબ્દ તો સાંભળી શકે છે. જે બહેરો છે, અને શબ્દ સાંભળી શકતો નથી તે આંખેથી જોઈ તો શકે છે. જેની યાદશક્તિ બહુ મંદ હોય છે તે કેટલીકવાર સુકલ્પના કરવાવાળો સારો કવિ નીવડે છે. જે કલ્પના કરવામાં બહુ અક્ષમ હોય તે કેટલીક વખત સારો બુદ્ધિમાન હોય છે. કેટલાએકો ઇશ્વર પ્રત્યે ભક્તિનો છાંટો પણ ધરાવતા હોતા નથી, પણ તેઓ લોકો–મનુષ્ય બંધુઓ ઉપર બહુ દયામય હોય છે. કેટલાક નિર્દય માણસોને પણ ઇશ્વર ઉપર ભક્તિ ધરાવતા

જોયા છે*મતલબ કે દેહ અને મનની ભિન્ન ભિન્ન શકિતઓનો સ્વીકાર કરવો જોઈએ. અલબત્ત સ્નેહ-દયા વિગેરે કેટલીક એવી શક્તિઓ છે કે જેને શકિતના નામથી ઓળખી શકાય નહીં, પણ એને માટે બીજો વ્યવહાર થઇ શકે એવો કયો શબ્દછે, ભલા?

શિષ્ય-અંગ્રેજી શબ્દ faculty નો અનેક વિદ્વાનો વૃત્તિ શબ્દથી અનુવાદ કરે છે.

ગુરૂ-પાતંજલ વિગેરે દર્શનશાસ્ત્રોમાં વૃત્તિ શબ્દ છેક જૂદા અર્થમાંજ વાપરવામાં આવ્યો છે.

શિષ્ય-પરંતુ અત્યારે તે અર્થ આપણી ભાષામાં પ્રચલિત નથી. તેથી વૃત્તિ શબ્દથીજ નિભાવી લઇએ.

ગુરૂ-ત્યારે વૃત્તિજ કહ્યો. સમજવાનું કામ છે ને ? જ્યારે morals નો અનુવાદ "નીતિ" શબ્દથી કરો છો, science નો અર્થ "વિજ્ઞાન" શબ્દથી કરો છો તો પછી faculty શબ્દનો અર્થ વૃત્તિ કરો તેમાં કાંઈ દોષ નથી.

શિષ્ય-મૂળ વાત ઉપર આવીએ. મારો બીજો વાંધો આ પ્રમાણે છે. આપે કહ્યું કે વૃત્તિનું અનુશીલન સુખજ હોય. પણ પાણી વિના તૃષાનું અનુશીલન કરવું એ કેવળ દુઃખદાયકજ થાય છે, તે કેમ?

ગુરૂ-વૃત્તિના અનુશીલનનું ફળ ક્રમશઃ સ્ફુર્તિ, છેવટે પરિણતાવસ્થા અને તે પછી ઉદ્દિષ્ટ વસ્તુના યોગથી પરિતૃપ્તિ. સ્ફુર્તિ અને પરિતૃપ્તિ એ ઉભય, સુખને માટે આવશ્યક છે.

શિષ્ય-અગર એનેજ સુખ કહેવાનું હોય તો મને લાગે છે કે એ પ્રકારનું સુખ મેળવવાનો મનુષ્યોનો ઉદ્દેશ્ય વાજબી ન ગણાય.

ગુરૂ-કેમ ?

શિષ્ય-વિષયી વ્યક્તિ પોતાની ઇન્દ્રિયવૃત્તિના અનુશીલનમાં અને પરિતૃપ્તિમાં સુખ જ માને છે. એટલે વિષયવાસનાની પરિતૃપ્તિ એ શું મનુષ્યોનો ઉદ્દેશ્ય હોઇ શકે ખરો?

ગુરૂ-ના, જો તેમ થાય તો ઇન્દ્રિયોની પ્રબળતાને લઇને માનસિકવૃત્તિઓ શિથિલ બની જાય અને ક્રમે ક્રમે વિલુપ્ત પણ થઇ જાય. પરિતૃપ્તિ અથવા સુખના વિષયમાં સામંજસ્યનો propriety નો નિયમ સ્મરણમાં રાખવો જોઇએ. ઇન્દ્રિયવૃત્તિઓનો સર્વથા વિલોપ કરવો તેના કરતાં તેનું સામંજસ્ય સાચવવું બહુ લાભદાયક છે. વિલોપ અને સંયમમાં ઘણો પ્રભેદ છે, તે તું જાણતો હશે. હમણાં તો એટલુંજ સમજી લે કે વૃત્તિઓના અનુશીલનમાં પરસ્પરનું સામંજસ્ય સાચવવાનો સ્થૂલ નિયમ ભૂલી જવાય તો તે અનુશીલન યથાર્થ અનુશીલન નથી. આ સામંજસ્ય શું એ હું હવે પછી તને સમજાવીશ. હમણાં આપણે જે વાત ચાલે છે તે એ છે કે સુખનું ઉપાદાન શું?

(૨) શારીરિક અને માનસિક શક્તિઓનું અનુશીલન.

---

* દાખલા તરીકે-ચણતરમાં ઢંકાયાં વિગતમાં ફેરફારો puritan સમ્પ્રદાય—Disquisitions માં પણ સૂચના.

(૨) તે બધાનું પરસ્પર અવસ્થાને ઉપયોગી સામંજસ્ય.

(૩) પ્રાપ્ત અવસ્થાને અનુસરી કાર્યસાધન દ્વારા તે તે વૃત્તિઓની પરિતૃપ્તી.

ઉપર કહ્યા તે ત્રણ પ્રકારો સિવાય અન્ય કોઈ પ્રકારે સુખ હોવું સંભવતું નથી. યોગીઓનું યોગજનિત સુખ તે પણ ઉપર કહેલા પ્રકારમાંજ આવી જાય છે, તે વાત હું તને કોઇ અન્ય પ્રસંગે સમજાવીશ. અનુશીલનનો અભાવ તે દુઃખ. વેણીભાઇ શેઠનું ગૃહદાહજનિત જે દુઃખ અથવા તે કરતાં પણ હતભાગ્ય વ્યકિતનું પુત્ર મરણનું જે દુઃખ તે પણ ઉકત અનુશીલનના અભાવનું પરિણામ છે, એ વાત પણ સમયાંતરે તને સમજાવીશ. મારી બાકી રહેલી વાત તું સાંભળીશ તો મારા આ વિચારો કેટલા બુદ્ધિગમ્ય છે, તેની તને ખાત્રી થઇ જશે.

શિષ્ય-ધારો કે એ વાત સમજાઈ. પણ મારી મુખ્ય શંકાનું સમાધાન હજી સુધી થયું નહીં. હું એમ કહેતો હતો કે વેણીભાઇ શેઠ ધાર્મિક વ્યક્તિ છે છતાં દુઃખી છે. આપ તેના ઉત્તરમાં કહો છો કે જ્યારે તે દુઃખી છે, ત્યારે તે કદી ધાર્મિક હોઈ શકે નહીં. આપની વાત સિદ્ધ કરવા આપે સુખ એટલે શું તે સમજાવ્યું, અને સુખનું જ્ઞાન થતાં દુઃખ એટલે શું તે પણ હું સમજ્યો, મારા મનમાં એટલું તો લાગે છે કે વેણીભાઇ ખરેખર દુઃખી હોવા ન જોઇએ, અથવા તેમને દુઃખી લેખવામાં આવે તો તે પોતાના દોષથી, અર્થાત્ પોતાની શારીરિક અને માનસિક વૃત્તિઓના અનુશીલનમાં પ્રમાદ કરવાથી દુઃખી થયા છે. પરંતુ તેઓ અધાર્મિક છે, એમ કેમ કહેવાય? અનુશીલન તત્ત્વની સાથે ધર્માધર્મને શું સંબંધ હોવો જોઇએ એ વાતની કાંઇ પણ સમજણ પડી નહીં. જો સ્થૂલ રીને સમજી શકયો હઉં તો તે એટલુંજ કે અનુશીલન એજ ધર્મ.

ગુરૂ-અત્યારે તો એટલું સમજી લઇશ તો પણ બસ છે. તે સિવાય એક બીજી ગુરૂતર વાત સમજવાની છે, કે જે વાતને લઇને અનુશીલનની સાથે ધર્મને કેવો સંબંધ છે તે સંપૂર્ણ રીને જાણી શકીશ. હાલ એ વાત જવા દે. કારણ કે અનુશીલન શું એ વાત બરાબર સમજાય નહીં ત્યાંસુધી તે ગુરૂતર વાત સમજાવી અશકય છે.

શિષ્ય-અનુશીલનમાં ધર્મ, એ તો વળી નવી વાત!

ગુરૂ-નવું કાંઈજ નથી. જુનાંના સંસ્કાર માત્ર છે.'

---

# તૃતીય અધ્યાય.

## (ધર્મ શું?)

શિષ્ય-અનુશીલનને ધર્મ કેવી રીતે કહી શકાય એ કાંઇ સમજાતું નથી. અનુશીલનનુ ફળ તો સુખ. શું ધર્મનું ફળ પણ સુખ હોઈ શકે ખરૂં?

ગુરૂ—નહીં તો શું ધર્મનું ફળ દુઃખ? જો ધર્મનું ફળ દુઃખ હોય તો જગતના સઘળા માણસોને ધર્મ છોડી દેવાનો જ હું ઉપદેશ કરત.

શિષ્ય—ધર્મનું ફળ પરકાળે–પરભવે સુખ એમ હોઇ શકે. આ ભવે પણ સુખ હોય, એ વાત તો અનુભવ–વિરૂદ્ધ છે.

ગુરૂ-નહીં. ધર્મનું ફળ આ કાળે-ઇહભવે સુખ અને પરભવ હોય તો પરભવે પણ સુખ જ હોવું ઘટે છે. ધર્મ સિવાય સુખનો બીજો એકે ઉપાય જ નથી. આ ભવે કે પરભવે ધર્મજ એકમાત્ર સુખનો ઉપાય છે.

શિષ્ય—પણ અહીં એક બીજો વાંધો આવે છે. ધર્મ તો અનેક છે. જેમકે ક્રિશ્ચિયન ધર્મ, બૌદ્ધ ધર્મ, વૈષ્ણવ ધર્મ, જૈન ધર્મ વિગેરે. ધર્મ શબ્દને બદલે જો અનુશીલન શબ્દ વાપરીયે તો ક્રિશ્ચીયન અનુશીલન બૌદ્ધ અનુશીલન વૈષ્ણવ અનુશીલન, એમ કહી શકાય કે નહીં?

ગુરૂ—ધર્મ શબ્દનો અર્થ જ તેં ઉલટાવી દીધો. ધર્મ શબ્દ વિવિધ પ્રકારના અર્થોમાં વપરાય છે. તે બધા અર્થો લેવાની આપણને અત્યારે જરૂર નથી. તેં અહીં જે અર્થમાં ધર્મ શબ્દ વાપર્યો તેનું, અંગ્રેજીમાં ભાષાંતર કરવા માંગીએ તો religion શબ્દ જ વાપરવો પડે. રીલીજીઅન તો પરદેશી વસ્તુ છે, તેને આપણા ધર્મ સાથે કેમ ચોડી શકાય?

શિષ્ય-ભલે, ત્યારે રીલીજીયન એટલે શું તે સમજાવો.

ગુરૂ—સમજીને શું કરવું છે? religion પાશ્ચાત્ય શબ્દછે, એ વાત તને હમણાંજ મેં કહી. પાશ્ચાત્ય પંડિતો પણ તેને જુદા જુદા અર્થમાં વાપરે છે, તેનો વિસ્તાર કરવા બેસું તો આપણો વિષય એક બાજુએ જ રહી જાય; માટે કોઇ જુદા પ્રસંગ માટે એ ચર્ચા મુલતવી રાખે તો ઠીક.

શિષ્ય—પણ શું રીલીજીયનની અંદર કોઇ એવી નિત્ય વસ્તુ નથી કે જે સકલ રીલીજીયનમાં રાખી શકે?

ગુરૂ—છે. પણ તે વસ્તુને રીલીજીયન શબ્દથી ઓળખવાની જરૂર રહેતી નથી. તે નિત્ય વસ્તુને જ ધર્મ શબ્દથી વ્યવહરીશું તો કાંઇ વાંધો નહીં રહે.

શિષ્ય—તે કેવી રીતે?

ગુરૂ—સકલ મનુષ્યજાતિ–પછી ભલે તે ક્રિશ્ચીયન હોય, બ્રાહ્મણ હોય, બૌદ્ધ હો કે હિન્દુ હોય–તે દરેક માટે જે ધર્મ છે, તે ધર્મ.

શિષ્ય—મનુષ્યજાતિ માટે શું ધર્મ છે તે કેવી રીતે શોધી કઢાય!

ગુરૂ—મનુષ્યોનો ધર્મ શું? એ એકજ પ્રશ્નના ઉત્તરમાં એ ધર્મ શોધી શકાય તેમ છે.

શિષ્ય—ત્યારે મારો પણ એજ પ્રશ્ન છે.

ગુરૂ—જે વસ્તુના હોવાથી માણસ યથાર્થ માણસ તરીકે લેખાય, અને જે વસ્તુના નહીં હોવાપણાને લીધે માણસ વાસ્તવિક માણસ ન લેખાય તેનું જ નામ માણસોનો ધર્મ.

શિષ્ય—તેનું નામ શું?

ગુરૂ—મનુષ્યત્વ.

# ચતુર્થ અધ્યાય.

## મનુષ્યત્વ શું ?

શિષ્ય-કાલે આપે કહ્યું હતું કે જેના હોવાપણાથી માણસ, માણસ લેખાય અને જેના અભાવથી માણસ, માણસ ન લેખાય તેનું નામ મનુષ્યધર્મ. એ વાત મારા મગજમાં હજી સુધી ઉતરી નથી. હું તો એમ માનું છું કે મનુષ્યરૂપે જન્મ લીધો એટલે તે મનુષ્ય તો થઇ જ ચૂક્યો. મરણ પછી તેને મનુષ્ય નહીં કહેતાં રાખનો ઢગલો કે ધુલારાશી એવું નામ આપીએ તો તે ગેરવાજબી ન ગણાય. એટલા માટે હું તો કહું છું કે જેનામાં જીવન છે, તે માણસ. અને જીવન ગયું, એટલે માણસ નહીં. આપ શું કહો છો ?

ગુરૂ-દુધ પીને ઉછરતા બાળકમાં પણ જીવન છે. તેને શું મનુષ્ય કહેવાય ?

શિષ્ય-કેમ ન કહેવાય ? માત્ર ઉમ્મર નાની એટલું જ. નાનો માણસ કહો.

ગુરૂ-મનુષ્ય જે કાંઇ કરી શકે તે બધું તે બાળક કરી શકે ?

શિષ્ય-જેને તમે મનુષ્ય કહો છો તે પણ ક્યાં કરી શકે છે ? એક માણસ ભારે વજન ઉંચકી લઇ જાય છે, સીઝર અને નેપોલીયન જેવાએઓ વિજય મેળવ્યો હતો તે પણ મનુષ્યકૃત હતો. કિંગ લીયર અને કુમારસંભવ જેવા નાટકો લખનાર પણ મનુષ્ય હતા. આ બધા માણસોએ જે કાંઇ કર્યું તે બધું શું આપ કરી શકો તેમ છો ? અથવા તો બીજા કોઇ એવા માણસનું નામ આપી શકશો કે એ બધા કામ પોતે એકલો કરી શકે ?

ગુરૂ-ના. હું તે બધા કામ એકલો ન કરી શકું. તેમજ કોઇ એવા માણસનું નામ પણ આપી શકું તેમ નથી કે જે એ બધા કામો એકલો કરી શકે. છતાં કોઈપણ વખતે એવો કોઇપણ માણસ નહીં જન્મે કે જે આ બધા કામો પોતે એકલો કરી શકે, એમ કહેવાને હું તૈયાર નથી. અથવા તો એમ માનવાને પણ તૈયાર નથી કે ભૂતકાળમાં કોઇ એવો માણસ જન્મ્યો જ નથી કે જે આ બધા કામો કરવાને સમર્થ ન હોય.

શિષ્ય-જો મનુષ્યો આ બધા કામો કરી શક્તા હોય તો શામાટે અત્યારે નથી કરતા ?

ગુરૂ-પોતાની શક્તિની કેળવણી-અનુશીલનનો-અભાવ.

શિષ્ય-એથી શું હોવાથી માણસ માણસ તરીકે ગણાય તે વિષે કાંઇ સમજણ પડી નહીં. શું પોતાની શક્તિના અનુશીલનથી મનુષ્યત્વ પમાય? જો એમજ કહેવા માગતા હો તો હું કહું છું કે જંગલી માણસો કે જેની એક પણ શક્તિ કેળવાયેલી હોતી નથી, તેઓ શું મનુષ્યરૂપે ન લેખાય ?

ગુરૂ-જેની કોઈપણ શક્તિ કેળવાયેલી ન હોય એવો એક પણ જંગલી માણસ તને મળી શકશે નહીં. જૂનામાં જૂના યુગના માણસોની એક શક્તિ તો અવશ્ય

કેળવાયેલી હોવીજ જોઇએ. જો તેમ ન હોય તો તેઓ પથરાના શસ્ત્રો બનાવી ઉપયોગમાં લઇ શક્તા તે કદી પણ બનવા પામે નહીં. પણ આપણો સવાલ એ છે કે તેઓને માણસ તરીકે લેખી શકાય કે નહીં? તેનો ઉત્તર મેળવવાનો પ્રયત્ન કરીએ તે પહેલાં વૃક્ષ એટલે શું તે વિચારીએ. મનુષ્યત્વ સમજતા પહેલાં વૃક્ષત્વ શું એ વાત બરાબર સમજી લઇશ તો બહુ સરલતા થઇ જશે. અહીંઆ એક ઘાસનું તૃણ દેખાયછે અને ત્યાં એક વડનું વૃક્ષ દેખાય છે. આ બન્નેને એક જાતીય ગણી શકાય કે નહીં?

શિષ્ય-હા. એક રીતે ગણી શકાય. બન્ને વનસ્પતીરૂપે એકજાતીય છે.

ગુરૂ-બંન્નેને વૃક્ષ કહી શકાય?

શિષ્ય-ના. વડને જ વૃક્ષ કહી શકાય. આ તો તરણલું જ કહેવાય.

ગુરૂ-એવો ભેદ કેમ પડયો?

શિષ્ય-જેને કાંડ, શાખા, પલ્લવ, ફળ, ફુલ વિગેરે હોય તેનેજ વૃક્ષ કહેવાય. વડમાં તે બધું મળી આવે છે. ઘાસમાં એ બધું નથી હોતું. માટે એ ભેદ વાજબી છે.

ગુરૂ-ઘાસને પણ શાખા-પલ્લવ વિગેરે સઘળું હોય છે. માત્ર ક્ષુદ્ર અને અપરિણત હોય છે એટલોજ ફેર. તો પછી ઘાસને વૃક્ષ શા માટે ન કહેવાય?

શિષ્ય-ઘાસને તે વળી વૃક્ષ કહેવાય? વિચિત્ર વાત!

ગુરૂ-જો ઘાસને વૃક્ષ ન કહેવાય તો પછી જે માણસની સઘળી વૃત્તિઓ અનુશીલિત થઇ નથી-કેળવાઇ નથી તેને પણ માણસ ન જ કહી શકાય. ઘાસમાં જેમ ઉદ્ભિત્વ છે તેમ જંગલી માણસમાં પણ મનુષ્યત્વ છે. પરંતુ જે ઉદ્ભિત્વને વૃક્ષના નામથી ઓળખીએ તે પ્રકારનું ઉદ્ભિત્વ જેમ ઘાસમાં નથી તેમ જે મનુષ્યત્વને લઇને મનુષ્ય યથાર્થ મનુષ્ય ગણાય તે પ્રકારનું મનુષ્યત્વ જંગલી મનુષ્યોમાં હોતું નથી.

શિષ્ય--વંશ અથવા બીજને તેના એક પ્રધાન કારણ રૂપે ગણી ન શકાય?

ગુરૂ-એ ગોટાળો કરવો હમણાં રહેવા દે. પહેલાં સ્પષ્ટ વાત સમજી લે. ત્યાર પછી એ મિશ્ર પ્રશ્ન પુછજે. વૃક્ષત્વનું ઉદાહરણ ભુલી જઇશ નહીં. તેના જ ઉપર આપણા વિષયનો આધાર છે. હવે હું પુછું છું કે આ લાંબો વાંસ દેખાય છે તેને વૃક્ષ કહી શકાય કે નહીં?

શિષ્ય---મારા ધારવા પ્રમાણે તો ન કહેવાય. જો કે તેને કાંડ, શાખા, અને પલ્લવ તો છે પણ ફળ-ફુલ જોવામાં નથી આવતા. તેથી તેની સર્વાંગીન પરિણતિ છે એમ ન કહેવાય. માટે તે પણ વૃક્ષ ન કહેવાય.

ગુરૂ—તું ભુલે છે, પચાસ સાઠ વરસ પછી તેને એક એકવાર ફુલ વિગેરે આવે છે. ફુલમાંથી ફળ થાય છે. અને તે ચોખા જેવા થાય છે. તેમાંથી ભાતના જેવા દાણા પણ નીકળે છે.

શિષ્ય—તો વાંસ પણ વૃક્ષ કહેવાય.

ગુરૂ—નહીં. છતાં તે તૃણમાત્ર જ ગણાય છે. ઘાસનું એક તરણલું હાથમાં લઇ વાંસની સાથે તુલના કરી જો---બરા-

બર બન્ને મળતા આવશે. વનસ્પતિ શાસ્ત્રના પંડિતો વાંસને તૃણના વર્ગમાંજ મુકે છે. હવે, તું વિચાર કરી જો કે એક સ્ફુર્ત્તિગુણને લઇને તૃણમાં ને તૃણમાં કેટલો તફાવત હોય છે. ઘાસ કરતા વાંસ સ્ફુર્ત્તિમાં ચડે છે, પણ એટલું છતાં તે વૃક્ષ તો નથી જ. તેજ પ્રમાણે જે અવસ્થામાં મનુષ્યોની સર્વાંગીન પરિણતિ સંપૂર્ણ થાય તે અવસ્થાને હું યથાર્થ મનુષ્યત્વ કહું છું.

(અપૂર્ણ.)

---

# મારી જીવન કથા.

(પૃ૯ ૧૩૮ થી ચાલુ.)

હવે હું કાંઇક છેવટના નિર્ણય ઉપર આવવા લાગ્યો. મારી અજાયબી દીવસે દીવસે વધવા લાગી. ગમે તેમ થાય તો પણ મારા રસિકને મારે મળવું જોઇએ, એવા નિશ્ચય ઉપર આવવા લાગ્યો. હું સુવર્ણકુમારીને બદલે પિયુષબાબૂ છું એ જાણતા મારા વલ્લભને કેવો આઘાત થશે તેનો વિચાર મને પ્રથમ મારા નિશ્ચયથી વિમુખ કરતો હતો. પણ આખરે મારી કુતૂહલવૃત્તિનો વિજય થયો. અને ગમે તે જોખમે મારા પ્રફુલ્લકુમારને મળવું તો ખરૂં જ એવા અંતિમ નિર્ણય ઉપર આવ્યો. હું જાણતો હતો કે એક વખત ખરી વસ્તુસ્થિતિનું પોકળ ઉઘાડું પડયા પછી અમારી પ્રેમચર્ચાનો અંત આવશે અને એવો પણ સંભવ ખરો કે મારો પ્રેમિક પોતાના ઉપર વીતેલી છેતરપીંડીનું વેર લેવા માટે પણ પોતાથી બનતું કરશે. પણ એ બધું જોખમ મારા પ્રફુલ્લના દીદારના દર્શનને માટે વ્હોરવું એ મને બહુ સાહસ ભર્યું જણાયું નહીં. શું સાચો સ્નેહ સાહસથી ડરે છે? પ્રેમિકોએ પોતનું પ્રેમજીવન ચરિતાર્થ કરવા માટે પૂર્વે કેવા કેવા જોખમ ખેડયા છે એ બધું મને સ્મૃતીમાં આવ્યું. બસ-ગમે તેમ થાય તોપણ એક વખત ઘેલી સુ૦કુમારીને તેના દીલભરના દીદારનું દર્શન તો કરાવવુંજ.

બીજી સવારે હું ભવાનીપુર જવા નીકળ્યો, તે કલકત્તાથી થોડે દૂર આવેલું એક પરૂં છે. થોડે દૂર આવ્યા પછી મારા પગ ધ્રુજવા લાગ્ય, અને પરિણામ કેવા પ્રકારનું આવશે તે સંબંધી કાંઇ કાંઇ વિકલ્પ કરવા લાગ્યો. પરામાં પ્રવેશ્યો, પણ મન પાછું હઠવા માંડયું. પાએક કલાક સુધી અનેક નિશ્ચયો કર્યા અને ફેરવ્યા. પરામાં બહુ વસ્તી નહોતી. થોડે દૂર ચાલતા જે નંબરવાળું ઘર હું શોધતો હતો તેની પાસે હું આવી પહોંચ્યો, અંદર જવું કે નહીં તેના વિચારમાં કેટલોક સમય વીતી ગયો. મન આનાકાની કરવા લાગ્યું, પણ આખરે પિયુષ અને સુ૦કુમારી એ સત્વોની લડાઇમાં સુ૦કુમારી વિજયી નીવડી અને તેની આજ્ઞાને સ્વીકારી મેં બારણું ખખડાવ્યું.

એક વૃદ્ધ સ્ત્રીએ ગુસ્સે થઇને બારણું ખોલ્યા વિના અંદરથીજ ઉત્તર આપ્યો—"કોણ છે?"

મેં કહ્યું—"પ્રફુલ્લકુમાર છે કે?"

ડોશીએ બારણું ઉઘાડયું. મારા તરફ કાંઇક વહેમભરી અને કરડાકીવાળી નજરથી તાકી રહી, પણ કશો ઉત્તર આપ્યો નહીં.

મેં કંટાળીને ફરી પૂછયું—"બાબૂ ઘરે છે કે નહીં? તે ક્યારે મળશે?" વૃદ્ધાએ કહ્યું—"નથી." પણ તેટલો ઉત્તર આપતા યે જાણે તે મારા ઉપર બહુજ વ્હેમાતી હોય અથવા તો મારામાં કાંઇક અસાધારણપણું તેને જણાતું હોય તેમ ઉત્તર આપ્યા પછી પણ તાકી રહી.

મેં કહ્યું—"મારે તેમને મળવાની ઘણીજ અગત્ય છે. તેઓ કયારે પછા આવશે? મારે આજે તેમને મળવુંજ પડશે."

ડોશી કાંઇ પણ જવાબ આપ્યા વિના અંદર ચાલી ગઇ. બારણું બંધ કર્યું. મને તેની આવી વર્ત્તણુકથી અજાયબી લાગી. છતાં વળી ફરી વિનયથી પુછયુ:—"ડોશીમા? મહેરબાની કરી જરા જવાબ આપોને? બાબૂ કયારે ઘરે આવવાના છે?"

ડોશીએ થોડીવાર રહી ઉડાવનારો જવાબ આપ્યો—"બાબૂ નથી. અને તમને મળશે પણ નહીં. અહીંથી ચાલ્યા જાઓ."

મેં કહ્યું—"પણ, તે અહીં રહે છે એ હું જાણું છું."

આગળ બોલવા જતો હતો એટલામાં બારણું ઉઘડયું. મેં તુર્ત્તજ ડોશીના હાથમાં દસેક રૂપીયાની થેલી મૂકી, અને કહ્યું "માજી? આજે મારે તેમને મળ્યા વિના છુટકો નથી. તેઓ હાલ કયાં છે તે કહેશો તો બહુ જ ઉપકૃત થઇશ."

ડોશીએ કહ્યું—"તેઓ હાલ કલકત્તે છે. પણ તમને રૂબરૂમાં મળશે નહીં. તમે તેમના ઉપર અહીંના સીરનામે કાગળ લખજો. એટલે તે કાગળ હું તેમને મોકલી દઇશ."

મેં કહ્યું—"મને રૂબરૂમાં મળવામાં શી અડચણ છે? જરા ત્યાંનું સીરનામું મને કહેશો તો હું રૂબરૂ મળી આવીશ. કેટલીક હકીકત એવી હોય છે કે તે પત્રમાં લખી શકાતી નથી."

ડોશીએ કશો ઉત્તર ન આપતાં બારણું અટકાવી દીધું. છતાં મેં તો મારી વિનંતી શરૂજ રહેવા દીધી, અને ડોશીને વધુ રૂપીયાની લાલચ બતાવી. પણ કશો જ ઉત્તર મળ્યો નહીં. હું કંટાળીને ચાલી નીકળ્યો. પણ હવે તો એવા પાકા નિશ્ચય ઉપર આવ્યો કે મારો વલ્લભ આખા હિંદુસ્થાનના ગમે તે ભાગમાં હોય તો પણ ત્યાંથી તેને ગમે તે ઉપાયે શોધી કાઢવો. કલકત્તામાં એ છે એટલો પત્તો મળ્યો, એને મેં મારી આટલી મહેનતનો સંપૂર્ણ બદલો માની લીધો. વળી એ પત્તાથી એક બીજો પણ ખુલાસો થઇ ગયો કે "પ્રફુલ્લ" તરફથી પાંચ દીવસે પત્ર આવવામાં એજ કારણ હતું કે મારો દરેક પત્ર પ્રથમ ભવાનીપુર જઇ ત્યાંથી પેલી ડોશી તરફથી તે પુનઃ કલકત્તે જતો. અને પ્રફુલ્લનો પત્ર તેજ પ્રમાણે ભવાનીપુર થઇ પાછો મારા ઉપર આવતો.

કલકત્તે આવ્યા પછી પ્રફુલ્લનો પત્તો

મેળવવા માટે પ્રયત્ન કરવામાં કશી કચાશ રાખી નહીં. કલકત્તાના વતનીઓની ડીરેક્ટરી મેળવી તેમાંથી પ્રફુલ્લ નામવાળા દરેક શખ્સને હું મળી આવ્યો. પણ મારી સુવર્ણકુમારીનો ઇષ્ટ પ્રફુલ્લ મળી શકયો નહીં. બીજે દીવસે સાંજે એક ટુંકો પત્ર પ્રફુલ્લ તરફથી મને મળ્યો. પત્ર ઉપર પોસ્ટની છાપ કલકત્તાની હતી. પત્રમાં માત્ર એટલુંજ લખ્યું હતું–"મેં કદી નહીં ચીંતવેલી બીના પરમ દીવસે બનવા પામી છે. મને એમ માનવાને કારણ છે કે આપના તરફથી કોઇ માણસ ભવાનીપુરના મારા મુકામે આવેલો હતો. મારી આ માન્યતામાં હું ખરો છું કે કેમ તે જણાવશો. હું તે દીવસે તમે જે સ્થળમાં છો ત્યાં-અર્થાત કલકત્તામાંજ હતો. અને તેમ થયું એ હું મારૂં સદ્‌ભાગ્ય લેખું છું. તમને આશ્ચર્ય થશે કે આપણી મૈત્રી આટલી હદે પહોંચ્યા પછી પણ હું આપણને પરસ્પરના દર્શન થાય તેમાં શા માટે વિરોધ દર્શાવું છું? ખરૂં કારણ જણાવતાં મને સંકોચ થાય છે. પણ તમારા સ્નેહ ઉપર હવે મને વિશ્વાસ હેવાથી તે જણાવવાની હીંમત કરૂં છું. મારી શરીરાકૃતી જરા કદરૂપી છે, અને આપના જેવી સુકુમાર સુંદરીને, મને એકવાર પ્રત્યક્ષ જોયા પછી ભાગ્યે જ કોઇ પણ પ્રકારના સંબંધમાં જોડાયા રહેવાની વૃત્તિ બની રહે, એમ મને ભય લાગે છે. આપનું હૃદય–સૌંદર્ય જે પ્રકારે આપના પત્રોમાં સીંચાય છે તેજ પ્રકારનું આપનું દૈહિક લાલીત્ય પણ હશેજ. અને એવી મનોહર શરીરાકૃતીયુકત સુંદરી મારા જેવા વિરૂપ મનુષ્ય પ્રતિ મૈત્રીભાવ રાખી શકે એ મને નિયમવિરૂદ્ધ દેખાય છે. આપણી મૈત્રીની જે ઇમારત અંધકારમાં ઉભી થવા પામી છે તેને અંધકારમાં જ રહેવા દ્યો. પ્રકાશમાં તે ટૂટી પડશે! અને જે મજા આપણે અત્યારે પરોક્ષરીને લુંટીએ છીએ તે ગુમાવી દઇશું. તમને મારૂં આ કર્તવ્ય ભીરૂતાવાળું જણાશે. પણ જેઓ હૃદયના સૂક્ષ્મ સ્નેહના સ્વરૂપને સમજી શકે છે તેઓ સ્થૂળને જોવાની પરવા રાખતા નથી. જે ઉપભોગ આપણે અત્યારે કરીએ છીએ તેવી મજા એક બીજાને જોયા પછી નહીં રહે. મને આશા છે કે તમે આ વાતને સંમત થશો."

પત્ર વાંચી રહ્યા પછી મને એક આશ્ચર્ય એ થયું કે મારૂં ભવાનીપુરમાં પ્રફુલ્લકુમારને ત્યા જવાનું સુવર્ણકુમારી તરફથી થયું હતું એ પ્રફુલ્લના જાણવામાં કેવી રીતે આવી શકયું? ડોશીની રૂબરૂમાં મેં એવો કશો, ઇસારો પણ કર્યો નહોતો. છેવટે સત્ય હસ્તગત થયું. મને ખાત્રી થઇ કે "પ્રફુલ્લ" નામ બનાવટી હોવું જોઇએ. અને તે નામ માત્ર અમારા પત્ર વ્યવહારના ઉપયોગ માટે જ ધારણ કરેલું હોવું જોઇએ. જો એમ ન હોય તો હું સુવર્ણકુમારી તરફથી ગયો હતો એમ જાણી શકવાને તેને કશું સાધન હતું નહીં. આ નિશ્ચય ઉપર આવ્યા પછી મારા પ્રફુલ્લ પ્રત્યેના સ્નેહ–ભાવને જરા ધકકો પહોંચ્યો અને આમાં કાંઇક ઉંડો ભેદ હોવો જોઇએ એમ મને જણાયું. પણ એથી મારી જીજ્ઞાસા વધતી ચાલી અને પ્રફુલ્લ નામ ધારીને રૂબરૂ મળવાની મારી ઇંતેજારી સંપૂર્ણ બળથી સળગી ઉઠી.

તુરત જ કલમ હાથમાં લીધી અને એક પત્ર નીચે મુજબ લખી નાંખ્યો:—

" આપનો મનોભાવ હું સ્પષ્ટપણે સમજી શકી છું. અને મારી આપના પ્રત્યે જે સ્નેહભાવના છે તેને લેશ પણ ધક્કો પહોંચે તેવું એક પણ કૃત્ય ન કરવાની તમારી ઇચ્છાને હું માન આપું છું, પણ એક વચલો તોડ કાઢવાની રજા આપશો ? હું આપના દર્શન કરૂં એવું આપ કદી નહીં ઇચ્છતા હો, પણ આપ મારા દર્શન કરો એ તો આપને ઇચ્છવા યોગ્ય હોવું સંભવે છે. અને તે બની શકે તેવી એક સફળ યુક્તિ મેં શોધી કાઢી છે. આવતા શુક્રવારે કાળી ઘાટની નજીક એક મોટો મેળો ભરાનાર છે, ત્યાં આપે આવવું; અને હું પણ ત્યાં આવીશ. એ મોટા સમુદાયમાં આપણે ભળી જઇશું, અને આપણો હૃદયનો સ્નેહ આપણને એક બીજાના દર્શન કરાવશે, એવી મને પ્રતીતિ છે. સ્નેહ વરસતા ચક્ષુ છાનાં નહીંજ રહે. જે ચક્ષુ જેને જોવા મથે છે, તે તેને શોધી શકે છે એવો પ્રેમનો મહીમા આપને પણ અજાણ્યો નહીં જ હોય કદી આપ મને ઓળખો અથવા હું આપને ઓળખું તો પણ પરસ્પર કશી વાતચીત નહીં કરવી એટલો નિશ્ચય સાચવીશું તો આપનો ઉદ્દેશ પણ સચવાઇ રહેશે. મને આશા છે કે આપ આ યુક્તિને મળતા થશો. ઉત્તર જલદીથી લખશો. "

મેળો ભરાવાનો હતો તે દીવસે સવારમાં ઉત્તર આવ્યો—" તમારી યુક્તિ મને સંમત છે. ત્યાં હું હાજર રહીશ. આપ પણ અવશ્ય આવશો. "

તુર્તજ મેં જમી લીધું, અને મેળામાં જવા નીકળ્યો. અસંખ્ય સ્ત્રી પુરૂષોના સમુદાયમાં સુવર્ણકુમારીના ઇષ્ટ સજ્જનને ક્યાં શોધવો ? જેટલા મનુષ્યો મળે તે બધા ભણી માર્મિક નજરથી જોતો હતો, પણ કોઇના વદન ઉપર સ્નેહનો સંકેત સ્પષ્ટ થતો નહોતો. કોઇ યુવાન મનુષ્યો ને હું ભાળતો કે તુરત જ તેના ભણી હું જતો અને તેના ચહેરામાં કાંઇ ભેદ કળવા પ્રયત્ન કરતો. વળી મારા પ્રફુલ્લના પત્રમાં લખેલી બીના સ્મૃતીમાં આવી કે તે જરા કદરૂપો છે, અને અમનોહર આકૃતીવાળો છે. એટલે જરા તેવી આકૃતીનો કોઇ યુવક મળે કે તેના ભણી તાકી રહેવા માંડ્યું. પણ કોઇના ચક્ષુ સુવર્ણકુમારીના સ્નેહને પ્રત્યુત્તર આપતા જણાયા નહીં. ઘણા કલાક સુધી એ જ માથાકુટ જારી રાખી, પણ કશું ફળ મળ્યું નહીં. સાંઝ પડવા આવી. માણસો વીખરાવા લાગ્યા. એટલામાં મને એક બીજી યુક્તિ સૂઝી. જે દરવાજામાં થઇને ઘણા માણસોનો અવર—જવર હતો ત્યાં જઇને હું ઉભો અને મારા દોસ્તનો પત્તો મેળવવા દરેક મનુષ્યના ચહેરાને એક પછી એક જોતો રહ્યો. મારા કેટલાક મિત્રો મારૂં આજનું વલણ તપાસતા હતા અને મને પૂછતા પણ હતા કે " આજે આટલી ગંલીર ચીવટથી તમે કોને શોધી રહ્યા છો ? તમને આવી ઘેલછા ક્યાંથી લાગી ? " પણ તે બીચારા સુવર્ણકુમારીના દર્દને ક્યાંથી સમજે ? હું તેમને ઉડાવનારો ઉત્તર આપતો હતો. અને બનતાસુધી મારા દરેક ઓળખીતાથી દૂર જ રહેતો હતો. પણ આ બધી મહેનતનું પરિણામ શૂન્યમાં આવ્યું. રાત્રી પડી ગઇ. મેળામાં માલ વેચવા આવ-

નાર પોતપોતાનો સામાન સંકેલવા લાગ્યા. હું છેક જ નિરાશ થઈ ગયો. હવે તો હું મેળામાંથી કાંઇક ચીજો ખરીદી ઘરે પાછા ફરવાના વિચાર ઉપર આવ્યો. એક ન્યુસ-પેપર અને માસિકો–તથા પુસ્તકોની દુકાનમાં જઈ ત્યાંથી કેટલાક માસિકો તથા પુસ્તકો ખરીદ્યા. તેમાં એક "વાર્ત્તા–વારિધિ" નામનું માસિક પણ ખરીદ્યું હતું. પુનઃ દરવાજામાં જઈ ત્યાંના દીવાના પ્રકાશમાં પુસ્તક તથા માસિકના વિષયો જોવા લાગ્યો. સાથે સાથે ત્યાંથી પસાર થનાર માણસો ઉપર નજર પણ રાખતો જતો હતો. મેં માસિક ખોલ્યું. તેના પ્રથમ પૃષ્ટ ઉપર જે વિષય હતો તે જોઇ મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં. "સુવર્ણકુમારી અને પ્રફુલકુમારના પ્રેમ પત્રો" એ મથાળા નીચે અમારી વચ્ચે પસાર થયેલા તમામ પત્રો પ્રસિદ્ધ થયા હતા. અને સંગ્રહ કરનાર "એક સ્રીજન" એમ લખેલું હતું. આ બધામાં ભેદ બહુ ઉંડો છે એમ મને જણાયું. એક સ્રી અમારા પત્રનો સંગ્રહ કરવા કેવી રીતે સમર્થ થઇ શકે? શું મારો પ્રફુલ્લ વિવાહિત હશે અને તેથી તે દરેક પત્ર તેણીના હાથમાં જવા પામ્યો હશે? ઘણા વિકલ્પો કર્યા. પણ એકેમાંથી સંતોષકારક ખુલાસો ઉદ્‌ભવ્યો નહીં. હું આશ્ચર્ય–કુતુહલ અને ભેદભરેલા સંજોગોમાં આવી પડયો. કાંઇક ખુલાસો શોધ્યા વિના મન વિરમે એમ હતું નહીં. હું ગાંડા માણસની માફક દરવાજામાં જ ઉભો થઇ રહ્યો. વખતો વખત ત્યાંથી નીકળનાર પુરૂષો ઉપર નજર નાંખતો. પણ મારૂં મન કોઇના ઉપર ઠર્યું નહીં.

તેટલામાં સુવાસિની ત્યાં થઇને નીકળી. તેના હાથમાં પણ તેજ "વાર્ત્તા–વારિધિ" નામનું માસિક હતું, અને હું પણ તેજ વાંચતો હતો. મને તેણે બોલાવ્યો અને પૂછયું–"કેમ બાબૂ સાહેબ? કોની રાહ જુઓ છો? વળી તમને આવા પ્રેમના પત્રો વાંચવાનો શોખ કયારથી લાગ્યો?" મેં માસિકમાંથી માથું ઉંચુ કર્યા વિના જ ઉત્તર આપ્યો–"હું અહીં એક મિત્રની રાહ જોઉં છું અને આ વિષયના સંબંધી રસ લેવાનું મને કાંઇક પ્રયોજન છે, તેથી તે વાંચું છું." સુવાસિની મારા સામું જોઈ રહી, અને વાંચતા વાંચતા મારા મુખ ઉપર જે મનોભાવ તરી આવતા હતા તે બારીક નજરથી સમજવા પ્રયત્ન કરતી હતી. હું મારો વિષય લગભગ બધો વાંચી રહ્યો અને જોયું તો સુવાસિની હજી ત્યાં જ ઉભી હતી, અને મારા સામું જોયા જ કરતી હતી, તે પણ કોઇ ઉંડા વિચારમાં હોય અને કાંઇક ગુપ્ત ભેદ ખોલવા મથતી હોય એમ જણાતું હતું. મેં પૂછયું—"કેમ? હજી સુધી તમે ઉભા છો?" તેણીએ કહ્યું–"તમારે પણ હવે ઘર તરફજ આવવું હશે. જો તેમ હોય તો આપણને સંઘાત થશે." મેં કહ્યું–"હજી મારે મારા મિત્રની તપાસ કરવી છે." અને એ શબ્દો બોલતા બોલતાં "પ્રેમ–પત્રો" ના વિષય ઉપર આંગળીથી ટકોરો મારી જાણે તેને ઉદ્દેશીને તેના સંબંધમાં જ મારા કોઇ મિત્રની તપાસ કરવાની હોય તેવી ચેષ્ટા થઇ ગઇ! મારી આવી ચેષ્ટાથી સુવાસિની જે ભેદ ખોલવા પ્રયત્ન કરતી હતી તે ભેદ જાણે ખુલી ગયો હોય તેમ

તેણીએ હસીને ત્યાંથી ચાલવા માંડ્યું. તેણીનું તે હસવું બહુ માર્મિક અને કોઇ ગહન ભેદનો ખુલાસો થવાથી પ્રકટતા આનંદને સૂચવનારૂં હતું.

સુવાસિની થોડા પગલા દૂર ગઇ. હું તેણીના ભણી કાંઇક શંકાશીલ નજરે જોતો જ રહ્યો હતો. તેણી પણ વારેવારે મારા તરફ ફરીને જોતી જતી હતી. પણ તેણીની મુખાકૃતિ શંકાનો ખુલાસો થયા પછી પ્રસરતી રમણીયતાયુકત હતી, અને હું ભેદભરી શંકાના અંધકારમાં હતો. છતાં ઉભયના અંતરમાં કાંઇક સમાનભાવીપણું તો સ્પષ્ટ જ હતું. એક મીનીટમાં મારા મને કાંઇની કાંઇ ગડમથલો કરી વાળી. મને આ ભેદમાં સુવાસિની કાંઇક સામેલ હોવી જોઇએ એમ માનવાનું કારણ મળ્યું. જાણે મારો ભેદ ખોલવા માટે જ હોય તેમ તેણીએ જરા દુર જઇ મોટા સાદથી મને કહ્યું-- "બાબુ ? તમારો મિત્ર તો હમણાં જ અહીંથી ગયો ?"

મેં પ્રત્યુત્તરમાં બુમ પાડી-" ઉભા રહો. હું આવું છું." છતાં તે ઉભી રહી નહીં અને ઉતાવળા ઉતાવળા ચાલવા માંડ્યું. છતાં મેં તેણીને પકડી પાડી અને આતુરતાથી પૂછ્યું-" તમે શું સમજીને કહ્યું કે " તમારો મિત્ર તો હમણા જ અહીંથી ગયો."

મારી અને સુવાસિની વચ્ચે જે વાતચીત થઇ તે અત્ર આપવાની અગત્ય નથી. બુદ્ધિમાન વાચકો સ્વયં સમજી શકે તેમ છે કે પ્રફુલ્લ નામ ધારણ કરી પત્રો લખનાર બીજું કોઇ જ નહીં પણ સુવાસિની પોતે જ હતી. અને પોતાનું સ્વત્વ ( Identity ) ખુલ્લું ન પડે તે માટે પત્રોનું સીરનામું ભવાનીપુરમાં રાખ્યું હતું. ત્યાં થઇને પેલી ડોશી મારફતે તેને મારો દરેક પત્ર મળતો અને તેણીના પત્રો પણ ત્યાં થઇને મારી તરફ આવતા.

મેં પૂછ્યું-- "પણ તમારે આ પ્રમાણે પુરૂષનું નામ ધારણ કરવાની અને કોઈને છેતરવાની શું જરૂર હતી ?"

તેણીએ કહ્યું-- "જે વૃત્તિમાંથી તમારી આ પ્રવૃત્તિ ઉદ્ભવી હતી તેજ વૃત્તિએ મને પણ કાંઇક અવનવું અનુભવવા માટે આ યુકિત સૂઝાડી હતી. કાંઇક જનસ્વભાવનું નિરીક્ષણ કરવાની તક અને તે સાથે આનંદ પણ મળે એ બધું ભેગું હતું."

અમે ઘરે પહોંચ્યાં. બીજે દીવસે સુવાસિની હસતા હસતા ઓરડામાં આવી. અને કહ્યું–" કેમ સુવર્ણકુમારી ? આજે પ્રફુલ્લકુમાર તમને જમવાનું નિમંત્રણ કરવા આવ્યા છે તે સ્વીકારશો કે ?"

હું શરમાઈ ગયો. છતાં આમંત્રણ સ્વીકાર્યું. પકવાન્ન પીરસતી વખતે સુવાસિનીએ મને સુવર્ણકુમારીના નામથી સંબોધવાનું ચાલુ રાખ્યું. હું જ્યારે વધારે લેવાની ના પાડતો ત્યારે તે કહેતી–" શું પ્રફુલ્લનો હાથ પાછો ઠેલશો ? પણ સમજી, પ્રફુલ્લ જરા કદરૂપો છે એટલે તેના હાથનું અડેલું તમને નહીં ભાવે. વા....રૂ. તેમ હોય તો તમે તમારા હાથથી જ લઇ લ્યો."

જમી રહ્યા પછી સુવાસિનીએ દર-

ખ સ્ત મુકી–" હવે આપણે નામની અદલાબદલી કરી નાંખીએ. તમે થાઓ પ્રફુલ્લ અને મને થવા દ્યો સુવર્ણકુમારી. આપણા પ્રેમપત્રોનું, તે સિવાય બીજુ સારૂં સાફલ્ય નથી."

"હું વિચાર કરીને ઉત્તર આપીશ." એમ કહી મેં વાતને એટલેથી જ અટકાવી દીધી, અને તેની સાથે મારી જીવન-કથા પણ ત્યાંજ અટકી ગઇ !

'સુશીલ.

# સંન્યાસીની ક્ષમા-યાચના.

(૧)

ગામની બહાર નદીના કીનાર ઉપર ઘણા જુના વખતનું–ખંડીયેર જેવું એક મંદીર છે. એક દીવસે રાત્રીના વખતે તેમાં દીપક સળગતો જોઇ લોકો અનેક તર્ક–વિતર્કો કરવા લાગ્યા. કોઇ કહે કે આ કળજુગમા દેવતાઓના ચાલ્યા જવાથી પ્રેતાત્મા અથવા કોતુહલી દેવતાઓએ આવીને મંદીરનો આશ્રય લીધો હશે. જો તેમ ન હોય તો રાત્રે આવા ખંડીયેરમા ભડકો કોણ કરી? કોઈ કોઇ એમ પણ કહેવા લાગ્યા કે એકાંત સ્થળ જોઈ ચોર–કે–લુંટારા જેવા હરામખોરો ભરાઇ બેઠા હશે. પરંતુ અંધકારમાંજ આનંદ માનવાના સ્વભાવવાળા હરામખોરો દીવો શા માટે પ્રકટાવે ? એનો સંતોષકારક ખુલાસો મળી શક્યો નહીં.

બીજે દીવસે સવારે ગામના એક–બે કોતુહલી માણસો એ જીર્ણ–પુરાતન ખંડીયેરમાં ગયા, અને જોઇને દિગ્મૂઢ થઈ ગયા! ઘણા લાંબા કાળથી ભૂલાઇ ગયેલા આ જીર્ણ મંદીરમાં સર્વત્ર સ્વચ્છતા નિર્મળતા અને પવિત્રતા પ્રસરી રહી હતી–મંદીરમાં ઉગી નીકળેલી વેલડીઓ અને વન્યલતાઓ પણ જ્યાંની ત્યાંજ ઝૂલી રહી હતી– એક પણ લતાને કે પાંદડાને બેદરકારીથી આઘાત લાગ્યો નહોતો! એટલું છતા કેટલી સ્વચ્છતા! કેટલી કાળજી પૂર્વક આ ક્રિયા થઇ હશે?

ઘણા દીવસોથી અપૂજિત રહેલી દેવની પ્રતિમાઓને ભક્તોએ પુનઃ ચંદન–પુષ્પ ચડાવવા ચાલુ કર્યા. મંદીરની પૂર્વની શોભાએ જાણે પુનર્જન્મ લીધો હોય તેમ મંદીરમાં સર્વત્ર પવિત્રતાના અને ભક્તિના પરમાણુઓ છવાઇ ગયા! સવાર–સાંજ ધ્યાનમાજ નિમગ્ન થયેલી એક ભક્તમૂર્ત્તિને જોઇ ભાવિક મનુષ્યોનાં હૃદયો ભક્તિથી છલકાવા લાગ્યા. પરંતુ આ નવીન આગંતુક કોણ છે તે વિષે પ્રશ્ન પુછી ખુલાસો મેળવવાની હિંમત કોઇ કરી શક્યું નહીં.

(૨)

તે એક સંન્યાસી–સાધુ પુરૂષ હતો. તેનો વાણીનો સંયમ એટલો બધો દ્રઢ હતો કે એક પણ નિરર્થક શબ્દ તેના મુખમાંથી નીકળી શકતો નહીં. તેની પ્રસન્ન દ્રષ્ટિમાથી જે એક વિચિત્ર ભાષા નીકળતી, તે નાના બાળકથી પણ સમજી શકાય તેવી હતી ! મનુષ્યોમા અંતઃકરણમાં છુપાયેલા ગુપ્ત

ભાવ–ચિત્રો જોવાની, તેનામાં એટલી બધી અમોઘ શકિત હતી કે ગ્રામવાસીઓ પોતાના મનની મલિનતાને સાથે રાખી એ સહજશાંત દ્રષ્ટિવાળા સંન્યાસી પાસે જઇ જ શકતા નહીં !

દેવપૂજા થઇ રહ્યા પછી, જયારે પોતાની વીણાને હાથમાં લઇ ભાવાવેશ–અને અર્ધ મિંચાયેલા નયનો પૂર્વક દેવ–વંદનાની ગીતિ ગાવાનો, સંન્યાસી, આરંભ કરતો ત્યારે ગમે તેવા સખત પથ્થરનું હૃદય પણ પીગળ્યા વિના રહેતું નહીં. ઘણા શ્રોતાઓ જો કે એ ગીતની ભાષા બરાબર શમજી શકતા નહીં. છતાં ગીતનો મર્મ તો તેઓના હૃદય પર્યંત પહોંચી જતો !

આવી શાંતિમાં એક પછી એક દીવસો જવા લાગ્યા. ગ્રામવાસીઓના પ્રાણમાં દેવભકિતનો પ્રવાહ પ્રબળતાથી પુનઃ વહેવા લાગ્યો. તેઓએ જીર્ણ મંદીરનો પુનરૂદ્ધાર કરવાની પોતાની ઇચ્છા સંન્યાસી પાસે વ્યકત કરી. પણ સંન્યાસીએ પ્રશાંત–દ્રષ્ટિથીજ તેના ઉત્તરમાં જણાવ્યું કે–"નહિં. જરૂર નથી. ઉદ્ધાર વખતે અનેક લતાઓ–અને વેલાઓનું સૌંદર્ય નષ્ટ થઈ જશે !" ગ્રામવાસીઓ આ ઉત્તરથી કાંઇક નિરાશ તો થયા !

(૩)

સંન્યાસીનું વંદના–ગીત–તેમાં રહેલી દિવ્ય મધુરતા–એનું વર્ણન થઇ શકે તેમ નથી. જેણે એકવાર એ ગીત સાંભળ્યું હોય તે બીજી વખત સાંભળવા આવ્યા વિના રહે નહીં, એવી એ ગીતમાં આકર્ષતા–મોહકતા હતી! વન્દના–ગીત વખતે મંદીરમાં તલ મુકવા જેટલી પણ જગ્યા ખાલી રહેતી નહીં. ધીમે ધીમે દૂર દેશાવરોથી પણ લોકો આ ગીત સાંભળવા આવવા લાગ્યા! સૌ પહેલાં સંન્યાસી પોતાના દેવપૂજાના નક્કી કરેલા વખતે શાંત ચિત્તથી પૂજા–પાઠ કરતો, અને તે પછી વીણા–વાદનનું કામ સમાપ્ત કરી પોતાના ધ્યાનમાં નિમગ્ન થતો! પરંતુ વીણા વગાડવાનો સમય હવે એટલો બધો ટુંકો જણાવા લાગ્યો કે એટલી પરિમિત અમૃતવૃષ્ટિથી શ્રોતાઓના હૃદયો કેમે કરતાં પરિતૃપ્ત થતાં નહીં! શ્રોતાઓની તો એવીજ ભાવના રહ્યા કરતી કે સંન્યાસીના વંદના–ગીત ઉપર કોઇ દીવસ સમાપ્તિનો પડદોજ ન પડે તો ઠીક! જનસમુહની આ અશરીરી ભાવનાનું નિર્વાક્–નિવેદન સંન્યાસીના હૃદયદ્વાર પર્યંત પહોંચી ગયું!

જેમ શીયાળામાં દિવસનો વખત ધીમે ધીમે ઓછો થતો જાય છે, અને રાત્રીનો વખત લંબાતો જાય છે, છતાં જનસમાજને તેની કાંઇ ખબર પડવા દેતો નથી; તેમ સંન્યાસીનો પૂજા–પાઠનો વખત પણ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો અને સંન્યાસી પોતે ન સમજી શકે તેવી રીતે વીણા વાદનનો સમય વૃદ્ધિંગત થતો ગયો ! અર્થાત પૂજાપાઠનાં સમયનો ઉપયોગ પણ વીણા–વાદનમાં જ હવે તો થવા લાગ્યો.

(૪)

એક દીવસે એકાએક સંન્યાસી ચમકયો ! હાય હાય, આ શું કરવા જતાં શું કરી બેઠો ? પૂજા પાઠનો ભોગ આપી, ગાનતાનનો ધંધો આદરી બેઠો ? ત્રણ દીવસથી પૂજા–સેવા પણ થઇ શકી નહીં. પૂજા.

ના આ પુષ્પો પણ દેવતાની ભણી એકી નજરે જોઇ જોઇને સૂકાઇ જવા લાગ્યા ! મારાથી આ શું થઇ ગયું ? દેવસ્તોત્ર ગાવા જતાં ભક્તોના પ્રીતિપુષ્પથી મારી પોતાની પૂજા થવા લાગી તેનું પણ મને ભાન રહ્યું નહીં ? આત્મગ્લાનિથી સંન્યાસીનું હૃદય ભરાઇ આવ્યું ! ઉન્મત્તની માફક તેણે એકદમ ઉભા થઇ વીણા યંત્રને પથ્થર સાથે પછાડી ચુરેચુરા કરી નાંખ્યા અને દેવમૂર્તિના ખોળામા મસ્તક નમાવી અશ્રુપુર્ણ નયને પશ્ચાત્ત પ કરવા લાગ્યો—" ક્ષમા કરો પ્રભુ ! મારા અપરાધની મને એક વાર માફી આપો !"

સંન્યાસી મૂર્છાવશ થયો. પણ તે વખતે તેનું વદન પહેલાં કરતાં પણ વધારે ધીર-શાંત અને ગંભીર જણાવા લાગ્યું ! જાણે કે કોઇએ આવીને તેના મનનો મેલ ધોઇ નાંખ્યો હોય અને પ્રેમાળ શબ્દોમાં કહી દીધું હોય કેઃ-

" અબોધ ? દુઃખી શા માટે થાય છે ? એમાં પશ્ચાત્તાપ કરવા જેવું શું છે ? આ વીણા તોડી નાંખવાની દુર્બુદ્ધિ તને ક્યાંથી સૂઝી ? મને કેવળ પાષાણની પ્રતિમામાં પૂરી રાખવા કરતાં મારા સ્વરૂપનો પરિચય તારી કળામાં તેં લોકોને કરાવ્યો તેમાં તેં શું ખોટું કર્યું છે કે આટલો બધો દીન અને દુઃખી બની ગયો છે ? સર્વ જીવોમાં પ્રીતિ, વિશ્વની તૃપ્તિ અને દયા-પ્રીતિ-ભક્તિ આદિ આંતર વૃત્તિઓનો નિર્દોષ વિકાસ એ મારી પૂજા નથી તો બીજું શું છે ? "

મંદીરમાં તે સૌંદર્ય હવે રહ્યું નથી. સંન્યાસીનો કાંઇ પત્તો નથી. વીણાના કકડા જ્યાંના ત્યાં પડયા રહ્યા છે. અંધારે આકાશમાંથી પવનના સુસવાટા સાથે કોઇ કોઇ વખત એવા શબ્દો સરી પડે છે કેઃ-

" વીણા તૂટી ગઇ અને હૃદયના ચૂરા થયા છે પ્રભુ ? "

---

## પત્રાવલી.

**(પ્રથમ પત્ર)**

પ્રિયતમ! તું મને વખતો વખત પત્ર લખવાનો આગ્રહ કરેછે, પરંતુ હું આંધળી છું, તેની તને ખબર નથી શું? અંધકારમાં મ રો હાથ ધ્રુજ્યા કરે છે, તે તું શું નથી જાણતી ? મારી દુર્બળ લેખિની મારી દર્દ ભરેલી કર્મકથા સંભળાવવા કેટલી આતુર રહેતી હશે તેનો તને ખ્યાલ નથી આવતો શું ? એક અંધ મનુષ્યના હૃદયમાં કેટલી વેદનાઓ પ્રકટતી હશે અને પાછી સમાઇ જતી હશે, તેનો તું કાંઇ વિચાર કરી શકે છે, સખી ?

પ્રિય બ્હેની! તું કેટલી સુખી છે ? તું સંસારના બધા દૃશ્યો જોઇ શકે છે. તેથી તને કેટલો હર્ષ-આનંદ-અને આહ્લાદ થતો હશે ? નીલ નભોમંડળ, પ્રખર સૂર્ય, સુધા સીંચતો ચંદ્ર, એ સર્વ દેખાવો નીરખ્યા પછી તને કેટલો બધો પ્રમોદ પડતો હશે? ખરેખર, હું પણ એક વખત એ બધું જોઇ શકતી, અને આનંદમાં ગરક થઇ જતી. પણ માત્ર દસ વરસની ઉમ્મરમાં જ હું આંધળી થઇ! અત્યારે મારી

ઉમર પચીસ વર્ષની છે. અમાવાસ્યાના અંધકાર જેવા પન્નર વર્ષ આવા ભયંકર દુઃખમાં વીતાવી ચૂકી છું. કેટલીક વખત કુદરતનું સાંદર્ય મારા માનસપટ ઉપર આંકવાની વ્યર્થ કોશેશ કરૂં છું. પરંતુ કુદરતનું તે અનુપમ માધુર્ય, તેનું અતુલનીય વર્ણચાતુર્ય પુરેપુરૂં મનમાં પણ ઉતારી શકાતું નથી. ગુલાબની સુગંધી નાકથી લઇ શકું છું, તેમજ સ્પર્શથી તેના આકારનું અનુમાન પણ કરી શકું છું, કિન્તુ જે ગુલાબ-પુષ્પના રંગ સાથે સકળ સુંદર સ્ત્રીઓના વર્ણનો મુકાબલો થાય છે, તે રંગ કેવો હશે તે હું જોઇ શકતી નથી. તેથી તેનું વર્ણન કરી શકતી નથી, તેમજ તેની કલ્પના સુદ્ધા કરવાને અશકત બની છું. કોઇ કોઇ વખત, ઘોર અંધકારમાં વીજળીના ચમકારા જેવો ક્ષણસ્થાયી પ્રકાશ મારી આંખો આગળ થઇને પસાર થઇ જાય છે! તેથી વૈદ્યો કહે છે કે કદાચ મારી દ્રષ્ટિશકિત પાછી આવે, એવો સંભવ લાગે છે. પણ હવે એવી આશા રાખવી કે તેની કલ્પના કરવી મને તો છેક નકામી લાગે છે. પન્નર વરસથી જેની આંખો ગઇ છે તેને આટલા લાંબા વખત પછી પુનઃ જોવાની શકિત મળે એવી આશા રાખવી તે અન્યાય નહીં તો બીજું શું ?

તે દિવસે એક વિચિત્ર બનાવ બન્યો. હું અંધારે મારા ઓરડામાં હાથ ફેરવતી હતી તે વખતે મારો હાથ એક અણધાર્યી ચીજ ઉપર જઇ પડયો. તે ચીજ શું હશે, તે તું કહી શકશે ? તે એક આરસી હતી. આ તેજ આરસી છે કે જેની સામે બેસી હું એક વખત મારા કેશને શણગારતી હતી. આ તેજ આરસી છે કે જેમાં મારૂં પ્રતિબિંબ જોવાને હું હંમેશા વ્યગ્ર રહ્યા કરતી! હું કેવી સુંદર દેખાઉં છું, મારી ચામડી જેવી કોમળ છે તેવી શ્વેત છે કે નહીં, મારી આંખોમાં ફીકાશ તો નથી ને, એ બધી શંકાના ખુલાસા મેળવવા, પ્રત્યક્ષ પ્રમાણ મેળવવા એક દીવસમાં અનેકવાર જે આરસી પાસે જઇને ઉભી રહેતી તે આ આરસી છે!

તેં મને જે પત્ર લખ્યો છે, અને જે હજી હમણાં જ મને વાંચી સંભળાવવામાં આવ્યો છે, તેમાં તેં એક એવો પ્રશ્ન કર્યો છે કે "આજકાલ બહુ બેંકો તૂટી જવાથી તારા માબાપને તો કાંઇ ધક્કો નથી લાગ્યો ને ?" મેં તો એ વિષે હજી કાંઇ સાંભળ્યું નથી. પણ નહીં-નહીં. તેઓ પહેલાના જેવા જ શ્રીમંત છે. મારી ગમે તે જરૂરીઆત તેઓ તુરતજ પુરી પાડે છે. જયાં જયાં હું મારો હાથ મુકું છું ત્યાં મખમલ અને રેશમનો જ સ્પર્શ થાય છે. જમતી વખતે ભાત ભાતના પકવાનો પેટપુરતા મારી પાસે ધરવામાં આવે છે! ટુંકામાં મારી દરેક ઇચ્છા સફળ થાય છે. નહીં-નહીં-મારા પૂજનીય માત-પીતાને કોઇ જાતનો ધક્કો લાગ્યો નથી. અમને કોઇ જાતનો અભાવ નથી.

(૨)

પ્રિયતમ બાળસખિ! આજે હું તને જે પત્ર લખું છું તે વાંચીને ખરેખર તને બહુ આશ્ચર્ય થશે. તને એમ પણ લાગશે કે હું ઘેલી તો નથી બની ગઇ ને ? મારી આંખો ગઇ તેની સાથે મારી બુદ્ધિ પણ

ચાલી ગઈ હશે, એવો વિચાર પણ તને આવ્યા વિના નહીં રહે-મને એક જણ ચાહે છે!

ખરેખર, જેવી વાત છે તેવીજ લખું છું. મારા જેવી એક અંધને એક પ્રેમિક મળી ગયો છે! પ્રેમની જે દેવી છે તે પણ આંધળીજ છે, એમ સાંભળ્યું છે. એટલાજ માટે આ આંધળીને એક પ્રેમપાત્ર મળી ગયો હશે.

કેવી રીતે તે અમારા સંબંધમાં આવવા પામ્યો તે વિષે હું કાંઇ જાણતી નથી. તે અહીં શું કરે છે તેની પણ મને ખબર નથી. માત્ર એટલુંજ કહી શકું છું કે ભોજન વખતે તે મારી પડખે બેઠો હતો, અને દરેક રીતે મારી સાર-સંભાળ લીધા કરતો હતો.

"આપની સાથે મળવાનો આ પ્રસંગ ઘણું કરીને પહેલોજ છે."

તેણે ઉત્તર આપ્યો-"હા..પણ આપના માતાપિતા સાથે મને ઘણો પરિચય છે, અને તેમના પ્રત્યે હું બહુ માનની દ્રષ્ટિથી જોઉં છું."

"આપ જ્યારે મારા માતાપિતાનું એટલું બધું સન્માન કરો છો, તો આપને હું અંતઃકરણ પૂર્વક આભાર આપું છું."

"કેવળ તેઓજ મારી શ્રદ્ધા અને પ્રેમના પાત્ર છે, એમ કાંઈ નથી."

"ત્યારે શું આપ અન્ય કોઇ ઉપર પણ પ્રેમ રાખો છો.?"

"હા. અને તે આપ."

"મને ચાહો છો? આપ ભૂલતા તો નથી ને?"

'એકવાર તો કહી ચુકયો છું કે હું આપને પ્રેમથી ચાહું છું."

"અરે! અરે! શું મને ચાહો છો?"

"ખરેખર, મારો આપની ઉપર સંપૂર્ણ પ્રેમ છે."

"હું તેની આ વાત સાંભળી બહુ શરમાઇ ગઇ! મેં પ્રત્યુત્તરમાં તેને જણાવ્યું કે "તમારો આ વિચાર બહુ સાહસ ભરેલો છે."

'પણ મારા મનનો ભાવ વખત જતાં કાર્યમાં પરિણમેલો જોયો."

"તે હશે. પરંતુ હું આંધળી છું. બીજી બાળીકાઓની સાથે પ્રેમ બાંધવામાં અને અંધ બાળા સાથે પ્રેમ બાંધવામાં ઘણો ફેર પડે છે તેની તમને ખબર છે?"

"આપને દ્રષ્ટિ-શકિત નથી તે સબંધે મને કલ્પના પણ નથી થતી. આંખો ન હોય તો તેથી શું થયું? દેખાવમાં આપનું સૌંદર્ય, આપની દીર્ઘ કેશરાશી, આપના અંગનો ઉજ્જવલ લાલ વર્ણ, અને તાજા વિકસેલા ગુલાબના જેવું મુખ, કોઇ રીતે ઉતરે તેમ નથી."

"આપનો ઉદ્દેશ શું છે?"

"હું આપની સાથે વિવાહ કરવા માંગુ છું."

તેનો આ ઠરાવ સાંભળી મારાથી હસ્યા વિના રહેવાયું નહીં. હસતા હસતાજ મેં જણાવ્યું કે-"આપનું મગજ ઠેકાણે હોય તેમ લાગતું નથી. હું આંધળી છું, એ વાત તમે ભુલી જ જાવ છો. નહીં-નહીં-

હું તમારા આ વિચિત્ર ઠરાવ સાથે એકમત થઇ શકતી નથી. મને ધન-વૈભવનો કાંઇ અભાવ નથી. હું મારા માતપિતાનું એક માત્ર સંતાન છું, તેથી ગમે તે રીતે મારૂં જીવન સુખમાં પસાર થઇ જશે. હું આપનું પાણીગૃહણુ કરી શકું તેમ નથી."

તે કાંઇપણુ બોલ્યા-ચાલ્યા વિના ચાલતો થયો. તે ગમે તેમ હો. પરંતુ મને તો આજે એક નવી વાત સાંભળવાની મળી, અને તે એ કે હું સુંદરી છું. ખુલ્લી રીતે કહું તો હું તે યુવકને પ્રેમ કર્યા વિના રહી શકી નથી. તું જ કહે કે પોતાના દર્પણને કોણ ન ચાહે ? મારો પ્રેમિક મારૂં દર્પણ બન્યો કે જેથી મારૂં સૌંદર્ય હું આજે ઘણે લાંબે વખતે પ્રતિબિંબિત થયેલું જોઇ શકી !

(૩)

પ્રિયતમ !

હું આજે એક બહુ દુઃખદાયક સમાચાર સંભળાવવા તૈયાર થઇ છું. આ પત્ર લખતી વખતે પણુ મારી આંખના અશ્રુપ્રવાહને રોકી શકતી નથી.

મારા તે દર્પણ-તે અપરિચિત વ્યક્તિ સાથે જે વાતચીત થઇ તે પછી કેટલાએક દીવસે હું મારી પૂજ્ય માતા સાથે બગીચામાં ફરવા ગઇ હતી. તે વખતે અકસ્માત્ એક દાસી અત્યંત આતૂરતાથી માને બોલાવવા આવી. તેની આવી આતુરતા અને બોલવાની ઢબ ઉપરથી કોણુ જાણે શામાટે, પણ, મને બહુ વ્યગ્રતા થઇ આવી. મેં માને પ્રશ્ન કર્યો. "શું છે મા ?" માએ જવાબ આપ્યો કે "કાંઇ નહીં-બાલી દાસી એટલી બધી ગભરાઇ ગઇ છે. એ તો એક શ્રીમંત ગૃહસ્થ આપણે ત્યાં અતિથિ રૂપે આવ્યા છે, તેમને આવકાર આપવા મારે જવું જોઇએ, તે માટે બોલાવવા આવી છે."

મા તે વખતે વધુ વખત નહીં રોકાતા, મારા કપોલદેશે એ વખત ચુંબન લઇ ઉતાવળા પગલે ત્યાંથી ચાલી ગઇ.

માતુશ્રીના ગયા પછી મારી પડોશમાં જ રહેતા કોઇ બે વ્યક્તિઓને મેં વાતો કરતા સાંભળ્યા. જો કે તે બન્ને જણુ બહુ ધીમેથી વાતો કરતા હતા, તો પણુ એક શકિત ક્ષીણુ થવાની સાથે જ કુદરત માતા બીજી શકિતને બળવાન્ બનાવતી હોવાથી મને તે વાતચીત સાંભળવામાં કાંઇ હરકત પડી નહીં.

એક જણુ બોલ્યો "હાય-હાય કેટલી બધી પીડા ? વળી પાછો એક બીજો દલાલ એમને આંગણે આવ્યો છે."

બીજાએ ઉમેર્યું કે "પણુ બિચારી બાલિકાને તેની કશી ખબર પણુ નથી. તે ગરીબ અંધ છોકરી કેવી રીતે સમજી શકે કે તેની ખાતર તેના માતા-પિતા કેટલા કેટલા દુઃખો સહન કરીને, છોકરીને સુખ-વિલાસમાં લાળી-પોષીને મોટી કરે છે ?"

"તે કેમ !" પ્રથમ વ્યક્તિએ જીજ્ઞાસા કરી.

"તને ખબર નથી ? ભોજન વખતે તે આંધળીના મા-બાપ બની શકે તેટલા મેવા અને પકવાન્ન એ પુત્રીના મુખ પાસે હાજર કરે છે, અને પોતે એ જ ટેબલ ઉ-

પર બેસી સૂકા-પાકા અન્નના ટુકડા ઉપર મહા મુશીબતે નિર્વાહ કર્યે જાય છે. તેની તે બાળાને ખબર પણ ક્યાંથી હોય ?" બીજાએ ખુલાસો કર્યો

અરેરે-પ્રિયતમ ! આ વાત સાંભળી મારા હૃદય ઉપર કેવો સખ્ત આઘાત થયો હશે ? મારા જેવી એક પુત્રી માટે મારા મા-બાપો આટલું કષ્ટ વેઠે, મારી સામે જ તેઓ સૂકો રોટલાનો ટુકડો આહાર કરે, અને હું મેવા-મીઠાઇ ખાઉં, અને એટલું છતા મને તેની લેશ પણ ખબર ન પડે, એ બધું મનમાં આવતા હૃદય ચીરાવા લાગ્યું ! આટલા દીવસ સુધી હું છેક અંધકારમા જ રહી ? કેટલો અગાધ સ્નેહ ? કેટલું પુત્ર-વાત્સલ્ય ? પૃથ્વીમાં જેટલા રત્નો છે તે સઘળા રત્નો અર્પવાથી પણ શું આ દેવું પતી શકે ?

(૪)

પ્રિયતમ ! તે દિવસે મારા પાડોશીઓની વાતચીત ઉપરથી જે ખાનગી વાત મારા જાણવામા આવી, તે મેં હજી સુધી કોઇને કહી નથી. મારા માત-પિતાની ખરી સ્થિતિ મારા જાણવામાં આવી ગઇ છે, એ વાતની જો મારા મા-બાપને ખબર પડે તો ખરેખર તેઓને પારાવાર દુઃખ થયા વિના રહે નહીં. હું તો પહેલાં જેમ વર્ત્તતી હતી તેવીજ રીતે વર્ત્યા કરૂં છું. પરંતુ માત-પિતાનો હરકોઈ રીતે ઉદ્ધાર તો કરવોજ એવો નિશ્ચય મેં કરી રાખ્યો છે.

મારા પેલા દર્પણ મહાશય ફરીથી એકવાર મને મળવા આવ્યા હતા. તે વખતે હું તૈયાર જ રહી હતી. કેટલીક વાતચીત થઇ ગયા પછી મેં પ્રશ્ન કર્યો કે-

"હજી પણ શું મને પહેલાના જેવી જ સુંદરી માનો છો ?"

"ખરેખર, તે ઉપરાત તમારા રૂપનું ગર્વ તમારામાં લેશ પણ નહીં હોવાથી તમારા પ્રત્યે મને અધિક માન અને પ્રેમ સ્ફુરે છે !"

"તે દીવસે આપે શું કહ્યું હતું ? શું હું તાજા ખીલેલા ગુલાબ જેવી છું ?"

"કેવળ દેખવામાં જ નહી-ગુણમાં પણ તેવાજ".

હું જોરથી હસી પડી. તે ગૃહસ્થ જરા શરમાયા હોય તેમ લાગ્યું. પણ છેવટે મને કહ્યું કેઃ-"એમા હસવા જેવું શું છે ?"

"આપ મને મારા દર્પણ જેવા લાગો છો ! કારણ કે આપની વાતમા મારૂં પ્રતિબિંબ હું જાણે સ્પષ્ટ રીતે જોઈ શકતી હઉં તેમ મને જણાય છે."

"પ્રિયતમે ! હું હંમેશને માટે તેવો જ રહું એવી મારી ઇચ્છા છે."

"એટલું છતાં, શું આપ મારી સાથે વિવાહ કરવાને તૈયાર છો ?"

"ખરેખર, અને તે સિવાય બીજી એક વાત મારે આપને જણાવી દેવી જોઇએ કે આ સંસારમાં મારૂં કોઇ સગું-વ્હાલું નથી. માત્ર કેટલીક ધનસંપત્તિ છે. તેથી તમે તમારા માત પિતાની પાસે રહી શકશો અને હું પણ તેમના પુત્રની માફક અહીં રહી, તેઓની યથાશક્તિ સેવા-સુશ્રુષા કરવા તથા તેઓનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરીશ."

એકદમ પાટો બાંધવામાં આવ્યો. ખરેખર મારા સ્વામીએ મારા નેત્રો ખુલ્લી દીધાં છે.

પણ મારાથી એક અન્યાય થઇ ગયો. મારો ચંદ્રમય શિશુ જ્યારે મારી પાસે આવ્યો, અને મા—મા કહીને મારા ખોળામાં ઉછળી પડયો ત્યારે મેં ડાક્ટર-સ્વામીની આજ્ઞાને અમાન્ય કરી મારી આંખ ઉપરનો પાટો છોડી નાંખ્યો—એક બે મીનીટ સુધી હું મારી પુત્રીને જોઇ રહી! ઘણાં વર્ષે મારી આશા ફળીભૂત થઇ!

તુરત જ, પાટો છોડી નાંખવા માટે મારો તિરસ્કાર કરવામાં આવ્યો અને પાછો તે પાટો આંખ ઉપર બાંધી દીધો—પણ મને એ તિરસ્કારથી સહેજ પણ દુઃખ ન થયું—હું તો મારી તે પુત્રીના મુખને યાદ કરતી કરતી અંધકારમાં પણ બેસી રહી!

ગઇ કાલે મારી પૂજનીય માતાએ મને ખૂબ મનોરમ અને સુંદર પોષાક પહેરાવ્યો તથા આંખ ઉપરનો પાટો દૂર કરવાની આજ્ઞા આપી. તે વખતે ઘરમાં મારી મા, બાપ તથા મારી છોકરી સિવાય બીજું કોઇ નહોતું. મારા પિતાએ કહ્યું "બેટી, તારા સ્વામી સિવાય તું હવે બધાને જોઇ શકે છે."

"તેઓ કયાં છે?" મેં પ્રશ્ન કર્યો. માએ તેના ઉત્તરમાં કહ્યું કે—"તેમને તારી પાસે આવતા બહુ શરમ થાય છે. માટે નથી આવ્યા."

તે જ વખતે તેઓએ મારી પાસે પોતાનું જે વર્ણન કર્યું હતું તે મને યાદ આવ્યું. તેમનું કદરૂપાપણું, તેમના સફેદ વાળ, તથા મુખ ઉપર શીળીના દાઘ એ બધા લક્ષણોનું મને સ્મરણ થયું. એટલું છતાં મારા દેવતાના દર્શન કરવાની ઉત્કંઠા લેશ પણ ન્યૂન થઇ નહીં. મેં નિશ્ચય કર્યો કે—"ભલે તેઓ ગમે તેટલા કદરૂપા હોય, તો પણ તેઓ મારા સ્વામી છે.—મારા દેવ છે—તેઓના દર્શન કરી કૃતાર્થ થઇશ."

માએ મને મારા ઓરડામાં લઇ જઇ દર્પણની સામે ઉભી રાખી, અને તેમાં મારૂં રૂપ જોવાનો આદેશ કર્યો. તે વખતે મેં જોયું કે દર્પણની પાછળ કોઇએક ઉભું રહ્યું હતું. તે એક સુંદર યુવક હતો. તેની આંખોમાં સન્માનની મધુરતા છવાઇ રહી હતી. માએ તે નવા આવેલા યુવક તરફ કાંઇપણ દૃષ્ટિપાત નહીં કરતાં મને કહ્યું કે—"જો! દર્પણમાં તારૂં પ્રતિબિમ્બ તાજા ખીલેલા ગુલાબ જેવું જણાય છે કે નહીં?"

આવા એક અપરિચિત યુવકની સામે આવા શબ્દો ઉચ્ચારવા માટે મને મા ઉપર જરા ક્રોધ આવ્યો. મા અને પિતાશ્રી મારો આ ભાવ સમજી ગયા. માથી હવે રહેવાયું નહીં, તેમણે કહી દીધું કે—"ગાંડી, છોકરી? આજ તારો સ્વામી!"

શું? મારો સ્વામી? અને તે આજ? મને હવે જણાયું કે મારા સ્વામીએ જ બધાને શીખડવી રાખ્યું હોવું જોઇએ કે બધા તેમને મારી પાસે વૃદ્ધ અને કદરૂપા કહ્યા કરે! હું તેમની આવી મહત્તા—ઉદારતા અને અર્પણમય પ્રેમ ઉપર મુગ્ધ થઇ ગઇ! તેમના ચરણ પર્યંત મસ્તક નમાવી મેં તેમની ચરણરજ આંખે અને મસ્તકે ચડાવી.

[ લીઉ લેસેપેસ, પેટીટ જર્નલ નામના પોતાના પત્રમાં આવા પત્રો લખવા માટે ફ્રાન્સમાં બહુ પ્રસિદ્ધ છે. તેણે જીંદગીનો કેટલોક ભાગ યુદ્ધક્ષેત્રમાંજ વીતાવ્યો હતો. પાછળથી ઉપલા પત્રની સ્થાપના કરી ઉપર આપ્યા તેવા લેખો લખવામાં બહુ ખ્યાતી મેળવી હતી. ]

સુશીલ.

---

# અભિમાન.

માનવપ્રકૃતિના કેટલાએક ભાવો કુસુમ જેવા કોમલ અને કમનીય હોય છે-જેનું સ્મરણ માત્ર કરવાથી હૃદય આકર્ષાય અથવા દ્રવીભૂત થાય. કેટલાએક ભાવો, વળી, સખત તીવ્ર અને કઠોર હોય છે-જેનો વિચાર કરતાં પણ ભય અથવા ભક્તિનો સંચાર થાય-પ્રીતિ અથવા કરૂણારસનો લેશ પણ અનુભવ ન થાય. જો કોઇ સુંદર, નીરોગ, નિરપરાધ બળવાન યુવક, વાઘથી ડરેલા હરણીયાની માફક, શત્રુઓથી ધ્રુજતો-કંપતો-ગભરાતો કોઇના ચરણમાં આવી નમી પડે, અણછાજતા અપમાન અથવા અન્યાયી જુલમની સામે નીતિની હદમાં રહી સામે ન થતાં, પોતાની શક્તિનો ઉપયોગ નહીં કરતાં, બીજાના મુખ સામે તાકી રહે અથવા તો પોતાના કર્ત્તવ્યનો ભાર બીજાની ખાંધે મૂકી દઇ, અબળાની માફક આંખમાંથી ચોધાર આંસુ પાડવા લાગી જાય તો તેની એવી અવસ્થા નીરખ્યા પછી તેના માટે કોઇને ભક્તિ કે શ્રદ્ધાનો ઉદ્રેક કોઇ કાળે પણ થાય નહીં, એ સ્વાભાવિક છે. એમ બને, કે તે વખતની તેની ગભરાયેલી મુખછબી, તેના તે ભયાકૂળ ચક્ષુઓ, તથા તેથી પણ અધિક ભયથી ધ્રુજતા તેના શબ્દો કરૂણાથી ગમે તેના હૃદયને પીગળાવી નાંખે. આશ્રિત માણસો પ્રત્યે કરૂણા એ મહાત્માઓની સ્વતઃસિદ્ધ પ્રકૃતિ હોય છે. હવે બીજી તરફ જોઇએ તો કોઈ વ્યક્તિ, આફત ઉપર આફત આવી પડવા છતાં, આઘાત ઉપર આઘાત લાગવા છતાં, સહેજ પણ ચલાયમાન નહીં થતાં, અગાધ દુઃખ સમુદ્રમાં ગળકા ખાવા છતાં, દુઃખને દુખરૂપ જ માની શકે નહીં, એટલું જ નહીં પણ બીજાની મદદ માંગવાના સેંકડો પ્રસંગો મળવા છતાં, બીજાની દયા કે પ્રીતિની ભીખ નહીં માંગતા પોતાના આત્માના યથાર્થ બળ ઉપરજ ગંભીર ભાવે-નિઃશંક ચિત્તે ઉભો રહે, તો તેનો તે દ્રઢ-કઠોર અહંભાવ જોતાં કોઇનું હૃદય તેના પ્રત્યેના પ્રેમથી પીગળે નહીં. કારણ પણ સ્પષ્ટ જ છે. જે પ્રેમનો ભીખારી નથી તેને અંતઃકરણ પૂર્વક આવકાર આપી પ્રેમનું દાન કરવા તૈયાર જ કોણ થાય ? પરંતુ તેવા અડગ-સ્વાશ્રયી પુરૂષના ગાંભીર્ય તથા ગૌરવ વિષે વિચાર કરવા બેસીએ તો મનમાં કુદરતી રીતે જ ભય અથવા ભક્તિનો સંચાર થાય એ વાત ચોક્કસ છે.

અભિમાન પણ મનુષ્ય પ્રકૃતિનો એક પ્રકારનો કઠોર ભાવ હોય એમ અમને લાગે છે. અભિમાન સાથે કોમળતાને કોઇ

જાતનો સંબંધ નથી. દયાની માફક અભિમાન બીજાના દુઃખે ગળી જતું નથી, પ્રીતિની માફક બીજાની આંખની સામે તાકી રહેતું નથી, તેમજ મમતાની માફક બીજાને પોતાના બનાવવાનો યત્ન કરતું નથી. અભિમાની પ્રત્યે લોકોને ઘણું કરીને દ્વેષ રહ્યા કરે છે તેનું નિગુઢ કારણ પણ તેજ છે. તે કોઇને ચાહતો નથી, એટલે લોકો પણ તેને ચાહી શકતા નથી. તે એવો સ્વતંત્ર હોય છે કે સર્વનો તે વિરાગપાત્ર બની જાય છે. પરંતુ એટલા ઉપરથી યથાર્થ અભિમાનનો તિરસ્કાર કરવાનું સાહસ કોઇએ કરવું નહીં.

અભિમાન બે પ્રકારનું છે. એક આત્મરક્ષક અને બીજું પરપીડક. જે અભિમાન ઝેરી માંખની માફક કાંઇ યોગ્ય કારણ વિના બીજાના મર્મસ્થળને ડંખજ કર્યા કરે, ન્યાય્ય કારણ વિના બીજાને દુઃખી કરવા જ પ્રવૃત્ત રહ્યા કરે, બીજાની સ્વાધીનતા અને સમ્માનપ્રિયતા ઉપર ગમે તે પ્રકારે આઘાત પહોંચાડવાથી જ અંતઃકરણમાં છુપાયેલો આનંદ બહાર અનુભવે, એટલું જ નહીં પણ પૃથ્વીમાં કોઇનો યશ, કોઇનું માન, કે કોઇની પ્રતિષ્ઠા જોઇને હૃદયમાં સળગ્યા કરે તે અભિમાન દરેક રીતે દૂર કરવા યોગ્ય છે—સર્વથા પરિહરવા લાયક છે, એમાં કોઇ જાતનો શક નથી. ઉકત પ્રકારનું અભિમાન એ જગતને માથે એક મોટામાં મોટો ઉપદ્રવ છે—આફત છે, એમ કહીએ તો ખોટું નથી. એવા અભિમાનથી મનુષ્ય જાતિના કેટલાએક કલંકો હજી ધોવાયા નથી. એવા અભિમાનથી ઉત્પન્ન થયેલા ઉત્પાતોએ જે ખાનાખરાબી કરી છે, તેનો બદલો હજી વળી શકયો નથી. ખરૂં જોતાં એ અભિમાનને અભિમાન કહેવાને બદલે તેને અભિમાનનો એક દુષ્ટ વિકાર કહીશું તો તે ગેરવાજબી નહીં ગણાય. એવું અભિમાન તો કવિઓએ કલ્પેલા અસુરો અથવા અપદેવતાઓના કપાળમાં જ શોભા પામે. મનુષ્ય જ્યારે એવા નીચ અભિમાનથી આંધળો ભીંત બની જઇ, પોતાની જાતને અદ્ભૂત બળશાળી માની, ન્યાયના—સ્નેહના તથા સર્વ પ્રકારના સદ્ભાવના નિયમોનું ઉલ્લંઘન કરી સંસારમાં પોતાનું રાજ્ય જ પ્રબળ કરવા માંગે છે, ત્યારે તે યથાર્થ મનુષ્યત્વથી કેટલો વેગળો પડી જાય છે, તેનું અનુમાન થઇ શકતું નથી.

* ફ્રેંચ રેવૉલ્યુશનના પ્રથમ વખતના પ્રધાન નાયક [1]મેરારો તરફ નજર કરો. ઇતિહાસમાં આલેખાયેલું મેરારોનું વિચિત્ર જીવન જેણે એકવાર ધ્યાન પૂર્વક

* ફ્રાન્સની પ્રજાએ ઇ. સ. ૧૭૮૯ માં રાજ્યશકિત વિરૂદ્ધ જે બળવો કર્યો હતો, તેને ફ્રેંચ રેવૉલ્યુશનના નામથી ઓળખવામાં આવે છે. આ બળવામાં દેશના રાજા સોળમા લુઇને પદભ્રષ્ટ થવું પડયું હતું તથા અસંખ્ય નાના—મોટા માણસો માર્યા ગયા હતા.

૧ મેરારોનો જન્મ ઇ. સ. ૧૭૪૯ માં થયો હતો. તેના જેવા અસાધારણ શકિતમાન અને અસાધારણ દુષ્ટ માણસો જગતમાં બહુ ઓછા જન્મ્યા છે. તે જીવનની પ્રથમ ભૂમિકામાં પિતૃદ્રોહી, બીજી ભૂમિકામાં ગુરૂદ્રોહી અને છેવટે સમાજદ્રોહી અને રાજદ્રોહી પણ નીવડયો હતો. ફ્રેંચ રેવૉલ્યુશનમાં પ્રધાન હેતુ પણ તેજ હતો, એમ ઐતિહાસિક પંડિતો કહે છે,

વાંચ્યુ છે, તે મનુષ્યોના પગની ઠોકર ખાઇને જીવવાનું પસંદ કરશે પણ મેરાશેના જેવી અત્યંત-યથાર્થ શક્તિની સાથે મેરાશેના જેવું અસ્વાભાવિક અભિમાન લઇને લોકોને બોળી નાંખવાની કદાપિ પણ ઇચ્છા કરશે નહીં. દુર્ભાગ્યવશ જો કોઇના ઘરમાં આવા દુરભિમાનનો એક તણખો પણ લેઇને જો કોઇ દાખલ થાય તો અમે ખાત્રી પૂર્વક કહીએ છીએ કે તે બિચારા ઘરના માલેકની શાંતિ અને સુખ તેજ વખતે નષ્ટ થયા વિના રહે નહીં. આવા પ્રકારનું દુષ્ટ અભિમાન જ્યારે માનવ-હૃદયમાં દાખલ થાય છે ત્યારે મનુષ્યોની પ્રકૃતિ સાથે આકૃતિનું સૌંદર્ય પણ તેજ વખતે નાશ પામી જાય છે. આંખમાંથી સતત એક પ્રકારનું વિકૃત અને ઝેરી તેજ ઝર્યા કરે છે-મુખમાંથી બહાર નીકળતો પ્રત્યેક શબ્દ પણ આસપાસના મનુષ્યોને અગ્નીના કણા જેવો દાહક થઇ પડે છે. પરંતુ જે અભિમાન બીજા કોઇને પીડા નહીં આપતા એક સુંદર અને સ્વાભાવિક બખતરની જેમ મનુષ્યોના હૃદય અને મનનું શત્રુઓથી રક્ષણ કરે, જે અભિમાન કોઇપણ પ્રકારના કટાક્ષ-કટુ ભાષા કે તિરસ્કારમાં બહાર આવવાને બદલે પોતાના સ્વામીની રક્ષા કરવામાં જ તત્પર રહી શાન્ત મહત્વની મધુર મૂર્ત્તિ ધારણ કરે, અને જે અભિમાન સરોવરના સ્વચ્છ પાણીમાં પડેલા સૂર્યના પ્રતિબિંબની માફક લોક-ચક્ષુને અપૂર્વ સૌંદર્યથી આનંદિત કરી મનુષ્યત્વ તરફ મનુષ્યોની ભક્તિને જાગૃત કરે, તેવા સદભિમાનનું અપમાન કરવું તો દૂર રહ્યું, અમે તેને માનવ પ્રકૃતિનું એક અમુલ્ય આભરણ માની બહુમાન કરીએ છીએ.

અભિમાન અને યશોલાલસાને કોઇકોઇ એક પંક્તિમાં મૂકે છે, પણ તે ભૂલ છે. બન્નેમાં જમીન આસમાન જેટલો તફાવત છે, યશાકાંક્ષી પરાન્નભોજી-અને-પારકી આશા ઉપર બેસી રહેનારો હોય છે, જ્યારે અભિમાની પોતાનીજ બુદ્ધિમાં પોતે સંતોષ માને છે. યશોલિપ્સુનું હૃદય હંમેશા એવી ખુજલીથી આકુલ રહ્યા કરે છે કે-"લોકો મારા સંબંધમાં શું કહેશે?" આથી તેને રાત્રે પૂરી નિદ્રા પણ આવતી નથી. અભિમાની સ્વસ્થ-સુસ્થિર અને ગંભીર હોય છે. લોકોના નયન-દર્પણમાં જે પ્રમાણે સંતોષ અને અસંતોષની છબી ક્ષણે ક્ષણે ફરતી જાય છે તેજ પ્રમાણે યશાકાંક્ષીની સુખછબી પણ ફરતી જાય છે. લોકોની આંખમાં પોતાના માટેનો સંતોષ જુએ છે કે તુરતજ યશાકાંક્ષી આનંદથી નાચવા લાગી જાય છે, અને જેવો અસંતોષ જુએ છે તેવોજ ખેદથી હિમત હારી જાય છે, અભિમાની પુરૂષ ચિત્રમાં ખેંચેલી તસબીરની માફક હંમેશા નિશ્ચલ અને નિષ્પંદ રહ્યા કરે છે, પૃથિવીની નિર્મૂળ સ્તુતી કે નિંદાને કાગડાના કોળાહળ જેવી નિર્માલ્ય ગણી કાઢે છે. માત્ર એટલું છે કે યશોલિપ્સા પ્રકૃતિમાંથી જે એક અપૂર્વ સ્નિગ્ધતા અને કમનીયતા ખેંચી લાવે છે, તે સ્નિગ્ધતા અને મનોહરતાને અભિમાની કઠોર-કર્તવ્ય બુદ્ધિના આશ્રયથી નષ્ટ કરી નાંખે છે.

યથાર્થ અભિમાન એક જાતનું અચિન્તનીય સામર્થ્ય છે. તેનાથી સાહસ-વીરતા અને સહનશીલતાનો અભાવ પણ દૂર થાય

છે. સંસારમાં જે કાંઇ શરમભરેલું, નિંદાભરેલું કાર્ય ગણાય અને જે નીચ માણસોને માટેજ ઉચિત ગણાય તેવા કાર્યોથી ખરા અભિમાનીનું અંતઃકરણ હંમેશા ઉચ્ચ ને ઉચ્ચજ રહે છે. કોઈ લાલચમાં ફસાવાનો વખત જ્યારે પાસે આવી લાગે છે, ત્યારે સદભિમાન એક પહેરગીરની માફક તેને સચેત બનાવી દે છે, અને આપત્તિના વખતે આલિંગન આપી એક આત્મબંધુ તરીકેનું કર્ત્તવ્ય બજાવી જાય છે. આ દુઃખપૂર્ણ—કંટકમય—વિઘ્નસંકુલ સંસારમાં યથાર્થ અભિમાન અનેક વખત નોકાની માફક આધારરૂપ થઇ પડે છે. જ્યારે કોઇ માણસ વધુ લાભની આશાથી બહોળો વેપાર ખેડવા જતાં પોતાનું સર્વસ્વ ગુમાવી બેસે છે ત્યારે તેના મનમાં બીજાને છેતરવાની અને પૈસાદાર બનવાની સેંકડો વાસનાઓ એકાએક જાગૃત થાય છે. પણ તેવા વખતે અભિમાન આવી તેનું રક્ષણ કરે છે. અભિમાન તે વખતે તેને કહે છે કે “હજારો થીગડાવાળું જીર્ણ વસ્ત્ર પહેરવાથી મને જે આનંદ થાય છે તે આનંદ બીજાને છેતરીને પ્રાપ્ત કરેલા વૈભવોમાંથી મને કદી મળી શકનાર નથી.” પૃથિવીમાં અનેક મનુષ્યો અવસ્થાનાજ પુજારી હોય છે. જ્યારે અવસ્થા ફરે છે ત્યારે લગભગ આખો સંસાર ફરી બેસે છે. તે વખતે માતા સ્નેહપૂર્ણ કંઠે સંભાષણ કરવાનું બંધ કરે છે, પત્ની મુખ ઉંચું કરી સામે નિહાળવાની તસ્દી પણ લેતી નથી, પુત્ર પિતૃભકિત અને પિતૃઋણની બધી વાતો ભૂલી જાય છે, બન્ધુઓ પોતાને બંધુ તરીકે ઓળખાવવામાં પણ શરમ કરે છે. અને દૂરથી જોઇને બીજા માર્ગે ચાલ્યા જાય છે. આવી રીતે જ્યારે દૈવદુર્વિપાકવશ કોઇ માણસ આવા મર્મભેદી દુઃખ—દાવાનળમાં રાત—દીવસ સળગવા લાગે છે, ત્યારે અભિમાનથી બીજું કાંઇ ન બને તો છેવટે એટલું તો કરે છે જ કે એ દુઃખને સહન કરવાનું પુરૂષોચિત સામર્થ્ય ગમે ત્યાંથી લાવી દે છે. એક માત્ર અભિમાનનો આધાર જો હેલીનાના કારાગારમાં [1]નેપોલીયનને મળ્યો ન હોત તો તે ક્રૂર રક્ષકોના તીક્ષ્ણ છેદનથી કયારનોય મરી ગયો હોત. જો રાજ્યભ્રષ્ટ પ્રથમ [2]ચાર્લ્સને અભિમાને મ-

૧ નેપોલીયન બોનાપાર્ટ ઇ. સ. ૧૭૬૯ માં કર્સિકા દ્વીપમાં એક સાધારણ ગૃહસ્થના ઘરમાં જન્મ્યો હતો. પણ વખત જતાં પોતાની અલૌકિક પ્રતિભાના બળથી, અકલાંત પરિશ્રમથી, તથા અદૃષ્ટપૂર્વ સમરનૈપુણ્યથી ફ્રાંસનો સમ્રાટ અને સમગ્ર યુરોપનો એકવાર સ્વામી બની ચૂકયો હતો. તે જ્યારે પ્રુશીઆ અને ઇંગ્લાંડના એકત્રિત થયેલા સૈન્યથી વોટરલુના યુદ્ધમાં પરાજીત થયો ત્યારે આટલાંટિક સાગરમાં આવેલા હેલેનાના ટાપુમાં તેને કેદ કરવામાં આવ્યો હતો. ત્યાં કેદના રક્ષકોએ તેના ઉપર નિષ્કારણ બહુ જુલમ કર્યો હતો.

૨ પ્રથમ ચાર્લ્સ ઇ. સ. ૧૬૦૦ માં જન્મ્યો હતો અને ૧૬૪૫ માં ઇંગ્લાંડની રાજગાદીએ આવ્યો હતો, પણ છેવટે પાર્લામેંટ સાથે વિરોધ થવાથી ક્રોમવેલની ખટપટનો ભોગ થઇ પડયો અને એક રાજદ્રોહી તરીકે ફાંસીના લાકડે લટકવું પડયું! તેની રાજનીતિમાં ગમે તેટલા દોષો હોય, તો પણ તેના મહત્વ અને ઉદારતા ઉપર કોઇ કલંક મુકી શકયું નથી. તેનું જીવન ઘણું નિર્મળ અને આશ્રિત—વત્સલ હતું.

દઢ કરી ન હોત તો દુષ્ટ પહેરગીરોના કટુ-કઠોર શબ્દો સહન કરી એક ક્ષણવાર પણ પ્રાણ ધારણ કરી શક્ત નહીં.

સૌભાગ્યનો વખત હોય ત્યારે અભિમાનની ઉપેક્ષા કરવાથી કાંઈ હાની નથી. બલ્કે સુખ અને સૌભાગ્યના સમયમાં નિઃભિમાની થવું એ જ ખરૂં અભિમાન છે, એમ કહીએ તો ખોટું નથી. જ્યારે આપણી દૃષ્ટિ ઉપરથી જ આપણે શું ઇચ્છીએ છીએ તે આપણા અનુયાયીઓ—સેવકો સમજી જતા હોય, અથવા આપણું વાક્ય મુખમાંથી પુરૂં બહાર નીકળવા પામે નહીં તેટલામાં જ તે વાક્ય ઝીલી લેવાતું હોય, આપણી મુલાકાત લેવાથી લોકો પોતાને ભાગ્યશાળી માનતા હોય, આપણા હસવા માત્રથી આખી સભા હસી પડતી હોય, અને આપણો એક નિશ્વાસ બહાર આવતા સકળ સભાસદોના મુખ ઉપર શોકની છાંયા છવાઇ જતી હોય, જ્યારે વાયુનો પ્રત્યેક તરંગ આપણી પ્રશંસાના વાક્યોને જ પોતાની પીઠ ઉપર વહન કરી જતો હોય, અને ટુંકામાં કહીએ તો જ્યારે સમસ્ત સંસાર જ્યોત્સ્નાથી સ્વચ્છ બનેલી રાત્રીની જેમ આનંદમાં નિમગ્ન થયેલો જણાતો હોય તે વખતે ફળફુલથી લચી પડેલા આમ્રવૃક્ષની માફક નીચે નમી પડવાથી અથવા તો લઘુતા દર્શાવવાથી આપણા જીવનમાં નીચતા અથવા કલંકનો લેશપણ સ્પર્શ થતો નથી. આવો વિનય પૂર્વકનો ગર્વ જ સંપત્તિના દીવસોમાં સુંદર દેખાય. પરંતુ નસીબના કારમા ઝપાટાથી જ્યારે એકાએક અધઃપાત થાય ત્યારે પણ જો સદભિમાનનો ત્યાગ કર્યો હોય તો મનુષ્યત્વની રક્ષા કોઇ કાળે થઇ શકે નહીં. તે વખતે એક પગલું મૂકતાં પણ ચો તરફનો વિચાર કરવો પડે, એક વાક્યનો ઉચ્ચાર કરતાં પહેલાં પાંચ વખત વિચાર ફેરવવા પડે, તે વખતે ખરેખરા સરલ અંતઃકરણથી પણ જો કોઇના ગુણાનુવાદ કરીએ તો લોકો તેજ વખતે આપણને ખુશામતીયો કહી હસી કાઢ્યા વિના રહે નહીં. આપણો હૃદયનો પ્રેમ રોકી ન શકવાથી કોઇની તરફ પ્રીતિ બતાવવી જો શરૂ કરીએ તો તેજ વખતે લોકો આપણને સુચતુર વાણીયો કહી અપમાન કર્યા વિના રહે નહીં. જેવી રીતે સુખ શાંતિનો સ્વાભાવિક સંભોગ સૌ કોઇના નસીબમાં નથી હોતો તેવી રીતે અત્યંત વિનીત અથવા નમ્ર થવાનું પણ સૌ કોઇને માટે—સર્વ સમયે સંભવિત હોતું નથી. કોઇ ભાગ્યવાન્ વ્યક્તિ જો કોઇ મનુષ્યના ચરણમાં નમી પડે તો તેથી તેની નિંદા અથવા અનિષ્ટ થવાનો કોઇને ભય રહેતો નથી, પણ ભાગ્યદેવી જેનાથી રીસાઇ બેઠી હોય એવો કોઇ મનુષ્ય જો પોતાનો વિનય પ્રેમ, અથવા મધુર ભાષિતા અને ગુણાનુરાગિતા દર્શાવવી ચાલુ રાખે તો સાધારણ મનુષ્યો તેને સ્વાર્થસિદ્ધિના પ્રપંચો કહી તિરસ્કાર કર્યા વિના ભાગ્યે જ રહે. એવા વખતે આવા મનુષ્યો આત્મનિર્ભર રહી શકે તે માટે આખા જગતમાં અભિમાન સિવાય બીજો આધાર જ શું છે ? છેવટના આધાર રૂપ આ અભિમાનને પણ જો મનુષ્ય જાતિ દેશવટો આપે તો પછી તેના અધઃપતનની સીમા ક્યાં આવીને અટકે ?

એક સુયોગ્ય-ચરિત્રમાન-મહાશય-પુરૂષને, અવસ્થાના દોષથી, વિરાટગૃહમાં છુપા

કરી રાક્ષસ–મંત્રીની ચરણ રજ માથે ચડાવી તેનું શું કારણ? જ્યારે પરાજીત થયેલા રાજા પોરસને [1]આલેકઝાંડર પાસે લઇ જવામાં આવ્યો ત્યારે જેણે પોતાનો એક રાજા તરીકે ગર્વ પૂર્વક પરિચય આપ્યો હતો તેનું અપમાન કે તિરસ્કાર નહીં કરતાં વિજયી–વીરચુડામણી આલેકઝાંડરે પોરસની એવી તેજસ્વિતા માટે પ્રમોદ દર્શાવ્યો તેનું શું કારણ? પ્રુશીઆના પ્રથમ સમ્રાટે ફ્રેંચ પ્રજા ઉપર જે વિજય મેળવ્યો હતો તેની કીર્તિ ઇતિહાસ ભૂલી જઇ શકશે, પણ તેણે સિંહાસનભ્રષ્ટ [2]લુઇ નેપોલીઅનનું જે સન્માન કર્યું હતું તે પ્રસંગ કદાપિ ભૂલી જવાય તેવો નથી.

કેટલાએકો પોતાના રૂપના અભિમાનમાં ઉન્મત્ત થઇ જાણે કે પૃથિવીના સઘળા વૈભવો પોતાના ક્ષણવિલાસી રૂપના ક્ષણિક વિલાસ માટે જ કેમ ન હોય તેમ માની લે છે. કેટલાએકો કોઇ એક સામાન્ય ગુણને લેઇને ગુણાભિમાનથી જમીન ઉપર પગ પણ મૂકવા ચાહતા નથી, કેટલાએકો ખુબ ખુશામત કરી કરીને જરા ઉંચી પદવીએ ચડયા અથવા તો અસંખ્ય સાચા ખોટા કરી થોડું ધન કમાયા અને સંસારના બે–ચાર માણસોમાં પોતાનો ભાવ પુછાવા લાગ્યો કે તુરત જ અભિમાનમાં ઉન્મત્ત થઇ કોઇને કશી બિસાતમાં જ લેખતા નથી, સર્વત્ર અંધકાર જ ભાળે છે. આવા પ્રકારનું કનિષ્ટ અભિમાન એ અભિમાન નથી, પણ એક વિડંબના માત્ર જ છે. સાચું અભિમાન હંમેશાં ગંભીર અને ઉચ્ચતા ભણી દોરી જનારૂં હોય છે. પ્રત્યેક મનુષ્યમાં જે એક અચિંતનીય સ્વત્વ–નિજત્વ–પોતાપણું–છુપાયેલું રહ્યું છે, જે નિજત્વનું અવલંબન લઇ મનુષ્યોમાં સમસ્ત સંસારની સામે ઉભા રહી "હું" એવા શબ્દથી પોતાને સંબોધે છે, અને જે પોતાપણાને લઇને બીજાઓથી પોતાને ભિન્ન માને છે, તે નિજત્વ–પોતાપણાની રક્ષા કરવી, સંસારના સર્વ પ્રકારના જુલમો અને દુરાચારોથી "હું" નું રક્ષણ કરવું, એટલું જ નહીં પણ તે "હું" ને ક્રમે ક્રમે વિશુદ્ધ કરી ઉન્નત કરી, સાચા મનુષ્યત્વ તરફ લઇ જવું, એ જ યથાર્થ અભિમાનનું મુખ્ય કર્તવ્ય છે.

અભિમાનના આવા નિર્મલ તેજનો જેણે એકવાર હૃદયમાં અનુભવ કર્યો નથી, તે વ્યકિત વ્યકિતગત સ્વતંત્રતા કોને કહેવાય તે કદાપિ સમજી શકે નહીં. આવા પોતાપણાના અભિમાન વગરના મનુષ્યો બીજાની મદદ લઇ ગમે તેટલી ઉન્નતી કરે તો પણ તેમના લલાટમાં એ ઉન્નતી કરનાર તરીકે તેમના માલેકનું નામ જ લખાશે.

૧–પોરસ, એ પંજાબ દેશનો રાજા હતો, કોઇ કોઇ પ્રાચીન ગ્રંથમાં પુરૂરાજ એવું નામ પણ છે. જ્યારે મેસિડોનીઆના અધિપતિ મહાવીર આલેકઝાંડરે હિંદુસ્થાન ઉપર વિજય મેળવવા ચડાઇ કરી ત્યારે પ્રાયઃ સર્વ રાજાઓ યુદ્ધ કર્યાં વિનાજ તાબે થઇ ગયા, પણ પોરસ એક વીરની માફક લડયો અને છેવટે સૈન્યની ન્યૂનતાને લીધે હારી ગયો. આલેકઝાંડરે પાછળથી તેને માટે પોતાનો સંતોષ દર્શાવ્યો હતો.

૨–નેપોલીયન બોનાપાર્ટનો ભત્રીજો થાય.

જેને બે આંખો મળી છે, છતાં બીજાની આંખે જોવામાં જ જે આનંદ માને છે, બે કાન મળ્યા છે, છતાં બીજાના કાને સાંભળવામાં જ જે કૃતાર્થતા માને છે, અને જેને બુદ્ધિશક્તિ મળી છે, છતાં બીજાઓ જે માર્ગ બતાવે તે જ માર્ગે ચાલવાનું પસંદ કરે છે, બીજાઓ જેમ નચાવે તેમ નાચવામાં જ સુખ માની બેઠા છે, પોતાના જીવનના કાર્યો પોતાની જ બુદ્ધિશક્તિથી કરવા જોઇએ એવું જેને અભિમાન નથી, તેવા માણસોને આંખ કાન નાક કે બુદ્ધિ શક્તિ મળી હોય તોય શું અને ન મળી તોય શું? આવા પૂતળા જેવા સત્ત્વ વિનાના મનુષ્યો કદાચ થોડી ઘણી ઉન્નતી પણ કરી જાય છતા તે ઉન્નતિ જ્ઞાનીઓની દ્રષ્ટિ પાસે તો એક નિર્જીવ વસ્તુ લેખાશે. તેથી ઉલટી રીતે જોતાં જેણે પોતાના "હું" પણાથી કાંઇક કામ કર્યું છે તે કામ ભલે લોકોની નજર ખેંચનારૂં ન હોય તો પણ બુદ્ધિમાન માણસો તો તેમાં તેના અભિમાનનું દર્શન કરી સદા સંતુષ્ટ જ થશે–એવા માણસોની બુદ્ધિ તથા ઇન્દ્રિય શક્તિ સફળ છે, એમજ કહેશે.

સુશીલ.

# મન–તેનું બળાબળ.

મન વડે જે આપણે દૃઢ નિશ્ચય કરીએ છીએ તેવુંજ બાહ્ય જગત્‌માં પ્રતીત થતું અનુભવીએ છીએ. મનની ભાવના બાહ્ય વિશ્વમા સાકાર થયા વિના રહેતી નથી. સુખ અને દુઃખનો આધાર બીજા કશા ઉપર નહીં પણ મનની તે તે પ્રકારની સ્થિતિ ઉપર છે. મન એ બીજક છે. બાહ્ય સંયોગો એ બીજમાંથી ફાલેલું વૃક્ષ છે. જેમ લીંબડાનું બીજક જળ–પૃથ્વી–વાયુ આદિ તત્વોને કટુતામા પરિણુમાવે છે અને આંબાનું વૃક્ષ તેજ તત્વોનું મધુરતામાં રૂપાંતર કરે છે તેમ મનરૂપી બીજક પણ પોતાના સ્વભાવ અને પ્રકૃતી પ્રમાણેજ વિશ્વને પરિણુમાવે છે, અને તે રૂપે અનુભવે છે. વિશ્વમાં જે તત્વો વ્યાપી રહ્યા છે તે બધા કલ્પવૃક્ષોજ છે, અને મનની કલ્પના પ્રમાણેજ તે ફળે છે આખું જગત્ આત્માની સેવ માં હાજર છે. તેને તમે ઇચ્છો તેવા રૂપે તે પ્રતીત થશે આત્માના ભાવ જેમ અનંત છે તેમ પુદ્ગલના પર્યાય પણ અનંત છે. તમારી ભાવના પ્રમાણે તેનું સ્વરૂપ રચાઇ તમારી સમક્ષ પ્રગટ થવાની તેનામાં યોગ્યતા છે. તમે શુભ ચિંતવન કરો, અને તમારી પાસે રહેલા દ્રવ્યો પુણ્ય પ્રકૃતી રૂપે પરિણમશે, તેથી વિપરીત કરો અને પરિણામ પણ તેને અનુસરતુંજ આવશે. વૃક્ષના બીજકમાં અને આપણા માનમ્ બીજકમાં તફાવત એટલોજ છે કે જ્યાર વૃક્ષના બીજકમાં તેના સ્વભાવથી વિરૂદ્ધના પરમાણુઓ આકર્ષવાનું સામર્થ્ય નથી–અર્થાત તે પોતાના સ્વભાવને બદલી શકતું નથી, ત્યારે માનમ્ બીજકમાં તેનો સ્વભાવ બદલાવવાનું સ્વાતંત્ર્ય છે–સામર્થ્ય છે. એ સ્વાતંત્ર્યનો ઉપયોગ કરવો અને તેમાંથી આપણું પરમ શ્રેય સાધી લેવું એજ મનુષ્યનું મનુષ્યત્વ છે, મનુષ્યભવનું સાફલ્ય છે.

તમે જ્યારે એમ દ્રઢપણે માનો છો કે હમણા મારો સીતારો અવળો બેઠો છે, નસીબ નબળું બન્યું છે, દહાડા વાંકા થયા છે, હમણા સુખનો સંભવ નથી, સુખ જોયું નથી અને જોશુંય નહીં, ત્યારે તમે તમારી ભાવનાને સાકાર કરતા જાવ છો, તમે તમારે માટે ઝેરી ફળ ઉપજાવવા કલ્પવૃક્ષને વિનવો છો. તે તો બિચારૂં તમારૂં સેવક છે, એટલે તમે કલ્પો તેવું ફળ તેને ઉપજાવ્યા વિના છુટકોજ નથી. તમારા રસોયાને તમે હૂકમ કરો કે આજે મારે માટે ધૂળનો રોટલો બનાવજે, તો પછી ગરીબ બિચારો સેવક તમારી આજ્ઞાને માન આપી તેમ કરે અને તમે તે રોટલો ખાઇ વ્યાધી થયે કસાણું મ્હોં કરી ગાળો ભાંડો તેનો અર્થ શું? તમારૂં તે દોષ દેવાનું વર્ત્તન બેવકુફાઇ ભરેલું છે એમ તમને નથી લાગતું? જે સુખરૂપતા કે દુઃખરૂપતા તમે અનુભવો છો તે તમોએ ઘણો પ્રયત્ન કરીને ઉપજાવી છે-તમારૂં ઉપજાવેલું તે બાળક છે-તમારા દ્રઢ ચિંતનનું-ભાવનાનું પરિણામ છે.

ગમે તેવા સંયોગોમાં પણ મન તેની ઇષ્ટ સ્થિતિ ઉપજાવી શકવા સમર્થ છે. તે જેવું દ્રઢપણે માને છે તેવું બાહ્ય વિશ્વને થયા વિના ચાલતું નથી. તમે જ્યારે એમ માનો છો કે આ તો પંચમકાળ છે, સમયે સમયે અનંતી હાની છે, આખું જગત્ અવનતી ભણી ઘસડાતું ચાલે છે, હવે અમારા સમાજમાં પૂર્વના જેવા મહાપુરૂષો થતા નથી અને જ્ઞાન-ધ્યાન-ઉપશમ-ચારિત્ર્ય આદિનો લોપ થતો ચાલે છે, ત્યારે ખરેખર તેવી સ્થિતિને ઉપસ્થિત થયા વિના ચાલતું નથી. આખો સમાજ બળપૂર્વક અને દ્રઢતા પૂર્વક છાતી ઠોકીને તેવું કલ્પે ત્યારે તે કલ્પનાને સાકાર થયા વિના ચાલેજ નહીં. જે સમાજ જ્યાં ત્યાં દુઃખ અને અશુભનેજ જુવે છે ત્યાં દુઃખ અને અશુભ સિવાય બીજું કાંઇ હોઇ શકેજ નહીં. તેથી ઉલટું ઇંગ્લાંડ આદિ દેશોમાં એવી માનીનતા છે કે આ વિશ્વનો ક્રમ ઉત્ક્રાન્તિ ઉપર વહ્યો જાય છે, બુદ્ધિબળ-વિજ્ઞાનબળ વધતા જાય છે, રાજકીય અને સામાજીક બંધારણો નિયમબદ્ધ સુશ્લિષ્ટ અને સુઘટિત થતા જાય છે, સમયે સમયે પ્રગતિ ઉત્કર્ષ ક્રમશઃ વધતા જાય છે, ત્યાં ખરેખર તેમની ભાવના સિદ્ધ થતી જાય છે, તે આપણે નજરે જોઇએ છીએ. અંગ્રેજ પ્રજાનો પ્રત્યેક મનુષ્ય દ્રઢપણે એમ માને છે કે અમારી પ્રજા વિશ્વ ઉપર રાજ્ય કરવા માટેજ ઘડાએલી છે, અને તેમની માનીનતા પ્રમાણે ફળસિદ્ધિ નથી થઇ, એમ કોઇ કહી શકશે?

જ્યારે તમે એમ માનો છો કે આ જગત્ અનેક ભૂત-પિશાચ-ડાકણ-વ્યંતર પ્રેત વિગેરે વડે ભરપૂર છે, અને મનુષ્યની સાધનામાં જ્યાં ત્યાં આડા આવ્યા કરે છે ત્યારે તમે તેવા સત્વોને ઉપજાવતા જાવ છો અને પોષણ આપી મોટા કરો છો. જે હેતુ સિદ્ધ કરવા તમે તેને ઉપજાવ્યા હોય છે તે હેતુ સિદ્ધ કર્યા વિના તેને ચાલતુંજ નથી. જે પામર હૃદય પોતાના કનિષ્ટ સંસ્કારથી તેવા અધમ સત્વોને પ્રકટાવે છે તે પોતાની ભાવના તત્કાળ સિદ્ધ થયેલી જુએ છે, નિર્જનતાને તે પોતાના ભયંકર ચિત્રોથી વસાવે છે, સ્વપ્નામાં પણ તેનું

જીવન કંપ અને ત્રાસમય હોય છે. વિશાળ અને અગાધ સૃષ્ટિ-સૌંદર્ય, જ્યાં પ્રભુતાનો વાસ હોય છે ત્યાં, તેને સેતાનના બાળકોથી ભરપૂર બનાવે છે. કુદરતી લીલાના વિહારસ્થાનોમાં-એકાન્ત શૂન્યતાવાળા અરણ્યોમાં, પ્રૌઢ વૃક્ષવલ્લીઓ અને લીલોતરીની દિવ્ય સૃષ્ટિ રચનામાં તે પદે પદે ભૂતોનેજ ભાળ્યા કરે છે. તે પામર-સ્વાર્થી મન નિર્ભયતા-નિર્મળતા-સર્વમયતા-મહત્તા-ઉદારતા-ઉચ્ચતા -અને આનંદના ઉત્કૃષ્ટ સત્ત્વો આકર્ષવાના બદલે ભિરૂતા-મલિનતા-સ્વાર્થમયતા-નીચતા-સંકુચિતતા-અધમતા અને ઉદ્વેગના નિકૃષ્ટ સત્ત્વોથી પોતાનું ચિદાકાશ વસાવે છે, અને બાહ્યાંતર વિષમયતાનેજ કડવો અનુભવ કરે છે.

તમારૂં મન જ્યારે એવું દ્રઢપણે માને છે કે મારામાં પ્રભુનો નિવાસ છે, મારો પ્રત્યેક સંયોગ તો સર્વજ્ઞ ઈશના નિયંતૃત્વને આધીન છે-હું તેમનો પુત્ર છું, હું સુખ અને કલ્યાણ ભણીજ વહતો જાઉં છું, મારૂં અશ્રેય થવાનો કોઇ કાળે સંભવ નથી, મારૂં નિર્માણ અતિ ભવ્ય-ઉચ્ચ અને સુંદર છે, ત્યારે વસ્તુતઃ સર્વ કાંઇ તે ભાવનાને અનુરૂપજ બનતું જાય છે. તમે ખરેખર પ્રભુમય થતા જાવ છો, તમારી આસપાસના મનુષ્યો તમારી જે સ્થિતિને પાપના ઉદયરૂપ ગણતા હોય છે તે સ્થિતિમાં તમને પુણ્યનો મહાન્ ઉત્કર્ષ ભાસે છે. તમે જ્યાં ત્યાં સુખ અને કલ્યાણ જ અનુભવો છો. તમારી શુભ ભાવનાવડે તમારૂં ઉદયમાન પાપ પણ તેનો રસ આપતું બંધ પડે છે-ને રસમાંથી કટુતાનો હ્રાસ થાય છે. પાપને પાપરૂપે ભોગવવું કે કેમ તે મનની સ્થિતિ વિશેષને આધીન છે. ખરૂં કહીએ તો પાપ અને પુણ્ય એ મનની કલ્પનાઓ માત્ર છે. સંયોગોને મન જેવા રૂપે જુવે છે તેવા રૂપે તેને તે પાપમય અથવા પુણ્યમય ભાસે છે. શુભ-નિર્મળ-પ્રસન્ન-અને ઉન્નત મનને પાપ સ્પર્શી જ શકતું નથી. કર્મની રેખ ઉપર મન મેખ મારી શકે છે, એ વાતમાં હવે શંકા રાખશો નહીં. કારણકે તેણે પોતાની ભાવના વડે પોતાની સૃષ્ટી જ બદલી નાંખી હોય છે.

તમારૂં ઉદયમાન પ્રારબ્ધ ગમે તેવું કઠંગુ હોય, જોશીઓ ગમે તેટલી છાતી ઠોકીને કહેતા હોય કે તમારે અમુક ગ્રહની દશા બેઠી છે માટે હવે તમે ખરાબ ખસ્તા અને પાયમાલ જ થવાના, તોપણ તમોએ જો મનમાં એમ દ્રઢપણે માન્યું હશે કે મને કશું જ થવાનું નથી તો તમને ખરેખર જ કશું થશે નહીં. શુભનું ચિંતવન, પ્રસન્નતા અને ઇષ્ટભકિત તમારૂં પ્રતિકૂળ પ્રારબ્ધ પણ બદલી નાંખશે, વાંકા ગ્રહ સીધા કરી નાંખશે, અને અંતે હાનોને બદલે તમને લાભજ થવાનો. કીસ્મત -પ્રારબ્ધ કે નસીબ એ આપણાજ પેદા કરેલા સત્ત્વો છે. આપણે તેમને આકર્ષ્યા અને તે આવ્યા છે. આપણા નોતરેલા મીજમાનો છે. પૂર્વકાળમાં કોઇ અશુભ ભાવના વડે આપણે તેમને પોષ્યા હોય અને આ કાળે તે પોતાનું પ્રતિકૂળ ફળ દેવા તત્પર થયા હોય તો પણ આપણી બાજી છેક જ હાથમાંથી ગઇ છે એમ માનવાનું નથી. જ્યારે તેઓ ફળાભિમુખ થયા હોય છે

ત્યારે પણ આપણે આપણા મનની સત્ત્વ પ્રધાન સ્થિતિથી તેમને અનુકૂળ કરી શકીએ છીએ. કેમકે સુખ કે દુઃખ મળવાનો આધાર તે તે પ્રકારના કર્મ ઉપર નથી પણ મન ઉપર છે. સુખ-દુઃખનું સુકાન મનુષ્ય માત્રને પોત પોતાના હાથમાં જ સોંપાએલું છે. ઇચ્છામાં આવે તો સુખના શીખર ઉપર વસો અને ઇચ્છામાં આવે તો દુઃખની અતળ ખાડોમાં અને કોટરોમાં ગબડયા કરો. તમને સુખી કરનાર કે દુઃખી કરનાર તમે પોતે જ છો.

'જેવી ભાવના તેવી સિદ્ધિ" એ મંત્ર અત્યંત અર્થપૂર્ણ અને સુખના પરમ નિધાનની ગુપ્ત કુંચી છે. ભાવનાના બળવડે હિંસક પ્રાણીઓ પોતાના હિંસક સ્વભાવને ત્યજી દે છે. હલાહલ વિષથી ભરેલા ચંડકૌશિક સર્પનો ઝેરી ડંખ પણ શ્રી મહાવીર પ્રભુને તેમની સાધક અવસ્થામાં કશી જ અસર કરી શકયો નહોતો તે ભાવના સિવાય બીજી કઇ શકિતના પ્રભાવથી? અધ્યાત્મશાસ્ત્રના પરમ રહસ્યરૂપ આ ભાવનાના સ્પરૂપનું જેમને જ્ઞાન થયું છે તેઓ કદી જ અશુભ કે અહિતનું ચિંતવન કરતા નથી. કેમકે ચિંતવન એજ તે તે પ્રકારની સ્થિતિને નિમંત્રણ કરવા બરાબર છે. તમે અમુક મનુષ્યને તમારો દુશ્મન કલ્પો, તુર્ત જ તેવા રૂપે તે પરિણમશે. કોઈ દુશ્મનને સાચા મનથી મિત્ર કલ્પો, તુર્તજ તે પોતાનો જુનો ભાવ ભૂલી જઇ તમારા પ્રત્યે મિત્રતાનું વર્તન રાખશે. તમે તમારી સ્ત્રી, બાળકો કે બંધુઓને તમારા સંસારના બંધન રૂપે કલ્પો એટલે બીજી જ ક્ષણથી-નહીં નહીં તેજ ક્ષણથી-તે તમારા વિકાસમાં પ્રતિબંધક થવાના જ. સ્ત્રીને નર્કનું દ્વાર માનો, તેને ધિક્કારો, અને જે નર્કની તમે મરણ પછી આશા રાખી હશે તેની વાનકી તમને અહીંજ મળવાની. તેથી ઉલટું તમે તમારા પરિવારને તમારા સહાયક તરીકે લેખો, તમારા ઉન્નતિ ક્રમમાં તમારા જમણા હાથરૂપ માનો અને જુઓ કે તેઓ તમારી ભાવના પ્રમાણે અનુકૂળ જ થવાનાં. જે સ્ત્રીઓને અત્યારે આપણે નર્કના ધોરી રસ્તા તરીકે કુટી બેસારી છે તેવી અસંખ્ય સ્ત્રીઓ પૂર્વે પોતાના પતિઓને તેમની ઇચ્છાને અનુકુળ બની તેમના ઉત્કર્ષમાં ઉપકારક થઇ છે. ઉત્તમ સાધનોને આપણા મનની વિપરીત ભાવનાથી આપણે બંધન રૂપ કરીએ છીએ, ત્યારે ભાવનાના સ્વરૂપને સમજનારા જ્ઞાનીજનો બંધનને પણ સાધનરૂપે કરી લે છે.

અધ્યાયી.

## તત્વ-વિચાર.

ફળ [illegible] પૂર્વે [illegible] તત્પર થયેલા એવા ઉદયમાન [illegible] ધ્યાન [illegible] બંધ પરિણામે ન ભોગવતાં [illegible] ચાલે [illegible] વેદી લઇ તેને નિઃસત્વ કરી નાંખે [illegible] થવાનું પરમ [illegible] ક્ષમાઃ રહસ્ય છે. વ્યવહારના સંસર્ગમાં કે જંગલની વેરાનતામાં વસતા જ્ઞાનીજનો આ ઉપયોગનું અસ્ખલિતપણે પાલન કરે છે. યોગીઓનો યોગ, મહાત્માઓનું માહા-

ત્ર્ય અને સાધુ જનોનું સાધુત્વ આ અબંધત્વ ભાવના તારતમ્યના સારરૂપ છે. કષાયોના નિમિત્તોના ઉદયકાળે જેમના ચિત્ત ઉપર રાગ-દ્વેષના રંગો ચડે છે અને પોતાનું સ્વત્વ ભૂલી જઇ પરભાવના અવિરત પૂરમાં તણાય છે તેવા મનુષ્યો યદ્યપિ વાઘવરૂના ખીયાબાનમાં ઘોર કષ્ટસહિત ઉત્કૃષ્ટ સમાચારી પાળતા હોય, તો પણ તેઓના શિરે સર્વદા નર્કનો જ પ્રવાહ વહતો હોય છે. તેથી ઉલટું જે વીર્યવાન આત્માઓ પોતાના સ્વત્વના ભવ્ય પ્રદેશમાં નિરંતર વિહરે છે અને બળવાન નિમિત્તોની મધ્યમાં વસવા છતાં જે તટસ્થપણું સાચવી રાખી માયિક પદાર્થોની ઘટનામાં વ્યામોહવશ નથી થતાં તેઓ ભલે સંસારની દ્રષ્ટિએ સંસારના કીડા જેવા ભાસતા હોય તો પણ તેઓ મનુષ્યની વસતીમાં વિચરતા મહર્ષિઓ જ છે.

—જીવનું વાસ્તવ સ્વરૂપ આ પ્રતીત થતા પૌદ્ગલિક પદાર્થોથી અત્યંત ભિન્ન છે. મોહના બળવાન્પણાથી આ કાળે તે સ્વરૂપની વ્યાખ્યા છેક જ ઉલટી બંધાય છે. અજ્ઞાનના ગાઢા આવરણવાળા જીવો જ્યારે પોતાનું પોતાપણું તપાસવા બેસે છે ત્યારે તેઓની સાથે ભળેલા અન્ય પદાર્થોને પણ પોતાનાથી અભેદરૂપે જુવે છે. અસદ્ભુત વ્યવહાર નયની પાર તેમની દ્રષ્ટી જોઇ શકતી નથી તેઓ એમ માનતા હોય છે કે "હું સાડા ત્રણ હાથ લાંબો, એકાદ હાથ પેહોળો, અમુક આકારના ,હાથ-પગ-મુખાદિક અવયવોવાળો એવો એક પદાર્થ છું." દેહથી ભિન્ન એવું પોતાનું પૃથક્ત્વ તેને લેશ પણ ભાસતું નથી. કદી આત્મા, એવી ચીજને આ શરીરમાં હોવાનું સ્વીકારતો હોય છે તો પણ તે ઉલટી રીતે માનતો હોય છે. જ્યારે તત્વવેત્તાઓ એમ જુએ છે કે દેહ એ આત્માએ ગૃહેલા પરમાણુઓનો સંચય છે, અને કાળે કરી તેનો વિયોગ થવાનો છે, ત્યારે અજ્ઞાનીઓ એમ માને છે કે આત્મા એ દેહને આવી મળેલું કોઇ ઉપયોગી તત્વ છે, અને દેહ એજ સર્વસ્વ છે.

—જેને આપણે "હું" એવી સંજ્ઞાથી ઓળખીએ છીએ, તે આ દેહ નથી પણ તે દેહને ઉંચકીને ફરનાર કોઇ દેહથી અતિરિક્ત તત્વ છે. જે શક્તિવડે જ્ઞાન અને કર્મ ઇંદ્રિયો પોત પોતાનું સ્વભાવસિદ્ધ કાર્ય કરે છે અને અંતઃકરણ તેના મનનચિંતનાદિક ધર્મ નિર્વહે છે, તે શક્તિનું પ્રભવસ્થાન આ "હું" છે. દેહ અને અંતઃકરણ એ તેના સ્થૂલ-સૂક્ષ્મ ઢાંકણ છે. "હું" અને તેના આચ્છાદનોમાં જે દ્રવ્ય અંગભૂત છે, તે પરસ્પરથી અત્યંત ભિન્ન છે. "હું" એ વસ્તુતઃ શરીર કે મન નથી. તે અવિક્રીય અને ચિરકાળ શાશ્વત તત્વ છે. દેહના વિનાશ સાથે તેને કાંઇ જ લેવા દેવા નથી. આવા શરીર અનંતવાર બદલ્યા, પરંતુ આ "હું" તત્વ તો અનાદિ કાળથી એક જ છે. પૂર્વે પણ આજ "હું" અને ભાવીમાં ગમે તે કાળે પણ એનું એજ "હું" કાયમ રહેવાનું છે. શરીર જે માટીનું બનેલું છે, તેમાં પણ ક્ષણે ક્ષણે હાનિ-વૃદ્ધિ થયાજ કરે છે. પરંતુ આ "હું" તો સદાકાળ અચળ જ છે. તેજ પ્રમાણે મનના સંબંધે પણ છે. બાળપણનું મન

અત્યારના મનથી જુદા પ્રકારનું હતું. તેમાં ક્ષણેક્ષણે પરિવર્ત્તન થયાજ કરે છે, છતાં તે બધામાં અનુસ્યુત "હું" તત્વ એ બધા અનુભવોમાં સંકળાએલું છે. તે સર્વદા એક જ અખંડ–અવિનાશી સ્થિતિમાં રહે છે. એ "હું" તે જ વસ્તુતઃ આપણે છીએ. મન અને શરીર એ ઉભયમાં જો આજ દીન સુધીમાં "હું" પણું સમજાયું હોય તો તે મિથ્યા હતું.

—એ "મિથ્યાત્વ" એજ આ સંસારને સફળ કરે છે. જે અર્થમાં સંસારનું સંસારપણું શાસ્ત્રદ્રષ્ટિને ઇષ્ટ છે તે આ "મિથ્યાત્વ"માંથી પોષણ મેળવીને નભે છે. જે ક્ષણે સ્થૂળ અને સૂક્ષ્મ તમામ બાહ્યાંતર કારણોમાંથી પોતાપણાની ભાવના ઉઠી જાય છે, અને વાસ્તવ "હું" માંજ પોતાપણું સમજાય છે તે ક્ષણે સંસારનું વધવાપણું અટકે છે. દ્વાદશાંગી-તેનો સાર પણ એજ હોવો ઘટે છે કે "પોતામાં જઇ પરમાંથી પોતાપણાની ભાવના ઉઠાવી લ્યો." આ એકજ વાતને જૂદી જૂદી રીતે સ્પષ્ટ કરવા અર્થે શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ છે. હલુકર્મી જીવોને તે અલ્પમાંજ સમજાઇ જાય છે.

—મોહના બળવાન્‌પણાને લીધે જીવને આ વાત ગળે ઉતરતી નથી. આ વાત તેણે અનેકવાર વાંચી હશે, કદાપિ તેમ હોવાનું માન્યું પણ હશે, પરંતુ તેટલાથી જ તે "મિથ્યાત્વ"નો લોપ થતો નથી. "મિથ્યાત્વ"ને ટાળવાનો ખરો ઉપાય એજ છે કે "હું"પણાની ભાવના આ દેહાદિમાં જેવી દ્રઢપણે આ કાળે છે તેટલી દ્રઢપણે વાસ્તવિક "હું"માં હોવી જોઇએ. હું દેહ અથવા મન છું અથવા તે મારા છે એવો મિથ્યાભાવ વિલય થઇ પેલું ખરૂં "હું"જ સર્વદા ઉદયમાન રહેવું જોઇએ. એમ થશે ત્યારે આપોઆપ ઇન્દ્રિયોના વિષયોમાંથી રસ ઉડવા લાગશે, અને જે અત્યારે પોતાના સમજાય છે તે પારકા સમજાશે, તથા જે રસવૃત્તિથી અત્યારે તેનું પાલન–લાલન થાય છે તે રસવૃત્તિને સ્થાને માત્ર તેને નિર્વહવાની ઉદાસવૃત્તિજ રહેશે, જે હેતુઓમાં અત્યારે સુખનું ભાન થાય છે તે પદાર્થો માત્ર પોતપોતાના સ્વભાવમાંજ અવસ્થિત દેખાશે, અને હાલનું "હું" તેના યથાર્થ "હું"પણામાં જ અવસ્થિત બનશે

—ઇન્દ્રિયના ભોગમાં નીરસતા પ્રકટ્યા પછી તેના વિકારનું તોફાન શમવા માંડે છે. તેમ થાય એટલે અતીન્દ્રિય જ્ઞાન ક્રમે ક્રમે ઉદયમાન થાય છે. જ્યાંસુધી ઇન્દ્રિયો તેના વિષયોમાં વેગ પૂર્વક દોડે છે અને ત્યાં તેની આસક્તિ હોય છે ત્યાં સુધી અતિન્દ્રીય જ્ઞાનનો ઉદય થતો નથી. જ્યારે તે વિષયોનો સંબંધ છોડે છે ત્યારેજ "હું"ની શક્તિઓ વિકસવા માંડે છે. વિષયોનો સંબંધ છોડવા માટે શાસ્ત્રકારો આપણને બહુ આગ્રહ કરે છે તેનો હેતુ પણ એજ છે કે ભોગજન્ય કર્મનો વિપાક અત્યંત દુઃખદ હોય છે. અને તે સાથે વિષયમાં મળતા સુખથી અનંતગણું ચઢીયાતું સુખ, એ યથાર્થ "હું"માં હોવાનું દર્શાવે છે. પથરામાંથી પ્રીતિ છોડાવી હીરામાં પ્રીતિ ઉપજાવવા તેઓ બોધ કરે છે. છતાં જીવની વૃત્તિ અનંતકાળના સેવાએલા સંસ્કારબળથી વિષયોને છોડતી નથી,

પુસ્તક ૧૧ મુ.
અંક ૯-૧૦ મો.

REGISTERED N B 148
સંવત ૧૯૭૦ વૈશાખ-જેઠ.




છપાવી પ્રસિદ્ધ કરનાર:—
શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ—પાલીતાણા. (કાઠીયાવાડ)

વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે રૂ. ૧

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર.

## વિષયાનુક્રમણિકા.



## અમારી ઓફીસ.

અમારી આનંદ માસિકની ઓફીસ હાલમાં પાલીતાણેથી ફેરવી સઢડે લઈ જવામાં આવી છે. માટે હવે પછી પત્રવ્યવહાર કરવા ઇચ્છા રાખનારે નીચેને સિરનામે પત્ર લખવો.

વ્યવસ્થાપક—" આનંદ "
સઢડા.
શિહોર થઇને
( કાઠિયાવાડ )

## અધ્યાત્મસાર.

શ્રીમાન્ યશોવિજયજી મહારાજની આ કૃતિ અધ્યાત્મના રસિકોમાં બહુ મશહૂર છે. અમોએ આ આખો ગ્રંથ મૂળ--ભાષાંતર તથા વિવેચન સહિત બહાર પાડયો છે. યથાર્થ અધ્યાત્મ પ્રકટાવવા કયા કયા આત્મગુણો કેળવવા જોઇએ તથા અધ્યાત્મના માર્ગમાં કયા કયા વિઘ્નો માર્ગનો અવરોધ કરી રહ્યા છે, તેનો સંપૂર્ણ ખુલાસો ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે આ ગ્રન્થમાં આપ્યો છે. સુંદર કાગળ તથા છપાઇ પણ ધ્યાન ખેંચે તેવી છે. પુસ્તક બધું મળીને ૪૩ ફાર્મનું છે.

મૂલ્ય રૂ. ૨—૦—૦



**વાચકોને વિનંતી**—આ માસિક છપાઇને તૈયાર થયે તુરતજ રવાના કરવામાં આવે છે, છતાં કેટલાએક શુભેચ્છકો વખતો વખત પત્ર લખી ઉત્તરને માટે આગ્રહ કરે છે, અમારી વિનંતી છે કે જેઓ અમારા તરફથી જબાબની આશા રાખતા હોય તેઓએ અરધા આનાની ટીકેટ બીડવાની કે રીપ્લાઈ કાર્ડ લખવાની મહેરબાની કરવી

મેનેજર.

# આનંદ.

પુસ્તક ૧૧ મું. સંવત ૧૯૯૭ વૈશાખ. અંક ૯ મો.


## નિરંતર આનંદ

### હરિગીત.

છો મિત્ર સો પલટાઈ જઈ દુશ્મન રૂપે ઉભા રહે,
આખું જગત્ વિપરીત બની કટુતાભર્યાં વચનો કહે;
છોને કર્યાં ઉપકાર સૌ દુનિયા બધી વિસરી જતી
તજવી ન ક્ષણભર તોય પણ પ્રિય પ્રસનતામય આકૃતિ. (૧)
ન ફ્ળની દરકાર કરવી પ્રાપ્ત ધર્મ કર્યા પછી,
નહી રાખવી નિંદા અને સ્તુતિ તણી પરવા કશી;
કર્તવ્ય ધોરણ સર્વના બનશે સમાન નહી કદા,
તો વ્યર્થ શોચ તજી ન શાને ધરવી સ્મિતમયતા સદા. (૨)
સ્વાર્પણપણે શુદ્ધ બુદ્ધિથી નિજ ધર્મને આરાધવો,
પણ સ્વાર્થથી વચીત થઈ ફળનો ન દાવો રાખવો;
પછી હર્ષથી ઉર ભરી ભરી હસ સતત દૈવી હાસને,
અતિ વિકટ થાય કસોટી પણ તજવો ન એ ઉલ્લાસને. (૩)

સુશીલ.

# મનોગુપ્તિ.

જે અવસ્થામાં સર્વ પ્રકારની સાંસારિક ઇચ્છાઓનું આત્મા પ્રતિ આવવું થયા કરે છે તે અવસ્થાને 'આસ્રવ' એવા નામથી જૈન શાસ્ત્રકારો પ્રબોધે છે. અને તેનો નિરોધ થવાથી આત્મા જે સ્થિતિ વિશેષને પ્રાપ્ત થાય છે તે સ્થિતિને 'સંવર' નામ આપવામાં આવ્યું છે. એ 'સંવર' ની ઉત્કૃષ્ટ અવસ્થા અથવા પૂર્ણતા તેજ મોક્ષ છે. જેટલે અંશે આત્મા કોઇપણ પ્રકારની વાસનાથી લેવાતો બંધ પડે છે તેટલે અંશે તેને સંવરની સિદ્ધિ થાય છે, અને જ્યારે સર્વાંશે કારણ સહિત વાસનાઓનો આત્યંતિક ક્ષય થાય છે ત્યારે આત્મા તેની પરમ સ્થિતિ અર્થાત્ મુકતાવસ્થાને પ્રાપ્ત થાય છે. જે પરમ પુરૂષો એ સંપૂર્ણ મુક્ત અવસ્થાને પામ્યા છે તેઓ, પોતાના કરૂણાળુ સ્વભાવથી પ્રેરાઇ, તે માર્ગને આપણા માટે પ્રકાશતા ગયા છે. જે ઉપાયોવડે તેઓ પ્રત્યે સંસાર સંબંધી સર્વ ઇચ્છાઓનું આવવું બંધ પડયું હતું તેજ ઉપાયો આ કાળે પણ જેવાને તેવાજ વિદ્યમાન છે. કેમકે નૈસર્ગિક નિયમોનો કોઇપણ કાળે ઉચ્છેદ થતો નથી. જીવ અને અજીવના પર્યાયાંતરમાં જે નિયમો કાળની આદિથી ગતિમાન છે, તે નિયમો કોઇપણ કાળે લેશ પણ શિથિલ થતા નથી. અને મુકતાવસ્થા એ પણ આત્માનો એક પરિણામ વિશેષ હોવાથી, જે નિયમનું અવલંબન લઇ પૂર્વ પુરૂષો તે પરિણામને પામ્યા હતા તેજ નિયમ સર્વ દેશમાં, સર્વ કાળમાં, બાધારહિતપણે વિદ્યમાન અને પ્રવૃત્તમાન હોવા ઘટે છે. જે નિયમો પ્રભુ મહાવીરના કેવલ્યમાં પ્રવર્ત્યા હતા તેજ નિયમો આ કાળે પણ વર્ત્તમાન છે. માત્ર આ કાળે તે નિયમોનો સંપૂર્ણ લાભ લેનાર વીર પ્રભુ જેવા વીર્યવાન આત્માઓ નથી. તેમ છતાં મનુષ્ય ધારે તો તે નિયમોનો પોતાની શકિત અનુસાર લાભ ગમે તે કાળે ઉઠાવી શકે તેમ છે.

સર્વ પ્રકારની વાસનાઓનો આત્મા પ્રત્યે નિરોધ થવામાં જે નિયમો પ્રર્વતે છે તે શાસ્ત્રકારોએ નિચે મુજબ ગણાવ્યા છે. ગુપ્તિ, સમિતિ, ધર્મ, અનુપ્રેક્ષા, પરિસહજય અને ચારિત્ર. એ છ નિયમોમાં ગુપ્તિને પ્રથમ સ્થાન આપવાવડે શાસ્ત્રકારે તેનું મોક્ષ માર્ગમાં કેટલું મહત્વ છે તે દર્શાવી આપ્યું છે. મોક્ષની ઇમારતમાં તે પાયારૂપ છે અને તેની સિદ્ધિ થયેથી અન્ય પાંચ સહેજે સિદ્ધ થવા યોગ્ય છે. ગુપ્તિનો અર્થ રક્ષણ, ગોપન (Protection) છે. સિદ્ધાંતકારે તેની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે. सम्यग्योग निग्रहो गुप्ति, અર્થાત્ રૂડા પ્રકારે યોગનો નિગ્રહ કરવો, તેમને યથેષ્ટ વહી જતા અટકાવવા તે ગુપ્તિ છે. યોગનું સમ્યક્ પ્રકારે રક્ષણ કરવાથી અને તેની સ્વેચ્છા પ્રવૃતિ અટકાવવાથી યોગબળનો સંચય થાય છે. આ સામર્થ્યનો ઉપયોગ પોતાનું કેવલ સ્વરૂપ મેળવવા અર્થેજ આત્માએ કરવો જોઇએ. જો તેમ ન થાય તો તે નિગ્રહ સમ્યગ્ ગણાવા યોગ્ય નથી. શાસ્ત્રકાર સ્થળે સ્થળે 'સમ્યગ્' શબ્દનો ઉપયોગ કરે છે તેનો હેતુ એજ છે કે ક્રિયા

માત્રનો અંતિમ લક્ષ્ય તે પરમ વિશુદ્ધિની પ્રાપ્તિનો હોવો જોઇએ. યોગ બળના સંચયથી અનેક ચમત્કારિક વ્યતિકરોની ઉત્પત્તિ પણ થાય છે, વ્યવહારમાં પણ વિજય મળે છે અને પરલોકમાં પણ અનેક સુખ સામગ્રીનો સંયોગ બની આવે છે. પરંતુ યોગ નિગ્રહનો એવો અંતિમ હેતુ શાસ્ત્રકારને ઇષ્ટ નથી. એવા ક્ષણિક પરિણામ માટે દૈવી શક્તિનો વ્યય કરવો એમાં તેઓ સંમત નથી. માટેજ તેઓએ 'યોગ નિગ્રહ' પહેલા 'સમ્યગ્' શબ્દ યોજ્યો છે ઉત્તમ સાધનનો ઉપયોગ જો સંસારની વૃદ્ધિ અર્થેજ થાય તો તેથી શાસ્ત્રકારના ઉપદેશનું અને આપણા પ્રયત્નનું ફળ લગભગ નિષ્ફળજ જવાનું. તે પરમ હેતુને પદેપદે લક્ષ્યમાં રાખ્યા વિના જે ઉપદેશ પ્રવૃત્તિ થાય છે તે માત્ર લૌકીકજ છે. જૈનદર્શન એ મુખ્યતાએ આત્મદર્શન હોવાથી તેના પ્રણેતાઓ એ વાતને પ્રધાનપણે લક્ષમાં રાખી ઉપદેશરૂપ પ્રવૃત્તિમાં યોજાયા છે. અન્ય દર્શનોમાં તે હેતુ ગૌણ પડી જતો જોવામાં આવે છે. પારમાર્થીક હેતુની સ્પષ્ટતામાંજ જૈનદર્શનનું વિશિષ્ટત્વ છે.

જૈન દર્શન અને વેદાંતાદિ દર્શનો 'યોગ' શબ્દની વ્યાખ્યા ભિન્ન ભિન્ન પ્રકારે કરે છે. જૈનોએ 'યોગ'ને માત્ર પ્રવૃત્તિ–વ્યવસાય, ઉદ્યોગ, (activity) એ રૂપે માની તેનો ઉપયોગ કર્યો છે, ત્યારે વેદાંતાદિ દર્શનો તેને युज् ધાતુ ઉપરથી ઉત્પન્ન થયો છે તેથી સમાધિ વાચક માને છે. જૈનોમાં પણ હેમચંદ્રાચાર્ય વિગેરેએ યોગ શબ્દનો છેલ્લા અર્થમાં ઉપયોગ તેમના યોગશાસ્ત્રમાં કર્યો છે. પરંતુ પ્રધાનપણે યોગનો અર્થ "પ્રવૃત્તિ" એ રૂપે વપરાએલો છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે મનોયોગની નિરૂદ્ધ અવસ્થા તેજ મનોગુપ્તિ છે. નિરોધ શબ્દનો અર્થ ઘણીવાર અભાવના રૂપમાં સમજવામાં આવે છે, પરંતુ તે યોગ્ય નથી. કેમકે યોગનો સદ્‌ભાવ તેરમા ગુણસ્થાનકના અંતપર્યંત હોવા યોગ્ય છે. જો તેનો અભાવ અર્થ લહીએ તો તેથી કોઈપણ પ્રકારના ભાવની ઉત્પત્તિનો અસંભવ થાય. પણ આંહિ તો તે યોગબળ વડે અદ્‌ભુત કાર્યની ઉત્પત્તિ ઇષ્ટ છે, જે અભાવથી બનવી અસંભવીત છે. માટે નિરોધનો અર્થ સંરક્ષણ વડે મેળવેલી મનોદ્રવ્યની એકાગ્રતા એમ થવો યોગ્ય જણાય છે.

સ્વચ્છંદપણે યોગબળને વહી જતું અટકાવવું અને એકત્રીત થયેલ તે બળનો ઉપયોગ આત્મ વિશુદ્ધિ અર્થે કરવો તેનું નામ મનોગુપ્તિ છે. પામર મનુષ્યો પોતાના મનોબળનો વ્યવહારના વિવિધ પ્રસંગોથી ઉપજતા હર્ષ–શોક દ્વારા ક્ષય કરી નાખે છે. મહાપુરૂષો એવા વ્યાસંગમાં બંધાઈ ન રહેતાં પોતાના મનઃસામર્થ્યનો સંચય કરી રાખે છે. મનુષ્ય વ્યવહાર કે પરમાર્થમાં જે વિજય મેળવે છે તે આ એકત્રીત થયેલા મનોબળના પ્રભાવથીજ છે. સોએ નવાણું મનુષ્યો તેનો ઉપયોગ માત્ર અજાણપણેજ કરે છે. તેઓ પોતાના મનોબળના સ્વરૂપને ભાગ્યેજ સમજતા હોય છે. જેઓ તે એકત્રીત થયેલ અદ્‌ભૂત સામર્થ્યનો જ્ઞાન પૂર્વક ઉપયોગ (conscious use) કરી શકે છે તેઓજ તેનો ખરેખરો લાભ ઉઠાવી શકે છે.

આ વિશ્વમાં જે જે પદાર્થો ન્યુનાધિક સામર્થ્યસંપન્ન મનાય છે તે સામર્થ્ય તે તે પદાર્થની આંદોલનની ગતિના પ્રમાણુમાંજ છે. જળ, અગ્નિ, વરાળ, વાયુ, વિદ્યુત્ આદિમાં જે સામર્થ્ય ભેદ છે તે પણ તેમના આંદોલનોના ભેદને લીધેજ હોય છે. જળ કરતા વરાળ વિશેષ કાર્યકર હોવામાં અને વરાળ કરતા વિદ્યુત્ અધિક શક્તિમાન હોવામાં જે કારણુ છે તે તેમના આંદોલનોની ઉત્તરોત્તર અધિકતાને લઇને છે. વિદ્યુત્ કરતા પણુ મનોદ્રવ્ય અનંત ગુણુ અધિક આંદોલનયુકત હોવાથી તેના સામર્થ્યનો અવધિ નથી. માત્ર મનુષ્યો તે ચમત્કારીક સાધનના ઉપયોગની પદ્ધતિથી અજાણ્યા છે, તેથીજ તેનો જોઇએ તેવો લાભ ઉઠાવી શકતા નથી. જે જે પ્રજાઓ અત્યારે સભ્યતા અને પ્રગતિમાં મોખરે વિરાજે છે તેઓ મુખ્યતાએ એ સામર્થ્યના જ્ઞાત કે અજ્ઞાતપણે થયેલાં જ-ઉપયોગ વડે છે. કેન્દ્રીભૂત થયેલું મનોબળ શું શું કરી શકવા સમર્થ છે, તેનું આ કાળે મનુષ્યોને સ્વપ્ન પણ નથી. ચારે દિશામાં છુટું છવાયું વિખરાઇ જતું મનોદ્રવ્ય એકત્ર કરી તેનો અનહદ લાભ ઉઠાવવા શાસ્ત્રકારો આપણુને જુદી જુદી રીતે પદે પદે બોધે છે. પણ તુચ્છ વસ્તુઓમાં મોહ પામેલો મંત્રમુગ્ધ આત્મા પોતાનો ઉચ્ચ અધિકાર સમજી શકતો નથી અને અંધકારવાળા ઉંડા ખાડામાં પડી રહી તેની વર્તમાન સ્થિતિથી સંતોષ માને છે.

વ્યર્થપણે વેરાઇ જતું મનોબળ નિરૂદ્ધ કરી ઉચ્ચતર આશયની સિદ્ધિ અર્થે તેનો ઉપયોગ કરવો એ મનોગુપ્તિનો હેતુ છે. સામાન્યપણે મનુષ્ય તેના મનોબળના જે અંશનો લાભ ઉઠાવી શકે છે, તે તેણે વાસ્તવીક રીતે ઉઠાવવો જોઇએ તેના હજારમાં ભાગનો પણ નથી હોતો. જેમ સરિતાનું લગભગ તમામ જળ સમુદ્રમાં ઠલવાઇ આપણા ઉપયોગનું રહેતું, નથી અને માત્ર જો કાંઇ તેમાંથી બે પાંચ ઘડા પાણી લેવામાં આવે છે તેજ ઉપયોગમાં આવ્યું ગણાય છે, તેમ આપણા મનોદ્રવ્યનો લગભગ બધોજ ભાગ ચારે બાજુ આપણે વ્યર્થ વેરી નાંખીએ છીએ. અને માત્ર કોઇ વારજ તેનો થોડો ઘણો ઉપયોગ કરીએ છીએ. આપણી નિત્યની ક્રીયામાં મોટો ભાગ તો આંતર મનનો ( unconscious mind ) નો હોવાથી આપણુને તે ક્રીયામાં આપણા વાસ્તવ મનને પ્રવૃત્ત કરવું પડતું નથી. તેથી જે કાંઇ આપણે આપણા વાસ્તવીક મનોબળનો કવચીત્ ઉપયોગ કરીએ છીએ, તે ઘણોજ ન્યુન છે. અને તે શિવાય તમામ અંશ આપણે વ્યર્થ ગુમાવીએ છીએ.

સામર્થ્યનો સંચય એજ મનુષ્યની શોભા, પ્રભાવ અને પ્રતિષ્ઠા છે. મનુષ્યના વ્યક્તિત્વમાં જે કાંઇ વિશેષતા છે, તે આ સંગ્રહીત મનોબળ વડેજ છે. જે બળ વડે મનુષ્ય જીવતો ગણાય છે, તે બળના શાસ્ત્રકારે ગણાવેલા બધા પ્રકારમાં મનોબળને તેમણે પ્રથમ સ્થાન આપ્યું છે. અસાધારણ શક્તિ વડેજ પ્રાપ્ત થવા યોગ્ય વસ્તુઓ વિદ્યા કોશળ છે, એ સર્વ મનોબળના પ્રભાવથીજ છે. ઘણા પ્રતિષ્ઠા સંપન્ન મનુષ્યોની આસપાસ ચમત્કારીક અને દિવ્ય વાતાવરણ બંધાયેલુ આપણે

જોઇએ છીએ, અને તેવા વાતાવરણમાં જ્યારે પ્રવેશ કરીએ છીએ, ત્યારે વિલક્ષણ શાંતિ, આનંદ અને ભાવ અનુભવીએ છીએ, તેનું કારણ બીજું કશુજ નહી પણ તેમણે મનોદ્રવ્યના વિદ્યુન્મય સામર્થ્યનો વિપુલ સંચય કરેલો હોય છે. અને તેમની આસપાસ જે વાતાવરણ બંધાય છે તે આ સંગ્રહીત મનોદ્રવ્યના કીરણોનુંજ છે. જેઓ પોતાના મનને ચારે બાજુ નિરંતર વહી જવા દે છે તેમની આસપાસ કશુંજ વાતાવરણ હોતું નથી. તેમની પાસેજ તો આપણને તેમનામાં કશોજ પ્રતિભા કે સામર્થ્યનો અનુભવ થતો નથી. કેમકે તેમનામાં કશોજ મનોબળનો સંગ્રહ નથી. આવા મનુષ્યોનો કોઇના ઉપર કશોજ પ્રભાવ પડી શકતો નથી. વ્યવહારમાં પણ તેઓ નિબળ અને કચરાતા–રિબાતા જીવન નિભાવતા હોય છે. સામર્થ્ય વિનાનો દુર્બળ મનુષ્ય કશું જ કરવા સમર્થ નથી. બળહીણ જનોથી શ્રેયસ કે પ્રેયસ કશુજ મેળવી શકાતું નથી. જેમ વરાળના બળ વિનાનું ઇનજીન એ માત્ર લોઢાનો મોટો કટકોજ છે તેમ મનોબળ વિનાનો મનુષ્ય એ બીજુ કાંઇજ નહીપણ એક યાંત્રીક હાલતું ચાલતું પુતળું જ છે. જડમાં અને તેવા મનુષ્યમાં ઝાઝો ભેદ રહેતો નથી. કેમકે જેવડે મનુષ્યનું મનુષ્યત્વ છે તે તેનામાં ન હોય તો પછી મનુષ્યમાં અને અમનુષ્યમાં નહીં જેવોજ ભેદ ગણી શકાય.

ઝીણો અને ઝાંખો દીવો આપણને શા માટે નથી ગમતો ? તેજ પ્રમાણે લાખો મણ ઘાસના સળગતા ગંજમાંથી હડહડ નીકળતી જવાળા પણ આપણને શા માટે નથી ગમતી. ? કારણ સ્પષ્ટ છે. પ્રથમના પ્રકાશમાંથી નીકળતા કિરણો અત્યંત ન્યૂન સામર્થ્યવાળા છે અને બીજાનો પ્રકાશ આસપાસના વાતાવરણમાં કાંઇપણ પ્રતિબંધ વિના છુટો છવાયો વેરાઇ જતો હોય છે. તેથી ઉલટું વીજળીનો દીવો આપણા અંતઃકરણને પ્રસન્નતા શાથી ઉપજાવે છે ? કેમકે તેમાં સામર્થ્યનો સંચય છે અને તેમાંથી તેનું આંતરીક બળ નકામું વહી જતું નથી પણ એક કેન્દ્રમાં સંગ્રહીત થયેલું હોય છે. અને તેથી તેમાંથી જે પ્રકાશના કિરણો પ્રસરે છે તે અત્યંત બળવાન અને આલ્હાદક હોય છે. મનુષ્યની આસપાસ જે ભામંડળ ( halo, બંધાય છે તે તેના આંતરિક બળના પ્રકાર અને પ્રમાણમાં હોય છે. મહા પુરૂષોના મુખ મંડળની આસપાસ જે ભવ્ય અને સુપ્રભ તેજોમયતા સર્વનું આકર્ષણ કરે છે તે અન્ય કશું જ નહીં પણ તેમના વિશુદ્ધ મનોબળનો અત્યંત વિપુળ પ્રમાણમાં સંચય છે અને તેનો પ્રકાશ તેમના આખા શરીરમાંથી બહાર પ્રસરતો હોય છે.

મનોદ્રવ્યના આંદોલનો એટલા નિરવધિ વેગવાળા અને શક્તિસંપન્ન હોય છે કે જેઓ તેનો જ્ઞાન પૂર્વક ઉપયોગ કરી શકે છે, તેઓ તેને ગમે તે સ્થળમાં પોતાનું ઈષ્ટ કાર્ય સાધવા માટે યોજી શકે છે. વિદ્યુત અને પ્રકાશના વેગ કરતાં પણ તેની ગતિ અત્યંત ત્વરિત છે. પણ હાલના પ્રતિભાશાળી પુરૂષોનું લક્ષ્ય હજી તે દિશામાં ગયું નથી. તેઓ વિજળીને યંત્રમાં એકત્ર કરી ગમે તે સ્થળે રસ્તામાં વેરાયા વિના પ્રેરી શકે છે, પણ તેથી અત્યંત

ગણું અધિક બળવાન મનોદ્રવ્યનો સંચય કરી તેને ધારેલા સ્થળે મોકલવાનો પ્રયોગ કરવા હજી આકર્ષાયા નથી. છતાં એટલું તો નિઃસંશય છે કે તેઓ જ્યારે તે ભણી પોતાનું લક્ષ દોડાવશે ત્યારે જરૂર તેના નિરવધિ સામર્થ્યનો ઉપયોગ યથાર્થ પણે કરી શકશે. વીર્યવાન અને પ્રગતિના શિખરે વિરાજતી પ્રજાઓનું ધ્યાન હજી જડવાદમાં રોકાએલું છે, અને આ સૂક્ષ્મ સામર્થ્યને હજી તેઓ એક કલ્પિત અને ગોટા પડતી વાત માને છે, તેથી તેનો પ્રયોગ માત્ર થોડા જ છુટા છવાયા મનુષ્યો કરતા રહ્યા છે. અને તે પણ, જે પ્રકારે આપણા મહાન્ પૂર્વપુરૂષો તે કરતા તે પ્રમાણે ન કરતા તેનો વામમાર્ગે (black magic) ઉપયોગ કરે છે. મગજની વિજળીનો સંચય કરવામાં જે નિયમો પ્રવર્તે છે તે નિયમો આપણા પ્રાચિન મહાજનો યથાર્થ રીતે સમજ્યા હતા પણ આપણે તેના વારસો તે મહામૂલ્ય પૈતૃક ધનની સંભાળ લેવાને યોગ્ય રહ્યા નથી. આપણામાં ધૃતિ, સાહસ, અને ઉદ્યમનું સાતત્ય નથી. એ દિવ્ય સામર્થ્યનો સંચય કેવા અદ્ભૂત અને આશ્ચર્યકર વ્યતિકરો પ્રગટાવી શકે છે, તે આપણે છેક જ ભૂલી ગયા છીએ. દેવોના આ ભૂમિ ઉપર આવવા સંબંધી શાસ્ત્રીય વાતોને ગપ ગોળા માનવા જેટલી અધમતાએ આપણે આવી પહોંચ્યા છીએ; કેમકે તે દીવ્ય તનુઓનું આવાહન કરવામાં તે પ્રાચીન પુરૂષો જે અદ્ભૂત શક્તિનો ઉપયોગ કરતા તે શક્તિનો છાંટો સરખો પણ આપણામાં રહ્યો નથી. મનુષ્ય પોતાની સાંપ્રત શક્તિની પ્રમાણે અન્યની શક્તિ પણ કલ્પી લે છે. પરંતુ જે ઉચ્ચ સામર્થ્યને મહાજનો પોતાને વશ વર્તાવી શકે છે તેનું આપણને સ્વપ્ન સરખું પણ નથી. સંગ્રહીત થયેલા ઉચ્ચ પ્રકારના મનોબળનું આકર્ષણ ઇન્દ્રાદિક પણ નિવારી શકવા સમર્થ નથી. અનંત ઐશ્વર્ય અને ભોગવિલાસની પૂર્ણતામાં વિહરતા દેવનૃપતિને પણ, તપ વડે જેના હાડ માંસ સુકાઇ ગયા છે એવો ક્ષુદ્ર ગણાતો મનુષ્ય પોતાની તૃણની ઝુંપડીમાં પોતાના ચમત્કારિક મનોબળના પ્રભાવથી આકર્ષી લાવી, તેને પોતાના ચરણમાં અવનત થયેલો અનુભવી શકે છે. દેવોને પણ આ મનુષ્યપર્યાય પ્રિય હોવાનું શાસ્ત્રો કહે છે તે મનુષ્ય લોકમાં સાંપડતી વૈભવશીલતા અથવા મોજ મજાને ઉદ્દેશીને નથી. એવો હેતુ તો દેવાદિ કોટીમાં અનંતગણો અધિક પ્રમાણમાં સચવાવા યોગ્ય છે. મનુષ્ય કોટીનું મહત્વ માત્ર જે વડે મનુષ્યનું મનુષ્યત્વ છે એવા મનના બંધારણમાં જ છે. મનુષ્યના મનમાં ગુપ્તપણે એટલી અદ્ભૂત યોગ્યતા રહેલી છે કે તેના વડે જ વિશ્વનું સર્વોત્તમ પ્રાણી અને સૃષ્ટિના મુકુટરૂપ તે મનાય છે. અત્યારનું આપણું પ્રાકૃત મનુષ્યત્વ પશુઓને પણ ઇચ્છવા યોગ્ય ભાગ્યે જ રહેલું ગણી શકાય. જે સંજ્ઞાઓ આપણને છે તે આપણાથી બધા જ હલકી કોટીના પ્રાણીઓને પણ પ્રાપ્ત છે. આપણે જે પ્રીતિથી આપણા વિષયને ભોગવીએ છીએ, તેના કરતાં ઘણી અધિક આસક્તિથી તે અધમ કોટિના જંતુઓ ભોગવી રહ્યા છે. જ્યારે મનુષ્ય તેના વાસ્તવ સ્વત્વનો અ-

નાદર કરે છે ત્યારે માત્ર તે નામનો જ મનુષ્ય રહે છે. મનુષ્યનું વાસ્તવ સ્વત્વ તેના મનના સ્વરૂપને લક્ષીને રહ્યું છે. જ્યારે તેની મનુષ્યને પરવા નથી ત્યારે તેને તેના વાસ્તવ સ્વરૂપની પણ પરવા નથી. તે મનુષ્ય છતાં પણ પશુ જ છે. રાજ્યાસન ઉપર બેસતા છતાં પણ ભિખારી અને છતે અન્ને પણ ક્ષુધાનું દુઃખ સહન કરનાર છે.

મનનો નિગ્રહ કરવો એનો અર્થ એવો નથી કે મનને મુદ્દલ કોઇ કાર્યમાં યોજવું નહીં. મનની પ્રવૃત્તિશૂન્યતા એ તમોગુણના આધિક્યમાંથી પ્રગટતી અવસ્થા વિશેષ છે. નિગ્રહનો અર્થ એવો છે કે મન ચોતરફ અત્યારે ફરતું રહે છે, તેને તેમ થતું અટકાવી સંગ્રહીત કરવું. મનોદ્રવ્યનો નવાણુ ટકા જેટલો વ્યય આપણી વ્યર્થ ઇચ્છાઓમાં, તૃષ્ણામાં અને જેની આપણને યોગ્યતા નથી તે વસ્તુઓ પ્રાપ્ત કરવાની હાય વરાળમાં થઇ જાય છે. જેટલે અંશે મનુષ્ય નકામી કલ્પનાઓના ઘોડા દોડાવે છે અને હેતુશૂન્ય મનની ગડમથલ કરે છે તેટલે અંશે તે દીન અને પામર છે. હેતુની સાધક કલ્પના (constructive imagination) એજ ઇચ્છવા યોગ્ય છે. પણ પ્રાકૃત મનુષ્યોની લગભગ બધી જ ભાંજગડ હેતુ વિનાની, પરિણામ રહિત હોય છે. આ નિર્હેતુક મનો પ્રવૃત્તિથી મનોબળનો મોટો ભાગ વ્યર્થ વહી જાય છે. અને તે વડે મનુષ્ય પોતામાં દીનપણાના-હલકાઇના અને અધમતાના સંસ્કારોને વધારે ને વધારે પ્રમાણમાં જમાવતો જાય છે. તેનો આખો સંસ્કાર કોષ (ભાવ કર્મ) મલીન સત્વોથી ઉભરાવા લાગે છે. અને આત્મા નિકૃષ્ટ કોટીમાં સરવા લાગે છે. સંયમી અને નિગ્રહી મનુષ્યોની મનોપ્રવૃત્તિ મોટે ભાગે હેતુવાળી અને કાર્યકર જ હોય છે. નકામા રાગ દ્વેષમાં, મનની કુથલીમાં અને ઘોડા ગંઠવામાં તેઓ પોતાના અમૂલ્ય મનોદ્રવ્યનો ઉપયોગ કરતા નથી. બીજા સર્વ પ્રકારના ધન કરતાં મનોદ્રવ્ય રૂપી ધનની કીમત તેઓ વધારે આંકે છે. શાસ્ત્રકારોએ આપણા રાગ દ્વેષ, ક્રોધ, ઇર્ષ્યા આદિ મનોભાવ, જે અન્યને તેમજ પોતાને કીડીના ચટકા જેટલી પણ શારીરિક વેદના ઉપજાવવા સમર્થ નથી, તેના પ્રતિ શા માટે આટલો બધો પોતાનો અણગમો જાહેર કર્યો હશે તે આથી સ્પષ્ટ થશે. તેમણે બીજા સર્વ પ્રકારના દ્રવ્ય ક્ષય કરતા આ મનોદ્રવ્યના વ્યર્થ ક્ષય ઉપર સૌથી વધારે ભાર મુકી તેના અનિષ્ટ પરિણામ સુચવ્યા છે. તેઓ પદે પદે આ વાત કહે છે કે વ્યર્થ મનોભાવ સેવવાથી મનોબળનો અત્યંત ત્વરાથી અને મોટા પ્રમાણમાં નાશ થાય છે. ક્રોધી અને ઇર્ષ્યાળુ મન કોઇ પણ ગંભીર કામને માટે તદ્દન નાલાયક બની જાય છે. કેમકે તેમાં કશી તાકાત રહેવા પામતી નથી. જ્યારે મનને સ્વચ્છંદપણે ગમે તે નિમિત્તજન્ય ભાવમાં છુટથી વહેવા દેવામાં આવે છે ત્યારે તેમાંથી બધુ સામર્થ્ય વહી જાય છે. આ બળનો સંચય કરી રાખવો, તેને ગમે ત્યાં અપ્રતિબંધપણે વહી જવા ન દેવું એ મનોગુપ્તિનો મુખ્ય હેતુ છે.

સંયમસિદ્ધ અને નિગ્રહી મહાત્માઓ વિશ્વ ઉપર પોતાનો અત્યંત ચમ-

રકારીક પ્રભાવ પાડી શકે છે તે અન્ય કશા જ વડે નહીં પણ તેમના અસાધારણ મનો દ્રવ્યના સંચય વડેજ છે. તેમનું સૂક્ષ્મ સામર્થ્ય રાગ, દ્વેષ, ઈર્ષ્યા, અસૂયા, ક્રોધ, આદિ અનિષ્ટ ભાવોદ્વારા ક્ષીણ થતું અટકેલું હોવાથી તેનો મોટા પ્રમાણમાં સંગ્રહ થવા પામે છે અને તેનો ઉપયોગ તેઓ ઇષ્ટ પ્રકારે કરી શકે છે. સંયમી અને મનોગુપ્તિવાળા મહાજનોની ઇચ્છા, એ આપણી ઇચ્છા જેવી ફળ શૂન્ય હોતી નથી. તેનું એક સ્ફુરણમાત્ર ગમે તે કાર્ય કરવા માટે શક્તિમાન હોય છે. હજારો મનુષ્યોના ટોળાઓને તેઓ પોતાની ઇચ્છાનુસાર વશ વર્તાવી, તેમને ઇચ્છિત પ્રવૃત્તિમાં ઘસડી જાય છે. જે જે ધર્મપ્રવર્તક પુરૂષોએ મોટા સમુદાયો ઉપર પોતાની છાપ બેસારી છે તેમણે પોતાના બુદ્ધિબળ વડે જ નહીં પણ પોતાના અસાધારણ સંયમના પ્રભાવથી બેસારી હોય છે. તેમના વદન ઉપર જ કોઇ એવી વિલક્ષણ સામર્થ્ય સૂચક પ્રતિભા વિસ્તરેલી હોય છે કે ગમે તેવો બુદ્ધિમાન્ અને આગ્રહી મનુષ્ય તેના પ્રતાપમાં દબાયા વિના રહે જ નહીં. આપણને ઘણી વાર એવું આશ્ચર્ય થાય છે કે જે ઉપદેશ વડે પૂર્વે અનેક મનુષ્યો પોતાનું પરમ કલ્યાણ સાધી ગયા છે તેજ ઉપદેશ પ્રવાહ હજી પણ સર્વ આર્યશાસ્ત્રોમાં તેટલા જ વેગથી વહતો હોવા છતાં આપણામાંથી શા માટે કોઇ ભાગ્યે જ પલળે છે? પ્રાચીન ધર્મગ્રંથોમાં આપણે એવી અનેક કથાઓ વાંચીયે છીએ કે અમુક મહાત્માએ અમુક મનુષ્યને સંસારના અસારત્વનો સહેજ બોધ આપ્યો એટલે તુર્તજ સામા મનુષ્યે દીક્ષા ગ્રહણ કરી અને થોડા કાળમાં અંતિમ શ્રેયની સિદ્ધિ કરી. આ કાળે તેજ મતલબના ઉપદેશના હજારો ગ્રંથો, અવનવી પદ્ધત્તિમાં, સુંદર ઝડઝમક યુક્ત, અને વિવિધ રાગ રાગણીઓમાં હોવા છતાં આપણું મન શા માટે વજ્ર જેવું અભેદ્ય જ રહે છે. પૂર્વે જેવા ઉપદેશ સંસારી મનુષ્યોને પર્વતની ગુફાઓમાં અથવા નિર્જન અરણ્યમાં જઇ કોઇ મહાત્માની દીર્ઘ કાળ સેવા કરી, મેળવી શકતા હતા તેનાથી હજારો ગણો અધિક અસરકારક અને મનોગમ શૈલીમાં થયેલો ઉપદેશ આજે અસંખ્ય ગ્રંથોમાં જુજ કીમતે આપણને લભ્યમાન હોવા છતાં શા માટે આ આત્મા એક તશુ પણ આગળ વધવાને બદલે જ્યાં નો ત્યાં ચોટી રહ્યો છે? પ્રભુ મહાવીરે જાહેર કરેલા પાંચમા આરાના ભાવ, ધર્મ ગ્રંથોની અથવા ઉપદેશકોની સંખ્યાના સંબંધે કોઇ રીતે ખરા પડેલા ગણી શકાય તેમ નથી. જેનો આ કાળે લગભગ અભાવ વર્તે છે તે માત્ર ખરા સંયમી મનુષ્યોનો જ છે. તન અને મનની અસાધારણ પ્રતિભાવાળા, રાગ-દ્વેષ આદિ કષાય ભાવથી નિવૃત્ત થયેલા; શાંતમૂર્ત્તિ અને પ્રભાવશાળી મહાત્માઓના સાન્નિધ્યમાં ગમે તેવા કઠોર અને નાસ્તિક હૃદયો પણ નમી પડે છે. બુદ્ધિ વિભવથી જ્યારે જગત્ આશ્ચર્ય મુગ્ધ થાય છે, ત્યારે સંયમ વિભવથી વિશ્વ નમવા લાગે છે. મનોગુપ્તિનો કોઇ એવો વિલક્ષણ પ્રભાવ છે કે જ્યાં તેનો સદ્ભાવ છે ત્યાં વિશ્વને આકર્ષાયા વિના ચાલતું જ નથી. આપણા ઉપદેશકો

જે એવી બુમો મારે છે કે દુનિયા હવે પાષાણુ હૃદયવાળી બની જઇ છે, ગમે તેટલું મરી પીટવા છતાં અમારા ઉપદેશ પ્રમાણે કોઇ જ વર્તતું નથી, તેઓ માત્ર પોતાના જ સંબંધે દુનિયા ઉપરના તેવા આરોપો સિદ્ધ કરે છે. જેમ કથીરનો રૂપીઓ ગમે તેટલો ઉજળો અને ઘાટવાળો હોવા છતાં તેને કોઇ જ હાથમાં ઝાલતું નથી, અને તેથી ઉલટું સુવર્ણનો કટકો ગમે તેટલો મેલો અને બેડોળ છતાં તેના ઉપર બધા જ મરી પડે છે; તેમ ઉપદેશકોમાં ગમે તેટલો બુદ્ધિનો ચમત્કાર હોવા છતા, માત્ર દુનિયા તેની વાહ વાહ પોકારીને વિરમી જાય છે. જ્યારે સંયમી અને મનોનિગ્રહવાળા મહાજનો ગમે તેવા પરિવેષમાં હોવા છતાં, અને ગમે તેવી અણઘડ ભાષામાં ઉપદેશ આપતા હોવા છતાં આખું વિશ્વ તેમને વિંટી વળે છે. મહાત્મા મહમદ પયગમ્બરને પોતાનું નામ લખતા પણ આવડતું નહોતું. છતાં અત્યારે તેના અર્ધ ચંદ્રાકાર વાવટા તળે જે અસંખ્ય મનુષ્યો ભક્તિવાળા હૃદયથી એકત્ર થયેલા છે તે શેને લઇને ? રામકૃષ્ણ પરમહંસે પણ પોતાની સહી કરવા જેટલી પણ લૌકીક વિદ્યા મેળવી ન હતી છતાં વિવેકાનંદ જેવા શિષ્યો અને પ્રોફેસર મેકસમૂલર જેવા ચરિત્ર લખનારા કયા પ્રભાવથી મેળવી શકયા હતા ? તેજ પ્રમાણે, કબીર, તુકારામ, નામદેવ, આદિ અનેક મહા પુરૂષો કોઇ પણ યુનિવરસીટીની પદવીથી બેનસીબ હોવા છતાં તેમ જ વેદ વેદાંતનો કાંઇ જ અભ્યાસ નહીં છતાં શાથી આટલી પ્રતિષ્ઠા ખાટી ગયા છે ? માત્ર તેમના સંયમ બળથી જ. તેમના અસાધારણ હૃદય સામર્થ્ય વડે જ તેમની મુખાકૃતિ ઉપર એટલું તો દિવ્ય બળ વિસ્તરેલું રહેતું કે તેના દર્શન માત્રથી સામા મનુષ્યોના હૃદય બોધમય બની જતાં. તેમને વૈખરીનો ધોધ છોડી મુકવાની અગત્ય રહેતી નથી. તેમના સાન્નિધ્યમાં આવતા જ આત્માને પોતાની શુદ્ધિ આવે છે. આવા પુરૂષોના અભાવ વડે જ આ પાંચમો આરો પ્રભુ મહાવીરનું ભવિષ્ય કથન સિદ્ધ કરી રહ્યો છે. જેની ખરેખરી જરૂર છે, તેના વિના બીજું બધું જ છે અને તે પણ જોઇએ તે કરતા અસાધારણ પણે વિશેષ પ્રમાણમાં છે.

બંધુ ! મનોગુપ્તિના રહસ્યને સમજવા પ્રયત્ન કરી, તેના અચિંત્ય લાભને આપ મેળવો એવી પ્રાર્થના સહ વિરમાય છે.

# સતી દ્રૌપદી.

પ્રાચીન અથવા અર્વાચિન હિન્દુ-કાવ્યમાં જે નાયિકાએનું ચરિત્ર નિરૂપિત કરવામાં આવ્યું છે તે બહુધા જાણે કે એકજ સંચામાં કેમ તૈયાર થયું ન હોય? પતિપરાયણા, કોમળ પ્રકૃતિવાળી, લજ્જાશીલા, સહિષ્ણુતાની સાક્ષાત્ મૂર્ત્તિ એવી નાયિકા આપણા આર્ય સાહિત્યમાં આદર્શ રૂપે લેખાતી આવી છે. વૃદ્ધ વાલ્મીકિએ

વિશ્વમનોમોહિની જનકદુહિતાનું ચિત્ર રજુ કર્યું ત્યારથી લઇને આજ પર્યંત આર્ય-નાયિકાઓનો એ આદર્શ, કાવ્યમાં—નવલ કથામાં તથા નાટકમાં બરાબર જળવાઇ રહ્યો છે. શકુન્તલા, દમયંતી અને રત્નાવલી વગેરે નાયિકાઓ એ સીતાનું અનુકરણ માત્ર છે, એમ કહીએ તો ખોટું નથી. આથી જૂદા પ્રકારની આર્યનાયિકા આર્ય સાહિત્યમાં કયાંઇ જણાતી નથી, એમ અમે કહેવા માંગતા નથી. પણ સીતાનુવર્ત્તિની નાયિકાઓનું જ બાહુલ્ય છે, એ વાત સાવ સ્પષ્ટ છે. આજ પણ લેખક તરીકેની કીર્ત્તિ ખાટી જવા જો કોઇ પ્રયત્ન કરે છે તો તે પણ તુરત જ એક નવી સીતા તૈયાર કરવા બેસી જાય છે!

એનું કારણ શોધવું મુશ્કેલ નથી. પ્રથમ તો એ કે સીતાનું ચરિત્રજ એવું મધુર છે અને બીજું એ કે એવા પ્રકારનું સ્ત્રીચરિત્ર આર્ય જાતિમાં વિશેષ અંશે સામાન્ય નીવડયું છે, તેમજ છેલ્લું કારણ એ પણ ખરૂં કે આર્યસ્ત્રીઓનો આવો જાતીય ઉત્કર્ષ સર્વત્ર વિજયી નિવડયો છે.

એક દ્રૌપદીનું જીવન—ચરિત્ર જ એવું છે કે જેને સીતાની છાંયાનો પણ સ્પર્શ થયો નથી. દ્રૌપદીના ચરિત્ર નિરૂપણમાં મહાભારતકારે અપૂર્વ નૂતન સૃષ્ટિ ઉપજાવી કાઢી છે. સીતાના આજ સુધીમાં હજારો અનુકરણો થયાં છે પણ દ્રૌપદીનું અનુકરણ હજુ સુધી કોઇએ કર્યું હોય તેમ જાણવામાં નથી.

સીતા સતી છે. દ્રૌપદીને પાંચ પતી હોવા છતાં મહાભારતકારે તેનો સતીરૂપે પરિચય આપ્યો છે. કારણ કે કવિનો આશય ત્યાં એવો છે કે પતિ એક હોય યા પાંચ હોય પણ પતિ માત્રની ભકિત-ભજના એજ ખરૂં સતીત્વ ગણાવું જોઇએ. ઉભય સતીઓ એક રાણી તરીકે કાર્યકુશળ, ધર્મનિષ્ટ, તથા વડીલ પુરૂષો તરફ આજ્ઞાંકિત છે. સતી સીતા અને દ્રૌપદીના જીવનચરિત્રમાં જો કાંઇ મળતાપણું હોય તો તે ઉપર કહયું તેટલુંજ છે. સીતા એક રાણીરૂપ હોવા છતાં મુખ્યત્વે એક કુલવધુ તરીકે વર્ત્તી છે, અને દ્રૌપદી એક કુલવધુ હોવા છતાં ખાસ કરીને એક પચંડ તેજસ્વીની રાણી તરીકે વર્તી છે. સીતામાં સ્ત્રી જાતિના સઘળા કોમળ ગુણો બહાર તરી આવે છે, જયારે દ્રૌપદીમાં સ્ત્રી જાતિના સઘળા કઠિન ગુણો પ્રદીપ્ત થઇઆવે છે. સીતા રામને માટેજ યોગ્ય જાયા હતી. જયારે દ્રૌપદી વીર ભીમ જેવા માટે સુયોગ્ય વીરેંદ્રાણી હતી, એમ કહી શકાય. સીતાનું હરણ કરી જતાં રાવણને કાંઇ કષ્ટ ન થયું, પણ અમને લાગે છે કે જો રક્ષોરાજ લંકેશ દ્રૌપદીનું હરણ કરવા આવ્યો હોત તો તે બિચારો કીચકની માફક પ્રાણ ગુમાવી બેસત અથવા તો દ્રૌપદીના બાહુબળથી જયદ્રથના જેવાજ હાલ-હવાલ થાત!

દ્રૌપદીના ચરિત્રનું યથાયોગ્ય પૃથક્કરણ કરવું બહુ કઠિન છે. કારણ કે મહાભારત એક અનંત મહાસાગર તુલ્ય છે—તેના ઉછળતા તરંગોમાં એક નાયક કે નાયિકાનું ચરિત્ર તૃણવત્ કયાં તણાઇ જાયછે તે શોધી કાઢવું સરલ નથી. છતાં દ્રૌપદીના જીવનના એક બે પ્રસંગો વિષે વિચાર કરીશું.

પ્રથમ સ્વયંવરનો પ્રસંગ લ્યો. દ્રુપદ રાજાએ એવી પ્રતિજ્ઞા લીધી છે કે જે કોઇ આ દુર્વેધનીય મચ્છવેધ કરશે, તેજ દ્રૌપદીનું પાણીગ્રહણ કરી શકશે,

કન્યાને સભાની મધ્યમાં લાવવામાં આવી. પૃથ્વીના રાજા–મહારાજા–વીર સુભટો તથા ઋષી-મહર્ષિઓથી આ સભામંડપ ચીકાર ભરાઇ ગયો હતો. આવી સભાના પ્રચંડ પ્રતાપથી કુમારી રૂપ કુસુમ કરમાઇજ જાય એ સ્વાભાવિક છે. દુર્યોધન, જરાસંઘ, શિશુપાલ, વિગેરે જગપ્રસિદ્ધ મહાવીરો આ કુમારીને મેળવવા લક્ષ્ય વિંધવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ કોઇના ગળામાં વિજયમાળા પડે એવા ચિન્હ હજીસુધી જણાતા નથી. ત્યારે શું દ્રૌપદીનો વિવાહ નહીંજ થાય ?

બીજા રાજાઓની સાથે સર્વશ્રેષ્ઠ અંગાધિપતિ કર્ણ છેવટે લક્ષ્ય વિંધવા તૈયાર થયો. આ સ્થળે કોઈ ક્ષુદ્ર કાવ્યકાર હોત તો શું કરત તે ચોક્કસ રીતે કાંઇ કહી શકાય નહીં. કારણ કે અહીંઆ એક ખરેખરૂં વિષમ સંકટ ઉપસ્થિત થાય છે. પાંડવોની સાથે દ્રૌપદીનો વિવાહ થવોજ જોઇએ, એ મહાભારતનો મૂલ ઉદ્દેશ છે. જો કર્ણરાજા લક્ષ્ય વિંધે છે તો તેમ બને નહીં, એ વાત ખુલ્લી છે. એક સાધારણ લેખક કે કવિને આનો નિર્ણય કરવાનું કહેવામાં આવે તો ઘણું કરીને તે એમજ કહે કે કર્ણને લક્ષ્ય વિંધવા ઊભોજ ન કરવો અથવા તો એમજ જણાવી દેવું કે કર્ણરાજા પણ આ લક્ષ્યવેધ કરી શક્યો નહીં અને નિરાશ થઇ પાછો ફર્યો. પરંતુ મહાભારતનો મહાકવિ ખુલ્લી રીતે જોઇ શકે છે કે કર્ણનું બળ–વીર્ય મહાભારતના પ્રધાન નાયક અર્જુનથી કોઇ રીતે ઉતરે તેમ નથી. કર્ણ એ અર્જુનનો એક સમોવડીયો હતો અને એવા સમોવડીયાને પરાસ્ત કરવાથીજ અર્જુનનું આટલું બધું ગૌરવ ટકી રહ્યું છે. જો બીજા રાજાઓની સાથે કર્ણને પણ નિર્બળ રાજા ગણી કાઢવામાં આવે તો પછી અર્જુનનું ગૌરવ ક્યાં રહ્યું ? જો કર્ણરાજા લક્ષ્ય વિંધવા ઊભોજ ન થાય તો કાવ્યની સર્વાંગપૂર્ણતામાં વાંધો આવે છે. ક્ષુદ્ર લેખક એટલું ન સમજી શકે કે જ્યાં આગળ સર્વાંગ સુંદરીના લોભમાં પડી સાધારણ બળવાળા રાજાઓ પણ લક્ષ્ય વિંધવા ઊભા થાય છે ત્યાં મહાબળશાલી એક માત્ર કર્ણ રાજાજ શા માટે બેસી રહે ? મહાભારતના મહાકવિની આશ્ચર્ય પમાડે તેવી તીક્ષ્ણ દ્રષ્ટિ આ સંકટનો બહુ સારી રીતે નિર્ણય લાવે છે. તે વખત આવ્યે કર્ણને લક્ષ્ય વિંધવા ઊભો કરે છે, કર્ણના બળનું ગૌરવ પણ અખંડિત રહેવા દે છે, અને તેજ વખતે-તેજ પ્રસંગે-એક મહાન્ ઉદ્દેશ સિદ્ધ કરે છે. દ્રૌપદીનું જીવન પાઠકોની પાસે અહીંઆ સ્પષ્ટ રૂપે પ્રકાશિત થાય છે. જે દ્રૌપદી ભવિષ્યમાં જયદ્રથને જમીનદોસ્ત કરવાની છે, અને જે દ્રૌપદી જુગારમાં જીતાઇ જવા છતાં દુર્યોધનની સન્મુખ સભાની મધ્યમાં પોતાનું શૌર્ય પ્રદર્શિત કરવાની છે તે દ્રૌપદીના ભવિષ્યના ચરિત્રનો સહેજ પરિચય આ સ્વયંવરના પ્રસંગે પણ થઇ શકે છે. અહીંઆં મહાભારતકારે એક ક્ષુદ્ર નિમિત્ત રજુ કરી એક મહાન્ ઉદ્દેશ સિદ્ધ કર્યો છે, એમ કહેવાની જરૂર નથી. અમે આગળ જ કહી ગયા છીએ કે સ્વયંવર જેવી પ્રતાપવાળી સભામાં કુમારી કુસુમ કરમાઇ ગયા વિનાં રહે નહીં. પણ દ્રૌપદી એ સામાન્ય કુમારી નથી. તે

નામાં એક વીરેંદ્રાણી તરીકેનું તેજ અને બળ વ્યાપ્ત છે. તેથી જ તેણીએ સભાની મધ્યમાં રાજાઓ, વીર-સુભટો તથા પિતા-ભ્રાતા અને ગુરૂ જનોની વચ્ચે, કર્ણને મત્સ્યવેધ કરવા તૈયાર થતો જોઇ ખુલ્લી રીતે જાહેર કરી દીધું કે "હું દાસીપુત્રને વરવાની નથી." આ શબ્દો સાંભળતા વાર કર્ણ શરમીંદો પડી ગયો અને બાણનો ત્યાગ કરી પોતાના આસન ઉપર જવા પાછો વળ્યો.

આ એકજ પ્રસંગથી દ્રૌપદીનું ચરિત્ર જેટલું પરિસ્ફુટ થાય છે તેટલું સ્પષ્ટીકરણ બીજી રીતે એક સો પાના લખત્રા છતાં પણ થઇ શકત નહીં. અહીંઆ કોઇ વિસ્તૃત વર્ણનની પણ જરૂર પડી નહીં. દ્રૌપદીને તેજસ્વિની કે ગર્વિતાનું વિશેષણ આપવાની પણ અગત્ય રહી નહીં. એટલું છતાં એક રાજપુત્રી તરિકેનો દ્રૌપદીનો દુર્દમનીય ગર્વ નિઃસંકોચપણે સ્પષ્ટ થઇ ગયો.

હવે જુગારમાં જીતાઇ ગયેલી દ્રૌપદીના ચરિત્રનું જરા અવલોકન કરો. મહા ગર્વિત-[illegible]સ્વી તેમજ બળવાન એવા ભીમ તથા અર્જુન વિગેરે જુગારમાં હારી જત્રા પછી મુખથી એકે શબ્દ ઉચ્ચારી શકતા નથી, અને શત્રુનું દાસત્વ મુંગે મોંઢેએ સ્વીકારી લે છે. આવે પ્રસંગે તેમની અનુગામિની દાસી-દ્રૌપદીએ શું કરવું જોઇએ? સ્વામી જો પોતે હારી ગયા હોય તો તેની સ્ત્રીએ પણ દાસીપણું સ્વીકારવું જોઇએ, એ આપણી આર્ય નારીઓનો સ્વભાવસિદ્ધ ગુણ છે. પરંતુ અહીંઆ દ્રૌપદીએ શું કર્યું? તેણીએ દૂતના મુખથી જ્યારે જુગારની વાર્તા સાંભળી અને પોતાને પણ દુર્યોધનની રાજસભામાં બોલાવવામાં આવી છે એમ સાંભળ્યું ત્યારે તેણીએ કહ્યું કે-"હે સુતનંદન? તું પાછો સભામાં જા અને યુધિષ્ઠિરને પૂછી જો કે તેમણે સૌ પહેલાં જુગારમાં મને મૂકી હતી કે પોતે હારી ગયા પછી મને મૂકી હતી? હે સુતાત્મજ? તું યુધિષ્ઠિરની પાસે જઇને આ પ્રશ્ન રજુ કર અને ત્યાર પછી યોગ્ય જણાય તો મને અહીંથી લઇ જા. ધર્મરાજા કેવી રીતે પરાજીત થયા છે, તે જાણ્યા પછી હું સભામાં આવીશ." દ્રૌપદીનો આશય અહીં સ્પષ્ટરૂપે એવો જણાય છે કે બની શકે ત્યાંસુધી દાસીપણું તો નજ સ્વીકારવું.

દ્રૌપદીના આ પ્રકારના જીવનચરિત્રમાંથી ખાસ કરીને બે લક્ષણો બહાર તરી આવે છે. એક તો ધર્માચરણ અને બીજું દર્પ-ગર્વ. ગર્વ અથવા અભિમાન ધર્મનો વિરોધી ગણાય છે. પરંતુ જ્યાં એ બે લક્ષણો એક સાથે રહેલા હોય ત્યાં તેનું સૌંદર્ય ઓર રૂપે ખીલી નીકળે છે. મહાભારતકારે અનેક નાયકોમાં આ બે લક્ષણોનો એકી સાથે સમાવેશ કર્યો છે. ભીમસેન, અર્જુન, અશ્વત્થામા વિગેરે અનેક ક્ષત્રીયપુત્રોના ચરિત્રમાં આ બન્ને લક્ષણોનું મનોહર મિશ્રણ થયું છે. ભીમસેનમાં ગર્વની માત્રા સંપૂર્ણપણે ખીલેલી જોવામાં આવે છે. જ્યારે અર્જુન અને અશ્વત્થામા વિગેરેમાં અર્ધ માત્રાજ જણાય છે. દર્પ અથવા ગર્વનો અર્થ આત્મશ્લાઘાપ્રિયતા એવો અહીં કરવાનો નથી. માનસિક તેજસ્વીતા એજ અર્થ આ સ્થળે અમને ઇષ્ટ છે. આ પ્રકારની તેજસ્વીતા દ્રૌપદીમાં સંપૂર્ણ પ્રકારે પ્રકાશી નીકળતી હતી. અર્જુન અને અભિમન્યુને એ તેજ-

સ્વિતા આત્મશ્રદ્ધાના રૂપમાં પરિણમી હતી, ભીમસેનને માટે તે ધર્મબુદ્ધિના કારણરૂપ બની હતી અને દ્રૌપદીને તે ધર્મવૃદ્ધિના કારણ રૂપ બની છે.

દ્રૌપદીને જ્યારે રાજસભામાં લાવવામાં આવી ત્યારે તેણીના ગર્વ અને તેજસ્વીતામાં સવિશેષ ઉમેરો થયેલો આપણે જોઈ શકીએ છીએ. તેણી દુઃશાસનને કહે છે કેઃ—"અગર ખુદ ઈન્દ્રાદિ દેવતાઓ પણ જો તારી મદદે આવે તો પણ રાજપુત્રો તને કદાપિ ક્ષમા આપી શકશે નહીં." સ્વામીને ઉદ્દેશીને બધાના દેખતાં ખુલ્લીરીતે કહ્યું કેઃ–"ભરતવંશીયગણના આવા ધર્મને ધિક્કાર હો! ક્ષત્રીય ધર્મનું શું છેક સત્યાનાશ નીકળી ગયું છે?" ભીષ્માદિ વડીલ ગુરૂનો ભર સભામાં તિરસ્કાર કરતાં કહ્યું કેઃ–"દ્રોણ–ભીષ્મ–અને મહાત્મા વિદૂરમાં પણ કાંઈ સત્વ હોય તેમ જણાતું નથી." આટલું છતાં એક અબળાનું તેજ ક્યાં સુધી ટકી રહે? મહાભારતનો કવિ મનુષ્ય ચરિત્ર રૂપી સાગરનું તળીયું નખદર્પણવત્ સ્પષ્ટ જોઇ શકે છે. જ્યારે કર્ણે દ્રૌપદીને વેશ્યા કહી, અને દુઃશાસને તેણીના વસ્ત્રો ખેંચવા માંડયા ત્યારે તેણીનો ગર્વ નભી શક્યો નહીં–અત્યંત ભયથી તેણીનું હૃદય દ્રવીભૂત થયું, અને આર્ત્તનાદે પોકારવા લાગી કે–"હે નાથ! હે રમાનાથ! હે વ્રજ નાથ! હે દુઃખનાશ! કૌરવ સાગરમાં ડુબી જતી મને બચાવો! બચાવો!!" આ સ્થળે કવિત્વનો ચરમોત્કર્ષ છે.

દ્રૌપદી સ્ત્રીજાતિ હોવાં છતાં તેણીના હૃદયમાં ગર્વની પ્રબળતા વિશેષ છે. પણ તેની સાથે ખૂબી એ છે કે એ ગર્વની સાથે તેણીનું ધર્મજ્ઞાન પણ અસાધારણ છે. જ્યારે એક રાજમહિષી તરીકેના પદથી નીચે ઉતરવું પડયું અને જંગલમાં રહેવું પડયું ત્યારે તેણીએ જે ધર્માનુરાગ તથા ભક્તિભાવ ત્યાં બતાવ્યો છે, તેવો ભાવ બીજે કયાંઈ ભાગ્યેજ મળી શકે તેમ છે. ખરૂં કહીએ તો પ્રબળ ધર્માનુરાગ જ પ્રબળતર ગર્વમાં પરિણત થયો છે. ધૃતરાષ્ટ્રની પાસે જ્યારે તેણીએ વરદાન માંગ્યું તે વખતે મહાભારતકારે દ્રૌપદીના મુખથી જે અમૃત પ્રવાહ વહેવડાવ્યો છે, તે પુનઃ પુનઃ પાન કરવા યોગ્ય છે. એ પ્રસંગે દ્રૌપદીનો ધર્માનુરાગ તથા ગર્વ બન્ને એકી સાથે મનહર રૂપે બહાર ઉછળી આવે છે. આ ભાગ એટલો બધો સુંદર છે કે જેણે સો વખત એ પ્રસંગ વાંચ્યો હશે તેને પણ એક વખત વધારે વાંચવાથી આનંદ મળ્યા વિના રહેશે નહીં:—

"આ પ્રકારે હિતૈષી રાજા ધૃતરાષ્ટ્રે દુર્યોધનના તિરસ્કાર પૂર્વક દ્રૌપદીને શાંત્વના આપતા કહયું કે—"હે દ્રુપદતનયે! તું તને અભિલષિત હોય તે ખુશીથી માંગ! હું જાણું છું કે અમારી સઘળી કુળવધુઓમાં તુંજ એક સર્વશ્રેષ્ઠ છે."

દ્રૌપદીએ કહ્યું કે–"હે ભરતકુલ પ્રદીપ! અગર આપ મારા ઉપર ખરેખર પ્રસન્ન થયા હો તો એજ વરપ્રદાન કરો કે જેથી સર્વ ધર્મયુક્ત શ્રીમાન્ યુધિષ્ઠિર દાસત્વથી મુક્ત થાય, આપના પુત્રો હવે પછી અમને દાસ તરીકે ન બોલાવે, અને અમારો પુત્ર પ્રતિવિંધ્ય દાસપુત્ર ન કહેવાય. કારણ કે તે યથાર્થ રીતે જ રાજ પુત્ર છે–રાજકુળમાં ઉછરેલા પુત્રને દાસ-

પુત્ર કહેવો અન્યાય છે.” ધૃતરાષ્ટ્રે પુનઃ કહ્યું કે–“હે કલ્યાણિ ! હું તારી અભિલાષા પ્રમાણે તેજ વરપ્રદાન કરૂં છું. હજી એક વિશેષ વરપ્રદાન કરવાની ઇચ્છાને રોકી શકતો નથી. વસ્તુતઃ તું કેવળ એક વરદાનને માટે યોગ્ય નથી.”

દ્રૌપદીએ કહ્યું–“હે મહારાજ ? ભીમ–અર્જુન–નકુલ અને સહદેવ વિગેરે પણ દાસત્વથી મુકત થાઓ !” ધૃતરાષ્ટ્રે કહ્યું–“હે નન્દિનિ ! હું તારી પ્રાર્થના પ્રમાણે તે વર પણ આપું છું. હજી એક ત્રીજા વર માટે પ્રાર્થના કર. માત્ર બે વરપ્રદાનથી તારો યથાર્થ સત્કાર થઇ શકતો નથી. તું વાસ્તવિક ધર્મચારિણી છે–અમારી સકળ કૂળવધુઓમાં તું સર્વશ્રેષ્ઠ છે.”

દ્રૌપદીએ જણાવ્યું–“હે ભગવાન્ ? લોભ એ ધર્મનાશના હેતુરૂપ થઈ પડે છે. એટલા માટે હું હવે વિશેષ વર પ્રાપ્ત કરવાની પ્રાર્થના કરતી નથી. હું ત્રણ વરપ્રાપ્તિ માટે કોઇ રીતે યોગ્ય નથી. ક્ષત્રીય પત્ની માટે બે વર જ વિધેય છે, તે હું જાણું છું. હવે જ્યારે મારા પતિ દાસત્વના દારૂણ પાપપંકમાંથી ઉદ્ધાર પામ્યા છે તો પછી તેઓ પોતેજ પોતાનું કલ્યાણ સાધી લેશે.”

આ પ્રમાણે ધર્મ અને ગર્વનું સુંદર મિશ્રણ એજ દ્રૌપદીના જીવનની રમણીયતાનું મૂળ ઉપકરણ છે. જ્યારે જયદ્રથ તેણીને હરી જવાની ઇચ્છાથી કામ્યકવનમાં આવ્યો, ત્યારે સૌ પહેલાં એકાકિની દ્રૌપદીએ ધર્માચારયુકત આતિથ્ય સત્કાર કરવામાં કોઈ જાતની ખામી રાખી નહીં. પાછળથી જયદ્રથે પોતાની દુર્ભાવના દ્રૌપદી પાસે વ્યકત કરી ત્યારે દ્રૌપદી એક વાઘણની માફક ગર્જના કરી ઉઠી અને પોતાની તેજોરાશીનો પ્રકાશ કર્યો. તેણીના આ પ્રકારના તેજોગર્વવાળા વચનો વાંચતી વખતે વાચકનું ચિત્ત આનંદ સાગરમાં તણાયા વિના રહેતું નથી. જયદ્રથ કેમે કરતાં શાંત થયો નહીં, અને બળાત્કાર પૂર્વક દ્રૌપદીને ખેંચી જવા લાગ્યો ત્યારે તેણી તેનો યોગ્ય બદલો આપ્યા વિના રહી નહીં. વસ્તુતઃ ભીમ અને અર્જુનની પત્ની તથા ધૃષ્ટદ્યુમ્નની ભગિની એવી દ્રૌપદીના બાહુબલથી જયદ્રથ જેવો રાજા છિન્નમૂળ વૃક્ષની માફક જમીનદોસ્ત થાય એમાં કાંઇ આશ્ચર્ય પણ નથી.

છેવટે જયદ્રથે જ્યારે બીજીવાર બળાત્કાર પૂર્વક દ્રૌપદીને રથમાં નાંખી, તે વખતનું દ્રૌપદીનું આચરણ એક ખરેખરી તેજસ્વીની વીરનારીને શોભા આપે એવું છે. તે વખતે તેણીએ વૃથા વિલાપ કે ચીસો પાડવાનું પણ યોગ્ય ધાર્યું નહીં. બીજી સ્ત્રીઓની માફક પોતાના પતિને આવે વખતે ગેરહાજર રહેવા માટે અથવા વિલંબ કરવા માટે ધિક્કાર કે તિરસ્કાર પણ કર્યો નહી. પરંતુ જગદીશ્વરના ચરણે પ્રણિપાત કરી જયદ્રથના રથમાં ચઢી બેસી. તે પછી દૂરથી આવતા પાંડવોને જોઈ જયદ્રથે દ્રૌપદીને પુછ્યું કે આ સામે આવે છે, તે કોણ છે ? ત્યારે જયદ્રથના જ રથમાં બેઠેલી સતી દ્રૌપદીએ જે ગર્વ ભર્યાં વચનબાણો નિઃસંકોચપણે ફેંકયા છે, અને તેમ કરીને પોતાના સ્વામીની જે ઓળખાણ આપી છે તે પુનઃ પુનઃ વાંચવા યોગ્ય છે, એટલું જ અમે તો કહીશું. *

સુશીલ.

* બાબૂ બંકીમચંદ્રના એક નિબંધના આધારે.

# *પત્રાવલી.

## ( સ્ત્રીઉપયોગી. )

### ( ૧ )

પ્રિયતમ !

માત્ર બે જ કલાકમાં આ કેવો અજબ ફેરફાર ! હજી થોડી જ ક્ષણો પહેલાં જેના ચરણોમાં નમી પગની ધુળ માથે ચડાવતી, જેનાં નયનોનું તેજ મારી આંખોમાં આંજતી, જેના વચનપુષ્પના પરિમલથી હું ગર્વિત બનતી, તે સ્વામી કોણ જાણે અત્યારે કયાં જઇ પ્હોંચ્યા હશે ! આપના વિના ભર્યું-ભાદર્યું ઘર પણ સુનું જણાય છે, અને જાણે ખાવા ધાતું હોય તેવું લાગે છે. આપના માતપીતા તથા આડોશી-પાડોશીઓ પણ આપના સદ્‌ગુણોને યાદ કરી હૈયું ખાલી કરે છે. પેલી તમારી નાની બ્હેન મેનાનું તો પૂછવું જ શું ? આ પત્ર લખું છું ત્યારે પણ તેની આંખમાંના આંસુ સૂકાયા નથી ! તે બીચારી તમને બહુ યાદ કરે છે અને ભાઇ-ભાઇ કહી રડે છે. હું તે બધાનું દુઃખ સમજી શકુ છું. પણ હવે તેવા દુઃખના સ્વરો આપના કોમળ ચિત્તને અકરા લાગશે, તેમ ધારી હું મારા પોતાના દુઃખને પણ આ પત્ર લખતાં ભુલી જઉં છું. ભવિષ્યમાં પણ એમજ કરીશ, કારણકે અમારો ધર્મ આપને શાંતિ આપવાનો છે. આપ જે સમયે હજારો ચિંતાઓથી આકૂળ-વ્યાકૂળ હો તે સમયે અમે પણ અમારી તરફની ઉપાધીઓનો ઉમેરો કર્યા કરીએ તો આપના હૃદયનો એક જ નિઃશ્વાસ અમારા સર્વ વૃત્તાંતને-તપોને ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી દે ! એમાં લેશ પણ ખોટું નથી. મારી અનેક અજ્ઞાન બ્હેનપણીઓને મેં આવી રીતે પોતાના પતીઓને પજવતી અને નાની નાની બાબતોમાં કલેશો ઉપજાવતી જોઇ છે. મને તેવી બ્હેનપણીઓની બહુ દયા આવે છે. તેઓ પોતાની અજ્ઞાનતાને લઇને જે કડવા ફળોને ચાખે છે, તે જો આપ જાણો તો આપને પણ દયા આવ્યા વિના રહે નહીં. પેલી આપણી પડોશમાંજ વસતી ચંપા, પોતાની તોછડાઇ અને ઉદ્ધતાઈથી એવી તો હેરાન થાય છે કે તેનો પતિ તેને પોતાના ઘરે પણ બોલાવતો નથી. ગામમાં પણ તેની તથા તેના આખા કુટુંબની છ ચોક નિંદા થાય છે. પેલી રાધાને તો તેના સાસુ-સસરા કે જેઠ એમાંથી કોઇની સાથે બનતું નથી, અને તેથી બધાએ મળી તેને પોતાના ઘરમાંથી હમણાં કાઢી મૂકી છે. મારી મૂર્ખ સખીઓ પોતાની અણસમજથી જીવનને કેવું કલંકિત તથા કડવું ઝેર જેવું કરી મુકે છે, તે આ ઉપરથી આપ જોઇ શકશો. એટલા માટે હું પણ આપને કોઇ રીતે ઉપાધીરૂપ ન થઇ પડું તે માટે સતત્ લક્ષ રાખી પ્રવૃત્તિ કરીશ. આપના પૂજ્ય માત-પિતાઓને પણ કાંઇ ઉણપ ન આવે તે માટે ગમે તેવું કષ્ટ સહીને પણ આજ્ઞાંકિત રહીશ. વડીલોની સેવા કરવા જતાં કંઈ કષ્ટ થાય તો તે કષ્ટ પણ એક પ્રકારનું તપ જ છે, એમ હું માનું છું અને તેથી મને તે બહુ પ્રિય લાગે છે. હાલ તો એજ. મારી કોઈ જાતની ફીકર કરશો નહીં. હું મારા નિત્યના આચાર-વિચારોની રૂપરેખા રોજના પત્રો

* મળેલું.

માં આલેખી મોકલીશ. તે ઉપરથી મારા હૃદયને આપ વાંચી શકશો, મારા અભ્યાસ તથા સદાચારમાં કેવી રીતે આગળ વધી શકું તેના પણ ઉપાયો સૂચવી શકશો.

ચરણ રજ—

( ૨ )

સ્વામીનૂ!

જૂદા જૂદા વિદ્વાનોએ પ્રાતઃકાળના સમયની જે સુંદરતા અને મહત્તા વર્ણવી છે, તે ખરેખર જ સાર્થક છે. હું નિત્ય સવારમાં જે વખતે લગભગ સઘળા પશુ-પ્રાણીઓ શાંત હોય છે, કોઈ કોઈના ઘરમાંથી નવકારનો, સ્તવનનો કે સજ્ઝાય-નો ઝીણો સ્વર આવતો હોય છે, તે વખતે ધીમેથી ઉઠું છું અને આપે નવકાર મંત્ર-નો જાપ કરવાની જે વિધિ તથા અર્થ ગાંભીર્ય શીખવ્યું છે, તે એકાગ્ર ચિતે સ્મરૂં છું. પછી જતના પૂર્વક ઘરના સર્વ પદા-ર્થોને સુવ્યવસ્થિત કરી, સ્નાન કરી રસો-ડામાં કામે લાગુ છું. જો કે આપે દેવ-દ-ર્શન તથા પૂજન માટે ગમતો વખત ભ-લામણ કરી છે, પણ હું એવી અભાગિણી છું કે પર્વોના દિવસો સિવાય તેમ રોજ બની શકતું નથી. સવારના ૬-૭ા વાગતા સુધીમાં જેટલું કામ કરી શકું છું, તેટલું કામ ઘણી શાંતિ અને સગવડતાથી કરી શકું છું. કારણ કે તે વખતે છોકરા છૈયાં કે વૃદ્ધ વડીલો સૌ શાંત નિદ્રા લેતા હોય છે. તેઓનાં જાગ્યા પછી તે દરેકની સગ-વડતા ઉપર પહેલું લક્ષ આપવું પડે છે, અને તેમાં જો જરા પણ વિલંબ થાય છે તો વડીલોના મુખ ઉપરનો સહેજ પણ તાપ મારાથી સહન થઇ શકતો નથી અને મારો આખો દિવસ ઉદ્વેગમાં જાય છે. હું રોજ સવારમાં વ્હેલી ઉઠી સ્નાન વિગેરે કરી લઉં છું, તેથી આપના મોટા ભાઇની વહુ કેટલીક વાર મનમાં બહુ ગુસ્સે થાયછે અને કોઇ કોઇવાર હાંસી પણ કરે છે જો કે તેઓ જેઠાણી હોઇ મારે દરેક રીતે માન આપવા લાયક છે, પરંતુ તેમના પી-યરની કેટલીક એવી રીતિઓ અહીં પણ સાચવી રહ્યા છે કે, તે માટે મને કોઇ કોઇવાર ખોટું લાગી આવે છે. તેઓ રોજ સ્નાન કરવાથી વિરૂદ્ધ છે. કારણકે તેઓ નિષ્ફળ પાણી નહીં ઢોળવું જોઇએ એવા મતનાં છે. હું તેઓને પ્રસંગોપાત એ વિષે મધુર ભાષામાં સમજાવું છું અને તન-મનની આરોગ્યતા માટે સ્વચ્છતા કેટલી જરૂરની છે, તે બધુ બતાવું છું. માત્ર મારી જેઠાણી જ મારી આ ક્રિયાથી વિરૂદ્ધ હશે, એમ હું માનતી નથી. આપણા ગામમાં એવી ઘણીએક બ્હેનો મળી આ-વશે કે જે સ્વચ્છતાની કિંમતને લેશ પણ સમજી શકતી ન હોય. આ સઘળું સ્ત્રી-ઓને અજ્ઞાન રાખવાનું પરિણામ છે. જ્યારે જ્યારે મને વિવાહમાં, કે વર-ઘોડામાં કે ઉપાશ્રયમાં જવાનો પ્રસંગ મળે છે, ત્યારે હું જોઉં છું તો ભાગ્યેજ સો સ્ત્રીઓમાં એકાદ સન્નારી સ્વચ્છતા માટે કાળજી રાખતી હોય છે. અલબત તેઓ બહુમૂલ્ય ઘરેણાંઓથી પોતાના દેહને ઢાંકી દેવામાં બહુ ઉત્સુક હોય છે. દેખાદેખીથી એકજ જાતના વસ્ત્રો ખરી-દાવી અંગ ઉપર નાંખવામાં અત્યંત આ-તૂરતા ધરાવે છે. પણ તેઓના શરીરો તથા વાળો એવા મલીન અને અવ્ય-વસ્થિત હોય છે કે પાસે બેસવાનું

કે ઉભુ રહેવાનું મન પણ થાય નહીં. સ્વચ્છતા કરતાં પણ ઘરેણાંના બોજાની કીંમત વધારે આંકવી અને સાદાઇ કરતાં તકલાદી તથા મરજાદને પણ પૂરા સાચવી ન શકે એવા બારીક વસ્ત્રોને વધારે પસંદગી આપવી, એ શું અમારી સ્ત્રી જાતિની મૂર્ખતાની હદ નથી? જેઓ સ્ત્રી-કેળવણીથી વિરૂદ્ધ હોય અને તમારે તેઓની સાથે વાર્ત્તાલાપનો પ્રસંગ પડે તો અમારી સ્ત્રીજાતીની આવી દુર્દશાનો ખ્યાલ આપજો. તેથી તમારી બીજી સેંકડો દલીલો કરતાં આ એકજ ચિતાર વધુ અસર ઉપજાવી શકશે. આ તો અમારી અનદશાનું પહેલુંજ પાનું આપની સમક્ષ ધર્યું છે. પણ તે સિવાય બીજા કેટલાએક એવા પ્રસંગો છે, કે જે વખતે અમારી અજ્ઞાનતા ત્રાસદાયક લાગ્યા વિના રહેજ નહિં. હું ધીમે ધીમે પ્રસંગ મળતાં જશે, તેમ તેમ સર્વ ચિત્રો આપની સેવામાં રજુ કરીશ. પણ તે પહેલાં હું આપની પાસેથી એક વચન મેળવવા ચાહું છું અને તે એ કે મારા કાલાં-ઘેલાં પત્રો વાંચી આપ કોઈ રીતે મારા ઉપર ક્રોધ કરશો નહીં. અથવા મારા પગના ટાયલાથી કંટાળી જઈ મનમાં પણ ઉદ્વેગ આણશો નહીં. જો આટલું વચન હું મેળવી શકીશ, તો હું ખુલ્લા દીલથી નિયમિત આપની સંમુખ મારા પત્રો ધરી શકીશ. આપની પ્રકૃતિને ધ્યાનમાં લેતાં હું ધારૂં છું કે આપના માટે એવું વચન આપવું બહુ મુશ્કેલ નથી. કારણકે સામાજીક સુધારા માટે તથા સ્ત્રીજાતીના ઉદય માટે આપ જે શ્રમ લ્યો છો તથા લેતાં હતાં તે સર્વ હજી મારા મનમાં તાજુંજ છે. આપના કુશળ પત્રની રાહ જોતી—

આજ્ઞાંકિતા—

(૩)

## પ્રાણાધિક પ્રિય.

કૃપાપત્ર મળ્યો-વાંચ્યો. પુરતી તૃપ્તિ ન થવાથી પુનઃ પુનઃ વાંચ્યો અને હૃદય સરસો ચાંપી મેજમાં મૂકયો. પત્રદર્શનથી હું મારા સર્વ કષ્ટોને ભુલી જાઇ છું, અને જાણે આપના સમાગમમાં જ રહીને કાં જાણે જીવન ગુજારતી હઉં એવો ભાસ થયો છે. ટપાલના પટ્ટાવાળાએ આપનો પત્ર મારા હાથમાં મૂકયો તે પહેલાં મારી સ્થિતિ કેવી હતી, તે હું કહી શકીશ નહીં. કારણકે તેથી તમારી વૃત્તિ દુભાવાનો ભય રહે છે. પણ એટલું તો ખરૂં કે જો આપનો પત્ર આજે મળ્યો ન હોત તો મારો આજનો આખો દિવસ બેચેનીમાં પસાર થાત. ગઈ રાતથી નાના બાબૂને શરદીને લીધે તાપ ચડી આવ્યો હતો. તેની સારવારમાં રહેવા જતાં ઘરના વડીલ વર્ગનું જેવું જોઈએ તેવું મન સાચવી શકાયું નથી; તેથી મનમાં ખેદ રહ્યો હતો, પણ તમારા પત્રે એ ખેદ દૂર કરવા સાથે મારામાં કેટલુંક નવું નૈતિક બળ દાખલ કર્યું છે. તમારી નાની બ્હેન મેનાનો પણ મારે ઉપકાર માનવો જોઇએ. અહીંઆ અમારા દુઃખના ભારને ઓછો કરવાનું અથવા હૃદયને ખાલી કરવાનું જો કોઈ સ્થાન હોય તો તે મેના જ છે! મેનાની ગેરહાજરીમાં મારી એક ક્ષણ પણ ભયંકર યુગ જેવી થઇ પડે છે. મારા મુખ ઉપર સહેજ ચિંતાની કે ગ્લાનીની છાંયા જણાતાં તે જાણે અરધી

અરધી થઇ જતી હોય, તેમ જણાય છે. આપને જેટલા હૃદયના પ્રેમથી તે ચાહે છે, તેટલાજ–તેથી પણ અધિક પ્રેમથી મને ચાહતી હોય તેમ લાગે છે. મારી જેઠાણી વિગેરે તો કોઇ કોઇ વાર મારા પ્રત્યે થોડા ઘણા કઠોર થાય છે, પણ તમારી મેનાની આંખ કોઇ વાર લાલ થયેલી મેં જોઇ નથી. ટુંકામાં એક મેનાજ મારી પાસે હોય અને દુઃખનું ગમે તેવું વાદળ ટૂટી પડે તો પણ મને તેની કાંઇ અસર થાય નહીં. હું એક એનાજ પ્રતાપે અહીંઆ સુખી અને નિશ્ચિંત છું, એમ કહું તોપણ ચાલે. નહીં તો આપની ગેરહાજરીમાં, અજ્ઞાન સંબંધીઓમાં તથા અનેક ઊપધિઓમાં દીવસો ગુજારવા બહુ દોહલાં થઇ પડે. આને આજ મેના જો વિવિધ જ્ઞાનના સંસ્કારો પામી ન હોત તો તે પણ પોતાની વડીલ સ્રોયોની રીતભાત જોઇ એજ માર્ગે વળત, અને ઓાનંદામાં ઉમેરો કરાવત. જો કે કમનસોબે તે સાહિત્ય તથા ધર્મનું યથાયોગ્ય પ્રમાણમાં જ્ઞાન મેળવી શકી નથી, તો પણ ચારિત્ર્ય–સદ્વર્તને તેના જીવન ઊપર સારી છાપ પાડી છે, અને તેનું હૈયું પ્રેમમય તો થયું છે. જ્યારે તે કોઇ વાર્તાના નવીન પ્રસંગ કે પાત્ર વિષે મારી પાસે ચર્ચા કરવા બેસે છે, ત્યારે હું જોઇ શકું છું કે તે જે પાત્રને ન્યાય આપવા બેસે છે, તેમાં તેના હૃદયની નિર્દોષતા સંપૂર્ણ રૂપે પ્રતીત થાય છે. મને યાદ છે કે, એક વખત એક બંગાળી ગ્રંથનું ભાષાંતર વાંચતા અને તેમાં એક કુલીન અબળાની અધોગામી જીવનકથા આવતાં તેણીએ ચીસ પાડી, ચોપડી એક બાજુ ફેંકી દીધી હતી. સારાંશ કે તેણી સ્રીઓના જીવનની આવી દુર્દશા જોઇ બહુ ત્રાસ પામે છે, અને એટલાજ ઉપરથી તેના હૃદયની વિશુદ્ધિનો આપણને ખ્યાલ આવી શકે છે. મેના મારી પાસેજ નિરંતર રહેતો કેવું સારૂં ? પણ એ આશા શું હવાઇ કિલ્લા જેવો નથી ? અરેરે ! એક દિવસ એવો આવશે કે, જે વખતે મેનાને પોતાને સાસરે જવું પડશે, અને અમારી બન્નેની આંખોમાંથી ચોધાર આંસુ ટપકશે. ! પ્રભુ એ સહન કરી શકુ એવું હૃદયબળ આપો.

વિનયી

હૃદયેશ્વર ! ( ૪ )

નાના બાબૂની માંદગી સાંભળી આપને ખેદ થયો હશે. પણ હવે તેને સારૂં થઇ ગયું છે. પડોશના તોફાની છોકરાઓ સાથે રખડવાથી તથા અનિયમિતપણે વર્ત્તવાથી તેને માંદગી થઇ આવી હતી, એમ તપાસ કરતાં જણાયું. પરંતુ તેમાં ખરૂં પૂછો તો મારો જ દોષ છે. પહેલાં હું નશીબનો દોષ કાઢી રહી હતી, પણ પાછળથી જણાયું કે એ મારી પોતાની જ બેદરકારીનું પરિણામ હતું. મેં તેને નિયમિત રાખવાનો તથા અયોગ્ય મિત્રોમાં ફરતો બચાવવાનો શા માટે પ્રયત્ન ન કર્યો ? જે માત-પિતાઓ પોતાના પુત્રના દુષ્ટ વર્ત્તનને જોઇ-સાંભળી દુઃખી થાય છે અને પુત્રના નસીબનો દોષ કાઢી બેસી રહે છે, કેટલા અજ્ઞાન છે, તે હવે સમજાયું છે. માતાનો આચારો-વિચારોની છાપ, પુત્રના સ્વચ્છ હૃદયમાં પડે છે, તે હવે સમજાયું છે. અને તે વડે તેનું ચારિત્ર બંધાય છે એની પણ મને ખાત્રી થઇ છે. મેં તે

સમજાવીને એવી ટોળીમાંથી ફરતો અટકાવ્યો છે, અને નિયમિતપણે અભ્યાસ, કસરત, તથા ધર્મક્રિયાઓ કરવાની સમજણ આપી છે. હવે તેને રોજ વહેલો ઉઠાડું છું અને શરીર વિશુદ્ધ કર્યા પછી ધોયેલા વસ્ત્રો પહેરાવી સવારનાં પાઠો તૈયાર કરવા બેસાડું છું. પછી થોડીવાર રમવા દઇ, જમાડી નિશાળે મોકલું છું. આથી તેનું શરીર પણ સુધરતું જાય છે, અને શીક્ષકનો પણ સંતોષ મેળવે છે. સાંજે બે ઘડી મેના તથા હું મળી તેને મહાન્ પુરૂષોના રસિક જીવન ચારિત્રો કહીએ છીએ. બાબૂ ઘણા આનંદથી સાંભળે છે, અને એ જીવન ચારિત્રોના સારને પોતાની મેળે જ બોલી જાય છે. પહેલાં તો હું એમ માનતી હતી કે મૂર્ખ નિશાળીયાની સાથે રખડવાથી તથા આળસુપણાથી બાબૂ વધારે અભ્યાસ કરી શકશે નહીં. પણ હવે મને ખુલ્લી રીતે જણાય છે કે બાળકોનો મૂર્ખતાનું અથવા વિદ્વત્તાનું જો કોઇપણ કારણ હોય તો તે માતાજ છે. તમે પોતે જ જો અહીં આવીને જુવો તો આપને જણાય કે પહેલાંનો બાબૂ તે આ બાબૂ તો ન જ હોય! કેટલાએક માબાપો પોતાનો પુત્ર આયાને સોંપી દઇ પોતે નિશ્ચિંત રહે છે, પણ એવી આયાઓ બાળકના નિર્મલ હૃદયપટ ઉપર સદાચારના સંસ્કારો કેવી રીતે પાડી શકે? એક માતાના પ્રેમમય અંતઃકરણમાંથી નીકળેલા શબ્દોની જે અસર થાય, તેવી અસર શું દાસીઓના શૂષ્ક શબ્દો આચારો ઉપજાવી શકે? હું જ્યારે બાબુને મારા ખોળામાં લઇ ચુંબન કરૂં છું ત્યારે, મારા મુખમાંથી શું શબ્દો નીકળે છે તે સાંભળવાને અતિ ઉત્સુક દેખાય છે. અને પહેલાંની સર્વ રમત ગમતોને તુચ્છ ગણે છે. શિક્ષકો કરતાં પણ માતાના શિક્ષણની વધારે અસર થવાનું, વિદ્વાનો એ જે નિરૂપણ કર્યું છે તેનું એજ કારણ છે કે માતાનું શિક્ષણ વધારે પ્રેમમય હોય છે, તેથી હૃદયમાંથી નીકળેલા શબ્દો સામાનાં હૃદયમાંજ પ્રવેશે છે. શીક્ષકોના કિંવા નિશાળના શિક્ષણથી બાળક બહુ તો બુદ્ધિમાન થાય છે. પણ માતાના શિક્ષણથી તો બાળક બુદ્ધિમાનની સાથે ધાર્મિક પણ થાય છે. કારણ કે માતાના નિર્મલ સ્નેહનું પાન કરવાથી, બાળકનું અંતઃકરણ પણ સ્નેહમય બને છે, અને તેથી કુદરતી રીતે જ તેનામાં સહૃદયતા, ચારિત્ર, તથા દયા-દાનાદિ સદ્ગુણો પ્રગટી નીકળે છે. જો કોઇ બાળકમાં નાનપણે કે મોટાપણે દુર્ગુણો જોવામાં આવે તો હું તો તે બાળકને ઠપકો ન આપતાં તેની માતાનેજ મુખ્યતાએ જવાબદાર માનું. હાલમાં કેટલાએક સ્થળોએ નાનાનાના બાળકોને, તેમના માત-પિતાઓથી દૂર કરી, પાઠશાળાઓ વિગેરે સંસ્થાઓમાં મોકલી આપવાનો રીવાજ પડયો છે, પરંતુ હું તો તેમાં માત પિતાની કાયરતાને જ જવાબદાર માનું છું. જો કુટુંબની ધન સંબંધી સારી સ્થિતિ ન હોય કે એવા બીજા સંયોગો હોય તો તો જુદી વાત છે પણ જેઓ, પુત્રને માતાથી વેગળો કરીશું તો બુદ્ધિમાન તથા સદાચારી થઇ શકશે, એમ માને છે; તેઓની સાથે એકમત થઇ શકતી નથી. શું માતા જે પરમ વાત્સલ્યથી, જે વિશુદ્ધ હૃદયરસથી, જે અત્યંત હિતૈષિતાથી અને જે અપૂર્વ આત્મભોગથી બાળકોને નાના નાનાં વ્યવહારોમાં પણ ઉ-

પયોગી પાઠો ભણાવી શકે, તેવા પાઠો સંસ્થાના કૂશળ શિક્ષકો પણ ભણાવી શકે એમ આપ માની શકો છો ? આપ વિદ્વાન છો, એટલે મારી આ માન્યતાઓને એક ક્ષણવારમાં તોડી નાંખી શકશો, પણ હું તો એમ દ્રઢ રીતે માનું છું કે માતા જો ધારે તો પોતાના કુદરતી ગુણોથી બાળકના જીવનને એવું ભવ્ય, ઉદાર અને ચારિત્રમય કરી શકે કે સેંકડો શાણા શિક્ષકોનો શ્રમ એની પાસે કાંઇ હિસાબમાં જ ન લેખાય ! મેં માતાઓની જે મહત્તા આ પત્રમાં દર્શાવી છે, તે ઉપરથી હું સ્ત્રીજાતિની મહત્તા વધારવા માંગું છું તથા આત્મપ્રશંસા કરવા ધારૂં છું; એમ આપ માનશો નહીં. આ તો હૃદયના જે ઉદ્ગારો હોય તેને નિરંકુશપણે બહાર આવવા દઉં છું, એમાં પણ આપની પાસે અમને શું ભય ? દાસી-

( ૫ )

જીવન નિયંતા !

આપનો પત્ર વાંચ્યો, મારા આગલા પત્રમાં વર્ણવેલી માતાઓની મહત્તા સામે આપે કાંઇ વાંધો ઉઠાવ્યો નથી. ઊલટું અનુમોદન અર્પ્યું છે. તેથી હમણાં મને જરા ગર્વ થઇ આવ્યો છે, અને એ ગર્વથી જ ગુંજારવ કરૂં છું કેઃ—

સખી જેને પતીનું માન,
તેનાં ગાંધર્વ ગાયે ગાન.

જો કે આ ઉકિત પણ મને તો અપૂર્ણ લાગે છે. કારણ કે જગતમાં અમારે જો કોઇની કૃપા–પ્રસાદી મેળવવી હોય અને જો કોઇની સેવામાં સમસ્ત દેવ દેવીઓની સેવા સમાપ્તિ પામતી હોય તો તે એક પતી જ છે. પતી જ્યારે પ્રસન્ન થાય છે, પતી જ્યારે અંતઃકરણનો સંતોષ દર્શાવે છે અને પતિ જ્યારે પ્રમુદિત નેત્રે અમને ઉત્તેજે છે ત્યારે એમજ લાગી આવે છે કે ત્રિવિધ તાપમય ગણાતા સંસારમાં જે કોઇને શાશ્વતી શાંતિ અને સુખ હોય તો તે અમને જ છે. અમે માનીએ છીએ કે જો ઊપર કહ્યા તેવા શુભ સંયોગોમાં અમે નિવસતા હોઇએ તો ખુદ બ્રહ્મની કે કોઇ ઇશ્વરી શકિતની પણ તાકાત નથી કે અમને વિપત્તિના બળવાળા વાદળથી હેરાન કરી શકે. સંક્ષિપ્તમાં કહું તો ગાંધર્વનું યશોગાન તો પતિના સંતોષ અને માન પાસે કાંઇ બીસાતમાંજ નથી. જો આમ છે, તો પછી આપ પ્રશ્ન કરશો કે શા માટે સમસ્ત સ્ત્રી જાતી આવું સહેજે પ્રાપ્ત થઇ શકે એવું સુખ ભોગવી શકતી નથી ? શા માટે તેઓ પાણાં તેટલાં દેવો કરી નાહક હેરાન થાય છે ! હું આનો મારા અનુભવ પ્રમાણે ઉત્તર આપીશ. પ્રથમ કારણ તો એ કે અમારી અજ્ઞાનતા. અથવા પતિને કેવી રીતે સંતુષ્ટ કરી શકીએ, વડીલોની પ્રકૃતી કેવી રીતે સાચવી શકીએ અને એ રીતે કયા પ્રકારે ગૃહસંસારને સુખમય કરી શકીએ, તેવા જ્ઞાનના સંસ્કારોની ગેરહાજરી. આ તો અમારા પોતાના દોષોનો મેં એકરા કર્યો. પણ પુરૂષ વર્ગ કાંઇ છેક જ નિર્દો છે; એમ નથી અને એટલા માટે, જ્યા ગૃહસંસાર વિષમય બનવામાં શું કારણે છે, એ વિષે બોલું છું તો પછી પુરૂષો દોષ વિષે પણ બોલ્યા વિના ચાલેજ નહીં પુરૂષોએ અમને સમાજના સ્થાનમાં એ હલકી પાડી દીધી છે કે સુભાગ્ય વિ-

કોઇપણ નારી જાતિના અંતઃકરણમાં આત્મગૌરવ જ પ્રવેશી શકતું નથી. "સ્ત્રી એ તો નર્કનું દ્વાર છે," "સ્ત્રી એ તો રૂકિત માર્ગમાં અર્ગલા છે" "પ્રમદા બુદ્ધિ પાની એ." "સ્ત્રી મરી એટલે ઉંદરડી મરી." આવી અનેક પ્રકારની નિંદાઓથી સ્ત્રીઓના હૃદય મંદીરનો વિવેકદીપ તદ્દન જ ઓલવાઇ ગયો છે. તેઓ જાણે કોઇ પૂર્વ ભવના ભયંકર કર્મોને લેઇને જ આ માનવ દેહ પામી હોય એમ મનાઇ ગયું છે, અને તેથી તેઓનાં મનમાં પોતાના સ્વરૂપ સંબંધે કોઇવાર કાંઇ વિચાર ઉગી શકતો નથી. અધુરામાં પુરૂં જમાનાઓ થયા અમને ગુલામીની જ બેડીઓ પહેરાવવામાં આવી છે. અને જાણે અમારૂં જીવન કેવળ વ્યર્થ થવા માટે જ છે, એવા સંસ્કારોમાં અમને ઉછેરવામાં આવે છે. અમારો જન્મ થતાંજ કોઇ કોઇ માત પિતા તો ત્રાસ પામે છે, અને કહે છે કે દીકરી કરતાં પેટ પાણો પડયો હોત તો વધારે સારૂં હતું. જરી અવસ્થાએ આવીએ છીએ કે તુરતજ ધનના લોભી માત પિતાઓ આંખો મીંચીને અમને ઉંડા કુવામાં ફેંકી દે છે યુવાવસ્થા અજ્ઞાનતાને લઇને કાંતો કંકાસમાં, કાંતો દુરાચારમાં કે કાંતો હાયવોયમાં પસાર થાય છે, અને વૃદ્ધા વસ્થામાં અમારાજ પગલે ચાલતી પુત્રવધુઓ અમને ત્રાસ આપવામાં મણા રાખતી નથી. સ્ત્રીજીવનના સામાન્ય ભાગની આવી દશા છે. તેમાં પણ જુદા જુદા શાસ્ત્રકારોએ સ્ત્રીનિંદા ઉપર જાણે મહોર મારી હોય અને તેથી મહોરવાળા સિક્કાની કીમત વધી જાય તેમ આ બહુ સામાન્ય થઇ પડેલા દોષ પ્રત્યે કોઇની દ્રષ્ટિ જતી નથી. આથી કરીને સ્ત્રી અને પુરૂષ એ ઉભય વચ્ચે જેવો જોઇએ તેવો પ્રેમભાવ જાગૃત થઇ શકતો નથી. કારણ કે પુરૂષ જ્યારે સ્ત્રી પ્રત્યે ધિક્કાર અને તિરસ્કારની લાગણીથીજ જોતા રહે તો પછી, વ્હાલા ! એ કેવી રીતે સંભવિત છે કે, એ ઉભય-દંપતીના દિલ દિવ્ય પ્રેમથી તન્મય બની જઇ શકે ? હવે આપણા ગૃહ સંસારોમાં પ્રેમ, કિંવા સ્નેહ ભક્તિનો પ્રકાશ પડે તે માટે વિદ્વાન્ પુરૂષોએ સ્ત્રીઓનું આત્મગૌરવ સ્ત્રી જાતિના અંતઃકરણોમાં અભિષેકવા ઉઘુકત થવું જોઇએ, અને તે ગૌરવ મિથ્યા કિંવા કૃત્રીમ પણ નથી. જે સ્ત્રી જાતિએ મોટા સંતમહંતો અને વીરો-મહાવીરોના પારણાં હિંચોળ્યાં છે, જે જનેતાઓએ દેવી પુરૂષસિંહોને સ્તનપાન કરાવી જગતના ઉદ્ધારની સામગ્રી અર્પણ કરી છે, જે દેવીઓએ, પોતાના પ્રાણો ખર્ચી નવા ચૈતન્યો ઊછેર્યા છે, એવી માતાઓનું-વનિતાઓનું આત્મગૌરવ, તેઓના પોતાનાજ અંતઃકરણોમાં પ્રતિષ્ઠિત કરવું એ શું મિથ્યા છે એમ કોઇ કહી શકશે ? ટુંકામાં કહું તો આ દેશજનો ઉપર માતાઓના ઉપકારની કોઇ અવધી નથી, અને સાચા કૃતજ્ઞ પુરૂષોની એ ફરજ છે કે દંપતીઓના હૃદય મંદીરમાં પરસ્પરની ઉપયોગિતા સમજવા જેટલી સમજશક્તિ ઉમેરવી. મારી બહેનોને પણ એ પ્રકારનું શીક્ષણ મળવું જોઇએ કે તેઓની સ્થળે સ્થળે કરવામાં આવેલી નિંદા એકપક્ષીય છે તેથી તેઓએ નિરાશ થવાનું

નથી. પુરૂષો જેટલો અધિકાર ધરાવતા આવ્યા છે, તેટલોજ અધિકાર અને જ્ઞાન જો સ્ત્રી જાતી ધરાવતી હોત તો તેઓ પણ પુરૂષ વર્ગની નિંદા કરવામાં પાછી પાની કરત નહીં. વ્હાલા ! આ પ્રયંગે મારે એટલું તો કહેવું જોઇએ કે સ્ત્રી જાતિની નિંદા એકતરફી હોવા છતાં બુરા ઉદ્દેશવાળી તો નહીંજ હોય. સ્ત્રી નિંદાનો હેતુ તો વિકારદ્રષ્ટિ નાશ કરવાનોજ હોવો જોઈએ. પણ આ ઉદ્દેશ જો સચવાયો નથી અને તેને બદલે પતિ-પત્નિમાં એદીલી થવા પામી છે, તો પછી શું નારી પ્રતિષ્ઠા સ્થાપવાની હવે જરૂર નથી. ? મતલબ કે સ્ત્રી અને પુરૂષ એ ઉભયમાં પ્રેમનો દીપક જાગૃત થાય, શિયલ વ્રતના કારણ રૂપ પતિભક્તિ ઉત્પન્ન થાય તે માટે પુરૂષોએ વનિતાવર્ગ પ્રત્યેની તિરસ્કાર વૃત્તિ-ઉપેક્ષા વૃત્તિ દૂર કરવી જોઇએ. આમ જ્યારે થશે, એટલે કે પુરૂષ વર્ગ સ્ત્રી જાતિના ગૌરવને માન આપવા લાગશે, અને સ્ત્રી જાતિ જ્યારે પોતાના કર્ત્તવ્યોનું પાલન કરવા લાગશે, ત્યારે આપણા ગૃહોમાં સુખનું-ઉદયનું બીજ વવાશે. આપણા ઊપદેશકો પણ આ ઉપદેશ પદ્ધત્તિ સ્વિકારે તો કેવું સારૂં ?

વિયોગિની

---

## સ્વમાન—( Self-respect. )

મનુષ્ય જેટલી તેની પોતાની કીમત આંકે છે તેટલીજ દુનીઆ પણ તેની આંકે છે. નીતિ. વિશુદ્ધિ, આત્મસંયમ, આદિ ઘણા ઉચ્ચ સદ્ગુણો એ. સ્વમાનની ભાવનામાંથી ઉદ્ભવે છે. મહાકવિ મિલ્ટન ખરૂં જ કહે છે કે—

The pious and just honouring of ourselves may be thought the radical moisture and fountain head from whence every landable anterprize issue forth.

અર્થાતઃ-"આપણા પોતાના આત્માને પવિત્ર ગણી યોગ્ય માન આપવું એ પ્રત્યેક સ્તુત્ય પ્રવૃત્તિનું મૂળ અને જીવન છે." પોતાને માટે હલકો અભિપ્રાય બાંધવો, 'હું પામર પ્રાણીથી શું થઇ શકવાનું હતું,' 'અસારા શા ગજા' એવી નિર્બળ ભાવના આત્માને વધારે ને વધારે તે ભાવનાને અનુસરતો, પામર અને ગજાહીન બનાવી મુકે છે.

સ્વમાનની ઉચ્ચ ભાવનાવાળા મનુષ્યો જાણ્યે અજાણ્યે તેમની ભાવનાને મૂર્ત્તિમાન કરતા જતા હોય છે. જેઓ પોતાને પવિત્ર લેખે છે તેઓ અપવિત્ર કાર્યોથી સ્હેજે સ્હેજે વિમુક્ત રહે છે, અને અધમ પ્રલોભનો સામે ટકી શકે છે. તેવા મનુષ્યોનું સંકલ્પબળ એટલું દ્રઢ હોય છે કે ગમે તેવા વિકટ સંયોગોમાં પણ પોતાના સ્વમાનને લેશ પણ આઘાત થાય તેવા પ્રકારની સહાયતાની અપેક્ષા તેઓ રાખતા નથી. કોઇ વિશેષ પ્રકારના પારમાર્થિક ઉચ્ચાશયના અભાવવાળું સ્વમાન પણ મનુષ્યને તેના સંસાર જીવનમાં વિજય અપાવે છે. તેમનો ટેક, એકનિષ્ઠા અને સદાગ્રહ એવા રાજ્યુત હોય છે કે પોતાની સ્વમાન ભાવનાને ધક્કો પહોંચે

તેવું કાર્ય કરવાને તે કદીપણ લલચાતા નથી. પ્રભુને ત્યાં મને શું ન્યાય મળશે અથવા તેમની દૃષ્ટિમાં મારૂ કૃત્ય કેવું લેખાશે એ ભાવના બાજુએ રાખતા પણ દુનિઆ મને શું કહેશે, અને જગતનો તથા સમાજનો ન્યાય કેવો નિર્ણય આપશે એ વિચાર પણ તેને વિશુદ્ધિ ધારણ કરી રાખવામાં અત્યંત સહાયભૂત નિવડે છે અને એ વિચારનું ઉત્પત્તિ સ્થાન,છેવટના પ્રથક્કરણમાં, સ્વમાનની ભાવના છે.

મનુષ્યોએ પોતાને નિર્બળ, ગરીબ અને ગજા વિનાનો માનવાની કશીજ જરૂર નથી. પ્રવૃત્તિ કે જીવનના ગમે તે ક્ષેત્રમાં તેમણે પોતાના ઉચ્ચાગ્રહો ધારી રાખવા જોઇએ. હું કાંઇ જ નથી એવું તુચ્છપણાનું અભિમાન આજકાલ ધાર્મિક ભાવનાનું અંગ મનાઇ ગયું છે, પરંતુ શાસ્ત્રકારનો આશય તેવી ભાવનાના અભ્યાસ વડે મનુષ્યને તુચ્છ કરવાનો નથી પણ તેની વર્તમાન સ્થિતિ સાથે ભાવિમાં પ્રાપ્ત થવા યોગ્ય ઉચ્ચ સ્થિતિનો મુકાબલો કરી ત્યાં દોરી જવાનો હોય છે. સ્વમાનની ભાવના વિના મનુષ્યના ગુપ્ત વીરત્વનો પ્રકાશ થઇ શકતો નથી. તે જ્યારે પોતાને એક જંતુ કરતાં કાંઇક વધારે માને છે ત્યારેજ ખીલી નીકળે છે . પોતાના સ્વત્વની ભાવના અનુસારજ તેની શક્તિનો બહિર્ભાવ થતો જાય છે.

મનુષ્ય જ્યારે સ્વમાનને જતું કરે છે ત્યારે પોતાના આત્માને હલકાઇ અને અધમતા ભણી વેગપુર્વક ઘસડી જતો હોય છે, પછી તેને નિયમમાં રાખનાર કોઇ શક્તિ અવશેષ રહી હોતી નથી, પોતાના સર્વ ઉચ્ચાશય અને સદાગ્રહને તિલાંજલી આપેલી હોય છે. મારાથી એ નીચતા કદી નજ થાય, એવું જ્યાં સુધી નિઃશંકપણે તે માનતો હોય છે ત્યાં સુધી તે નીચતાનો વિચાર તેના ભણી આવી શકતો નથી. સ્વમાન એ આત્માને અમુક ભૂમિકાએ દૃઢ રહેવામાં એક બળવાન નિમિત્ત છે. અને જ્યારે તે શક્તિનો આશ્રય આત્મા છોડી દે છે, ત્યારે તેનો પ્રપાત બહુ ભયંકર હોય છે. તે પોતાનું સ્વત્વ અને તે સાથે સર્વસ્વ ગુમાવે છે. તેના વ્યક્તિત્વનો સદંતર લોપ થાય છે. અને ભ્રષ્ટતા તથા બુરાઇના પ્રવાહમાં ઉંડો અને ઉંડો તણાતો રહે છે.

હું નિરામય શરીરયુક્ત અને પૂર્ણ આરોગ્યવાન છું, એવું આત્મમાન રાખનાર કદી રોગને આમંત્રણ આપનારી પ્રવૃત્તિનું સેવન કરશે નહીં, તેની શારીરિક પવિત્રતા જાળવવા માટે તે હમેશાં ઉધુક્ત રહ્યા કરશે અને જે પ્રકારે તેની નિરામયતા સચવાઇ રહે તે પ્રકારે વર્તન રાખવામાં પ્રમાદ વશ થશે નહી. પણ જેને તેવું અભિમાન મુદ્દલ છેજ નહી, તેને તેવી પરવા મુદ્દલ રહેતી નથી. તેજ પ્રકારે વાણી અને વર્તન અને મનની પ્રવૃત્તિ સંબંધી આત્મા જેવું પોતાનું સ્વમાન કલ્પે છે, તેવુંજ તેનું વર્તન બંધાઇ જાય છે.

વાડામાંજ પડી ગયો. છતાં ધીમેધીમે વિમલે કહ્યું કે-" મારૂં નામ વિમલાનંદ છે. હરિપુરની વિલેજસ્કુલ પાસ કરી અત્રે આવ્યો છું, અને પ્રેસીડેંસી કોલેજમાં ભણવાનો વિચાર છે." અપરિચિત બાળક મુખમાંની બીડીને ફેંકી દઇ બોલી ઉઠયો— " હુર્રે-હુર્રે-થ્રી ચીઅર્સ ફૉર કૃષ્ણનગર ટીમ. તમે યુનીવર્સીટીસાં ફર્સ્ટ આવ્યા છો ખરૂં ને ? હું એક ફ્રેન્ડ તરીકે કૉન્ગ્રેચ્યુલેટ સુ. ઠીક થયું. કયાંઇ જગ્યા ન મળી એ સારૂં જ થયું. અમારી બૉર્ડીંગમાં ચલો. ત્યાં સીટ ખાલી છે." એટલું કહીને બાળકે વિમલનો હાથ પકડયો અને ઉતાવળે પગલે " કુમારગૃહ " તરફ વિમલને ખેંચી જવા લાગ્યો. ચાલતાં ચાલતાં પણ અપરિચિત બાળક બોલ્યા વિના રહી શકયો નહીં. તેણે પાછું બોલવું શરૂ કર્યું:-" તમે એક વખત ચાલો તો ખરા ! કાલે જ જોઇએ કોલેજમાં દાખલ થઇ જાવ છો કે નહીં ? પણ ત્યાં અંગ્રેજીનું ટયુશન એટલું બધું સારૂં નથી. મેથેમેટીકસમાં તો હું બહુ ડીફીસીયન્ટ છું. એ તો ઠીક. પણ આજે આપણે ત્રણ વાગે મૅચ જોવા જવું છે હો ? મી. ગુડગડી બહુ સારા બૉલ કરે છે. હું પણ પ્રેસીડેન્સીમાં જ જઉં છું. મારા મામા બહુ પૈસાદાર માણુસ છે. મારૂં બધું ખર્ચ એમના તરફથી જ આપવામાં છે. બીડી વિગેરેના પૈસા પણ એમાંથી જ નીકળી જાય છે. પિતાશ્રીને તો માત્ર વીસ રૂપીયા મહીને મળે છે. મામાનો જો મને આધાર ન હોત તો હું આગળ ભણી શકતજ નહીં, અરે ! સ્કૂલની ફી પણ ભરી શકત નહીં. મારૂં નામ નલિનીકાંત છે. આપ ઑપ્શનલ ( optional ) તરીકે શું લેવાના છો ? મેં તો હીસ્ટ્રી લીધો છે-તે પણ મામાના આગ્રહથી. મને તો લાગે છે કે હું તેમાં ફેલ જ થઇશ. હા. હા. પણ આજે આપણે મૅચ જોવા જવું છે તે તો ભૂલી જ જઇએ છીએ. જેમ થવાનું હશે તેમ થશે. અત્યારે પાસ-ફેલની ચિંતા શા માટે કરવી ? આપ કોના પક્ષમાં છો ? રૉયલ ઑકસફર્ડ તરફ કે કૃષ્ણ નગર ટીમ તરફ ? " આટલી વાતચીત થતા થતામાં તે બન્ને યુવકો કુમારગૃહ પાસે આવી પહોંચ્યા. બૉર્ડીંગમાં દાખલ થતાં જ નલિનીકાંતે સુપ્રીન્ટેન્ડન્ટને કહ્યું " આ જુઓ આપણી યુનીવર્સીટીના ફર્સ્ટ બૉય !-મારા ખાસ મિત્ર છે-ઇન્ટીમેટ ફ્રેન્ડ. તમારૂં નામ શું ભલા ? " સુપ્રીન્ટેન્ડન્ટે પણ હસતાં હસતાં નવીન આગંતુકને પૂછયું-તમારૂં નામ શું ?

" વિમલાનંદ ગોસ્વામી. "

નામ ગામ તથા ઠેકાણું વિગેરે પૂછી લીધા પછી સુપ્રીન્ટેન્ડન્ટે કહ્યું કે-" જો કે તમારી ઉમ્મર તરફ નજર નાંખતા પૂછવાની કશી જરૂર નથી. છતાં એક નિયમની ખાતર આ ફારમમાં લખવું પડે છે તેથી પુછું છું કે આપ પરણેલા છો કે કુંવારા? મુળથી જ અહીં એવો નિયમ છે કે પરણેલા વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવતા નથી. તેથી આ પ્રશ્ન તમારી પાસે મુકવો પડે છે." વિમલાનંદ એક બારી પાસે ઉભો હતો. ત્યાંથી તેની નજર વિશાળ રસ્તા ઉપર પડતી હતી. તે તરફ જોતાં જ તેને વિચાર થયો કે-" માંડ માંડ કરીને આ જન સમુદ્રમાં એક બેટડું મળી ગયું

છે. એટલો આધાર પણ જો હાથમાંથી ચાલ્યો જશે તો પછી આ નિર્દય-નિર્મમ જનસમાજ રૂપી સમુદ્રમાં ક્યાં ડૂબી જઇશ તેનો પત્તો પણ નહીં લાગે. એક તો અપરિચિત સ્થાન અને તેમાં પણ નિરાધાર-નિરાશ્રય !! અડધા કલાકની ઓળખાણથી આ મિત્ર આશ્રય આપવા કબુલ થયો છે, ત્યાં પણ નસીબ બે પગલા આગળ ને આગળ ! તરસથી ગળું સુકાઇ જાય છે-છાતી ફાટી જાય છે, માર્ગમાં ભમી ભમીને ચાલવાની શકિત પણ નાશ પામી છે, ભુખથી ઉદરમાં જ્વાળાઓ નીકળે છે ! શું કરૂં ? ક્યાં જઇશ ? " સુપ્રીન્ટેન્ડેન્ટે વિમળાનંદને આ પ્રમાણે વિચારમાં ગરકાવ થયેલો જોઇને પૂછ્યું-"શું વિચાર કરો છો? પરણેલા છો કે ? " વિમલ એકદમ ચમક્યો, અને જણાવ્યું કે-" ના-ના પણ હું અવિવાહિત છું, એની ખાત્રી આપવા આપને કોઈ સાક્ષી આપવો પડશે કે નહીં, એનો જરા વિચાર કરતો હતો. " સુપ્રીન્ટેન્ડેન્ટે કહ્યું—" ના-ના. તમારા શબ્દો જ બસ છે. સાક્ષી-બક્ષીની કશી જરૂર નથી. આટલી નાની ઉમ્મરમાં આપનો વિવાહ થાય જ નહીં એટલું તો અમે સાધારણ રીતે સમજીએ જ. " વિમલે કંપિત સ્વરથી કહ્યું—" હા, હું અવિવાહિત છું. " તે જ વખતે તેની દ્રષ્ટિ પોતાના ટ્રંક ઉપર પડી. એજ ટ્રંકમાં તેની સ્ત્રીના લખેલા કેટલાએક કાગળો એક રેશમી રૂમાલથી બાંધીને મુકવામાં આવ્યા હતા. વિમલને તેનું સ્મરણ થઇ આવ્યું.

વિમલાનંદ કુમારગૃહમાં દાખલ થયો. બીજે દીવસે નલિનીને સાથે લઇને પ્રેસીડેન્સી કોલેજમાં પણ દાખલ થઇ ગયો.

" ભાગ્યશાળીના ભૂત કમ થ " એ કહેવત પ્રમાણે કુમારગૃહમાં વિમલાનંદનો ભારે આદર સત્કાર થવા માંડયો. બી.એ ક્લાસથી લઇ મૅટ્રીક ક્લાસના બધા વિદ્યાર્થીઓ વિમલને બહુ પ્રેમથી ચાહવા લાગ્યા. વિમલને કેમ સારૂં લાગે, તેનું માન કેમ સચવાય તે માટે બધા ચિંતાતુર રહેતા. બૉર્ડીંગમાં ગમે તેટલી ગડબડ થાય તો પણ વિમલના ઓરડાની પાસે કાંઇ ગડબડ ન થાય તે માટે દરેક વિદ્યાર્થી કાળજી રાખતો. એક માત્ર નલિની બક-બક કરવાનું છોડતો નહીં, પણ વિમલ તેની કશી પરવા રાખતો નહીં. નલિનીના ટાયલાથી વિમલને કંટાળો પણ આવતો નહીં એ પ્રમાણે કેટલાએક માસ વ્યતીત થઈ ગયા. કોલેજમાં પણ વિમલનું બહુમાન સચવાતું. પ્રોફેસરો પણ તેને એક ભલા અને બુદ્ધિમાન વિદ્યાર્થી તરીકે બહુ ચાહતા.

જોતજોતામાં ઉનાળાની રજા મળી પડી વિમલ દેશમાં ગયો તે પહેલાં જ તેની માતા ગંગાદેવીએ વિમલની વહુને પીયર મોકલી દીધી, પણ વિમલની સાસુએ ગંગાદેવી પાસે ઘણાં ઘણાં કાલાવાલા કરીને વિમલને થોડા દીવસ સાસરે મોકલવાનું કબુલ કરાવ્યું. વિમલ પોતાના સાસરે ગયો. પત્ર વ્યવહારથી પતિ-પત્નીને એકબીજાનો સારો પરિચય થઇ ચુક્યો હતો; તેથી બંને જણ ઘણા આનંદથી પરસ્પરને મળ્યા; અને જાણે કે ઘણા વખતના પરિચિત હોય તેમ વર્ત્તવા લાગ્યા. એક દીવસે પત્ની-સુષમાએ પ્રશ્ન કર્યો કે " તમે શું ટપાલ ઓફીસ[illegible] છો. ? " વિમલા-

નંદે કહ્યું કે—" ના–ના. કુમારગૃહમાં રહું છું."

"ત્યારે તમારા પત્રો ટપાલ ઓફી· સના સીરનામે કેમ મંગાવો છો ?"

વિમલે કહ્યું—"બોર્ડીંગના છોકરાઓ બહુ તોફાની અને મશ્કરા હોય છે, તે તું જાણે છે ? કોઇ સ્ત્રીના હાથનાં અક્ષરવાળો કાગળ તેમની નજરે પડે તો ઠઠ્ઠા–મશ્કરી કરે એટલા માટે મારા કાગળો પોસ્ટ મા· સ્તરના સીરનામે મંગાવું છું અને ત્યાં રોજ જઇને લઇ આવું છું."

સુષમાએ જણાવ્યું કે–" ધારો કે છો- કરાંઓ કાગળ ફોડીને વાંચે તો પણ તેથી શું થયું ? એમને બધાને સ્ત્રી તો હશે જ ને ? તમે બીજાની સ્ત્રીના પોતાના પતિ ઉપરના પત્રો વાંચો અને તમારા પોતાના પત્રો ન વંચાવો એ કેવો અન્યાય કહેવાય ?"

વિમલાનંદે કશો ઉત્તર આપ્યો નહીં. ખરૂં કહીએ તો પોતે અવિવાહિત તરીકે બૉર્ડીંગમાં દાખલ થઇ શક્યો છે, એમ કહેતાં તેને શરમ થઇ. બોર્ડીંગમાં દાખલ થતી વખતે તો એમ ધાર્યું હતું કે બે–ચાર દીવસ કુમારગૃહમાં રહી બીજું કોઇ આશ્રમ શોધી, કાયમને માટે ત્યાં રહેવાનું રાખીશ. પણ સહપાઠી નલિની તથા બીજા વિદ્યાર્થી મિત્રોના પ્રેમથી દીવસો આનંદ- માં જવા લાગ્યા. એટલે પ્રથમનો મન- સુબો મનમાં ને મનમાં જ રહી ગયો. તેણે વિચાર્યું કે વિદ્યાર્થી બન્ધુઓના આવા પ્રેમનો અનાદર કરી બીજા આશ્રમમાં જવું ઠીક નહીં. માત્ર એક વખત ખોટું બોલવું પડયું છે તે સિવાય બીજો દોષ તો મેં થોડોક જ કર્યો છે ? અને તેમાં પણ કોઈનું કાંઇ બગાડયું નથી. હું કુંવારો એમ કહેવાથી કોઈના સ્વાર્થની આડે ·· વતો નથી. ઉલટું જો કાંઇ દુઃખ હોય મને છે. કારણ કે ગમે તેવા શરદીના·· કાના કે વરસાદના વખતમાં એકવાર પે ઓફીસે હાજરી આપવી પડે છે, તે · જ આપવી પડે છે. એમાં બીજાને · હાની નથી. હાલ તો જેમ ચાલે છે તેમ ચાલવા દેવું. આગળ જોઇ લેવાશે.

સુખના દીવસોને વીતતા વાર લા· નથી. ઉનાળાનું વેકેશન પુરૂં થયું. વિ પાછો કલકત્તે આવ્યો અને પુનઃ અભ્યાર જોડાયો.

કોઈ પણ પ્રકારના આમોદ–પ્ર વિના એકમાર્ગી મનુષ્યજીવન. · થઇ પડે છે, એવો અનેક વાચકોને · ભવ થયો હશે. બોર્ડીંગના વિદ્યાર્થીએ જીવન ઘણે ખરે અંશે નીરસ અને · ગ્યહીન હોય છે. એટલા માટે આ આ કુમારગૃહમાં આમોદપ્રિય ન· મુખ્ય સૂત્રધાર મનાતો. કારણ કે તે આનંદી સ્વભાવનો અને ગમતી છે હતો. વખત વગર ગમે તેમ બક્યા · ઘડીએ ઘડીએ ચીરૂટો સળગાવવી, તાન તાનમાં ટેબલ–બેંચ ઉપર હાથ··ગ · ડવા, તેમજ ગામની તાજી નવી ખ રોજ લઇ આવી વિદ્યાર્થીઓને સં· વવી, એ સિવાય નલિનીને બીજો મુખ્ય ધંધો નહોતો. મોસાળમાં પણ સૌને વહાલો લાગતો. તેનો મામો મોટો સદ્‌ગૃહસ્થ છે, એ તેની વાત · નહોતી. ખાસ કરીને તે સદ્‌ગૃહસ્થ ન·

ક્ષિત સમાજમાં બહુ પ્રસિદ્ધ હતો. અતિથિ-સત્કાર તથા ટીપાર્ટીઓના મેળાવડા આપવાથી તેનું નામ બહુ પ્રસિદ્ધ થયું હતું. નામ જો કે રામસદન હતું, પણ નવી રોશનીવાળા સમાજમાં તે Ramsden ના નામથી જ પરિચિત હતો. કુમારગૃહનો પ્રાયઃ પ્રત્યેક વિદ્યાર્થી નલિની સાથે સદન બાબૂને ત્યાં એકવાર આતિથ્ય સત્કારનો લાભ લઇ આવ્યો હતો. વિમલાનંદ હજી રામસદન બાબૂને ત્યાં એકેવાર ગયો નહોતો. રજાના દીવસોમાં એકવખતે નલિનીએ વિમલાનંદને પોતાના મામા પાસે લઇ જવાનો આગ્રહ કર્યો. વિમલે પહેલાં તો આનાકાની કરી, પણ નલિનીની હઠને કોઇ પહોંચી શકે તેમ નહોતું. છેવટે બન્ને મિત્રો રામસદનને ત્યાં ગયા. સદન મહાશયે વિમલાનંદનો બહુ સારો આદર-સત્કાર કર્યો. એક તો યુનીવરસીટીનો ફર્સ્ટ બૉય, નલિનીનો ઇન્ટીમેટ (જીગરનો) મિત્ર, અને વળી રૂપ-ગુણ અને નમ્રતાથી સહુને પ્રિય થઇ પડે એવો. તે ઉપરાંત નલિનીએ પોતાના મામાને એમ પણ જણાવ્યું હતું કે—"એને બિચારાને આ સંસારમાં કોઇ સગું-વ્હાલું નથી." આવા અનાથ બાળકને કોણ ન ચાહે? નલિની જાણી જોઇને ખોટું બોલ્યો છે, એમ માનવાને આપણી પાસે કાંઇ કારણ નથી. તે એમજ ધારતો હતો કે જો તેને કોઇ સગું-વ્હાલું હોય તો મહીને-છ મહીને કે બાર મહીને વિમલાનંદ ઉપર એકાદ કાગળ-પત્ર તો આવવો જોઇએ ને? વિમલાનંદનો એકે પત્ર બૉર્ડીંગમાં આવતો નહોતો, તેથી તેણે ધાર્યું હતું કે વિમલને કોઇ સગું-સ્નેહીજ નહીં હોય. મામા-મામીને પણ આ વાત સાંભળીને બહુ દુઃખ થયું. પરંતુ વિમળને તેની અનાથ અવસ્થાનું સ્મરણ કરાવવાથી મનઃકષ્ટ થાય, અને પોતે આવો દરિદ્ર છે, એ વાત બીજા માણસો જાણે છે એમ ધારી શરમાય, તેથી રામસદન બાબુએ વિમલાનંદને તે વિષે કાંઇ પ્રશ્ન કર્યો નહીં. પોતાના મામાના કુટુંબમાં વિમલાનંદનું આવું બહુમાન થતું જોઇ નલિનીને લેશ પણ ઇર્ષા થતી નહીં, બલકે બહુ આનંદ થતો એમ કહીએ તો પણ ખોટું નથી. કોલેજ ખુલવાને થોડા દીવસની વાર હતી, તે પહેલાં કલકત્તે જવાની જરૂર જણાવતાં વિમલાનંદે રામસદન પાસે રજા લેવા માંડી ત્યારે મામાએ કહ્યું કે—"તમને લોકોને કલકત્તાની ગીચ વસ્તીમાં પડ્યા રહેવું કેમ ગમે છે? કોલેજ ઉઘડવાને હજી બહુ વાર છે. ત્યાંસુધી અહીંની ખુલી અને સ્વચ્છ હવાનો લાભ લ્યો તો શું હરકત છે?" વિમલે મુંગે મ્હોંએ આગ્રહ સ્વીકારી લીધો.

રામસદન બાબુએ બાલીગંજમાં ઇન્દ્રભવન જેવો એક બંગલો તૈયાર કરાવ્યો હતો અને ખાસ કરીને ત્યાંજ રહેવાનું રાખતા બંગલાની આસપાસ નંદનકાનન જેવો એક ઉદ્યાન હતો. આ ઉદ્યાન અને ભવનની એક અધિષ્ઠાત્રી દેવી હતી, તેનું નામ રમા હતું. રમા એ સદનબાબુની એકની એક જ પુત્રી હતી. રમાના જેવી જ ખરેખર તે ગુણવતી અને સુંદરી હતી, એમ કહીયે તો ખોટું નથી. ઉમ્મર પણ વધ ~~[illegible]~~ જણાતી નથી. બહુ તો

અગીયાર વર્ષ થયા હશે; છતાં રમાને બાલિકા કહેવી કે કિશોરી કહેવી તેનો નિર્ણય થઇ શકે તેમ નથી. રમા પણ વિમલને હૃદયથી ચાહતી. વિમલાનંદ જો કોઇ સદ્‌ગૃહસ્થને ત્યાં કોઇ વખત ગયો હોય તો આ પ્રથમ જ હતો. રામસદન બાબુને તે પોતાના એક મુરબ્બી તરીકે માનવા લાગ્યો, અને તેથી સદનબાબુના આ ગૃહને તરછોડી કલકત્તે જવાનું સાહસ કરવું યોગ્ય ન ધાર્યું. રજા પુરી થાય ત્યાંસુધી આ બંગલામાં જ રહ્યો અને નલિનીના મામામામીને વિશેષરૂપે સંતુષ્ટ કરવાની અભિલાષાથી રમાને અંગ્રેજી ભણાવવા લાગ્યો. વિમલાનંદની શિક્ષણ આપવાની પદ્ધત્તિ જોઇ સદન મહાશયને બહુ સંતોષ થયો. મનમાં એમ પણ થઇ આવ્યું કે જો રમાના શિક્ષણનો ભાર વિમલ ઉપર જ નાંખવામાં આવ્યો હોય તો કેવું સારૂં ? પરંતુ વિમલને થોડા દીવસો પછી જ એફ. એ. ની પરીક્ષા આપવાની હોવાથી સદન મહાશયે એ દરખાસ્ત મનમાં ને મનમાં જ દાબી દીધી. રજાના દિવસો પુરા થયા. વિમલ અને નલિની પાછા કુમારગૃહમાં આવી ગયા !

બાલીગંજના બંગલામાં થોડા દિવસો રહેવાથી રામસદન બાબુના ઘરના સર્વ માણસો વિમલાનંદને બહુ પ્રેમથી ચાહવા લાગ્યા હતા. વિમલ પણ આવા સારા ગૃહસ્થના પરિચયમાં આવવા માટે પોતાના અહોભાગ્ય માનવા લાગ્યો. નલિનીને જ્યારે જ્યારે બાલીગંજમાં જવાનું થતું ત્યારે તેનો મામો સૌ પહેલાં વિમલાનંદના કુશળ-સમાચાર પ્રશ્નો પૂછતો અને વિમલ આનંદમાં છે,' એમ જાણી સુખી થતો. ક્રમે ક્રમે એફ. એ. ની પરીક્ષા થઇ. તેમાં વિમલ પહેલે નંબરે પાસ થયો, એવા સમાચાર બહાર પડ્યા. તેની સાથે વિમલના પરિચયથી નલિની પણ બીજા વર્ગમાં આવ્યો, એવા ખબર રામસદન બાબુને મળ્યા. પરીક્ષામાં ફત્તેહમંદ થવાથી વિમલ આ વખતે પોતાના દેશમાં જવાનો તૈયારી કરતો હતો. તેટલામાં એક દીવસે રામસદન બાબુ કુમારગૃહમાં આવ્યા, અને નલિનીકાંત તથા વિમલાનંદને બોલાવીને કહ્યું કે-" આજે હું દાર્જીલીંગ સહકુટુંબ જવા માંગુ છું. તમારે પણ ત્યાં આવવું પડશે. બે વરસ સખ્ત મહેનત લીધી છે, તેથી હવે દાર્જીલીંગની ટેકરીઓમાં આનંદથી આશાએશ લેવી જોઇએ. ત્યાંના હવા-પાણી તમને બહુ અનુકૂળ આવશે અને શરીર-મન એવા આરોગ્ય થઇ જશે કે બીજા બે વરસ પરિશ્રમ કરવાથી તમારા આરોગ્યને ધક્કો પહોંચવાનો સંભવ નહીં રહે. " બન્ને મિત્રો મામાને સહમત થયા. વિમલાનંદે છુપી રીતે ગંગાદેવી-માતાને એક પત્ર લખી નાંખ્યો કે-" મારૂં શરીર હમણાં સારૂં નથી, તેથી હવાફેર કરવા બીજે ગામ જઉં છું. ક્યાં જઇશ, અને કેટલું રહીશ તે હમણા લખી શકતો નથી. મારા સંબંધે તમે કોઇ જાતની ફીકર-ચિંતા કરશો નહીં. પાસ થયાના સમાચાર નક્કી થયે તમને મોકલીશ પ્રસંગોપાત પત્ર પણ લખતો રહીશ. તમો પત્ર લખશો નહીં. " એક વર્ષ જેટલી લાંબી મુદત પસાર થવા છતાં આ વખતે ગંગાદેવી પુત્રના મુખનું દર્શન કરી શકી નહીં.

તેથી તેણીને બહુ દુઃખ થયું. પરંતુ પુત્રના કલ્યાણની ખાતર જનનીએ એટલા સ્વાર્થનો ભોગ આપવામાં કાંઈ આનાકાની કરી નહીં. યથા સમયે વિમલના પાસ થયાના સમાચાર માતાને મળ્યા. પણ પાસ થયાના સમાચાર કરતાં પુત્રના મુખદર્શનથી તેણીને ઘણો આનંદ થયો હોત એમ કહેવાની જરૂર નથી. માતાએ વિચાર્યું કે આ વખતે વિમલ ન આવી શકયો તો હવે પછી જ્યારે પૂજાની અરધા મહીનાની રજા મળશે ત્યારે એક વખત જરૂર આવીને મળી જશે. માતા પૂજાની રજાની રાહ જોઇ રહી. પૂજાની રજાઓ પણ પુરી થઇ. વિમલ પાછો ન ફર્યો. તે વખતે પણ રામસદન બાબૂ સાથે હવાફેર કરવા પ્રવાસે નીકળી ગયો.

બીજી તરફ વિમલની પત્ની–સુષમા પણ દિવસે દિવસે ગળવા લાગી ! સ્વામીના દર્શનને અનેક દીવસો થઇ ગયા, પણ બીજીવાર દર્શનનો પ્રસંગ મળ્યો નહીં. વચમાં વચમાં કોઇ વખત પત્ર આવતો, તે પણ હમણાં તો બંધ છે. સુષમા કિશોર–યૌવનમાં પ્રવેશ કરી ચૂકી છે. સરખી ઉમરની કન્યાઓ પોતના સ્વામીની વાતો કરે છે તે સુષમા સાંભળે છે, અને કૃત્રિમ આનંદ દર્શાવી બ્હેનપણીઓને સંતોષ આપે છે. પરંતુ જ્યારે એકલી પડે છે ત્યારે તેણી રોયા વિના રહી શકતી નથી. પત્ર લખીને મનનો ભાર હલકો કરે એવો સુયોગ પણ તે બીચારી પાસે નથી. કારણકે વિમલે પત્ર લખવાની સખત મનાઇ કરી છે. કોઇ વખત એકાંતમાં બેસી સ્વામીના જુના પત્રો પુનઃ વાંચી જાય છે ! હજારો વાર વંચાઇ ગયેલા પત્રો ફરી ફરીને વાંચી જાય છે ! પત્રની દરેક લીંટી, દરેક અક્ષર કંઠસ્થ થઇ ગયો છે. છતાં અવકાશ મળે છે ત્યારે ખિન્ન હ્રદયે વાંચવાનું ભૂલતી નથી. આ પત્રો એજ તેણીનું જીવન છે, એમ કહીએ તો ખોટું નથી. પત્રના કોઇ કોઇ અક્ષરો સુષમાના આંસુથી ભુંસાઇ ગયા છે, પરંતુ તેણીના સ્મરણમાં તે શબ્દો એટલા બધા જ્વલંતપણે વાસ કરી ગયા છે કે આખો પત્ર વાંચી જવામાં તેણીને કાંઇ મુશ્કેલી નડતી નથી. ઉંઘતા–જાગતા–બેસતા આ પત્રોજ તેણીને આધારરૂપ થઇ પડયા છે ! સંસારના કામકાજમાં દીવસ તો ગમે તેમ કરીને ચાલ્યો જાય છે, પણ સંધ્યાકાળે સુષમા અગાસીમાં બેસી આકાશની સામું એકીટસે નીરખતી નિઃશ્વાસ નાખે છે, અને ઘણે દૂર આવેલા આંબાના વન પાછળ અંધકારને દૂર કરતો ચંદ્રોદય થતો જુવે છે, તેજ વખતે તેણીના અંતઃકરણમાં પણ હ્રદયના અંધકારને દૂર કરતો એક બીજો ચંદ્ર ખીલવા લાગે છે ! આકાશના તારાઓની સામે એકાગ્રપણે નજર કરતાં તેના જેવાંજ બે તેજસ્વી નયનો સુષમાના નયનો સામે ખડા થાય છે ! વૃક્ષના પાંદડાઓને કંપાવતો પવન વહેવા લાગે છે ત્યારે જાણે કોઇ ચિરપરિચિત સ્વરથી પોતાને કેમ બોલાવતું ન હોય તેવો તેણીને ભ્રમ થઇ આવે છે ! ટુંકામાં, વિરહી સુષમાનું જીવન છેક વિમલાનંદમય બની ગયું હતું. હ્રદય જેને માટે રાત-દીવસ તલસ્યા કરે છે તેને પોતાની પાસે નહીં જોવાથી સુષમા દિનપ્રતિદિન સૂકાવા લાગી ! ગંગાદેવીનું દુઃખ પણ અન્યરૂપ હોવા છ-

તાં, સસુ-વહુ એકજ પ્રકારની વેદનાથી દીવસો વીતાવવા લાગ્યા! પરંતુ જેના વિરહ-વિયોગથી માતા અને પત્ની આટલી બધી પીડા પામે છે તે યુવક શું કરે છે? તે તો રમાને મેળવી તેમાંજ મુંઝાઇ ગયોછે!

રામસદન બાબુનું આખું કુટુંબ હાલમાં દીલ્હી શહેરમાં રહે છે. ત્યાં એક બંગલો ભાડે લીધો છે. બંગલાની આસપાસ સુંદર-ભવ્ય બગીચો પણ છે. વિમલાનંદ રમાને અહીંઆ અંગ્રેજી ભણાવે છે, કવિતાઓ વંચાવે છે અને બીજી અનેક નાની-મોટી વાર્ત્તાઓ કહી દીવસ વીતાવે છે. અહીંઆ પણ ચંદ્રોદય થાય છે, તારાઓ ઉગે છે, અને પવન વહે છે, પરંતુ પ્રેમને પ્રવેશ કરવાનો હજુ સુધી હક્ક મળ્યો હોય એમ જણાતું નથી. રમા એ, સુષમા જેવી જ કિશોરી છે. તેણીનું કોમળ હૃદય પણ વિકાશ પામવાની તૈયારી કરી રહ્યું છે. વિમળના સ્વરમાં, નયનમાં, સંભાષણમાં અને સ્પર્શમાં તેણી રોજ કાંઇક શોધતી હોય તેમ જણાય છે. પણ તે ઇચ્છિત વસ્તુ નહીં મળવાથી નિરાશ થઇ પાછી ફરે છે. તેણીએ ધાર્યું કે વિમળના હૃદયમાં એક એવો ગુઢ પ્રદેશ છે, અને એ પ્રદેશ આડે એવા મજબુત કીલ્લાઓ ઉભા છે કે ત્યાં કોઇથી જઇ શકાય તેમ નથી. તે એકાંત સ્થાનમાં કેવળ વિમળાનંદ અને તેનો સ્વાર્થજ વસી શકે છે. તે સિવાય વિમળાનંદના મિત્ર, માતા, સ્ત્રી કે પ્રણયિનીનો પણ ભાર નથી કે ત્યાં આગળ પ્રવેશ કરી શકે. અભિમાનિની બાળિકા હૃદયની સમસ્ત શકિતને એકઠી કરી પોતાના [illegible]ના ટાળવાનો પ્રયત્ન કરવા લાગી. રમા જ્યારે પોતાના હૃદયની સાથે આ પ્રમાણે યુદ્ધ કરી રહી છે તે વખતે તેનો પિતા શું વિચાર કરે છે? તે પોતાના મનને પૂછે છે કે-વિમળને જમાઇ તરીકે પસંદ કર્યો હોય તો? આવું દુર્લભ પાત્ર બીજે ક્યાં મળવાનું હતું? પણ તે ગરીબ-દરિદ્ર છે તેનું કેમ? પરંતુ તેથી શું થયું? મારી પાસે તો યથેષ્ટ ધન છે. પણ વિમળને માત-પિતા કે કોઇ સગું-વ્હાલું નથી તેનું શું કરવું? એ તો વળી સૌથી સારૂં. આપણા તરફથી જો સ્નેહ અને સત્કાર પુરતા પ્રમાણમાં તેને મળશે તો વિમળ આપણોજ બની રહેશે! હું અને મારૂં આખું કુટુંબ તેના પ્રત્યે પ્રેમ રાખીશું તો વિમલ પણ અમને ચાહવા શીખશે. આ પ્રમાણે સંકલ્પ કરી મીસ્તર અને અને મીસીસ રામસદન વિમલાનંદનો ખૂબ આદર સત્કાર કરવા લાગ્યા. જો કે તેમણે પોતાનો આ વિચાર એકાએક કોઇની પાસે બહાર પાડયો નહીં, પણ કોલેજમાં રજા પડે કે તુરત જ વિમલને પોતાની પાસે રાખી બની શકે તેટલો પ્રેમ બતાવવા લાગ્યા અને એ રીતે વિમલ પોતાના ઘરના એક માણસ જેવોજ બની જાય એવો પ્રયત્ન ચાલુ કર્યો. વિમલાનંદ રામસદન બાબુના મનના ભાવો સમજી ગયો હશે કે નહીં, તે કાંઇ અમે કહી શકતાં નથી. પણ તે એટલું તો ચોક્કસ રીતે સમજતો હતો કે રામસદન બાબુ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે. તેથી તેમની કન્યાને શિક્ષણ આપીને કે એવી બીજી કોઇ પણ રીતે તેમની પ્રસન્નતા મેળવવી એમાં જ મારૂં કલ્યાણ છે.

બીજી વખત ઉનાળાની રજા પડી. પૂજાના તહેવારોની છુટી પણ પુરી થઇ. છતાં વિમલથી દેશમાં જઇ શકાયું નહીં. માતાના આક્રંદનો પાર રહ્યો નહીં. હૃદયના સંતાપથી સુષમાના હાડ–માસ સોષાઈ જવા લાગ્યા. ભાગજોગે વિમલ કોઇ વખત એકાદ પત્ર લખે છે. પણ તેમાં ન મળે ગામનું નામ કે ઠામ. માત્ર " અભ્યાસ માંથી માથું ઉંચુ કરી શકતો નથી, અને તેથી પત્ર ન લખાય તો માફ કરશો. મારૂં શરીર સારૂં છે. મારી કોઇ જાતની ફીકર કરશો નહીં. તમો સર્વે આનંદમાં હશો." એ સિવાય બીજા કાંઇ આવવાના કે જવાના સમાચાર પત્રમાં હોય નહીં. " ફીકર ચીંતા કરશો નહીં." એમ લખવા માત્રથી જ જો ફીકર-ચિંતા દૂર કરી શકાતી હોત તો પછી બીજું શું જોઇએ. જેમ જેમ દીવસો જવા લાગ્યા તેમ તેમ વિમલની બાની અવસ્થા વધારે ને વધારે શોચનીય થઇ પડી. ।

બી. એ. ની પરિક્ષાને થોડા દીવસની વાર છે. કોલેજમાં હમણા રજા હોવાથી વિમલ રામસદન બાબૂને ત્યાં રહે છે. રામસદન બાબૂને લાગ્યું કે હવે નકામો વિલંબ કરવો ઉચિત નથી. તેથી તેણે વિમલને એકાંતમાં બોલાવી પોતાનો નિશ્ચય જણાવતાં કહ્યું કે—" તમે બી. એ. પાસ થાઓ તે પછી રમાના તમારી સાથે લગ્ન કરી નાંખવાનો મારો વિચાર છે. એટલુંજ નહીં પણ વિલાયતમાં જઇને તમે સીવીલ સર્વીસની પરીક્ષા આપી શકો એવી પણ મેં ગોઠવણ કરી રાખી છે. ઇંગ્લાંડમાં મારા ઘણા મિત્રો અને સ્નેહીઓ છે. તેથી તમને અભ્યાસ કરવામાં અને રહેવા કરવામાં કોઇ જાતનો હરકત નડશે નહીં. સીવીલ સર્વીસની પરીક્ષા પાસ કર્યા પછી તમારી ઉન્નતિ કેમ કરવી એને માટે હું સંપૂર્ણ જવાબદાર રહું છું. મારા આ ઠરાવનો જવાબ તમારે આજને આજ આપવો એવો મારો આગ્રહ નથી. બરાબર વિચાર કરીને જવાબ આપજો. તમારે શિરે કોઇ વડીલ માણસ છે, કે નહીં તે હું જાણતો નથી. નલિનીએ આગળ એક વખતે કીધું હતું કે સંસારમાં તમારૂં કોઈ સગું વહાલું નથી. પણ સભ્યતાવિરૂદ્ધ મેં તમને હજુ સુધી એ સંબધે એકે પ્રશ્ન કર્યો નથી. તમારા પરિવારમાં કોણ છે અને કોણ નથી એ સંબંધી મેં તપાસ પણ કરી નથી. અગર તમારે કોઇ મુરબ્બી સગું વ્હાલું હોય તો તેને મળીને વિચાર કરીને મને ઉત્તર આપજો અને જો મને કહેતા હો તો હું પોતે પત્ર લખીને તે સંબંધી તપાસ કરૂં." વિમલે કહ્યું—" આજે મારૂં એક પુસ્તક કુમારગૃહમાં આવવાનું છે. તેથી મારે ત્યાં જવાની જરૂર છે. બે દીવસ પછી આવીશ ત્યારે તમારી દરખાસ્તનો ઉત્તર આપીશ."

પુસ્તક આવવાનું છે એ વાત તો એક ખોટું બ્હાનું હતું. મૂળ વાત એ હતી કે ગંગાદેવી તરફથી માસિક ખર્ચના રૂપીયા આવવાના હતા, તે લેવા માટે તેને પોસ્ટ ઓફીસમાં જવાની જરૂર હતી. વિમલે પોસ્ટ ઓફીસમાં જઇને તપાસ કરી તો જણાયું કે મનીઓર્ડરની સાથે એક પત્ર પણ આવ્યો છે. પત્રમાં લખવામાં આવ્યું છે કે— [illegible] બીમાર રહ્યા કરે તો ચાલે, તવ [illegible]

છે. તમે એક વખત જરૂર જરૂર આવી જજો.” પોસ્ટ માસ્તરની સાથે વિમળને ઘણા વખતનો પરિચય હતો. તેથી તેણે ત્યાં જ બેસીને પત્રનો ઉત્તર લખી નાંખ્યો અને તેમાં જણાવ્યું કે “ ચાર-પાંચ મહીનામાં મારી પરીક્ષા થાય તેમ છે. હમણા જો ઘરે આવું છું તો કરેલી સઘળી મહેનત રદ થાય તેમ છે. વળી મારૂં આવવું નકામું છે. આપને જેમ યોગ્ય લાગે તેમ દવાનો બંદોબસ્ત કરી લેશો. મારા આવવાથી વિશેષ શું લાભ થવાનો હતો? છેલ્લા થોડા મહીના મને નિશ્ચિંતપણે અભ્યાસ કરવા દેશો તો ભવિષ્યમાં બહુ લાભ થાય તેમ છે. બધી હકીકત મને જણાવવાની જરૂર નથી. આપને જેમ યોગ્ય લાગે તેમ કરશો. મારી સલાહ પૂછશો નહીં.”

બરાબર વખત પ્રમાણે આ ઉત્તર ગંગાદેવીના હાથમાં આવ્યો. તેણીને વાંચતાં આવડતું નહોતું, તેથી ધાર્યું કે અવશ્ય આ પત્રમાં વિમલના આવવાના સમાચાર હશે. તેણી ઉતાવળે પગલે પુત્રવધુ પાસે ગઇ અને પત્ર વાંચવાનું કહ્યું. સુષમાને શુષ્ક ક્ષયરોગનો ભયંકર વ્યાધી હતો, એ વાત ઘણા વખત સુધી માતાએ વિમલાનંદને લખી નહોતી. વહુની સારવાર માટે પોતાથી બનતું કરવા છતાં જ્યારે વૈદ્યોએ જણાવ્યું કે આ રોગ બહુ ભયંકર છે, અને અસાધ્ય થતો જાય છે ત્યારે માતાથી વિમલને ખબર આપ્યા વિના રહેવાયું નહીં. વિમલ ક્યારે ઘર તરફ રવાના થશે એ જાણવાની ઉત્સુકતાથી માતા પુત્રવધુના મુખની સામે તાકી રહી. પત્ર વાંચી લીધા પછી સુષમાના મુખમાંથી એક પણ શબ્દ નીસરી શક્યો નહીં. પત્રનું એકે એક વાક્ય તેણીના હૃદયમાં તીરની માફક ખૂંચવા લાગ્યું; તેણી મુર્છા આવી હોય તેમ પૃથ્વી ઉપર ઢળી પડી!

બીજી તરફ વિમલ, રામસદન બાબૂને પોતાના ભાવી વિવાહ માટે સમ્મતી આપતો બેઠો છે. રામસદન બાબૂએ પૂછ્યું કે—“શું તમે તમારા પિતાને એક જ પુત્ર છો?”

“જી હા”

“તમારા પિતા ક્યારે મરણ પામ્યા?”

“મારી એંટ્રન્સ પરીક્ષા થઇ તે પહેલાં.”

“તમારી માતા?”

“તેને પણ ઘણા દીવસો થઇ ગયા!”

સહૃદય રામસદન બાબૂ બોલી ઉઠયા:-“ગરીબ બીચારો છોકરો! ( poor orphan boy ) હું જ્યાં સુધી જીવતો રહીશ ત્યાં સુધી તમને તમારા માત-પિતાની ખોટ જણાવા નહીં દઉં.”

વિમલાનંદ સમજતો હતો કે ગંગાદેવી માતા જીવે છે, એમ જો રામસદન મહાશય જાણવા પામે તો વિવાહ અટકી જ જાય. કારણ કે રામસદનબાબૂ માતાની પરવાનગી વિના વિવાહ કરે નહીં અને માતા કોઇ દીવસ પરવાનગી આપે નહીં. કદાચ પરવાનગી આપે તો સુષમા જીવતી છે એ વાત પણ બહાર આવ્યા વિના રહે નહીં. બેકી સાથે બે સ્ત્રી કરવામાં હિંદુ શાસ્ત્રનો વાંધો નથી પણ રામસદનબાબૂ એક સ્ત્રી ઉપર પોતાની પુત્રીને આપે કે નહીં એનો શક છે, એક વખત જો રમાની સાથે વિવાહ થઇ જાય તો પછી એ

વિવાહ રદ થઇ શકે નહીં. માટે ચુપચાપ એક વખત વિવાહ તો કરી નાંખવો. પાછળથી જે બનશે તે જોઇ લેવાશે. નલિનીને વિમલાનંદે જણાવ્યું કે–" જુઓ ભાઇ, હું ગરીબ અને નિરાશ્રિત છું એ વાત તો તમે જાણો છો જ. મારા વિવાહ રમાની સાથે થવાના છે એ વાત જો લોકોના જાણવામાં આવે તો બધા મારી મશ્કરી કરે અને એમ પણ કહે કે માત્ર રમાના લોભમાં પડી હું તમારી ખુશામત કરવા અત્રે આવ્યા કરૂં છું. માટે કાંઇ ગડબડ વિના ચુપચાપ વિવાહ થઈ જાય તો સારૂં. તમારા મામાને પણ આ વાત જણાવશો તો ઉપકાર થશે." નલિનીનું લોહી ગરમ થઇ આવ્યું. તે બોલી ઉઠયો. "જોઉં તો ખરો કે તમારી સામે કોણ બોલી શકે છે? કોની તાકાત છે કે આપણી સામે આંગળી પણ કરી શકે ? અને કોઇ બોલે તો પણ શું થયું, એથી કાંઇ ડરીને બેશી રહેવાય ? હું ચેલેંજ આપું છું કે જેને કાંઇ પુછવું હોય તે ખુશીથી મને આવીને પૂછે." વિમલે વિચાર કર્યો કે આ તો વળી હાથે કરીને આફત વ્હોરી. તેથી તેણે નલિનીને મ્હોં બંધ કરવા વિનતી કરી પણ નલિની કોઇના હાથમાં રહે તેવો નહોતો. તે વધુ આવેશમાં આવ્યો અને લોકોનો તિરસ્કાર કરવા લાગ્યો. આ ઘોંઘાટ સાંભળી રામસદન બાબૂ નીચેથી ઉપર આવ્યા અને ગરબડનું કારણ પૂછતાં નલિનીએ જણાવ્યું કે—" વિમલ કહે છે કે લોકોમાં લગ્નના ખબર ફેલાવવાની શું જરૂર છે ? હું કહું છું કે બની શકે તેટલી ધામ ધૂમથી વિવાહ કરવામાં આવશે. એટલુંજ નહીં પણ જેને આ લગ્ન સંબંધે કાંઇ પણ પૂછવું હોય તે ખુશીથી મને આવીને પૂછે. હું તેઓને જવાબ આપવા તૈયાર છું. સમાજના ભયથી જો ડરીને બેસી રહીએ તો એક પગલું પણ ન ભરાય." મામાએ વિમલાનંદ તરફ દ્રષ્ટિપાત કર્યો. વિમલે સુયોગ જાણી પોતાનો આશય રામસદનને જણાવ્યો. છેવટે રામસદન મામાએ નિર્ણય ઉપર આવતા જણાવ્યું કેઃ–" વિમલના વિચારોને હું આઘાત પહોંચાડવા માંગ તો નથી, તેથી જેમ તેની મરજી હશે તે પ્રમાણે જ લગ્નની વ્યવસ્થા કરવામાં આવશે "

પોતાના ધાર્યા પ્રમાણે વિવાહનો બંદોબસ્ત થવાથી નિશ્ચિંતપણે વિમલ પોતાના અભ્યાસમાં જોડાયો, પરીક્ષાનો વખત પાસે આવતો જાય છે, કોલેજમાં પણ રજાઓ છે. આજ–કાલ ખ્રીસ્ટમાસડેની રજાઓ ચાલતી હોવાથી ઘણાખરા વિદ્યાર્થીઓ બૉર્ડીંગ છોડી પોતાના દેશમાં ગયા છે. વિવાહ–સંબંધનો નિર્ણય થઇ ગયો તે પછી વિમલાનંદ બાલિગંજવાળા બંગલે જવાનું પસંદ કરતો નથી, તેથી હમણાં તે બૉર્ડીંગમાં જ રહેછે, નલિની પણ વિમલાનંદની સાથે જ છે. વિમલ એક દિવસે એકાંતમાં બેશી વાંચતો હતો તેવામાં બે ત્રણ પગથીઆ સાથે ઓળંગતો નલિની સીઢી ઉપર ચડવા લાગ્યો. પગલાના અવાજ ઉપરથી વિમલે જાણ્યું કે આ નવો આવનાર નલિની જ હોવો જોઇએ. પણ નલિની જે સમાચાર લઇને આજે આવે છે તેની તેણે સ્વપ્ને પણ કલ્પના કરી નહોતી.

ઘરમાં પ્રવેશ કરતાંજ નલિનીએ કહ્યું-" ચ... તો ચાલો, તવખત... આવ્યા

છે. નીચે ઉભા છે.” એકાએક વિમલનું મ્હોં ફીક્કુ પડી ગયું. અસાધારણ બળથી આત્મસંયમ મેળવી પ્રત્યુત્તરમાં જણાવ્યું કે–“ મારી માતુશ્રી !”–વધુ બોલવા જાય છે તેટલામાં તો નલિનીએ વિમલાનંદનો હાથ પકડયો અને ખેંચી જતા કહ્યું કે– “ અરે, ચાલો તો ખરા ! એક વાર મળી તો લ્યો. માતુશ્રી એકલા નથી, સાથે કોઇ વૃદ્ધ સંન્યાસી પણ છે.” વિમલ નલિનીથી ખેંચાતો ખેંચાતો સીઢી નીચે આવ્યો. જાણે કોઇ ફાંસીની સજા પામેલા અપરાધીને ફાંસી લાકડા પાસે લઇ જવામાં આવતો હોય તેમ વિમલનું માથું ઘુમવા લાગ્યું, હૃદયમાં લોહી ઉછળવા લાગ્યું, અને આંખોમાંથી અગ્નીની ચીણગારીઓ નીકળવા લાગી; પણ નલિની એટલેથી જ મુકી દે તેમ નહોતું. નીચે આવીને તેણે જોયું તો ખરેખર તેની મા એક સંન્યાસીને સાથે લઇને બારણા પાસે ઉભી હતી. વિમળના મુખમાંથી એકે વાકય બહાર નીકળી શકયું નહીં. માત્ર નીચી નજરે જ્યાં નો ત્યાં સ્તબ્ધ જ થઇ ગયો !

ગંગાદેવી બોલી–“ બાપુ, ઘરે ચાલ. હું તને લેવા માટે જ અહીં સુધી આવી છું.” વિમલ તો નીરવ–માથું ઉચકી શકયો નહીં. તેની આવી સ્થિતિ જોઇ માતાને બહુ આશ્ચર્ય થયું તેથી પૂછયું કે–“ કેમ બાપુ ? કાંઇ બોલતો નથી ? ” તોય વિમળ તો નિરૂત્તર જ રહયો.

સંન્યાસી-ગુરૂદેવે કહ્યું–“ આ તારી માતુશ્રી ! ઓળખે છે કે નહીં ? ”

એટલા સવાલો થયા તે દરમીયાન ઉપરથી બે–ચાર [illegible] પણ નીચે ઉતરી આવ્યા. કોઇએ પૂછયું–“શું છે ? આ કોણ અને શામાટે આવ્યા છે. ! ”

નલિનીએ વિદ્યાર્થીને જવાબ આપતાં જણાવ્યું કે–“ આ વૃદ્ધ સંન્યાસી કહે છે કે આ બાઇ છે તે વિમલલની માતુશ્રી છે.”

એક જણ બોલી ઉઠયો–“ પણ વિમલને પૂછો તો ખરા કે એની માતુશ્રી જીવે છે કે નહીં ? ”

વિમળાનંદે અત્યંત ધીમેથી કહ્યું–‘ના.’

સંન્યાસીએ ગંભીર સ્વરે પૂછયું– “ આ તારી મા છે એટલું યે નથી ઓળખી શકતો ? ”

વિમળાનંદે પુનઃ તેજ ઊત્તર આપ્યો– –“ ના. ”

ગંગાદેવી હતાશ થઇ ત્યાંજ બેસી ગઇ !

એક વિદ્યાર્થી બોલ્યો–“મહારાજ, નકામા શીદ ઉભા છો ? ચાલ્યા જાવને ! ”

બીજો કોઇ માર્ગે જતો હશે તે બોલ્યો–“ બાપુ, આતો કલકત્તા શહેર છે. માણસો કેટલીયે જાતના ઢોંગ–ધતુરા કરી લોકોને ઠગતા હશે, તે કોણ જાણે ? ”

સંન્યાસીથી હવે રહેવાયું નહીં. તેણે વિમળની તરફ જોઇને ગુસ્સાથી કહ્યું– “ અરે ! બેવકુફ ! તારી માનું અપમાન તું તારી નજરે જોઇ રહે છે ? લોકો તારી માને ઢોંગી કહે છે, તે તારાથી સહન કેમ થાય છે ? ”

કયાંઇથી અવાજ આવ્યો–“સંન્યાસી મહારાજ ! એકાદ નાટકમાં જાવ. એકટીંગ બહુ સારૂં જાણો છો, હો. ”

સંન્યાસી મહારાજે ક્રોધને દબાવી દઇ નમ્ર સ્વરોમાં બાઇને કહ્યું કે–“ માજી,

ચાલો. જેને તમે તમારો પુત્ર માનતા હતા, તે પુત્ર હવે તમારો રહ્યો નથી. બીજા હજારો પુત્રો તમારી સેવામાં હાજર છે." સંન્યાસી અને ગંગાદેવી માતા ત્યાંથી ચાલી નીકળ્યા.

સુષમા માંદી રહ્યા કરે છે એમ કાગળમાં લખવા છતાં વિમલાનંદ જ્યારે દેશમાં ગયો નહીં, ત્યારે તેની માતા ગંગાદેવીથી રહેવાયું નહીં. વિમળને અંગ્રેજી નિશાળે મોકલવા માંડયો, ત્યારથીજ તેણી ધારતી'હતી કે અંગ્રેજી ભણેલાઓ ઘણું કરીને સાહેબ લોક જેવા બની જાય છે, અને પોતાના માતા-પિતાની કે કુટુંબની કે ધર્મની કશી પરવા રાખતા નથી. આજે વિમળનો આવો વહેવાર જોવાથી તેણીનો તે વ્હેમ ખરો પડયો. પોતાનું કપાળ પોતેજ ફોડયું છે, એમ માની માતા પશ્ચાત્તાપ કરવા લાગી. વિમલાનંદ જે વખતે રામસદન બાબુની સાથે ફરવા ગયો હતો તે વખતે જ ગંગાદેવીએ કલકત્તામાં આવી પોતાના પુત્રની શોધખોળ કરવા માંડી હતી. તપાસ કરતાં તેણી વિમલ અને રામસદન બાબુના સંબંધ વિષે પણ કેટલીક માહેતીઓ મેળવી ચૂકી હતી. રામસદન—કે જેને ત્યાં વિમળ આવ-જા કર્યા કરે છે, તેને રમા કરીને એક પુત્રી છે, અને તે બહુ રૂપવતી છે એ વાત પણ ગંગાદેવીના જાણવામાં આવી ગઇ હતી. પરંતુ માતાએ ધાર્યું હતું કે સુષમાની માંદગીની વાત સાંભળ્યા પછી વિમળાનંદ દેશમાં આવ્યા વિના રહેશે નહીં, તેથી હિંમત અને શ્રદ્ધાપૂર્વક કુમારગૃહ સુધી આવી હતી. પણ ત્યાં નિરાશ થવાથી પોતાના ઉતારે જવા મૃતપ્રાય જેવી થઇને ત્યાંથી ચાલી નીકળી! માતાના હૃદયનું દુઃખ નિહાળી સંન્યાસી મહારાજ પણ એકે શબ્દ બોલી શકયા નહીં. થોડી ક્ષણો પછી ગંગાદેવીએ પોતે જ કહ્યું—"મહારાજ, વહુ હવે લાંબુ જીવે તેમ નથી. હું ત્યાં જઇને મારૂં મુખ કેવી રીતે બતાવી શકીશ? બિચારી વહુને તો મારી અહીં આવ્યાની ખબર પણ નથી. પરંતુ વેવાણ વિગેરે શું કહેશે? અરેરે! વિમળને આવી દુર્બુદ્ધિ કયાંથી સુઝી? છોકરાને અંગ્રેજી ભણવા દેશાવરમાં ન જ મોકલ્યો હોત તો કેવું સારૂં થાત? પણ દુર્દૈવ! કર્મજ જ્યાં દગો દે ત્યાં બીજા કોનું ચાલે?"

સંન્યાસીએ આશ્વાસન આપતા કહ્યું "માજી! મમતાને છોડી દો, અને સ્વાર્થાંધ પુત્રને ભુલી જાવ! નિરર્થક હાય વરાળથી જીવ બાળવો નિષ્ફળ છે."

નલિનીએ બીજે દિવસે બાલીગંજમાં જઇને જણાવ્યું કે—"મામા? કાલે કોઈ એક સન્યાસી અને વૃદ્ધ બાઇ માતાનો ખોટો ડોળ કરી વિમળને ઠગવાના ઈરાદાથી અમારા કુમારગૃહમાં આવ્યા હતા. ત્યારથી વિમલ એટલો બધો ગભરાઈ ગયો છે કે કયાંઇ બહાર આવતો જતો નથી, તેમ કોઇની સાથે બોલતો-ચાલતો પણ નથી. હવે તેને ત્યાં વધારે વખત રહેવા દઇશું તો તેના મગજ ઉપર તથા શરીર ઉપર પણ બહુ ખરાબ અસર થશે"

મામાએ અત્યંત આશ્ચર્ય પૂર્વક પૂછયું—"પણ વિમળે કાંઇ ખુલાસો કર્યો

નલિનીએ કહ્યું—"હા! હા! વિમળ કહે છે કે તેની મા તો તેને એક-કે-દોઢ વરસનો મૂકીને મરી ગઈ હતી. પાછળથી કોઈ એક ભલી બાઈએ તેને પાળી-પોષીને મ્હોટો કર્યો. વિમળ મ્હોટો થયો એટલે તે બાઈ પણ કાશી ચાલી ગઈ! વિમળના પિતાએ મરતી વખત કહ્યું હતું કે જો એ ભલી બાઈ મળી આવે તો તેને પોતાની મિલકતમાંથી ચાર-પાંચ વીઘા જમીન આપવી. પણ એ બાઈ એટલી બધી નિઃસ્વાર્થ અને પરોપકારી છે કે આવી મીલકત લેવાનું કોઈ દીવસે મનમાં પણ ન લાવે. પરંતુ કોઈ ઢોંગી માણસોના સાંભળવામાં આવતા તેઓ ખોટો વેશ લઈને ઠગવા આવ્યા હોવા જોઈએ."

મામાએ કહ્યું કે-"તેમજ હશે. તેઓ કોઈ ઠગારા જ હોવા જોઈએ."

નલિની-"પણ હવે વિમલનો કાંઈ ઉપાય કરવો જોઈએ. જો તે કુમારગૃહમાં રહેશે તો તે બહુ ગભરાઈ જશે."

મામાએ જણાવ્યું—"હું હમણાંજ ત્યાં જઉં છું અને વિમળને અહીંઆ બોલાવી લાવું છું." થયું પણ તેમજ.

વિમલની પરીક્ષા થઈ ગઈ. શુભ દિવસે અને શુભ મુહુર્તે રામસદન બાબુએ રમાની સાથે તેનો વિવાહ પણ કરી નાંખ્યો. બી. એ. ની પરીક્ષાના પરિણામની રાહ નહીં જોતાં વિમલાનંદ બીજે દિવસે ઇંગ્લાંડ જવા મેલ સ્ટીમરમાં ચડ્યો. અનેક મિત્રો તથા શુભેચ્છકોએ કીનારા ઉપર આવી વિમલાનંદની સફર સફળ ઇચ્છી.

( અપૂર્ણ )

## સુખ અને દુઃખ.

પોતાના જીવનને સ્વર્ગ જેવું સુખરૂપ બનાવવું અથવા નર્ક જેવું દુઃખમય બનાવવું એ મનુષ્યના પોતાના જ હાથમાં છે. પોતાથી અતિરિક્ત કોઈ-પણ લૌકીક અથવા પારલૌકીક સત્તા તેને સુખ અથવા દુઃખ આપવા સમર્થ નથી. ખરી વાત છે કે ગ્રહોપગ્રહની વાતાવરણની અને સંયોગોની અસર મનુષ્યના અંતઃકરણ ઉપર થયા જ કરે છે. તો પણ તે અસરોનું તારતમ્ય તેના અંતઃકરણના રાગ દ્વેષ અનુસાર જ નિર્માય છે. મનુષ્ય જેટલે અંશે તેવા સંયોગોથી વિકૃત થવાની પોતાની પાત્રતા રાખેછે, તેટલે અંશે જ તે સંયોગો તેને અસર કરવા સમર્થ [illegible] ના સંયોગોથી દોરાઈ જવાનું અથવા તેમના ગુણ-ધર્માનુસાર પોતાની વૃત્તિને એકાકાર કરવાનું જેટલુ વલણ તે દર્શાવે છે તે તેની નબળાઈનુંજ પરિણામ છે. મનુષ્યની સબળતા અથવા નિર્બળતાના સમાજે સ્થાપેલા ધોરણો તદન એકદેશીય છે. બીજાના મોંમાંથી ઝુંટી પોતાના ઉદરની સેવા કરનાર-અન્યના સુખના ભોગે પોતે સુખી થનાર અને પોતાની સગવડતાના સાધનોની બને તેટલી વૃદ્ધિ કરનાર મનુષ્ય સમાજમાં સબળ મનાય છે. તેથી ઉલટું વૃત્તિને અલ્પ પ્રદેશમાં સંકોચી રાખનાર, પરના સુખને માટે પોતાનું સુખ જતું કરનાર સં-

ક્ષેપ રૂચી મનુષ્યોને નિર્બળ મ્હોરમારી દે છે. વસ્તુતઃ તો તેજ મનુષ્ય નિર્બળ છે કે જેના અંતઃકરણમાં અહોનીશ રાગદ્વેષના, વેરના, ઇર્ષ્યાના, અસૂયાના, ક્રોધના, પ્રતારણાના, અને ક્ષુદ્ર જીવ ભાવના વિચારો સેવાતા હોય. અને એજ મનુષ્ય સબળ છે કે જેનું હૃદય જ્ઞાનનું, આત્મભાવનું, નિર્વિકારીપણાનું અને શુદ્ધવૃત્તિનું નિવાસ સ્થાન છે. પ્રથમ પ્રકારના જીવો ઉપર સાંયોગિક અસર બહુંજ ત્વરાથી થાય છે કેમકે તેમણે પોતાની કલુષીત વૃત્તિઓથી પોતાના સ્વરૂપને તેવી અસરોના સંચાર માટે ખુલ્લું રાખેલું હોય છે. તેવા પામર અને પરવશ મનુષ્યો પદે પદે સંસારના અનેક પ્રસંગોથી દુઃખનું ભાન કરનાર હોય છે. જગતમાં બનતા બનાવો ઉપર તેમનું અધિપત્ય હોતું નથી અને તેવા બનાવો અથવા પ્રસંગો તેમને જે દુઃખનું ભાન થવાનું નિમિત્ત આપે તેથી અનુરંજીત થનાર ,તેઓ સ્વતંત્ર નહી પણ પરતંત્ર છે. કેમકે તેના સુખ દુઃખનો આધાર તેણે પોતાની સત્તાથી બહારના વિષયોની ઘટના ઉપર રાખ્યો હોય છે; તેથી ઉલટું બીજા પ્રકારના મનુષ્યો બાહ્ય સંયોગોની અસરથી મુક્ત હોય છે. કેમકે તે પોતાના અને જગતના વાસ્તવ સ્વરૂપને સમ્યગ્ પ્રકારે સમજતાં હોય છે. તેઓ પોતાના હૃદયમાં સાંસારિક ઘટનાઓથી પ્રકટતા સુખદ કે દુખદ નિમિત્તોની અસર ઝીલતા નથી. તેમનું ચિત્ત અહોનીશ સમાધાનયુક્ત જ હોય છે. તેઓ દ્રઢપણે માને છે કે વિશ્વના નિયમો ઉપર આત્માની સત્તા પ્રવર્તતી નથી. પદાર્થોનો સંયોગ અને વિયોગ એ એક અદષ્ટની ઘટના છે. અને તેમાં હર્ષ અથવા શોકવશ થવું, તેથી જગતનો ક્રમ એક તસુ પણ ફરવાનો નથી. તેથી તેઓ નિરર્થક રાગ દ્વેષને વશ નહી થતાં પોતાના સ્વરૂપ જ્ઞાનમાં જ આરૂઢ રહે છે. " હું નિર્વિકાર, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ, શોકાદિ દ્વન્દ્વોથી વિમુક્ત અને જગતથી અત્યંત ભિન્ન છું. મારૂં સાચું સ્વરૂપ કાલત્રયમાં અબાધિત છે. " એવો નિશ્ચય તેમના પ્રત્યેક રોમમાં વ્યાપેલો હોય છે. આવા મનુષ્યો જ સબળ છે સ્વવશ અને સ્વાધીન છે.

જ્યાં સુધી મનુષ્યને તેના સ્વરૂપનું ભાન નથી ત્યાં સુધી તેને સ્વપ્નમાં પણ સુખનું ભાન થવાનું નથી. જ્યાં સુધી ભોગાદિકની સામગ્રીમાં સુખરૂપતા સમજાય છે, ત્યાં સુધી જીવ દુઃખની પરંપરાને જ વેદે છે. પદાર્થોમાં આસક્તિ એજ આત્માના સર્વ દુઃખનું નિદાન છે. અને જ્યાં સુધી તે લોલુપી બની તેની પાછળ દોડે છે ત્યાં સુધી સુખની પાછળ નહીં પણ દુઃખની પાછળ જ દોડતો હોય છે. જ્યારે તે સુખને પકડી પાડયું સમજતો હોય છે ત્યારે તેણે સુખને નહીં પણ દુઃખને જ પકડી પાડયું હોય છે. ક્ષણભર તે પોતાની ભોગની તરસથી ઉપજેલી વ્યાકુલતા છીપાવે છે, પણ તેજ તૃપ્તી પાછી અધિક તરસને ઉપજાવનારી થાય છે, અને તેથી ભોગ તૃષાની તૃપ્તીનું સાધન એ ખરી રીતે તૃષાને છીપાવનાર નહીં પણ તૃષાની આગને અધિક પ્રજ્વલિત કરનાર છે. તે તૃપ્તી તૃષાને છીપાવતી નથી પણ તેને પોષી મોટી કરે છે, તેને અધિક આવેગયુક્ત બનાવે છે અને [illegible]ને એટલી હદે લાવી

તો ચાલે. તવર્ષેત માત્રહ

મુકે છે કે જ્યાં તે તૃપ્તી વિના છેક પામર અને બળહીન બની જાય છે, તે પોતાના જીવનને ભોગોની સત્તાને વશ બનાવે છે. તેમનું શરીર જે સત્તાવડે હલન ચલન કરતું હોય છે; તે તમની પોતાની સત્તાથી નહી પણ ભોગના નિશાના બળથી જ હોય છે. તેમના પ્રત્યેક કાર્યની પ્રેરક શક્તિ (motive power) પોતાની ઇન્દ્રીય તૃપ્તીજ હોય છે. આવા જીવો ભોગની વિપુલ સામગ્રીયુક્ત હોવા છતાં સબળ નહી પણ નિર્બળ છે. સ્વવશ નહી પણ પરવશ છે. સ્વતંત્ર વિહારી નહી પણ પગમાં લોખંડની ભારે બેડીના વજનવાળા પરવશ કેદીઓ છે. અલ્પમાં સ્વોપજીવી નહી, પણ પરોપજીવી છે.

સ્વરૂપના ભાનવાળા મહા પુરૂષોના અંતઃકરણમાં કદી ભોગની જીજ્ઞાસા પ્રગટે છે. તોપણ તેઓ ભોગને વશ બની ભોગવતા નથી પણ ભોગ ભોગવતી વખતે પણ ભોગને વશ રાખી સ્વસ્વરૂપમાં આરૂઢ રહે છે. સ્વપરના વિવેક સહીત ભોગવાતો ભોગ લગભગ યોગ જેવોજ હિતકર છે. કેમકે તેમ કરવામાં તેઓ ભોગ તૃષ્ણાને તૃપ્તીના સાધનથી ઉછેરતા નથી પણ તેને નિર્મૂળ કરતા હોય છે. માત્ર ઉદયના બળવાનપણાથી અભિભૂત થઇ તેઓ ઐન્દ્રીય વિષયોમાં પ્રવર્તતા હોય છે. છતાં ત્યાં તેઓ પોતાના નિર્બળપણાને નિંદતા હોય છે અને સ્વપર ઉપયોગને મંદ પડવા દેતા નથી. આ તેમનો ભોગ નુતન કર્મના આગમનને અર્થે નહીં પણ ઉદયના વેદનના અર્થેજ હોય છે અને તેથી તેનું પરિણામ પામર જીવોના સંબંધે નામે ભોગ તૃષ્ણાના વધવામાં નહીં પણ તેના ક્ષયમાં જ આવેછે. જેના હૃદયમાં સ્વપરનું નિર્મળ ભાન આરૂઢછે,તેવા મહાભાગી પુરૂષોનું પ્રત્યેક કાર્ય પ્રાકૃત દૃષ્ટીને તે ગમે તેવું જણાતું હોય તો પણ તેમના ઉર્ધ્વગામીપણાને અર્થે જ હોય છે. તેમનું હૃદય હર્ષ શોકના પ્રસંગોથી રંગાતુ નથી. કેમકે સ્વરૂપ જ્ઞાનના તીવ્ર શસ્ત્રથી તેમણે હર્ષ શોકની ધાર બુંઠી કરી નાંખેલ હોય છે. અજ્ઞાનથી પ્રગટતી વિકળતા જ્ઞાનથી પ્રગટતી સમાધાન વૃત્તિ આગળ નભી શકતી નથી. જગત જેને મહા દુઃખનો પ્રસંગ માનતી હોય છે તેવો પ્રસંગ પણ તેમના આત્માને સ્પર્શી શકતો નથી. તેમના દૃષ્ટિપાત માત્રથી તેવા પ્રસંગોના વિકટપણાનો કટુ રસ મધુર બની જાય છે. અને દુઃખ આપવાનું તે પ્રસંગનું બળ હણાઇ જાય છે, દુઃખનો હિમાલય તેમના સ્વપર ભેદના પ્રચંડ અગ્નિના સ્પર્શ માત્રથી ઓગળી જઇ તેમના ચરણને ધોવે છે. જગતમાં બનતાં કોઇ પણ બનાવમાં તેમની અખંડીત આત્મધારાને વહુતી અટકાવવાની શક્તિ હોવાનું તે સ્વીકારતા નથી.

મનુષ્ય પોતાના જીવનને સ્વર્ગ સુંદર અને સુખરૂપ કરી શકે તેમ છે. તે કોઇ આગંતુક ઉપાધીના બળથી અથવા ઇન્દ્રીય સુખની સામગ્રીના સંચયથી કરી શકે,તેમ છે એમ ક્ષણભર પણ માનવાનું નથી. સમ્યગ્ તત્ત્વ નિશ્ચય અને તે અનુસાર નિર્માતુ જીવન એ વિના સાચું સુખ કોઇ સ્થળ કે કાળમાં નથી. લોકમાં બનતા બનાવોની અસર અંતઃકરણ ન ઝીલતા તેના સ્વરૂપમાં જ નિયુક્ત રહે, એવી તેની સ્થિતિ કરવી. એ ક્રમ જ સુખના પ્રાપ્તિનો

રાજમાર્ગ છે. મહાવીર અને બુદ્ધાદિ પુરૂષો સુખની પ્રાપ્તીના અન્ય તમામ રસ્તા શોધી તેમાં નિઃસારપણું અનુભવી પછી જ આ માર્ગે વળ્યા હતા. તેમનો એજ પરમ નિશ્ચય હતો કે જ્યાં સુધી સુખનો આધાર મનુષ્યો પોતાના ઉપર રાખતા નથી શીખતા ત્યાં સુધી તેમનું નિર્બળપણું નિવારી શકાય તેમ નથી. જેટલે અંશે મનુષ્ય પોતાના સુખનો આધાર પર પદાર્થ ઉપર રાખે છે તેટલે અંશે તે પરાધીન, રંક અને દીન છે. તે પરાધીનપણાને અને દૈન્યને ટાળવા માટે તેમણે ભેરી નાદથી જગતને ઉપદેશ આપ્યો કે "હે ભવ્યો ! પર પદાર્થમાંથી વૃત્તિ ઉઠાવી આત્માભિમુખ વૃત્તિ કરો. એજ સુખનો મહામાર્ગ છે. પરાશ્રયી વૃત્તિઓ દુઃખનું મૂળ છે. સ્વાશ્રયી બનો અને સાચા સુખના તમે અમર ભોક્તા થશો. જુઓ ? અમે પણ અમારા વિપુલ ઐશ્વર્ય અને રાજ્ય સુખને તીલાંજલી આપી સુખ માટે આ માર્ગ લીધો છે. અને અમે તે મેળવ્યું પણ છે. તમે પણ એ માર્ગે વહો અને અમારા જેવા બનો."

તમારી વૃત્તિ, કોઇ પ્રસંગ વિશેષમાં તમને સુખ દુઃખનું ભાન કરાવે અને તેમાં "હું પણાનો" આરોપ કરી તે સુખ દુઃખ તમારૂં પોતાનું છે એમ માનવા તિનવે, તો પણ તેને તમારૂં માનશો નહી. મન એ જડ પદાર્થ છે અને તેથી તે જડ સૃષ્ટીના કાર્ય–કારણોના નિયમને વશ હોવાથી તે નિયમ ( law of causation ) અનુસાર તેમાં તરંગો અર્થાત્ વૃત્તિની પરંપરા ઉઠયાજ કરવાની. અર્થાત્ મન તો અમુક પ્રસંગોને સુખ અને અમુક પ્રસંગોને દુઃખરૂપે અભ્યાસ બળથી જોયાજ કરવાનું પણ તેમા હું પણાનો આરોપ કરવો કે નહીં તે આપણી પોતાની મુનસફી ઉપર છે. મનને વશીભૂત કરવાનો એજ માર્ગ છે કે તેમાં ઉઠતા તરંગોને દાબવા પ્રયત્ન ન કરતાં તે તરંગો.માંથી સ્વપણાનું અભિમાન ઉઠાવી લેવું. ત્યાંજ મનુષ્યની પુરૂષાર્થરૂપ પ્રવૃત્તિ ચરિતાર્થ થાય છે. એ શિવાય બીજી રીતે પુરૂષાર્થને અવકાશજ નથી. મનને સ્વધીન કરવાના બીજા માર્ગો માત્ર ફાંફા છે. કેમકે જે કાર્ય કારણની સાંકળ ગોઠવાયેલી છે તેમાં ફેરફાર કરવાની મનુષ્યની શકિત નથી. મન તેના પૂર્વ કારણોના યોગે ચાંચલ્યનો ત્યાગ કરી શકવા અસમર્થ છે. વૃક્ષની ડાળીથી વિખુટું પડેલું ફળ જેમ નિયમ વડે જમીન ઉપર પડેજ છે– કેમકે તે જડ સૃષ્ટીના નિયમોને આધીન છે–તેમ મન પણ જડ હોવાથી એજ પ્રકારના નિયમોને વશ છે. મનનું સ્વાતંત્ર્ય કેવળ ખોટી વાત છે. કેમકે પ્રત્યેક મનોવૃત્તિ એ તેના પૂર્વ કારણનું કાર્ય છે. તેનું પ્રત્યેક આંદોલન પૂર્વ કારણોથી નિયમાય છે. સ્વાતંત્ર્ય અથવા પુરૂષાર્થનું સાફલ્ય માત્ર આપણા અહંત્વનો આરોપ તેમાં ન કરવો એમાંજ છે. મન કદીજ સ્વતંત્ર નથી; પણ આત્મા સ્વતંત્ર છે અને તે સ્વાતંત્ર્યનો કાર્ય પ્રદેશ માત્ર મનોવૃત્તિની ગુલામગીરીમાંથી મુકત થવામાંજ છે.

માટે કહીએ છીએ કે મન તમને અમુકને સુખ અને અમુકને દુઃખરૂપે તમારી આગળ રજુ કરે તેને દૂરથીજ જોયા કરશે તો ચાલે. તદ્વર્ણિત માત્ર આત્મામાં

લાગવા ન દેતાં તે પ્રતિ માત્ર મનના એક કલ્લોલ રૂપે જોશો. અને તેમ થયેથી મનની કાર્ય કારણની સાંકળમાં ત્રુટ પડવાની. પુનઃ એવા પ્રસંગમાં તે તેવો આરોપ કરતું અટકશે.

નિર્મળ દ્રષ્ટીએ જોતાં આ સંસાર સુખ રૂપ કે દુઃખ રૂપ એ ઉભયમાંથી એ કે રૂપે નથી. મન પોતાના અધ્યાસના બળથી કોઈ પ્રસંગમાં સુખ તો કોઇમાં દુઃખનો માત્ર આરોપ જ કરે છે. અને તે આરોપને આત્મામાં પ્રતિબિંબિત કરી તેને તે પ્રકારે મનાવે છે. આત્મા પોતે પુરૂષાર્થી બની તેવડે અનુરંજીત ન થતાં પોતાની સમાધાનયુક્ત સ્થિતિ નિભાવી રાખે તો સુખ કે દુઃખ પુણ્ય કે પાપ એ કશું જ નથી. જગત્ અને તેના સુખ દુઃખ માત્ર વિકલ્પ વડે જ સૃજાય છે અને વિકલ્પનો વિલય થયે સમાઇ જાય છે. શ્રીમદ્ રાજચંદ્રે ઠીક ગાયું છે કેઃ—

"ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર
અંતર સુખ અવલોકતાં, વિલય થતાં નહિ વાર."

અર્થાત—મોહાદિક ભાવથી રંગાઇ જ્યારે અમુક લાગણીમાં સુખરૂપતા અને અમુકમાં દુઃખરૂપતા મનાય છે ત્યારે જ આ સંસારનું સંસારપણું છે. પણ જ્યારે આત્મા તે પ્રત્યે ન જોતાં પોતા ભણી જ અવલોકે છે, અને મનોવૃત્તિમાં અહંત્વ સ્થાપવા ના પાડે છે, ત્યારે સંસારનો તેના માટે નાશ જ છે. મતલબ કે સંસાર નાશ નથી પામતો પણ તેના માટે હવે સંસાર પોતાનું સંસારત્વ છોડી દે છે. આત્મા જ્યારે મનોવૃત્તિમાં રંગાય છે, ત્યારે તે બહિર્મુખાવસ્થાનો આશ્રય લેતો હોય છે. અને ત્યાં સુધી તે સંસારી છે. પણ જ્યારે તે સુખ દુઃખાત્મકવૃત્તિઓ ઉપરથી પોતાનો હક્ક ઉઠાવી લઇ પોતામાં આવે છે ત્યારે તે પરમ શાંતિમાં આવે છે. વિશ્વના અનંત કોલાહલની વચ્ચે પણ તે અસામાન્ય શાંતિનો અવર્ણનીય અનુભવ કરે છે.

આત્માને આખરે એ અવસ્થામાં આવ્યા સિવાય આરામ નથી. તેનો અંતિમ વિશ્રામ પણ એ જ છે.

અધ્યાયી.

# ફોટોગ્રાફ !

( એક વાર્તા. )

તે વખતે મારી ઉમર સત્તર—અઢાર વર્ષની હશે. જુના ઘરમાં રીપેર કામ ચાલતું હોવાથી, એજ ઘરની પાસે એક નવું મકાન ભાડે લઇ અમે તેમાં રહેતા હતા. અમે ઘરમાં માણસો તો બહુ નહોતા પણ અમારે ત્યાં આવનારા જનારાઓની સહેજ ધમાલ રહ્યા કરતી. મારા પિતામહ દરેક જણને બહુ પ્રેમથી ચાહતા અને સન્માન આપતા.

મેડીની નીચે એક ઓરડો હતો તેમાં હું અને મારી ઉમ્મરનો એક બીજો વિદ્યાર્થી અભ્યાસ કરવા બેસતા. માસ્તર સા-

હેબ સવારે ગુજરાતી અને અંગ્રેજી તથા સાંજે સંસ્કૃત શીખવવા આવતા.

મારા પિતામહ મને સ્કુલમાં જવા દેતા ન્હોતા. મને નિશાળે જવાનું કોઇ વખત મન થતું તો પણ નિશાળમાં દાખલ થવાની પરવાનગી આપતા નહીં. પહેલાં તો મને એમ લાગતું કે સ્કુલના શિક્ષણ ઉપર તેમને તિરસ્કાર હશે. જો કે તે વખતે " કેળવણીનું કમીશન " બેઠું ન્હોતું, તેમજ યુનીવરસીટીના શિક્ષણમાં રહેલા દોષો સંબંધે કોઈએ ચર્ચા શરૂ કરી ન્હોતી. છતાં મને નિશાળે મોકલવામાં શા માટે તેઓ નારાજ હશે તે મારાથી સમજી શકાતું નહીં. એક દીવસે મારા પિતામહે કોઈની સાથે વાત કરતા જણાવ્યું કે-"એને નોકરી કે ચાકરી કરવા ક્યાંય થોડું જ જવું છે? અંગ્રેજી-ગુજરાતી વાંચતા-લખતા અને બોલતા આવડે એટલે થયું! સુશિક્ષિત થાય એટલે બસ. અમારે ડીગ્રીઓ કે સર્ટીફીકેટો મેળવીને શું કરવું છે?" અરે રે! એ વૃદ્ધ પિતાની આંતરિક શુભાકાંક્ષાઓ વચ્ચે મારૂં દુર્દૈવ કેવું અટ્ટહાસ્ય કરી રહ્યું હતું, તે જો તેઓ જોઇ શકયા હોત તો— ! પણ જવા દો. આપણે એની સાથે કાંઇ સંબંધ નથી.

એક દીવસે સવારે-ઘણું કરીને દસ વાગવાનો વખત હશે-માસ્તર સાહેબ પાઠ આપીને ચાલ્યા ગયા હતા. હું દરવાજાની સામે આવીને ઉભો રહ્યો! જોયું તો સામે દેવીસહાયના ઘરની સામે મિશન કોલેજની એક ઘોડાગાડી ઉભી હતી. થોડી ક્ષણો પછી એજ દેવીસહાયના ઘરમાંથી એક કન્યા બહાર નીકળી, તેને બેસારી ઘોડાગાડી મારી આગળ થઇને પસાર થઇ ગઇ!

બીજે દીવસે દરવાજામાં જઇને ઉભો રહ્યો. પહેલાંની માફક તે ગાડી પણ મારી પાસે થઈને ચાલી ગઈ! પણ દેવીસહાયની તે કન્યા નજરે પડી નહીં.

તે વખતથી બરાબર દસ વાગ્યાના સુમારે દરવાજા પાસે જવાનો એક અભ્યાસ જ થઇ ગયો. શું જોવા જતો તે સમજતો નહીં છતાં ગયા વિના રહેવાતું નહીં. દસ વાગવાની તૈયારી થાય તે જ વખતે જાણે કોઇ મને યાદ આપતું હોય અને ખેંચીને દરવાજા ભણી લઇ જતું હોય તેમ લાગતું. તે ચિર પરિચિત રસ્તામાં આવતા જતા માણસોના ટોળાઓ તથા ગાડીઘોડાના ઘોંઘાટોમાં કાંઇ નવીનતા હતી કે નહીં તે વિષે હું કાંઇ કહી શકું તેમ નથી. માત્ર એક જ વસ્તુ એવી હતી કે જે મને વિસ્મય પમાડતી!

તે મિશન કોલેજની ગાડીમાં બરાબર દ્વાર પાસે જ બેસતી શ્યામવર્ણી, દિવ્ય સૌંદર્ય અને તેજસ્વી નયનોવાળી બાળા એ મારા આશ્ચર્યની વસ્તુ હતી! બીજી પણ ઘણી બાળાઓ તેમાં બેસતી. પરંતુ તેમાથી કોઇનું સ્થાન ચોક્કસ નહોતું. કેવળ તે શ્યામવર્ણી બાળા જ રસ્તા ઉપર જોઇ શકાય તેવી રીતની એક બેઠક ઉપર બેસતી. તેનું તે સ્થાન ભાગ્યે જ બદલાતા પામતું!

તે દીવસે રવીવાર હતો. શરીર બરાબર ઠીક નહોતું. તેથી બપોરે એકલો બીછાનામાં પડયો પડયો. " સાર્ટ બ્રોન્ટી " નું " જેન આયાર " પુસ્તક વાંચતો હતો. એટલામાં મારો એક મિત્ર આવી ચડયો. તેનું ...... હતું. શરતને જોતાં

હું તો ચાલે, તવખતે મેં

જ મેં પુસ્તક બંધ કર્યું અને બીછાના-માંથી ઉભો થયો.

"આ કયું પુસ્તક છે"? શરતના એ પ્રશ્નના ઉત્તરમાં મેં જણાવ્યું કે—"જેન આયાર્."

મારો મિત્ર જરા હસ્યો, અને કહ્યું—"ઓહ! તે બ્લેક નાયિકાનું રોમન્સ? સમજ્યો! અંગ્રેજી નવલ કથાઓમાં—અંગ્રેજીજ કેમ પ્રાયઃ સઘળી નવલ કથાઓમાં નાયિકાઓને અસામાન્ય સુંદરી રૂપે ચિતરવામાં આવી છે! માત્ર "આયાર્"જ તેથી જૂદી પડે છે. પુસ્તક બહુ સઝાનું છે. કેટલું વાંચ્યું?"

"એક વખત આગળ વાંચી ગયો છું. હમણાં ફરીથી વાંચું છું."

"એમ? પણ જો જે હો કે જેન આયાર તને "કન્વર્ટ" ન કરી દે? ધર્મમાં નહીં પણ વિચારમાં—અભિપ્રાયમાં બદલ ઇ જતો નહીં. આગળતો શ્યામવર્ણનું નામ આવતાંજ તું ભડકી ઉઠતો!" શરતે વાત લંબાવી.

"નહીં—નહીં. શ્યામ વર્ણ હોય તે બધા તિરસ્કારપાત્ર હોય એમ તો મેં તને કોઇ દીવસ કહ્યું નથી. બલ્કે સૌંદર્યનું કોઇ absolute standard ચોક્કસ ધોરણ હેવું સંભવતું નથી, એમ મેં તને એક વખત નથી કહ્યું?"

"મને તો યાદ નથી. ખેર, "જેન આયાર" ના પ્રભાવે તારા વિચારોમાં તો ઘણો ફેરફાર કરી નાંખ્યો છે, એમ તો તારે કબુલ કરવુંજ પડશે."

મેં તેનો ઉત્તર આપવાને બદલે વાતને બદલી નાંખી બીજે નામે ......ર્યો. ત્યારપછી બીજી ઘણી વાતો નીકળી. છેવટે વાત વાતમાં શરતે એટલું કહી દીધું કે—"તું કહેતો હતો કે દર્શન માત્રથી શકુન્તલા પ્રત્યે દુષ્યન્તને પ્રણયાનુરાગ ઉદ્ભવે એ તદ્દન અસ્વાભાવિક છે, અને તેથી એવા અસ્વાભાવિકતાવાળા કાવ્યને શ્રેષ્ઠ કાવ્ય કોઇ દિવસ કહી શકાય નહીં. પણ રસ્કીન શું કહે છે તેની તને ખબર છે કે—"

શરતને આગળ બોલતો અટકાવી હું વચમાંજ બોલી ઉઠયો કે—"તે દીવસે તો મેં મશ્કરીમાં કહ્યું હતું. તું તેની સામે શું દલીલ આપે છે તે જાણવા માટેજ મેં તે પ્રસંગ કહાડયો હતો."

વિસ્મયપૂર્ણ નજરે શરત મારી સામે તાકી રહ્યો. કદાચ તેના મનમાં એમ થયું હશે કે—"તર્કો અને દલીલોથી પોતાનો અભિપ્રાય જેણે નથી બદલ્યો તેજ હું, હવે આટલી સહેલાઇથી પોતાનો પરાજય શામાટે સ્વીકારી લેતો હઇશ?"

સાંજ થવાથી શરત ચાલ્યો ગયો. શરત્ આવતો ત્યારે અમારે પ્રાયઃ એ પ્રમાણે સાહિત્યના સંબંધમાંજ ચર્ચા થતી એમ કહેવાની જરૂર નથી.

૨

અઠવાડીયું આખું આનંદમાં પસાર થઇ જાય, પણ રવીવાર આવે તેજ દીવસે શરીર તથા મન સુસ્ત થઇ જાય—કયાંઇ ચેન પડે નહીં. કારણ કે તે દીવસે કૉલેજમાં રજા હોવાથી મિશન કોલેજની ગાડીના અને ગાડીમાં વિરાજતી દેવીના દર્શન અસંભવ થઇ પડે. આવી રીતે એક પછી એક એમ દીવસો વહેતા હતા તેવા-

માં અચાનક સાંભળવામાં આવ્યું કે દાદાજી થોડાજ વખતમાં હવાફેર કરવા આબુ તરફ જવાના છે. અમારે પણ તેમની સાથેજ દર વખતે જવું પડતું. પહેલાં તો જ્યારે હવાફેર કરવાના દીવસો પાસે આવતા ત્યારે મારા આનંદનો પાર રહેતો નહીં. પન્નર પન્નર કે વીસ–વીસ દીવસ અગાઉથી આબુ જવાની તૈયારીયો કરવા મંડી જતો. ત્યાંની નિર્જન ટેકરીઓ, ઝરણાઓ, તથા ઉન્મુકત પ્રકૃતિની અનુપમ શોભા જોવાનો મને બહુ શોખ હતો. ત્યાંના શિતળ–હવા પાણી પણ મારા સ્વાસ્થ્યને અત્યંત અનુકૂળ હતા. પરંતુ ખરૂં કહું છું કે તે વખતે દાદાજી સાથે જવું પડશે એ સમાચાર સાંભળતાજ મારા હૃદયને સખત આઘાત લાગ્યો !

ઈચ્છા ન હોય તો પણ ગયા વિના તો છુટકો જ નહોતો. વૈશાક માસની શરૂઆતમાંજ દાદાજી અમને સાથે લઈને આબુજી ભણી વિદાય થયા. મને મારો નિવાસ છોડતાં કેટલું દુઃખ થતું હતું તે મારા સિવાય બીજું કોઈ સમજી શકે તેમ નહોતું.

સદ્‌ભાગ્યે તે વખતે અમારૂં આબુજીમાં વધારે વખત રહેવું ન થયું. વ્યાપાર સંબંધી કેટલીએક ખટપટોને લઈને દાદાજીને એકદમ દેશમાં પાછું આવવું પડ્યું. હું પણ તેમની સાથે જ પાછો ફર્યો.

રાત્રે અમે ટ્રેનમાંથી ઉતરી સીધા મકાને ગયા. સૌ પોત પોતાના સ્થાને જઈને નિદ્રાદેવીના મીઠા ખોળામાં વિશ્રાંતિ લેવા લાગ્યા. પણ મારા ઉપર તે દેવીએ તે રાત્રીએ કશી જ મહેરબાની દાખવી નહીં. "સવાર ક્યારે પડે અને પેલી શ્યામવર્ણી બાળાના ક્યારે દર્શન કરૂં" એ જ ચિંતામાં રાત પસાર થઈ ગઈ ! નવ–સાડા નવ થતા થતામાં તો હું દરવાજા પાસે જઈને ઉભો રહ્યો. બરાબર રોજના ક્રમ પ્રમાણે પેલી કૉલેજની ગાડી પણ સામેના મકાન પાસે આવીને ઊભી રહી. બીજી કેટલીએ બાળાઓ તેમાં બેસી ગઈ–પણ તે શ્યામવર્ણી બાળાને મારી નજર કયાંઇ શોધી શકી નહીં, છોકરીઓ બધી બેસી ગઈ એટલે ગાડી પણ મારા દરવાજા પાસે થઈને ચાલી ગઈ !

બીજે દિવસે પણ દરવાજા પાસે જઈને ઉભો રહ્યો. પેલી ગાડી પણ આવી. પરંતુ પેલી બાળા કયાં ? આતુર દ્રષ્ટિ નિરાશ થઈ પાછી ફરી.

રોજ નિયમિત વખતે કૉલેજવાળી ગાડીને પસાર થતી જોવા હું દરવાજા પાસે હાજર થવા લાગ્યો–પણ પેલી બાળાના દર્શન કરવાની આશા સફળ ન જ થઈ.

પ્રાંતઃ એક વરસ પછી મારા એક મિત્ર–સતીશના વિવાહમાં જવાનો પ્રસંગ આવ્યો. તે વખતે ત્યાં બીજી કેટલીએક રમણીઓ સાથે પેલી બાળા પણ અણધારી દ્રષ્ટિએ પડી ! મેં મારા મિત્રને પૂછ્યું કે પેલી સહેજ શ્યામ રંગવાળી બાળા કોણ છે ? તેણે ઉત્તરમાં જણાવ્યું કે "તે તો અજીતરાય ઠાકુરની પુત્રી–અનુપમા છે !"

અજીતરાય ઠાકુર સાથે અમારે ઘણો સારો પરિચય હતો. મારા દાદા પાસે તેઓ ઘણીવાર આવતા–જતા.

( ૩ )

પહેલાં વિવાહ કરવાની ઈચ્છા ન હોતી [illegible] ભાઈ કેસેશકર–હું તો ચાલે. તવખત મ[illegible]

અને દુઃખદાયક લાગતી. મને વિવાહિત થયેલો જોવાની મારા દાદાની બહુ પ્રબળ ઇચ્છા હતી, પણ તે વૃદ્ધની ઇચ્છા મેં પૂર્ણ થવા દીધી નહીં. માતાએ પણ વિવાહને માટે કેટલીએ વાર મને કહ્યું હશે, પણ હું તે કહાને ગણકારતો નહીં. શરતની સાથે પણ વિવાહ વિષે કેટલોયે વાદ-વિવાદ થયેલો, પરંતુ હું મારા વિચારમાં દ્રઢ જ રહ્યો હતો. એ વિષયમાં ગમે તે હિતૈષીની શિખામણ પણ મને કડવી-ઝેર જેવી લાગતી !

વૃદ્ધ દાદા આ નશ્વર સંસાર છોડી પરલોક ચાલ્યા ગયા છે. માતુશ્રી અને શરત છે. પણ હવે તેઓ વિવાહ કરવા માટે સલાહ આપતા બંધ પડ્યા છે. અત્યારે કદાચ સલાહ આપે તો પણ તે નિષ્ફળ જ જાય તેમ છે. પહેલાં જેમ લગ્નની ઇચ્છા નહોતી તેમ અત્યારે પણ નથી. માત્ર એક વખત આ જીવનમાં એવો સમય આવ્યો હતો કે જે વખતે વિવાહ કરવાની ઇચ્છા આપોઆપ-કોઇની પણ સલાહ કે આજ્ઞા વિના-ઉદ્‌ભવી હતી તે વખતે જીવનની એક સંગિની હોય તો ઠીક એમ લગ્યું હતું ! વચમાં કેટલોક વખત એમ થતું કે “ પેલી શ્યામવર્ણી કન્યા સાથે વિવાહ કર્યો હોય તો ? ”

મનની વાસના મનમાં જ રહી ગઇ! દીલ ખોલીને હૃદયની ભાવના કોઇને કહી શક્યો નહીં. કહેવાની ઇચ્છા પણ ન થઇ!

કેટલાક દીવસ પછી સતીશ માર્ગમાં મળ્યો. તેને પેલી બાળા સંબંધે પૂછતાં તેણે જણાવ્યું કે-“આજે એક મહીનો થયો, તેના લગ્ન થઇ ગયા અને તેના સ્વામી સાથે તે પોતાના સાસરે [illegible] છે.”

અનુપમાના વિવાહના સમાચાર સાંભળી મને દુઃખ થયું, એમ કહું તેના કરતાં એક વાર ફરીથી તેને જોઇ ન શક્યો તે માટે બહુ લાગી આવ્યું, એમ કહું તો વધારે યોગ્ય ગણાશે.

\+ + + + +

એ વાતને આજે ઘણા દીવસો થઇ ગયા છે. ભૂતકાળ અને વર્ત્તમાન વચ્ચે પરિવર્ત્તનનો એક એવો પ્રબળ પ્રવાહ વહી ગયો છે કે કેટલીએ અંકુરિત આશાઓ-કેટલીએ પલ્લવિત વાસનાઓ, તથા કેટલીએ કુસુમિત કલ્પનાઓ ખરી પડી માટીમાં મળી ગઇ છે! જ્યોત્સ્નામયી રાત્રીએ વ્યથિત-વિરહી કંઠમાંથી નિકળતા અસ્પષ્ટ સંગીતના અંશોની માફક ઘણી વખત ભૂતકાળની સ્મૃતિ હૃદયને વિદીર્ણ કરી નાંખે છે! કિશોરાવસ્થા સાધવી-યામિનીના સુખ-સ્વપ્ના જેવી ઘણીવાર યાદ આવે છે. બધું ગયું છે, પણ સ્મૃતિ હજી ગઇ નથી. હજી કોલેજવાળી ગાડીનો તે શબ્દ હૃદયદ્વારે કવચિત્ અથડાય છે, પણ કઠોર જીવન સંગ્રામમાંથી માથું ઉંચકી ઘડીભર તેની સામે નયન ભરીને નીરખી શકું એટલો અવકાશ રહયો નથી.

(૪)

દુઃખ અને દરિદ્રતાની સાથેના યુદ્ધમાં શરીર તથા મનની સ્થિતિ ધીમે ધીમે બગડતી જતી હોવાથી થોડા દીવસ પ્રવાસે જઇ આવવાનો નિશ્ચય કર્યો. ક્રિસ્ટમાસ હોલીડેઝની છુટી હોવાથી બીજા કેટલાએક મિત્રો પણ મારી સાથે મુસાફરીએ નિકળ્યા.

વાલકેરમાં થોડા દિવસો રહેવાથી શરીર તથા મનનો અવસાદ કેટલેક અંશે

દૂર થયો. રાત્રીએ જે બીલકુલ નિદ્રા ન હોતી આવતી તે પણ ધીમે ધીમે આવવા લાગી. આખો દીવસ ફરી ફરીને જ્યારે થાકી જતાં ત્યારે અમે અમારા ઉતારે પાછા ફરતા. તે વખતે સમુદ્રશીકર શીતલ વાયુ, માતાના સ્નેહસ્પર્શની જેમ શરીરના સમસ્ત અવસાદ-શ્રમને દૂર કરી શાંત નિદ્રાના ખોળે મૂકી દેતો.

એક દીવસે સાંજે અમે બહાર ફરવા નીકળ્યા. મારા મિત્રો સમુદ્ર તીરે ધીમે ધીમે આગળ ચાલ્યા. હું તેમનાથી જૂદો પડી શહેરમાં જ વિચિત્ર દૃશ્યો જોવા નીકળી પડયો. દુકાન ઉપરના પાટીયા વાંચતો સીધો ચાલ્યો જતો હતો, તેવામાં એક ફોટોગ્રાફની આકર્ષક દુકાન આગળ આવી પહોંચ્યો. ફોટોગ્રાફર મદ્રાસી હતો. પણ તેણે વિવિધ પ્રકારના એટલા ફોટોગ્રાફો એટલી સુઘડતાથી ગોઠવી મૂક્યા હતા કે ત્યાં પાસે જઈને બે ઘડી જોવાની લાલચ દૂર કરી શકયો નહીં. દુકાનમાં પ્રવેશ કર્યો.

તે મદ્રાસી દુકાનદાર એક બહુ ભલો માણસ હતો. વાતચીત પણ અંગ્રેજીમાં જ કરતો હતો; તેથી બહુ મજા આવી. તેણે એક સરસ ખુરશી ઉપાડી મારી આગળ ધરી અને વિવિધ જાતના ફોટાઓ એક પછી એક રજુ કરવા લાગ્યો.

અકસ્માત્ એક એવો ફોટોગ્રાફ મારી નજર આગળ આવી ચડયો કે તે જોતાં જ મારા શરીરમાંથી એક પ્રબળ વિજળીનો તરંગ પસાર થઈ ગયો! હૃદયના સમસ્ત તારો કોઈ એક ગુપ્ત આઘાતથી ઝણઝણી ઉઠયા.

ફોટો હાથમાં લીધો અને એકીટસે તેની સામે જોઈ રહ્યો. મનમાં થયું કે જાણે આ અધિષ્ઠાત્રીને હું સારી પેઠે પીછાનું છું-ક્યાંઇક જોઇ છે! જાણે એ મુખને કોઈ એક પરિચિત મુખ એક સરખું મળતું આવે છે. કેટલીક વાર સામે ને સામે જોઇ રહેવાથી પેલી શ્યામવર્ણી બાળાની સ્મૃતિ થઈ આવી!

ખરેખર તેવું જ મુખ! તેવાજ નયનો! ઋતુરાણી શરત જેવી જ પ્રશાંત–સ્થિર અને ગંભીર!

દુકાનદાર પાસેથી તેણીનો પરિચય મેળવવાની ઇચ્છા થઇ. પણ સંકોચથી કાંઇ બોલી શકયો નહીં. તે દુકાનદાર પણ સ્થિર દૃષ્ટિથી મારી સામે જ તાકી રહ્યો હતો; જાણે કે તે પણ મારા અધીર આવેગ–ચાંચલ્યને સમજી ગયો હોવો જોઇએ!

છેવટે મારે માટે આત્મસંયમ રાખવો અશકય થઇ પડયો. સંકોચ વૃત્તિને દાબી દઇ મેં પ્રશ્ન કર્યો—"આ ફોટો કોનો છે? આપ તેને ઓળખો છો?"

દુકાનદાર–"હા. સારી રીતે. તેના સ્વામી દેવેંદ્રનાથ અહીંના એક પ્રસિદ્ધ ગૃહસ્થ અને સરકારી ઑફીસર છે."

દેવેંદ્રનાથનું નામ સાંભળી અનુપમાના વિવાહની વાત મને સાંભરી આવી. પણ તેજ વખતે મને મારા પોતાના માટે ધિક્કાર છુટયો કે જેને એક વખત હું રોજ જોતો–જેને જોવાને માટે–જવા દો–હવે એ વાત કહેવામાં શું સાર છે?–તેને ઓળખતા આટલો બધો વિલંબ! કિશોર અને યૌવનની વચ્ચે કેટલો બધો તફાવત? ભાવનાઓ ... ઓની કેવી ક્ષણિકતા?
હું ... તો ચાલે, ... વખત ...

આનંદના આવેગથી મારૂં મન ભરાઈ આવ્યું ! જેને એક વાર જોઈ તેના માટે હૃદયમાં તીવ્ર વેદના અનુભવતો હતો, તેનો આજે પ્રવાસમાં આમ અણધાર્યો રીતે મેળાપ થાય તેને દૈવકૃપા સિવાય બીજું શું કહેવાય ?

ગળગળા કંઠે દુકાનદારને પૂછ્યું-"તેઓ કયાં રહે છે ? મહેરબાની કરી તેનું ઠેકાણું બતાવશો ? તેઓ મારા પરિચિત છે; તેથી તેમને મળવા જવા માંગુ છું." દુકાનદાર તરફના ઉત્તરની આતુરતાથી રાહ જોતો હું તેના મુખ સામે તાકી રહ્યો.

દુકાનદારે કહ્યું-"દેવેંદ્રનાથ હાલમાં તો અહીંઆ નથી ગઈ કાલે તેમની પત્નીનું મૃત્યુ થવાથી અહીંથી ચાલ્યા ગયાછે."

મારા પગ નીચેની પૃથિવી ફરવા લાગી ! આંખે અંધારા આવ્યા ! નિરાશાપૂર્વક ખુરશીમાં શિથિલ દેહે પડયો! વિચાર કરવા જેટલી કે હું કયાં છું તેનો નિર્ણય કરવા જેટલી શકિત પણ રહી નહીં. થોડી વાર પછી સચેત થયો. તે વખતે રસ્તામાંથી કોઈ એક મસ્ત સાહેબ-સોલજર નીચેની કડીઓ ગાતો ગાતો ચાલ્યો જતો હતો.

" *In Heaven in Heaven must we meet* " ( મળવું થશે સ્વર્ગમાંયે ). દુકાનદાર તેને જોઈને હસી પડયો. હું ત્યાંથી ઉભો થઈ ધીમે ધીમે મુકામ તરફ રવાના થયો.

## વિચિત્ર નોંધ.

### માનવદેહનું મૂલ્ય ! પુરા પચીસ રૂપીયા પણ નહીં.

આપણા આર્ય ઋષી-મહર્ષિઓ મનુષ્ય-દેહની કિંમત બરાબર આંકી શકયા નહીં હોય અને તેથીજ તેમણે છેવટે "અમૂલ્ય-દેવોને પણ દુર્લભ તથા દશ દૃષ્ટાંતે દોહલો" એવા વિશેષણો આપી જેમ તેમ આટોપી લીધું હશે ! વર્ત્તમાન નવયુગના કેટલાએક વૈજ્ઞાનિકોને એ વાત ગળે ઉતરી નહીં, તેથી તેમણે શરીરના તમામ રસો તથા પદાર્થોનું પૃથક્કરણ કરી માનવ દેહની કિમત નક્કી કરી છે. અમારા વાચકોના કૌતુહલની ખાતર અમે તે અહીં ઉતારી લઈએ છીએ:—

એક જર્મન્ ડૉકટર કહે છે કે એક બરાબર પોણા બે મણના વજનના એક મનુષ્યદેહની કિમત ઠરાવવા બેસીએ તો માત્ર ૨૩ રૂપીયા અને [illegible] થાય. અર્થાત્ જે જે પદાર્થોથી એક યુવાન દેહનું શરીર બંધાયેલું હોય છે તે સઘળા પદાર્થોનું પૃથક્કરણ કરીએ તો પ્રત્યેક પદાર્થની કીમત એક સાથે લેતા ૧ પાઉંડ ૧૧ શીલીંગ અને ૩ પેન્સ થાય.

જે નશ્વર દેહની રક્ષા કરવા, જે કોમળ અંગોપાંગને લાડ લડાવવા રાત-દિવસ મનુષ્યો હાયવોય કરી રહ્યા છે, તેની કીંમત પુરા પચીસ રૂપીયાની પણ નહીં. નીતિકાર જેને "आत्मानं सततम् रक्षेत् दारैरपि धनैरपि" કહી સંભાળ લેવાનું કહે છે તે દેહ આટલો બધો નિઃસાર અને નજીવો જ હોય તો પછી તેની ખાતર અનેક પ્રપંચો-દગાઓ-મારા મારીઓ તથા મહા પાપયુકત અનુષ્ઠાનો શામાટે થતા હશે?

પુસ્તક ૧૧ મું.

અંક ૧૧-૧૨

REGISTERED No B. 443

સંવત ૧૯૭૦ અસાડ-શ્રાવણ.




છપાવી પ્રસિદ્ધ કરનાર:—

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ—પાલીતાણા. (કાઠીયાવાડ)

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર

ગોચાર્વે તવજૈનમત

# વિષયાનુક્રમણિકા.





## " આનંદ–સમાધી "

આ અંકની સાથે આનંદ માસિકનું અગીઆરમું વર્ષ સમાપ્ત થાય છે અને તેની સાથે જ તે આજે તેના પ્રિય વાચકોની દયા–કૃપા અને આશિષ યાચતું સમાધીમાં પ્રવેશે છે ?

આનંદ પ્રિય વાચકોને આથી દુઃખ થશે તે અમે જાણીએ છીએ, પરંતુ આનંદના વ્યવસ્થાપકો પોતાથી બનતું કરવા છતાં જ્યારે જીવિત રાખી શક્યા નથી એમ ખુલ્લી રીતે જાહેર કરે છે તો પછી નિઃસીમ દયાવાન્ પરમાત્માની દયામાં વિશ્વાસ મૂકયા સિવાય બીજો કાંઈ ઉપાય નથી ?

પાલીતાણાની છેલ્લી હોનારતના સખ્ત આઘાતના દર્દને સહન કરતું આવતું " આનંદ " વર્ત્તમાન કેટલાએક કઢંગા સંજોગોને લીધે છેલ્લે અનંતતામાં ભળે છે. અને એ માટે પોતાના વાચકો પાસે ફરીથી ક્ષમા ચાહે છે !

આ અનાદ્યંત કાળના પ્રવાહમાં જળના પરપોટા જેવા કેટલાએ બુદબુદો રોજ ઉદ્ભવતા હશે અને કેટલાએ વિલય પામતા હશે, તેનો હિસાબ કોણ રાખી શકે તેમ છે ? તો પછી આ એક માસિક પણ એ અનંત મહાસાગરમાં મળી જાય તેમાં શોચવા જેવું કે કે વિચારવા જેવું જ શું છે ?

અમે પુનર્જન્મને માનીએ છીએ. આનંદનો પુનર્જન્મ ક્યારે અને કેવી રીતે થવા યોગ્ય છે તે અમે જાણતા નથી. પણ વખત જતાં જો સારા સંજોગો મળી રહેશે તો એ જ આનંદ પુનઃ સમાધીમાં ગૃહેલા નૂતન બળથી બળવાન્ થઇ દર્શન આપશે એવી આશાનો લોભ તજી દેવાતો નથી.

અગીઆર વર્ષની સેવા દરમીયાન કાંઇ દોષ કે પ્રમાદ અમારાથી થઇ ગયો હોય તો તે ક્ષંતવ્ય છે. અને આવા પ્રસંગે તો વળી આસ કરીને—

" મર્યું જેને દુનીયા કહે છે તે અમર છે–અને વધારે ચાહવા જેવું છે. "

સદડા–
તા. ૧૮ મી ઑગસ્ટ ૧૯૧૪

સ્થાપક—આનંદ.




પુસ્તક ૧૧ મું. સંવત ૧૯૭૭ અસાડ અંક ૧૧ મો.

## અઢાર પાપસ્થાનક–નિષેધ

( લે:–શા. ડુમરાકર. )

શાર્દૂલ.

દૂર્ગતિદ્વાર ઉઘાડવા સજ થયા હિંસા ધરી હાથમાં,
પર પ્રાણો ન વિછેદવા ધર સદા કારૂણ્યતા સાથમાં;
હિંસાનું ફળ દેખતાં જગતમાં રોગી–વિયોગી બહુ,
અન્યોને સ્વસમાન જો સમજશો સંતો ખરા તો સહુ ૧
ખોટા બોલ–ખરાબને મુખ થકી બોલો ન કષ્ટો પડે,
સુધા સત્ય ન પામશે ભવ મહીં જે જીવને બો દળે,
જો ધારો વસુ ભૂપના ચરિતને એકાગ્ર ધ્યાને કરી,
પામ્યો તે નરકાદિ દુઃખ બહુધા મારો મૃષાને છરી. ૨
ચોરી ડાઘ ન લાવશો દિલ વિષે ધિક્કારને પામશો,
મોટાઇ–અપમાન સર્વ તજશો સત્કીર્ત્તિ તો કામશો,
રાજ્યોના ભય–કષ્ટને ઇહભવે દેખો જરી આમને,
જન્માંતે પણ નર્ક મળતું બોલો ન એ નામને. ૩
મુકો મૈથુન જીંદગી તણી અરે હાની કરે છે ઘણી,
સામર્થ્યો ઘટતા બળો ક્ષય થતાં સૌ રોગનો એ ધણી,
દીપક કામનળે જુઓ જગતમાં તેમાં પતંગો થઇ,
જીવો જોર થકી પડે જઇ બળે હાથેજ મૃત્યુ લઇ. ૪
જાવું છે બહુ દૂર વિશ્વ વનમાં શું ભાર માથે ભરે,
તું છે એકલડો મુસાફર અરે, બોજો ન રહેશે ખરે;
મૂર્છાને દે લાત ને પરિગ્રહે મૂકી મતિ મૂળથી,
સર્વાનંદ મળે બહુ પરભવે આ[illegible] ૫
હું તો ચાલે, તવખત

## માલિની.-

તજ તજ મનથી રે ક્રોધને કેમ રાખે, અનલ અધિકથી તું શીતતા કેમ ચાખે;
વિષ ધરી કરમાંહે પીશ જો પ્રેમભાવે, મરીશ વગર મ્હોતે કોઈ સાથે ન આવે. ૬
હણ હણ હળવેથી માનને ધ્યાન આણી, વિનયગુણ વગોવે થંભની એ નિશાણી;
અખિલ ગુણ વિકારી જ્ઞાનને માત મારે, અવગુણ અધિકાઇ એ સવાઈ વધારે. ૭
પર નર ધર જાએ જેમ નારી નઠારી, પર જન દીલ પામી તેમ માયા ખિચારી;
કટ કટ દીલ કાપે કાળજાને ઉકાળે, સુજન જન ગણો તે જેહ એને જ બાળે. ૮
સુણ સુણ સમજાવું લોભને લાત મારી, ગુણ ગુણ જિન પ્યારા ભાવભક્તિ વધારી;
સકળ જગતનો જે દાસ થાવા વિચારે, કુટીલ મન થકી તે લોભને કેમ વારે. ૯

## શિખરીણી.

બની રાગે અંધા ભવભય થકી ત્રાસ ન ધરે, ગણે નારી સારી સુમતિ તજતાં વાર ન કરે;
પિતા પુત્રો પુત્રી ઉપર ધરતો પ્યાર અતિશે, જગતબંધુ ત્રાતા પરમપ્રભુપર પ્રીત ન દિસે. ૧૦
સુણો સાચી વાણી અવગુણ તજો દ્વેષ તનથી, ગણીને સહુ મિત્રો જગત જનને એક મનથી:
વધે વૈરી તેના નિજ હૃદય જે દ્વેષ ધરતો, અહો તે વૈરીથી કયમ એકદિ ન થાય મરતો. ૧૧

## વસંતતિલકા.

ભવ્યો ! અનર્થકરનાર ગણી ઘણાનો, જાએ વિશેષ ગુણ તે ભવિતાપણાનો;
કંકાસથી થઇ-થશે બહુની જ હાણી, કાઢો જ કલેશ મનથી વિષસર્પ જાણી. ૧૨
અભ્યાખ્યાન ન બોલશો બગડશે બાજી બધી દેહની, ખોટા દોષ ન આણવા ઊલટથી નીતિ જશે નેહની;
પાપે પિંડ ભરાય છે નિરખજો એથી વધારે અતી, માટે મોહવશે થઇ ન કરશો એમાં જરાયે રતી. ૧૩
ચાડી કરે ચતુર તે ન ગણાય સારા, જીભે રખાય કયમ ઝેર તણી જ ધારા;
લાભે જ એક લઘુતા સહુથી સદાય, પામે વિશેષ ધરનાર હજાર હાય. ૧૪
સંસારી સુખ-દુઃખ કર્મ તરૂના એ છે ફળો જાગતા, તેમાં રાચી-અરાચીને જન ઘણા કર્મો મહીં ખૂંચતા;
પુણ્યે સંપદ સાંપડે દુઃખ પડે પાપો કરી પાધરા, પોતાના જ કરેલ હાથ મળશે. ભાઈ વિચારો જરા. ૧૫
નિંદા તજો મુખથકી મનમાં ન લાવો, જો સદ્‌ગુણો મન વિષે ભલી ભાત ભાવો;
એ વસ્તુના ફળ જુઓ નજરે જણાય, માટે વિશેષ સુખકાર ધરો સદાય. ૧૬
ચિન્તે એક ધરી અને મુખ થકી બીજું કદી ના કહો, મિથ્યા વાદ-વિવાદને પરિહરો એમાં ન રાચ્યા રહો;
એના પૂર મહીં તણાય જગત આ કોઇક તો ઉગર્યા, એનાથી અટકયા ન તે નર સહુ સંસારમાં છે તર્યા. ૧૭
મિથ્યા શલ્ય જ જાય જો મન થકી સંસારનો અંત છે, એ જો એક ભર્યો હશે દિલવિષે સંસારતોનંતછે
એના યોગ થકી ભમે ભવગતિમાંહે અહો પ્રાણીઆ, રત્નાક્ષયપુર પામવા દિલ ધરો પ્રેમાળુ થઇ વાણીઆ ૧૮

# સંસારમાં સાચો સલાહકાર કોણ?

આ સંસારમાં પ્રત્યેક મનુષ્યે પોતાનો કોયડો પોતાની મેળેજ છોડવાનો પ્રયત્ન કરવો જોઇએ. દરેક પ્રસંગે બીજાની સલાહ અથવા સાહાય્ય માગવા દોડવું એ પોતાની બુદ્ધિ અને સામર્થ્ય ઉપર કુહાડો મારવા તૂલ્ય છે. જ્યારે મનુષ્ય મુશ્કેલીના પ્રસંગે પોતાની પ્રાપ્ત બુદ્ધિ–તર્ક અથવા વિચારનો ઉપયોગ કરવાને બદલે પોતાની આંટી બીજા પાસે કઢાવવા લલચાય છે, ત્યારે તે પોતાની સર્વ શકિતઓ ઉપર વપરાશ વિનાના હથિઆરની પેઠે કાટના થર ચઢાવતો હોય છે.

" મારે શીરે ફલાણું ધર્મસંકટ આવી પડયું છે, અથવા ફલાણી ગુંચ ઉકેલવાનો રસ્તો મને સુઝતો નથી. હવે મારે કરવું શું? આપની આમાં શી સલાહ છે!" આવા પ્રશ્નો અનેક મનુષ્યો જ્યાં ત્યાં કરતા ફરે છે. તમે પણ ઘણે પ્રસંગે આ પ્રકારે બીજાની બુદ્ધિનો લાભ ઉઠાવવા દોરાયા હશો. દુનીઆના સાગ કે માઠા નસીબે, આવા પ્રસંગમાં મફતીઆ સલાહ આપનારાની સંખ્યા પણ હમેશા પુરતા જથ્થામાં રહ્યા કરે છે, અને તેથી આવા અભિપ્રાય ઢુંઢનારાને નિરાશ થઇ માત્ર પોતાની આત્મસલાહ ઉપરજ અવલંબી રહેવાનો પ્રસંગ પણ ભાગ્યેજ આવે છે.

જેને હરતા ને ફરતા ગમે તેવા નજીવા કામમાં બીજાની સલાહ માગવાની ટેવ પડી ગઈ હોય છે તેને તમે જોશો તો સાફ જણાઇ આવશે કે તે બધા વિષયમાં ઘણો જ બળહિન હોય છે. તેની શારિરીક, માનસિક અને આધ્યાત્મિક શકિતઓ ઉપયોગના અભાવે કોઇ ગામઠી નિશાળમાં ગોંધાઇ રહી એકડોજ ઘુંટયા કરતી હોય છે. જરા જોર કરી 'આગળ વધવુ', અથવા નિત્યની ટેવાઇ ગયેલી પ્રવૃત્તિઓ કરતાં કોઇ નવીન વ્યવસાયમાં યોજાવું, એ તેને મન હિમાલયને વીંધીને સોંસરા નીકળવા જેવું ભગિરથ જણાય છે. તેનું રગશીયું ગાડુ ધીરી ગતિએ હમેશા જુની અને ઉંડી ઘરેડોમાં જ ઘસડાતું હોય છે પણ જ્યારે કુદરત તેને આર મારી કાંઇક નવીન પદ્ધતિ સ્વિકારવા અથવા જુના ચીલામાંથી બહાર નિકળવા તેને ફરજ પાડે છે; ત્યારે તે તદ્દન ખાખો વિખો બની જઇ પોતાની ફરજનો પોટલો ઉચકવામાં બીજાની મદદ ભીખવા દોડાદોડ કરી મુકે છે. આવા ટાણે તેને પોતાની શકિત અજમાવવા વિશ્વાસ રહેતો નથી, તેથી તે શકિતઓ તેના અજ્ઞાનરૂપી કીચડમાં ઉંડી અને ઉંડી ગરતી જાય છે. અને પ્રત્યેક નવી મુશ્કેલીના પ્રસંગે તે વધારે ને વધારે પામર બળહિન અને દીન બનતો જાય છે.

તમારા અણીના પ્રસંગે તમારે બીજાની સલાહ લેવા દોડવાની લેશ પણ અગત્ય નથી. જે બુદ્ધિમાનની તમે સલાહ લેવા ઇચ્છો છો તેની બુદ્ધિ તમારી માફક બીજાઓની સલાહોને જ્યાં ત્યાંથી વીણી એકઠી કરી મેળવેલી હોતી નથી. પણ ઘણે છે તેવા વિકટ પ્રસંગોમાં પોતાના આત્મબળમાં શ્રદ્ધા રાખી પોતાની પ્રાપ્ત શકિતનો ઉપયોગ કરવાથી મેળવેલી હોય છે. ~~ત્યારે જેમ~~ તમારી બુદ્ધિ કસવાની

હું તો ચાલે. તવખત મા

આળસ થાય છે તેમ તેણે પણ રાખી હોત તો આજ એ પણ તમારા જેવું જ યાચકનું પદ શોભાવતો હોત. તમારે એ પગ હોવા છતાં પડી જવાના ભયથી શા માટે બીજાના ખભે હાથ ટેકવી ચાલવું જોઇએ? જેની સલાહ લેવા તમે જાવ છો, તે મનુષ્ય જ્યારે પોતાનું બધું જ કામ પોતાની ઉકલતથી કરે છે ત્યારે તમારે પણ તમારૂં કામ તેજ પ્રમાણે શા માટે ન કરવું? તેનામાં તમારા કરતા કશું જ વધારે નથી. તમારા સલાહકારને બુદ્ધિ મોટા પ્રમાણમાં મળી ગઇ છે અને તમારે નસીબે જુજ સાંપડી છે, એમ પણ કાંઇ નથી. ફેરમાત્ર એટલોજ છે કે તમારા સલાહકારે પોતાની બુદ્ધિને કેળવીને વિશ્વાસયોગ્ય બનાવી છે. અને તમને તે કેળવવાનો પ્રયત્ન કરતા કીડીઓ ચઢતી હોવાથી આજસુધી તમારા સલાહકારની બુદ્ધિનો મફતીઓ ઉપયોગ કર્યો હોય છે. પરિણામ એ આવ્યું કે પારકી સલાહથી તમારૂં એકે કામ ભાગ્યેજ સુધરે છે અને તમારી સ્વતંત્ર વિચારશકિતના શસ્ત્ર ઉપર કાટના થર ચઢતા જઇ દીનપ્રતિદિન વધારે બુંઠું બનતું જાય છે.

તમારે પોતાને કરવાનું કામ તમે પોતે જ કરો. કદી કોઇ અટપટુ કામ ન આવડતું હોય તો ભલે બીજાની પાસે શીખવા પણ જાઓ. પણ એકવાર કામની રીત જાણ્યા પછી જે કાંઇ તમારા ડહાપણ અનુભવ અને બુદ્ધિથી થવું જોઇએ, તેને માટે બીજાની પાસે દોડવાની ટેવ રાખો નહીં. ખરૂં છે કે તમારી બુદ્ધિએ ચાલવામાં કોઇવાર તમારી ભૂલ પણ થઇ જશે, પણ ભુલ જે બોધપાઠ શીખવી શકે છે તે ખુદ બ્રહ્મા પણ શીખવી શકે નહીં. ઠોકરો ખાધા વિના મનુષ્ય કદી પ્રવીણ થઇ શકતો નથી. પોતાનાજ સામર્થ્ય ઉપર શ્રદ્ધા રાખનાર સ્વાવલંબી થયા વિના મનુષ્યમાં ડહાપણ અને અને અનુભવ આવતા નથી. ભૂલ ખાઇ બેસવાની બીકથી બીજાઓ ઉપર આધાર રાખવામાં તમે તમારી બુદ્ધિરૂપ દૈવી સંપત્તિને અંધારામાં ઉપયોગ વિનાની રાખી મુકો છો તેનું તમને ભાન નથી. ભુલ કે ઠોકર ખાઓ તેની અડચણ નથી, પણ તમારી આંટી ઘુંટીને તમેજ છોડવા પ્રયત્ન કરો. તમને થોડીજ ખબર છે કે જ્યારે તમે બીજાની સલાહ લેવા જાઓ છો ત્યારે તમે તમારી તેમ જ તે બીજાની દૃષ્ટિમાં કમ અક્કલવાળા ગણાઓ છો. તમારા પોતાના અંતરાત્માની સલાહની અવગણના કરી બીજાના અભિપ્રાય આગળ જ્યારે તમે તમારી મુંડી નમાવો છો ત્યારે તમારામાં કેટલી દીનતા અને નિર્બળતા પ્રવેશી જાય છે, તેની તમને ખબર નથી. માટે જ તમને બીજા ઉપર આધાર રાખવાની બુરી ટેવ પડી ગઇ છે. માટે બહેતર છે કે બીજાની સલાહ લેવા જાવા કરતા ફરી ફરીથી તમારા પોતાના સંયોગોનો વિચાર કરી તમારી પોતાની જ બુદ્ધિવડે કાંઇક માર્ગ કાઢો. એમ કરવાથી તમે પોતે કેળવાઓછો એટલુંજ નહીં પણ ભવિષ્યમાં ગમે તેવા વિકટ મામલાઓમાં પણ તમારી મુશ્કેલીઓ તમે જાતે જ ઓળંગવા શકિતમાન બનો છો. અને એમ થયેથી આજે જે તમારે દોડાદોડ કરી મુકી બીજાની પાસે ભાઇ ભાઇ કરતા જવું પડે છે તેને બદલે તમારી કેળવાએલી બુદ્ધિમાં વિશ્વાસ રાખી બીજા

હૈયાકુટયાઓ તમારી પાસે દોડયા આવશે. તમને જાણીને આશ્ચર્ય થશે કે જ્યારે પોતાની આત્મશકિતનો . અવિશ્વાસથી મનુષ્ય પોતેજ અનાદર કરે છે, ત્યારે તે અપમાનથી છં છેડાએલી શકિત તેને એકે કાર્યમાં વિજય મેળવવા દેતી નથી. તમે જ્યારે તમારો પોતાનો ઉપયોગ કરવો ત્યજી દઇને બીજાનો ઉપયોગ કરો છો ત્યારે ખરેખર તમે તમારા પોતાના દુશ્મન બનો છો. શંકાશીલ આત્મા વિનાશ પામે છે એમ જે શાસ્ત્રોનું અનુભવસિદ્ધ કથન છે તે આ દૃષ્ટિએજ છે. ઘણા માને છે તેમ શાસ્ત્રો સંબંધી તર્ક કરવા એ કાંઇ વિનાશ કરવાવાળી શંકા નથી. તર્કથી તો ઉલટી બુદ્ધિ કેળવાય છે અને કુતર્કરૂપી પથ્થરના પ્રહાર.સામે નભી શકે તેવી મજબુત થાય છે. જે શંકા આત્માનો વિનાશ સાધે છે, તે શંકા, ઉપર જણાવી તેવી પોતાની આત્મશકિત સંબંધીજ છે. જ્યારે મનુષ્ય એમ કહે છે કે "આવા કામમાં અમારી બુદ્ધિના શા ગજાં કે કાંઇ તોડ કાઢી શકે ?" ત્યારે તે પોતાના પ્રબુદ્ધ સ્વરૂપમાં આવી શંકા કરી ત્વરાથી પોતાનો વિનાશ કરતો હોય છે.

તમારી મુશ્કેલીમાં તમને પોતાને જે રસ્તો સેવો ભાજબી જણાય તેની અવગણના કરી બીજાના નિશ્ચયને અનુસરવું એ પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવવા તૂલ્ય છે. ભલે એક વાર તમારો નિશ્ચય ખોટો હોય અને તેને અનુસરવાથી તમે વધારે દુઃખમાં આવી પડો તેમ હો, તો પણ તમારા નિશ્ચયનું ખોટાપણું બીજાના કહેવા ઉપર થીજ માની તેને અમલમાં મુકતા અટકવું એ યોગ્ય નથી. તમને જે ખરૂં લાગે તેજ તમારે માટે ખરો માર્ગ છે. તમને ખરી ભાસતી વાત બીજાને ખોટી ભાસે તેથી જો તે ખરી હશે, તો ખોટી થઇ જવાની નથી. કદી તમને ખોટો માર્ગ સુઝયો હતો એમ પરિણામે તમને જણાય તો પણ એટલા કડવા અનુભવ ઉપરથી તમને ઘણું અમૂલ્ય ડહાપણ મળશે અને તે સાથે તમારા નિશ્ચયને અનુસરવાના ટેક વડે તમારી માનસિક શકિતઓ પણ વેગ પૂર્વક વિકાસ પામતી જશે.

તમારા પોતાના શિવાય બીજો કોઇ પણ મનુષ્ય તમને સલાહ આપી શકે એ વાત છેક અસંભવીત છે. કેમકે તમારૂં દ્રષ્ટિબિંદુ માત્ર તમનેજ સોંપાએલું હોય છે. તમને ઘણીવાર એમ ભાસતું હોવું જોઇએ કે "અમુક મનુષ્ય અમુક અવસરે મારા જેવીજ મુશ્કેલીમાં હતો અને તે વખતે તેણે અમુક માર્ગ સ્વીકાર્યો હતો; તેથી તેનું દુઃખ દુર થયું હતું, માટે લાવ હું પણ તેના જેવુંજ વર્તન કરૂં." ઘણીવાર તમે તમને જેના જેવી સ્થિતિમાં કલ્પતા હો છો તેની સલાહ પણ લીધી હશે અને તેણે પણ ભડાક દઇને તમને સંભળાવી પણ દીધું હશે કે 'હું જો તમારી જગ્યાએ હઉં તો આમ કરૂં અથવા તેમ કરૂં" તમે તેની આવી બેધડક સલાહથી અંજાઇ જઇ તે પ્રમાણે વર્તવા પણ પ્રયત્ન કર્યો હશે. પરંતુ તમને ભાગ્યેજ ખબર છે કે "હું જો તમારી જગ્યાએ હઉં" એમ કહેનાર મનુષ્ય કદી પણ તેનું પોતાનું સ્વત્વ ત્યજી દઇ તમારા સ્વત્વનો આરોપ કરી શકેજ નહી અને તમારૂં સ્વત્વ—તમારા આત્માનું યહું તો ચાલે, તત્વમિત

મનોમત ભાર્યા અને એ દેવશિશુએ મારા સંસારને ઉજ્જ્વલ કર્યો હતો, પણ અશોકનો અવિવાહિત રહેવાનો વિચાર હજી દૃઢ જ રહ્યો હતો. તેને એક વૃદ્ધ વિધવા માતા અને એક ન્હાની વિધવા બ્હેન સિવાય સંસારમાં બીજું કોઇ સગું નહોતું. એકના એકજ પુત્રને અવિવાહિત રહેલો જોઇ માતાને બહુ દુઃખ થતું, પણ માતાના રૂદને, અને બન્ધુ-બાંધવોની સલાહે તેના સંકલ્પ ઉપર કાંઇ અસર કરી નહીં. તે પોતાના મનને બહારના સઘળા સંયોગોથી નિરાળું રાખી, એક સંકુચિત ક્ષેત્રમાં જ પુરી રાખવાનો અંતઃકરણ પૂર્વક યત્ન કરતો. પણ તેનું પરિણામ છેવટે એ આવ્યું કે આ બધું જોઇને તેની હૃદય નામની એક વસ્તુ સ્વતંત્ર-અને બન્ધન મુક્ત થઇને એકાએક ક્યાંઇ નાસી જવા તૈયાર થઇ ગઇ ! કેટલાએક શૂષ્ક-નીરસ પુસ્તકો તેના જીવનના સાથી બન્યા ! દુઃખિની માતાની આંખમાંથી અશ્રુ પડયા.

(૨)

એકાએક એક દીવસે સાંભળવામાં આવ્યું કે **અશોક**ની હૃદયસરિતામાં પૂર આવ્યું છે, અને તેણે વિવાહ કરવાની સમ્મતિ આપી દીધી છે. તેનું શૂષ્ક-નીરસ જીવન અને તેની માતાનું મ્લાન મુખ યાદ આવતાં, આ સમાચારથી મને બહુ આનંદ થયો. મારી ગૃહિણીએ પણ એક સાધ્વી સ્ત્રીને લાયક મારા આનંદમાં સંપૂર્ણ ભાગ લીધો. મનના આવેગમાં ને આવેગમાં **અશોક**ને એક લાંબો પત્ર લખી નાંખ્યો. પ્રાયઃ બે અઠવાડીઆ થયાં તે અમને મળવા આવ્યો નહોતો તેથી માટે અમને તેના ઉપર કાંઇક ગુસ્સો ચડયો હતો. પણ આ શુભ સમાચાર સાંભળતાં એ ક્રોધ પણ શાંત થઇ ગયો.

મારા પત્રનો ઉત્તર આપવાને બદલે તે પોતે જ શનીવારે આવીને ઉભો રહ્યો. તે વખતે જણાયું કે તેનામાં ઘણો અણધાર્યો ફેરફાર થઇ ગયો છે. મારી સ્ત્રી અને પુત્રો સાથે તે અનેક પ્રકારના આનંદમય આલાપ-સંલાપ કરી તેમને પજવવા લાગ્યો. તેની વાતચીત અને ઠઠ્ઠા-મશ્કરી ઉપરથી, તેના શૂષ્ક હૃદયમાં કવિત્વનું પ્રબલ પૂર આવ્યું છે, તેમ ખુલ્લું જણાઇ આવતું હતું. હું તો થોડી વખત તેની સામે ને સામે જ તાકી રહ્યો. ક્યાં તે શૂષ્ક-નીરસ ગાંભિર્યનો આધારરૂપ તે **અશોક**, અને ક્યાં આજનો આનંદોત્ફુલ્લ અને સુખવિહ્વલ અશોક ! કેટલો બધો આશ્ચર્યજનક ફેરફાર ?

સાંજે આહારાદિ સમાપ્ત કરી મોડી રાત્રી સુધી અશોક સાથે અમે વાર્ત્તાલાપ કર્યો. તેના પાડોશમાં જ રહેતી એક કન્યા સાથે **અશોક**નો વિવાહ કરવાનું નક્કી થયું છે, અશોકની માતાનો આગ્રહ પણ તે કન્યાને માટે જ હતો. તેણી વિવાહની વાત સાંભળી પુત્ર વાત્સલ્યથી બહુ સુખી થઇ છે, અને વિવાહ એક મહીના પછી થઇ જશે. વાતનો ટુંક સાર એટલો જ હતો.

અવકાશનો સંપૂર્ણ અભાવ હોવા છતાં **અશોક**ના વિવાહમાં મારાથી ગયા વિના રહેવાયું નહીં. તેના આમંત્રણને માન આપ્યા વિના ચાલે તેમ નહોતું તેથી ગયો તો ખરો, પણ જે દીવસે વિવાહ હતો તે

એક દીવસથી વધારે રહી શકયો નહીં. બીજે જ દીવસે કલકત્તે પાછું ફરવું પડયું. પરંતુ વિવાહની રાત્રીએ જ, લજ્જાથી માથું નીચે નમાવી ઉભેલી ચૌદ વર્ષની બાલિકા—શોભનાને જોવાથી અશોકને ચિત્તભ્રમ થઈ આવે તો તેમાં મને કાંઇ આશ્ચર્ય થાય નહીં, એમ તો મને એટલા ટુંકા અનુભવમાં પણ લાગી આવ્યું !

ત્યારપછી બે વરસ સુધી અશોકનું આવવું-જવું લગભગ બંધ જેવું જ થઇ ગયું. તે દરમીયાન તેની બદલી હુગલી કોલેજમાંથી બહેરામપુરની કોલેજમાં થઇ ગઇ હતી. તેમ જ હું પણ મારા ધંધામાં કીર્ત્તિ પામતો જતો હોવાથી પુરસદ મેળવવી મુશ્કેલ થઇ પડી હતી ! એટલું છતાં અશોકની સાથે પત્ર વ્યવહાર તો ચાલુ જ હતો.

(૩)

એક દીવસે સાંજે બહાર જવા માટે તૈયાર થઇ બેસવાના ઓરડામાં જરા વિશ્રામ લેતો હતો, તેટલામાં એક પટ્ટાવાળાએ એક તાર મારા હાથમાં મુકયો. અધીરા હાથથી તારનું કવર ફાડયું, અને વાંચ્યું કે:—"શોભના પીડિત-જલદી આવો અશોક."

ઘણા ભયંકર રોગીઓનાં કેસ મારા હાથમાં હતાં. છતાં અશોકના તારની ઉપેક્ષા કરવી એ મારાથી બની શકે તેમ ન હોતું. ગૃહિણીને મુસાફરી માટે તૈયારી કરવાની આજ્ઞા કરી બહાર ગયો. બીજા એક ડાકટર-મિત્રને મારા રોગીઓનો ભાર અર્પણ કરી કેટલાક દીવસની રજા મેળવી. અશોકને પણ તાર કર્યો કે:—"રાત્રે મેલમાં રવાના થાઉં છું."

સવારે બહેરામપુરના સ્ટેશને ઉતર્યો. પણ ત્યાં અશોકને ગેરહાજર રહેલો જોઇ મને બહુ આશ્ચર્ય થયું. તુરતજ તેનો એક જુનો નોકર મારી પાસે આવી ઉભો રહ્યો અને નમસ્કાર કરી કહ્યું કે—"ચાલો, ગાડી તૈયાર છે." સામાન ગાડીમાં મુકાવી એકદમ હું ત્યાંથી રવાના થયો.

ગાડી એક બંગલાની પાસે આવીને ઉભી રહી. સામે સીઢી ઉપર જ અશોક ઉભો હતો. તેનો દેખાવ જોતાં જ મને ભયની કંપારી છુટી ! આ તે જ અશોક ? બે વરસ પહેલાં જેનું આનંદોત્ફુલ વદન જોઇને હૃદયમાં હર્ષ સમાતો નહીં, તે જ શું આ અશોક હશે ? આંખો ઉંડી ઉતરી ગયેલી, અને મુખ ઉપર વિષાદની ભયંકર કાલિમા છવાઇ ગઇ હતી ! મને ગાડીમાંથી ઉતરતો જોઇ તે મારી પાસે દોડી આવ્યો અને મારા હાથને પોતાના હાથમાં લઇ સ્નેહથી ચાંપતા કહ્યું—"ભાઇ ! મારૂં નસીબ ફુટી ગયું છે ! મારૂં સુખનું સ્વપ્ન ઉડી ગયું છે ! શોભના હવે જીવે એમ લાગતું નથી." તેના તે શબ્દોમાં-સ્વરોમાં કેટલી વેદના સમાએલી હતી, તે કહી શકાય તેમ નથી. મારી આંખમાં પણ અશ્રુ ભરાઇ આવ્યા !

પોતાના બેસવાના ઓરડામાં અશોક મને લઇ ગયો, અને કહ્યું—"બેસો, ભાઇ ! હજી દીલ ખોલીને મેં તમને વાત કરી નથી. ખરેખર તમને બહુ લાગી આવશે. મારો વિવાહ થયો તે પહેલાં હું કેવો હતો તે તમે જાણો છોજ. તે વખતે મારૂં હૃદય એક પથ્થર કરતાં પણ અધિક કઠોર હતું, એમ કહું તો ચાલે. તે વખતે મારે ... ... લાગી

અને આત્મભિમાની માણસ આ લોકમાં કે આ સંસારમાં કોઈ બીજો હશે કે નહીં તેનો મને શક છે. અત્યારે પણ જ્યારે એ વાત યાદ આવે છે ત્યારે હૃદય ધ્રુજી ઉઠે છે. પણ એક દીવસે વિમલ પ્રાતઃકાલે મારા ઘરની પાસેજ આવેલા એક પુષ્પોદ્યાનમાં, ઝાકળથી ભીંજાયેલા શેફાલીકા પુષ્પો ચુંટવામાં તલ્લીન બનેલી એક બાળાને મેં જોઈ! તે બાળા બીજી કોઈ નહીં પણ શોભનાજ હતી. તે મારા એક પાડોશીનીજ પુત્રી થતી હતી, તે તો તમે જાણતા હશો. મારી માતા પણ તેને જ પોતાની પુત્રવધુ બનાવવા ઘણા વખતથી આતૂર હતા, મને તે પહેલાં વિવાહ માટે કેવો અભાવ હતો તે તમે શું નથી જાણતા?" મેં માથું ધુણાવી કહ્યું–"હા."

અશોક બોલવા લાગ્યોઃ—

"પહેલાં શોભનાને ઘણીવાર જોઈ હતી. પણ હૃદય કોઈ દીવસ વિચલિત થવા પામ્યું ન હોતું. તે પ્રાતઃકાળનો જ કોઈ એવો પ્રભાવ પડયો કે એ જુની જણાતી બાળા છેક નૂતન જ જણાવા લાગી! સામેની બારીમાં ઉભા રહીને મેં જોયું તો સદ્યઃસ્નાતા શોભના હાથમાં ફુલની છાબ લઈ દેવપૂજા માટે પુષ્પો ચુંટી રહી હતી. ત્યાર પછી શું બન્યું તે તો કહી શકું તેમ નથી–કારણ કે હું પોતે પણ તે જાણતો નથી. છતાં મારા મનમાં એટલું તો થયું કે જાણે એ શોભનાએ તે પુષ્પોદ્યાનમાંથી નીકળી સીધો મારા હૃદયમાં જ કાં જાણે પ્રવેશ ન ક[illegible]ઠવાય? આંખની આડે રહેલા પડદાઓ [illegible] રાવા લાગ્યા. [illegible] જોઈ શકયો કે અ-હોહો! જગત્ કેટલું બધું સુંદર છે? એ સુંદર જગત્માં હું અને યુગ યુગાંતરની ચિરસંગિની શોભના સિવાય બીજું કાંઈ જણાતું બંધ પડયું! જાણે કે શોભના સિવાયનો–શોભનાથી ભિન્ન હું કોઈ દીવસ હતો જ નહીં! વિસ્મયથી, આનંદથી પરાભવ પામી, જેનો મેં સ્વપ્ને પણ વિચાર કર્યો નહોતો, તેવા ચિરસુંદર પ્રેમમય મહાપુરૂષને હું વારંવાર પ્રણામ કરવા લાગ્યો! ત્યાર પછી શું બન્યું તે તમે કયાં નથી જાણતા?"

અશોકે પુનઃ બોલવા માંડયું—

"ત્યાર બાદ બે વર્ષ બહુ આનંદથી વીતી ગયા. તે સુખની તુલના થઈ શકે તેમ નથી. સુખના સ્મરણોમાં પણ ઉંડુ દુઃખ છે. ધીમે ધીમે શોભનાએ, મારી માતાથી લઈને મારા ગૃહના નોકરો અને દાસીઓ સુધીના સર્વેના અંતઃકરણ ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. માતાની સેવા કરવામાં તત્પર અને ગૃહકર્મમાં સદા ઉત્સાહી રહેતી તે શોભના એક મહેમાનથી લઈ એક નોકર સુધીને સુખ–સંતોષ આપવા જાતે પ્રયત્ન કરવા લાગી; તેની આ પ્રકારની શુભ લાગણીઓ જોઈને સૌ કોઈ મુગ્ધ થતા."

પુનઃ થોડીક ક્ષણો તે ચુપ બેસી રહ્યો અને ત્યાર પછી કહેવા લાગ્યો :—

"હૃદયની આ સર્વ છુપી વાતો હજી સુધી મેં કોઈને કહી નથી. તમે મારા ગાઢ સ્નેહી–બન્ધુ છો, તો પણ તમને મેં એ વિષે કાંઈ કહ્યું નથી. આજે આટલા લાંબા વખતે મને તે બધું પ્રકટ કરવાની શા માટે ઇચ્છા થઈ આવી હશે તે હું જાણતો નથી.

"શોભના હવે મારો ત્યાગ કરી જશે." એ ભયને લીધે મારા હૃદયના દ્વારો ઉઘડી ગયા લાગે છે. આજે કોઇ વાત મનમાં રાખી શકું તેમ નથી "

હું જરા ગભરાયો અને મુંઝવણથી કહ્યું:—"પણ અશોક ! શોભનાને શું થયું છે તે વિષે તો હજી સુધી તું કાંઇ બોલતો જ નથી. તેણીની અવસ્થા બહુ ભયંકર થઇ પડી હોય તો વારે સૌ પહેલા મને ત્યા જ લઇ જવો જોઇએ "

અશોક બોલ્યો—"આ એક વાત જરા સાંભળી લ્યો. ત્યાર પછી હુ તમને ત્યા જ લઇ જઇશ. પ્રાયઃ એક વરસ થયું હશે તેનો પિતા તેને એક મહિના માટે બહાર ગામ લઇ ગયો હતો. એકાદ અઠવાડીયા પછી હું પણ રજા લઇ ત્યાં ગયો હતો. અમે જ્યારે પાછા અહીંઆ આવતા હતા ત્યારે રસ્તામાં અમારી ટ્રેનને એક સાધારણ અકસ્માત્ નડયો હતો. ટ્રેનના મુસાફરોને, મને કે કોઇને પણ કશી હાનિ થઇ નહીં. પણ માત્ર શોભના સામાન્ય આઘાતથી મૂર્છાવશ થઇ પડી ઘરે પહોંચતાવાર ડાક્ટર વિગેરેને બોલાવી મૂર્છા ટાળવા અનેક પ્રયત્નો કર્યા. પણ કોઇ ઉપાય લાગુ પડ્યો નહિ. કેવળ એક વખત કાંઇક ચેતના આવી હતી, પણ અડધો કલાક ન થયો તેટલામા તો પુનઃ મૂર્છા આવી ગઇ ! ત્યારથી બરાબર આવી ને આવી જ અવસ્થા રહી છે, ખરૂં કહો, ભાઇ, શોભના બચવા પામશે કે નહીં. ?"

હું તેને આશ્વાસન આપતા બોલ્યો—"એમા તે ન બચે એવું શું છે ? ચાલો એક વખત તેને જોઉં."

અશોક અમને એક સુંદર-સુસજ્જીત વિશાળ ઓરડામાં લઇ ગયો. ત્યાં એક ખુણામાં એક નાની અલમારી અને તેની પાસે એક આયનાવાળું ટેબલ પડયું હતું. તેની ઉપર કેટલાક કપડા સુંદર રીતે ઘડી વાળીને મુકવામાં આવ્યા હતા. અશોકનો ડ્રેસ વિગેરે એક ખીલીઉપર લટકતો હતો. બીજા ખુણામાં એક ટેબલ ઉપર કેટલાએક પુસ્તકો પડયા હતા; ટેબલની આસપાસ બે ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. ટુંકામા સર્વત્ર એક પ્રકારની સુંદર નિર્મળતા પથરાઇ ગઇ હતી. બરાબર મધ્યમાં એક સ્વચ્છ બીછાના ઉપર શોભનાનું નીરવ—નિશ્ચલ અને મ્લાન અંગ એક બાજુએ પડયું હતું. પાસેની જ એક શય્યા ઉપર અશોકની વૃદ્ધ માતા તથા બીજી તરફ શોભનાની સેવામાં તત્પર તેની વિધવા નણંદ બેઠી હતી. બીછાના પાસે એક ખુરશી ઉપર તે ગામના ડાક્ટર સતીશબાબૂ પણ હતા.

મને જોતા વારજ અશોકની માતા મોટેથી રડી પડી અને કહ્યુ "બાપુ, મારૂં સત્યાનાશ જવા બેઠું છે આવી વહુના જવાથી મારાથી કેમ રહેવાશે ? મારો અશોક તો ગાડો જ થઇ જશે."

પ્રથમ તો મેં તેણીને આશ્વાસન આપ્યું અને શાંત કરી. ત્યાર પછી હું રોગીના બરાબર પરીક્ષા કરવામાં ગુંથાયો. લાંબો વખત પરીક્ષા કરી અને જ્યારે એક નિર્ણય ઉપર આવ્યો ત્યારે અશોકને એક ઇસારો કરી બહાર લઇ ગયો. સતીશ ડાકટર બાબૂ પણ મારી પાછળજ આવ્યા શોકથી વિહ્વલ થયેલો અશોક આતુર દૃષ્ટિથી મારી સામું

જોઈ રહ્યો, એક શબ્દ પણ બોલી શક્યો નહીં. તેથી સૌ પહેલાં મેં જ બોલવાનું શરૂ કર્યું અને પૂછ્યું કે–" જ્યારે અડધા કલાક સુધી શોભનાને ભાન આવ્યું, ત્યારે તેણીએ કોઈને કાંઈ કહ્યું હતું કે નહીં ? બધાને ઓળખી શકી હતી કે નહીં ?" ઉત્તરમાં જણાવ્યું કે–" તેણી તે વખતે કાંઈ પણ બોલી નહોતી, તેમ જ પોતાના પ્રિય જનોને જોવા છતાં હર્ષ, શોક કે કષ્ટનું એકે ચિન્હ તેના નયનમાં જણાયું નહોતું. માત્ર આશ્ચર્ય ભરેલી નજરે એક વખત ચોતરફ નજર કરી હતી." હું થોડીવાર મૌન બેસી રહ્યો. ત્યાર પછી બોલ્યો કે—" અશોક ? શોભનાના મસ્તિષ્ક ઉપર વાઢકાપ કરવી પડશે. એકાએક આઘાત લાગવાથી તેણીની નસમાંથી ખૂબ લોહી નીકળી એક ઠેકાણે જામી ગયું છે; તે વાઢકાપ કર્યા સિવાય જેવું જોઇએ તેવું સારૂં થાય તેવો સંભવ નથી. મારો તો દ્રઢ નિશ્ચય છે કે, મેં જે રોગ શોધી કાઢયો છે તે જ ખરો છે, છતાં તારી ઇચ્છા હોય તો બીજા ડાકટરની સલાહ પૂછી જોઈએ."

મને આગળ બોલતો અટકાવી અશોક વચમાં જ બોલી ઉઠયો–" ના–ના, સલાહ બલાહની જરૂર નથી. તમને યોગ્ય લાગે તેમ કરો. કેસ તમને જ ભળે છે. ?"

મેં કહ્યું–" પણ તેમાં એક વાંધો છે અસ્ત્ર ક્રિયામાં કેટલું જોખમ રહેલું છે. તે તમો જાણતા હશો. છતાં બધા કેસો જોખમ ભર્યા જ થઇ પડે છે, એમ માનવાનું કશું કારણ નથી. શોભનાના મસ્તિષ્ક ઉપર વાઢકાપ કરવામાં દરેક પ્રકારે સાવચેતી તો રાખીશ જ, એમ કહેવાની કશી જરૂર નથી. તો પણ સઘળો ખુલાસો [illegible]ની પાસે કર્યા વિના એવા કામનો આરંભ કરવો સલાહ ભરેલો નથી, એટલા જ ખાતર તમને પૂછી જોઉં છું."

શુષ્ક કંઠે અશોકે પ્રશ્ન કર્યો–" જો વાઢકાપ ન કરાવીએ તો શું ચોક્કસ મરણ જ નિપજે કે ? "

મેં કહ્યું–" સંભવિત છે. ધારો કે, મરણ ન નીપજે, અને રોગીને દવાથી ચેતન આવે તો પણ તેને પહેલાની કોઇ વાત તો યાદ ન જ રહે—યાદ કરી જ ન શકે. એટલુંજ નહીં પણ ઉન્માદ કે ઘેલછા પણ થઇ આવે."

બે હાથ ઉપર મસ્તકને ટેકાવી રાખી અવનત મુખે થોડીવાર વિચાર કરી અશોકે કહ્યું–" ના, ભાઈ, વાઢકાપ કરવાની કશી જરૂર નથી. વાઢકાપમાં શોભનાને કાંઇ થઇ જાય તો મને મારૂં પોતાનું અંતઃકરણ ડંસ કર્યા વિના રહે નહીં. મને એમ જ લાગે કે મેં હાથે કરીને જ એનું મ્હોત આણ્યું. વાઢકાપ તો રહેવા દો." મને રોમાંચ થઇ આવ્યા. અશોકે આ શું કહ્યું? શું તેનું પણ મગજ ફરી ગયું હશે ?

મેં કહ્યું—" પણ અસ્ત્રક્રિયા નહીં કરવા દો, તો તેનું પરિણામ શું આવશે, તેનો કાંઇ વિચાર કર્યો ? તે સારી થાય અને ઉન્માદગ્રસ્ત રહે તેના કરતાં શું મ્હોત વધારે ઇચ્છવા જોગ નથી ? "

ધ્રુજતા સ્વરોમાં અશોકે કહ્યું–" ના, ભાઈ, ગમે તેવી પણ જો શોભના જીવતી રહેશે તો જ હું જીવી શકીશ. તે બચે તે સિવાય હું કાંઇ જ વિશેષ માંગતો નથી. તેના વિના આખું જગત્ મને શૂન્ય–સમશાન સરખું થઇ પડશે. શોભનાના વિયો-

ગથી સૂર્ય મને પ્રકાશ આપતો બંધ પડશે. ચંદ્ર મારી તરફ હસવાને બદલે ક્રોધ કરવા લાગશે, પવન મૃદુ હિન્દોલે નૃત્ય કરતો અટકી જશે, અને પંખીઓ પણ પોતાના સ્વભાવ સિદ્ધ મિષ્ટ કલરવ કરતા બંધ થશે ટુંકામાં શોભના વિનાની સમસ્ત પૃથિવી મને મરૂભૂમિ સમાન થઇ પડશે શોભના સિવાય હું એક દીવસ પણ જીવી શકું તેમ નથી "

મારાથી વિશેષ બોલાય તેમ રહ્યું નહીં તોપણ એકવાર છેલ્લો પ્રયત્ન કરી જોવાની ખાતર કહ્યું–"અશોક! વાઢકાપને લગતી મારી પાસે બધી તૈયારીઓ છે, અને મને વિશ્વાસ છે કે હું તેને સારી કરી જ શકીશ ભાઇ, એક વખત મનને દૃઢ કરી લે, અને મને રજા આપ, છેલ્લો પ્રયત્ન કરી જોવા દે, શોભના સારી થશે તો હું તારો મોટો ઉપકાર માનીશ."

અશોકે અત્યંત દૃઢ સ્વરે કહ્યું–' ના ભાઈ, જે કામમાં જીવનની શંકા રહેતી હોય તેવા કામની રજા મારાથી આપી શકાશે નહીં, ખોટું લાગે તો માફ કરજો "

બીજો કાંઇ ઉપાય ન હોવાથી હું તો શાંત રીતે બેસી રહ્યો

(૪)

ગામવાળા ડાકટર સતીશબાબુને રાત્રે રોગીની સારવાર કરવા માટે ત્યાંજ રાખ્યા આહારાદિ કામથી પરવાર્યા પછી સતીશ બાબુને સૂચનાઓ આપી અને કામ પડે તો મને ઉઠાડવાનું કહી હું મારા બીજાના ઉપર ગયો.

કેવી સુંદર જ્યોત્સ્ના! આકાશમાં ફાલ્ગુન માસની સપ્તમીનો ચંદ્ર ખીલી ચુકયો હતો પૂર્ણચંદ્રના સ્નિગ્ધ પ્રકાશ કરતાં સપ્તમીના ચંદ્રની મૃદુ જ્યોત્સ્ના મને શા માટે સવિશેષ મુગ્ધ કરતી હશે તે હું જાણતો નથી ખુલ્લી બારીમાં થઇને શુભ્ર ચંદ્રની મૃદુ પ્રભા મારી શુભ્ર શય્યા ઉપર પડતી હતી મૃદુ મૃદુ પવન વસંતના આગમનની સૂચના આપતો વહી જતો હતો વૃક્ષો જીર્ણ સાજ ઉતારી નાખી નૂતન સાજ સજવાની તૈયારીઓ કરી રહ્યા હતા

હું બારીમાં જઇને ઉભો રહ્યો અને આકાશ તરફ એકી નજરે જોઇ ઉંડા વિચારમાં ગરક થઇ ગયો. અશોક અને શોભનાના ભવિષ્ય–જીવન સંબંધે એક પછી એક અનેક વિચારો આવવા લાગ્યા.

ખરેખર અશોકની બુદ્ધિ જ ફરી ગઇ છે! નહીં તો શું તે આવો હઠીલો થાય ખરો? શોભના કદાચ જીવતી રહે તો પણ જો તેણીને પૂર્વની સ્મૃતિ જ ન રહે તો તેથી અશોકને શું લાભ થવાનો હતો? ઘેલછાની વાત તો દુર રહી પણ વાઢકાપ કરવાથી તેણીનો જીવ જોખમમાં આવી પડશે એમ પણ મેં કહ્યું નથી, છતાં તે આવો આગ્રહી કાં થતો હશે? એવકુફી નહીં તો બીજું શું?

મને પણ મારા પોતાના ઉપર ક્રોધ આવ્યા વિના રહ્યો નહી, અને તે એટલા જ માટે કે મેં તેને વાઢકાપને લગતી બધી વાત શા માટે કરી દીધી? અશોકને જણાવ્યા વગર જ જો ચાલાકી પૂર્વક એ કામ કરી નાખ્યું હોત તો કેવું સારૂ થાત? પણ હવે ઉપાય શું? દુઃખથી અને ચિંતાથી અશોકનું મગજ ઠેકાણે રહ્યું નથી એ વાત તો ચોક્કસ છે

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં મને ક્યારે નિદ્રા આવી ગઇ તે હું જાણી શક્યો નહીં. નિદ્રાવસ્થામાં એક અદ્ભુત સ્વપ્ન મારા જોવામાં આવ્યું; સ્વપ્નમાં મેં જોયું કે અશોક શોભનાના ઓરડાની બહાર, બારણાની પાસે જ ભોંય ઉપર પથારી કરીને સૂતો છે. મેં અશોકની ગાઢ નિદ્રાનો લાભ લેઇ શોભનાના મસ્તિષ્ક ઉપર શસ્ત્રક્રિયા કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો. સતીશબાબુને પણ મેં મારો આ સંકલ્પ જણાવ્યો. તેઓ પ્રથમ તો મારા મતને મળતા થયા નહીં, પણ કેટલીક દલીલો તથા યુક્તિઓ આપવાથી છેવટે તેઓ પણ સમ્મત થયા અને તેમની મદદથી મસ્તિષ્ક ઉપર વાઢકાપ કરી. વાઢકાપનું પરિણામ પણ મારા ભાગ્યે સારૂં જ આવ્યું. શોભનાને ધીમે ધીમે પૂર્વનું સ્મરણ થવા માંડ્યું. તેણી મારી તરફ આશ્ચર્ય ભરી નજરે જોઇ રહી અને કહ્યું—"આ શું? હું ક્યાં છું? મને માથામાં દર્દ કેમ થાય છે?" મેં જાણે તેણીને કહ્યું કે—"શોભના, તમારા માથામાં સહેજ આઘાત થયો છે, તેથી દુઃખ થતું હશે. ઘડીક સૂઇ જાઓ એટલે આરામ થઇ જશે." તેણી શાંતિથી સૂઇ ગઇ. હું સતીશબાબૂને ત્યાં જ રાખી કેટલીક ભલામણો કરી મારા બીછાના ઉપર આવીને સૂઇ ગયો. અધિક શ્રમને લીધે પછી ક્યારે નિદ્રા આવી ગઇ તેનું ભાન ... ...

...ના તરૂણ અરૂણના કિરણો [redacted] મારી નિદ્રા તુટી ગઇ. ...ઘમાંથી ઉઠ્યો અને ગઇ ...વિષે વિચાર કરવા લાગ્યો. કેટલું આશ્ચર્ય સ્વપ્ન! એ જ સ્વપ્ન જો ખરૂં પડે તો કેટલું સદ્ભાગ્ય? આખરે રોગીને તપાસવાની ઇચ્છા... એકદમ પથારીમાંથી ઉભો થયો. શોભનાના ગૃહદ્વાર પાસે જઇને જોયું તો રાત્રે સ્વપ્નામાં જોયું હતું તે પ્રમાણે બરાબર અશોક બારણા પાસે ભૂમિશય્યા ઉપર શાંત રીતે ગાઢ નિદ્રામાં સૂતો હતો. તેનું મુખ છેક લેવાઇ ગયું હતું. ત્રણ-ચાર રાત્રીના ઉજાગરાને લીધે તથા દુશ્ચિંતાને લીધે બેહોશ જેવો તે પડ્યો હતો. સંતર્પણરીતે ગૃહમાં પ્રવેશ કર્યો કે તુરત જ સતીશ ડાકટર મારી પાસે એકદમ દોડી આવ્યા અને હોઠ ઉપર આંગળી મૂકી અત્યંત મૃદુ સ્વરે કહ્યું—"રોગીની નિદ્રા હજી સુધી ભાંગી નથી. અસ્ત્રક્રિયા સાર્થક થઇ છે. હવે ચિંતા કરવા જેવું નથી. ધન્ય છે આપના સાહસને!"

હું તો દિગ્મૂઢ જેવો તેના મુખ તરફ જ જોઇ રહ્યો. મને વિચાર થયો કે શું આ ઘરના તમામ માણસોના મગજ જ ફરી ગયા હશે? અશોક પછી આ ડાકટરનો વારો આવ્યો હશે કે શું? મને આ પ્રમાણે વિચારમાં પડેલો જોઇ સતીશબાબૂએ કહ્યું—"શું વિચાર કરો છો? બધી વાત જ ભૂલી ગયા કે શું?"

મેં કહ્યું—"હું તો તમે કહો છો તેમાંથી કશુંયે સમજી શકતો નથી. શું વાત છે તે સ્પષ્ટ રીતે કહો તો ખરા!"

તેણે કહ્યું—"કાલે રાત્રે આપ સુવા ગયા ત્યાર પછી મેં અશોકબાબૂને સૂઇ જવાનું કહ્યું. બહુ દૂર જવાનું તેમને ઠીક નહીં લાગવાથી આ બારણા પાસે જ ભૂમિ ઉપર પથારી પાથરી... ...રીને સૂઇ ગયા. તે-

મની માતા અને બ્હેનને પણ રોગીની સ્થિતિમાં કાંઇ ફેરફાર થશે તો તમને બોલાવીશ એમ કહી બીજા ઓરડામાં મોકલી દીધા. અશોકબાબુ થોડી વાર પડખાં ફેરવી ગાઢ નિદ્રામાં પડ્યા. બરાબર રાત્રીના બે પ્હોર વીત્યા હશે ત્યારે આપે આવીને મને કહ્યું કે ડાક્ટર! મને કોઈ રીતે ચેન પડતું નથી. દુઃખ-શોક અને દુશ્ચિંતાથી મારૂં મન ગભરાઈ ગયું છે. મારા બન્ધુ-મિત્રને આવી વિપદાવસ્થામાં આવી પડેલા જોઈ મારાથી નિશ્ચિંત રહી જ કેમ શકાય? આપ જરા મદદ કરો તો શોભનાના મસ્તિષ્ક ઉપર વાઢકાપ કરી તેને નીરોગી બનાવવાનો પ્રયત્ન કરી જોઇએ."

મારા આશ્ચર્યમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થવા લાગી. સ્વપ્નામાં જોયેલો બધો દેખાવ જાણે પુનઃ પ્રત્યક્ષ થવા લાગ્યો! ડાક્ટરે પુનઃ બોલવા માંડ્યુંઃ—"પહેલાં તો હું તમને સમ્મત થયો નહીં. પણ છેવટે તમારો મત સ્વીકાર્યા વિના મારાથી રહેવાયું નહીં. આપે સર્વ અસ્ત્ર-શસ્ત્ર મને તૈયાર કરવાનું કહી બાકીનું બધું કામ આપે સંભાળી લીધું. ત્યાર પછી શાંતિથી શસ્ત્રક્રિયા કરવામાં આવી, અને આપે રોગીને બરાબર તપાસી, કાંઇ કામ પડે તો આપને ઉઠાડવાનું મને કહી 'વિદાયગીરી લીધી."

આખી ઘટના મારી નજર આગળ તરવા લાગી. નિદ્રિતાવસ્થામાં જ એક સ્વપ્નની માફક એક મોટું જોખમ ભરેલું કામ મેં પાર પાડ્યું છે, એનો વિચાર કરતાં મને રોમાંચ થઇ આવ્યા! આવો બનાવ મારી આખી જીંદગીમાં કોઇ વખત બન્યો નહોતો, કેટલું ભયંકર સાહસ? પરમાત્માની કોઇ મહત્ કૃપાથી શોભનાને સારૂં થવા માંડયું છે, નહીં તો અર્ધ અનિદ્રાવાળી સ્થિતિમાં કાંઇનું કાંઇ થયું ગયું હોત તો કેટલી આફત મને તથા મારા મિત્રને ભોગવવી પડત! હૃદય પૂર્વક પરમાત્માને પ્રણામ કર્યા, અને બની શકે તેટલા સ્વાભાવિક સ્વરથી કહ્યું—"હા, હવે બધું સમજાય છે. કઠિન પરિશ્રમ કરવાથી બહુ ગાઢ નિદ્રા આવી ગયેલી તેથી શરીરમાં અને મનમાં જડતા-સુસ્તી આવી ગઇ હશે, એને લઇને ગઈ રાત્રીનો બનાવ યાદ કરતા વાર લાગી."

રોગીની પથારી પાસે જવાથી જણાયું કે શોભનાની તબીયત સુધરવા લાગી છે. કોઈ જાતની ઘેલછા કે મૂર્છા જેવું જણાતું નહોતું. નિદ્રા પણ સારી રીતે આવી ગઇ છે. નાડીપરીક્ષા કરવાથી કાંઈક ક્ષીણ પણ સ્વાભાવિક વેગવાળી જણાઈ. મેં સતીશબાબૂ તરફ નજર કરી કહ્યું—"રોગીનું સર્વ દુઃખ દૂર થયું છે. હવે તે સંપૂર્ણ નીરોગી થઇ જવી જોઇએ."

અમારી આટલી વાતચીતમાં અશોકની નિદ્રા ઉડી ગઈ. તે કાંઇ પણ બોલ્યા-ચાલ્યા વિના અમારી પાસે આવીને ઉભો રહ્યો. શોભનાના મસ્તક ઉપર જે પાટા બાંધવામા આવ્યા હતા. તે ઉપરથી ઘણું કરીને અમારી હીલચાલ તે સમજી ગયો હશે. એટલામાં શોભનાએ પણ આંખો ઉઘાડી. અને અશોકને પાસે ઉભેલો જોઇ લજ્જાથી માથા ઉપરનું વસ્ત્ર ખેંચી લાજ કાઢવાનો પ્રયત્ન કર્યો, મેં કહ્યું—"રહેવા દો, રહેવા દો. કાંઇ ગભરાવાનું કે શ-

રમાવા જેવું નથી. હજી શરીરમાં બહુ દુર્બળતા છે.”

અશોક મને ભેટી પડયો અને ગદ્‌ગદ્ કંઠે કહ્યું—“ભાઈ, કેવા શબ્દોથી તમારો ઉપકાર માનું તે હું સમજી શકતો નથી. ખરેખર અત્યાર સુધી મને કાંઇ ભાન નહોતું તેથી શોભનાનું હિતાહિત શેમાં રહેલું હતું તે સમજી શકયો નહોતો. તમે જ શોભનાના પ્રાણદાતા છો.”

હું શું ઉત્તર આપું? ખરી વાત શું હતી તે મેં અશોકને છેલ્લી ઘડી સુધી જણાવી નહીં, એટલુંજ નહીં પણ મેં મારી પોતાની સ્ત્રી સિવાય બીજા કોઈને એ વિષે વાત કરી નથી. જો ઊંઘમાં થયેલા વાઢકાપની વાત બહાર આવે તો મારા હાલ હવાલ જ થાય, એમાં નવાઇ જેવું પણ શું છે? નિદ્રિતાવસ્થામાં એક સ્વપ્નાની માફક જે ડાકટર અસ્ત્રપ્રયોગ કરે તેનો વિશ્વાસ પણ લોકો કેમ કરે? અને તેને બોલાવા પણ કોણ જાય? ઉપરની ઘટના બની ગયા પછી એટલું તો ચોક્કસ કર્યું કે હજારો રૂપીયા મળે તો પણ કોઈ દર્દીને ત્યાં રાત્રે સૂઇ તો ન જ રહેવું. મારા મિત્રો મારા આ નિશ્ચયને સાંભળી બહુ ચર્ચા કરતાં, પણ મારે કેવા વિચિત્ર સંયોગોમાં એ નિશ્ચય કરવો પડયો છે, તેની તેમને ખબર ક્યાંથી હોય?

આજે હવે હું વૃદ્ધ થયો છું અને દર્દીઓની દવા તથા સારવાર કરવાનું માંડી વાળ્યું છે, તેથી નિઃસંકોચપણે આ ઘટના સર્વ સાધારણ પાસે ખુલ્લી મુકી શકયો.

## સહિષ્ણુતા.

આ એક સર્વમાન્ય સિદ્ધાંત છે કે અંતઃકરણની વિકારયુક્ત અવસ્થા ન્યાય બુદ્ધિને વિકૃત કરે છે. છતાં ભાગ્યેજ આપણે કોઇવાર એવી આત્મપૃચ્છા કરીએ છીએ કે આપણા રાગદ્વેષ આપણા કાર્યમાં કેટલો બધો ફાળો આપે છે? સહુકોઇ બુદ્ધિના વકીલભાવનેતો ધિક્કારે છે, છતાં આપણી લગભગ બધી જ પ્રવૃત્તિમાં એનો જ મોટો અંશ હોય છે. અન્યની કૃતીનું જ્યારે આપણે નિષ્પક્ષપાતપણે અવલોકન કરીએ છીએ ત્યારે જોઇ શકીએ છીએ કે તેમના રાગદ્વેષ—ટેવબળ—સ્વાર્થ અને દુરાગ્રહ વડેજ તેમની ઘણી ખરી સંભાવનાઓ ઘડાએલી હોય છે, અને તેમની પ્રકૃતિનું નિયામકપણું પણ તે જ હોય છે. પરંતુ આપણે પોતે કેટલા અંશે એ જ દોર્બલ્યને આધીન છીએ અથવા આપણી સંભાવનાઓની રચનામાં તેવી વીવેકાંધતાનું કેટલું પ્રમાણ છે એ જોવાનું આપણે ભુલી જઇએ છીએ. આપણી માનસિક—વાચિક—અને કાયિક— પ્રવૃત્તિનું સૂક્ષ્મ અવલોકન કરવાથી તુર્ત્તજ જણાઇ આવશે કે પ્રત્યેક ક્ષણે આપણે માત્ર લાગણીના બળથી જ દોરાતા હઇએ છીએ. જેમ પુત્રની ખામીઓ હેતાળ માતાના જોવામાં આવતી નથી, કેમકે ત્યાં તેનો સ્નેહયુક્ત પક્ષપાત હોય છે, તેમ મનુષ્યને સ્વભાવથી જ પોતાના અભિપ્રાય—પોતાના રાગદ્વેષ બહુ પ્રિય

હોવાથી ત્યાં તેમને એક પ્રકારનો તેવોજ સ્નેહયુક્ત પક્ષપાત બંધાઈ જાય છે. અને તેથી તેના મતમાં જે વૈકલ્ય અથવા ખામી હોય છે તેને તે જોઇ શકતો નથી પોતાના વિકાર ઉપર મનુષ્યને સ્વામીત્વની—મારાપણાની ભાવના બંધાઇ જાય છે. એક ગ્રંથ લેખક તેના પોતાના ગ્રંથની ખામીઓ જોઈ શકતો નથી કેમકે તેમાં તેણે માત્ર પોતાના પ્રિય બાળક જેવી પ્રિય ભાવનાઓનો સંગ્રહ કર્યો હોય છે. પણ ઘણા કાળ પછી—પોતે તે ગ્રંથ લખ્યો છે એની લગભગ વિસ્મૃતી થયા પછી—જો તે એ ગ્રંથને તટસ્થ વૃત્તિથી અવલોકે તો તેને ત્યાં અનેક અપૂર્ણતાઓનું ભાન થયા વિના રહે નહીં. જે જીવનભાવના પૂર્વકાળમાં તેને જ્યાં સંપૂર્ણતાનું દર્શન કરાવતી તે જીવન ભાવના હવે બદલાવાથી ત્યાં તે અપૂર્ણતા જુએ છે. તેજ પ્રકારે એક ચિત્રકારનો પણ જ્યારે તેની કૃતી પ્રત્યેનો તેનો પક્ષપાત ભર્યો ઉન્માદ ઠંડો પડે છે ત્યારેજ તે તેની ખામીઓ જોઈ શકે છે. જ્યારે આપણે પ્રવૃત્તિના આવેગમાં હોઈએ છીએ, ત્યારે તેના અંતિમ પરિણામનો ફળ—વીવેક બહુધા થઈ શકતો નથી. માત્ર પશ્ચાત્ કાળમાં જ આપણી પૂર્વની કૃતી સંબંધે તત્ત્વચિંતન થઇ શકે છે. આપણા પૂર્વજો જે સામાજીક કે રાજકીય બંધારણ તળે ઉછર્યા હતા તે બંધારણના ગુણદોષનો વીવેક જેવો આપણે અત્યારે કરી શકીએ તેવો તેમનાથી તે કાળે ન બની શકયો હોય તો તે સંભવિત છે. તેમણે ઘણુંક સદાગ્રહની અવગણના કરી દુરાગ્રહ પ્રત્યે રૂચી દર્શાવી હતી, એમ કેટલીક વખત આપણને જણાઇ આવે છે. પણ શું કરવાથી તેઓ વધારે ઉત્તમ પરિણામ મેળવી શકયા હોત એનો સુંદર નિર્ણય જેવો અત્યારે આપણે કરી શકીએ તેવો તે કાળે બની શકે નહીં. ટેવબળ—સંસ્કાર—કેળવણી—અને હૃદયમાં દૃઢ બંધાઇ ગયેલી વાસનાઓ એ એક એવું અરૂપી અને તેટલા જ માટે સખત બંધન છે કે તેનાથી મુકત થવું એ અશકય નહીં, તો દુઃશકય તો છે જ. અને તેથી એક વ્યકિત--સમાજ—અથવા પ્રજા પોતાના સ્વરૂપ—કૃતી કિંવા અભિપ્રાયને યથાર્થ રૂપમાં જોઇ શકે એ વાત ઇતિહાસના તત્ત્વચિંતકોને એટલી અશકય લાગે છે કે તેમણે એવો સિદ્ધાંત કર્યો છે કે કોઇ યુગ પોતાનો ઈતિહાસ લખી શકે જ નહીં. ( No age can write its own history.

કર્તવ્યની યોગ્યાયોગ્યતાનો વીવેક આ સુધરેલા વિચારપ્રધાન યુગમાં પણ એજ ચિત્ત વિકારને આધીન છે, એ વાત ડાહ્યા માણસોએ ભુલવા જેવી નથી. જેમ ભૃતકાળમાં તેમ વર્તમાનકાળમાં પણ જીવન ભાવના ઉપર વીવેકહીન અભિપ્રાયનો રંગ લાગેલો હોયજ છે. રાગદ્વેષને બાજુએ રાખીને જે નિર્ણય આપણે યથાયોગ્ય કરેલો માનીએ છીએ તે પણ ન્યૂનાધીક અંશે, સાયોગિક બળ અને આપણા દૃઢ સંસ્કાર વડે પોષાએલો હોય છે જ. આપણે કબુલ કરવું જોઈએ કે અમુક મતને આપણે અત્યંત દૃઢતાથી વળગી રહીએ, અને અમુકને તેટલા જ તિરસ્કારથી ધિક્કારીએ તે કાંઇ તે તે મતના ખરાપણા અથવા ખોટાપણાનું સાચુ પ્રમાણ નથી. તેજ પ્રમાણે એક સમુદાય, પ્રજા અથવા

આખું વિશ્વ અમુક ભાવ પ્રત્યે પોતાની રૂચી બતાવે તે વાજબી છે, અને અરૂચી બતાવે તેથી તે ગેરવાજબી છે એવું નિરપેક્ષ ધોરણ સ્થાપિત થતું નથી. કેમકે રાગદ્વેષમાંથી ઉપસ્થિત થતા દૌર્બલ્યને, મનુષ્ય તે પોતાને ગમે તેવો ન્યાય બુદ્ધિયુક્ત માને તો પણ નિત્ય આધીન જ છે. અને તેથી એક મનુષ્યે અન્ય મનુષ્યની, એક મતાવલંબી સમાજે અન્ય મતાવલંબી સમાજની, એક પ્રજાએ અન્ય પ્રજાની, ખામીઓ ભણી હૃદય-ઔદાર્ય બતાવવાની જરૂર છે મનુષ્ય જ્યાં સુધી મનુષ્ય છે, ત્યાં સુધી તેનાં સ્વભાવનું દૌર્બલ્ય પણ સહચારીજ છે. અને તે દૌર્બલ્યથી પ્રકટતી ખામીને જેઓ ક્ષમા આપી શકતા નથી, તેમનું વર્ત્તન પણ તેટલું જ ખામીવાળું છે. અક્ષમા એ પણ વસ્તુસ્થિતિના અજ્ઞાનમાંથી ઉદ્ભવે છે. મારા અત્યારના રાગદ્વેષના સંયોગોમાંથી જે કૃતી ઉદ્ભવવા યોગ્ય છે, તે સિવાય અન્ય કૃતીની આશા રાખવી એ વસ્તુસ્થિતિનું અજ્ઞાન છે, અને તે કૃતીને જે માફી આપી શકતો નથી, તે પણ જો મારા જેવા સંયોગોમાં હોત-મારા આત્મા ઉપરના આવરણનું ખોખું તેના આત્મા ઉપર હોત તો-તે પણ તેવીજ કૃતી કરત. અક્ષમાશીલ હૃદય સામા મનુષ્યના સંયોગોમાં સમભાવ અથવા તદ્રુપાનુભવ દાખવી શકતો નથી. જે કારણ દ્રવ્યમાંથી જે કાર્યરૂપ કૃતી ઉદ્ભવવી યોગ્ય છે, તેમાંથી તેજ ઉદ્ભવે છે એમ જોવું તે ભૂલી જાય છે.

જે કૃત્યને આપણે ખામીવાળું અથવા ભૂલ ભરેલું લેખીએ છીએ તે ઘણીવાર તેવું હોતું નથી. જ્ઞાનીઓનો એવો નિશ્ચય છે કે આ વિશ્વમાં જે કાંઇ થાય છે, તે થવા યોગ્ય છે માટેજ થાય છે. પ્રત્યેક મનુષ્ય પોતપોતાના રાગ-દ્વેષના ધોરણ પ્રમાણે ત્યાં શુભાશુભતા જુવે છે. પણ તેનું ધોરણ એ કાંઇ નિરપેક્ષ અથવા સંપૂર્ણ ધોરણ છે, એમ માની લેવું તે યોગ્ય નથી. અક્ષમા અને અનુદારતા પણ એ ભૂલમાંથીજ ઉદ્ભવે છે. કોઇ ઘટના વિશેષમાં જ્યારે આપણે અઘટિતપણું કે અયોગ્યપણું જોઇએ છીએ, ત્યારે વસ્તુતઃ ઘણી વખત તેથી ઉલટુંજ હોય છે. પોતાના ચિત્ત વિકારને અનુકૂળજ સહુ કાંઈ બની આવે અને વિશ્વ વ્યવસ્થાનું યંત્ર આપણા ધારેલા ધોરણ પ્રમાણે ચાલવા મંડી જાય, એમ ઇચ્છવામાં તે આખા વિશ્વ કરતાં પોતાની કીંમત વધારે આંકે છે, અને પોતાના વ્યકિતગત સ્વાર્થને આખા વિશ્વના સ્વાર્થ કરતાં વધારે પ્રધાનતા આપે છે.

સહનશીલ અને ક્ષમાશીલ હૃદય "આમ શામાટે થયું?" એવો પોકાર કદી કરતું નથી. તે જોઇ શકે છે કે જેમાંથી તે થયું તેમાંથી બીજું થવા યોગ્ય નહોતું તેટલા માટેજ તે થયું!

સુશીલ

# ધ્યાનનો વિધિ.

૧ બને ત્યાં સુધી એવા નિવૃત્તિવાળા સ્થળે જાઓ કે જ્યાં વિક્ષેપના સંભવથી તમો મુક્ત રહી શકો, અને જ્યાં તમને ડખલ કરવા માટે કોઇ મનુષ્યને આવવાનું પ્રયોજન ન હોય.

૨ સુખેથી લાંબો કાળ રહી શકાય તેવા આસને બેસો. પરંતુ ગરદન, છાતી અને માથુ એ ત્રણે અંગો એક સીધી લીટીમાં રાખવાનું ચૂકશો નહીં. શરીરનો આખો ભાર પાંસળીઓ ઉપર રહેવા દો. પદ્માસન અથવા સિદ્ધાસન એ બે આસનો ધ્યાનની સિદ્ધિ માટે અનુભવી મહાજનોએ બહુ ઉપયોગી ગણ્યા છે, તેથી તે બેમાંથી ગમે તે એક પસંદ કરી તે પ્રમાણે તમારા શરીરને ગોઠવો.

૩ ઓરડામાં અંધારૂં રાખો, રાત્રીનો સમય હોય તો દીવો હોલવી નાખો, અને દીવસનો સમય હોય તો ઓરડાના દ્વાર બંધ કરી દો. રાત્રીનો સમય એ ચિતસ્થૈર્ય માટે સવિશેષ અનુકુળ છે. સંયમબળના અપેક્ષકે જે કાળે ભૂત માત્ર નિદ્રામાં સ્તબ્ધીભાવને પામ્યા હોય તે વખતે જાગૃત રહી સંયમકાર્યની સિદ્ધી અર્થે ઉદ્યોગ કરવો જોઇએ. દિવસના સમયમાં વિક્ષેપના નિમિતોનું બહુલપણું રહેતું હોવાથી ચિત્તને એક કેન્દ્રમાં લાવવા બહુ આયાસ વેઠવો પડે છે. રાત્રીના સમયે તે સહજ થય છે.

૪ હવે તમારા ચક્ષુઓ બંધ કરો અને નેત્ર પિંડ ( eye ball ) નું વલણુ સહજ ભ્રકુટિ તરફ રાખો, પણ બળ કરીને તે બાજુ ખેંચવાનું નથી. માત્ર તે તરફ સહજ ઝોક રાખવાનો છે. આખા શરીરને શિથિલ કરી નાખો. એક પણ તંતુ અથવા અવયવને તંગ રહેવા ન દેશો. તદ્દન ઢીલું—ચીંથરા જેવું જાણે શરીર છેજ નહીં એવું ભાન રહે તેટલી હદે—વિશ્રાંત અને નરમ કરી દો. દિર્ઘ, ધીરા અને લય બંધ ( *rhythmical* ) થોડા શ્વાસ પ્રશ્વાસ કરવાથી ઉપર જણાવી તેવી શરીરની શિથિલ અવસ્થા સહજ થઇ શકશે.

૫ બસ. આ સ્થિતિમાં હવે થોડો કાળ શાંતિ પૂર્વક બેસી રહો. ચુપચુપ બેઠા શિવાય જાણે બીજું કશુંજ કરવાનું નથી, તેમ ધૈર્યથી થોડો કાળ શાંતિથી વિતાવો. “હું અમુક કરવા માટે પ્રયત્નશીલ થયો છું, અથવા મનને વશીભૂત કરવાનો ઉદ્યોગ કરવા બેઠો છું” એવા ઘોડા ગંઠવાની ભાંજગડમાં ન પડતા સ્વસ્થ અને વેગ રહિત ચિત્તથી બેસી રહો. પ્રયત્નનું ભાન જાગૃત રહેવાથી ઉલટું મન વધારે તંગ, જલદ અને વેગવાન બને છે.

૬ શરૂઆતમાં મન જ્યાં દોડે ત્યાં દોડવા દો. પરંતુ તમે જાતે જોયાજ કરો. તમારે મનના પ્રત્યેક હીલોળાની સાથે સાથે દોડવાનું નથી. એક પ્રેક્ષકને શોભે એવી તટસ્થતા ધારણ કરી લ્યો. જેમ સરતના ઘોડાની સાથે પ્રેક્ષકો પણ દોડતા નથી, તેમ મનના હજારો તરંગરૂપી તુરંગો સાથે તમારે પણ દોટ મુકવાની જરૂર નથી. એકની પછવાડે બીજો, બીજાની પાછળ ત્રીજો એમ કેટલા નિરવધી વિચારો

એક બીજાના અનુસંધાનમાં ઉઠયા કરે છે તે તમે ઉદાસીનપણે, અલિપ્તપણે અવલોકયા કરો. એ વિચારો રૂપી સત્વોનું મહાન સરઘસ તમારી માનસ ચક્ષુઓ તબેથી પસાર થતું અનુભવાશે. તમે થંડા કલેજે તે જુદા રહીને જોયા કરો. તટસ્થ દ્રષ્ટાનું જે પદ તમે ધારણ કર્યું છે, તેને અંગે રહેલી ફરજ પડતી મુકી કોઇ લલચાવનારા અને મોહક વિચારની પાછળ ધસડાશો નહીં. તે સાથે એ પણ સ્મૃતિમાં રાખજો કે વિચારોના ઉઠતા મોજાઓને દાબવાનો કે રોકવાનો પણ પ્રયત્ન કરશો નહીં. મન એવું ચંચળ છે કે તેને રોધવાનો પ્રયત્ન કરવા જતાં ઉલટું તે વધારે ચંચળ થાય છે. હવા જેમ મુઠીમાં રહેતી નથી, તેમ મન બળ પૂર્વક દબાયું રહેતું નથી. મનને વશ કરવાના પ્રયત્ન સંબંધેની શ્રીમાન આનંદઘનજી "જયમ જયમ જતન કરીને રાખું ત્યમ ત્યમ અળગું ભાગે" ની ફરીયાદ આપણને એજ શિક્ષણ આપતી ગઇ છે કે ગમે તેવી સાવચેતી અને બળાત્કાર વાપરવા છતાં તે એક ચોકસ દીશામાં નહીં તો બીજી હજારો દીશામાં ફાટી નીકળે છે. એક વિચારને રોકવા દોડશો કે તુરતજ, તમો એક વિચાર સંબંધે રોકએલા છો તેનો લાગ શોધી બીજા હજારો હજારો તરંગો, લાલસાઓ, અને ઇચ્છાઓ દોડા દોડ કરી મુકવાના.

તમે રહ્યા એકલા. ઇચ્છાઓ રહી અનંત. તમે કેટલાને પોંચી વળશો? માટે બહેતર એ છે કે તમો પાછળ દોડીને પકડી લાવવાના પ્રયત્નમાં શકિતનો વ્યય ન કરતા દ્રષ્ટાનું, તટસ્થ પ્રેક્ષકનું પદ ધારણ કરી લ્યો, અને મનને તેની હજારો દીશામાં દોડી વળવાની વૃત્તિ સંતુષ્ટ કરવા દ્યો. જ્યારે તમે તેમાં શામીલ થવાની ના પાડશો ત્યારે તેની ઉડવાની પાંખો બળહીન થઇ જશે. તમે તેના કામમાં ભળો છો ત્યારે જ મનનું બળ ફાવે છે. અને તમને ગમે ત્યાં ધસડતું લઇ ચાલે છે. પણ જ્યારે તેને મરજી મુજબ દોડવાની રજા આપી તમે તો શાંતિ પૂર્વક જોયા જ કરો છો ત્યારે થોડા વખતમાં તે રખડવાનું કામ મુકી દઇ તમારી આજ્ઞાને યાચતું તમારી પાસે ખડુ થાય છે, અને કાંઇ પણ ફરમાન ઉઠાવવા તમારી હજુરમાં હાજર રહે છે.

૭ આ પ્રમાણે જ્યારે મન થંડુ પડેલું જણાય અને તેની સ્વચ્છંદી દોડ સારી રીતે ન્યુન થયેલી અનુભવાય ત્યારે તમે તમારા મનથી તમારા શરીરને અલગ થયેલું કલ્પો. શરીરથી હું જુદો છું—તે ફક્ત મારા માટે એક સ્થૂલ હથીઆરનું કામ બજાવનાર છે, એવું મનોમય અનુભવો, હાડકાં, ચામડી, લોહી, મળ વિગેરે પુદ્ગળની કોથળીથી તમે સંપૂર્ણ સ્વતંત્ર અને તેનાથી તમે તદ્દન જુદા જ રહેનાર છો એવું વિચારો. તમે જાણે તેમાંથી બહાર નીકળી જઇ તમારા પૂર્વના વેષ્ટનને નિહાળતા હો એમ જુઓ.

૮ ક્ષુધા, પિપાસા, સ્પર્શ વડે થતી સુખદ અથવા દુઃખદ લાગણીઓ, શરીર સંબંધી ઇન્દ્રીય વિકારો અને તેવાજ બીજા લૌકિક અનુભવો એ તમે અથવા તમારામાં નથી, પરંતુ વિકાસક્રમની આટલી હદે આવતા સુધીમાં માત્ર વચમાં પ્રાપ્ત થતા ઉપકરણો હતા, અને હવે આત્મીક ઉત્ક્રાન્તિના શિખરે

જવા માટે તે તદ્દન છોડી દેવા યોગ્ય છે, એમ વિચારો. તમે હવે એવી સ્થિતિમાં પ્રવેશ કરવાના છો કે જ્યાં જીવન નિભાવવા માટે આહારની જરૂર નથી.

૯ ત્યારપછી ક્રોધ, ભય, લોભ, મમતા, વિષય, મોહ વિગેરે કષાયથી તમે ભિન્ન છો એવું જુઓ. તેવી વૃત્તિઓના સમુહથી તમે જુદા થયા છો એમ દૃઢપણે માનો અને તેની પ્રત્યેક વૃત્તિ કેવી રીતે ક્યાંથી ઉદ્ભવે છે, કેટલોકાળ કયા નિમિત્તથી રહે છે અને છેવટે ક્યાં લય પામે છે તેનું પ્રથક્કરણ કરો. તેના ઉત્પત્તિ અને લયનું નિદાન સમજ્યા પછી આવી વૃત્તિઓથી તમને પૂર્વમાં જે કષ્ટ ભોગવવું પડ્યું હશે, અને તેને ખરી માની તેની સાથે તમારા એકપણાનો ભાસ કલ્પ્યો હશે તે વિષેનું તમારૂ અજ્ઞાન તમને સ્પષ્ટ થશે.

૧૦ તે સાથે એટલુ સ્મૃતિમાં રાખવાનું છે કે તમારે તમારી બધી લાગણીઓને ગુંગળાવી દાબી દેવાની નથી. તેમ થવાથી તો ઉલટો મનુષ્ય તદ્દન સુકો, શૂન્ય, હૃદયહિન અને જડવત્ બની જાય છે. જે કાંઈ કરવાનું છે. તે એટલુંજ છે કે તમારે કષાયોની ગુલામગીરીમાંથી મુકત થઈ તેના સ્વામી બનવાનું છે. જ્યારે જ્યારે તેવા મનોવિકૃતિના નિમિત્તો આવી પડે ત્યારે તમારે તેનાથી અસ્પૃષ્ટ રહેવાનું છે. તમારા મનના બંધારણને સ્થૂલમાંથી ધીરે ધીરે સૂક્ષ્મમાં આણવાનું છે. અને પ્રત્યેક હલકી વૃત્તિને વધારે ને વધારે ઉન્નત, જનહિતકર અને પ્રશસ્ત બનાવવાની છે. આપણી મધ્યમાં અત્યારે ધર્મના નામે જે પ્રવૃત્તિ ચાલી રહી છે, તેમાં બહુધા પ્રત્યેક વૃત્તિને દબાવી અને કચરી નાખવાનું વલણ જોવામાં આવે છે. પરિણામ એ આવ્યું છે કે આપણે તદ્દન લાગણીહિન, હૃદયહિન, નિર્બળ અને કોઈપણ ઉચ્ચ હેતુ સિદ્ધ કરવા માટે જે હૃદયયોગ આવશ્યક છે તે વિનાના થઇ પડ્યા છીએ. લાગણી એ મનુષ્ય જીવનનું મોટામાં મોટુ પ્રેરક બળ (Motive Power) છે. અને અત્યારે લોકો સમજ્યા વિના તેનોજ નાશ કરી ઉચ્ચ ફળ મેળવવા મથી રહયા છે. પરંતુ લાગણીઓને શૂન્ય કરી મુકવાથી ઉલટો આપણો વિનાશ થાય છે. આપણે પ્રતાપહિન, ઓજસરહિત,મુડદાલ અને છેક શૌર્યહિન બની ગયા છીએ. તેથી બળાત્કારથી વૃત્તિને દબાવવાનો પ્રયત્ન ન કરતાં તેને ઉત્તમ માર્ગે વાળવાનો પ્રયત્ન કરો, અને જ્યારે તમારી ઇચ્છા ન હોય ત્યારે તે તમારી શાંતિમાં ક્ષોભ ન કરે તેવું તેના ઉપર તમારૂં સ્વામીત્વ સિદ્ધ કરો. જ્યારે આત્માનો અધિકાર તે વૃત્તિઓ ઉપર જામે છે, ત્યારે ઉલટી તે આત્માની ઉન્નતિમાં સહાયક બને છે. તેની સહાય વિના આત્માની પ્રગતિ તદ્દન અટકીજ પડે છે, કેમકે આ કાળે આત્મા જે વિર્ય સ્ફુરાવી શકે છે તે માત્ર તેના સ્થૂળ સૂક્ષ્મ કરણો દ્વારાજ છે. અને તે કરણોને જ્યારે દબાવી કચરીને બળહિન બનાવવામાં આવે છે ત્યારે ખરી રીતે આત્મા પોતેજ બળહિન બને છે. આ યુગનો એક મહાયોગી ખરૂજ લખે છે કેઃ—"Remember, you are not advised to kill out your feelings and dry up into a feelingless being. No. Only realize that you are above them and

then you can easily go untouched by the grosser emotions and realize the finer and loftier ones.

અર્થાત:—સ્મૃતિમાં રાખો કે તમારી લાગણીઓને મારી નાખી એક શુષ્ક હૃદયહિન પ્રાણી થવાની સલાહ તમોને હું આપતો નથી. નહીજ. માટે એટલુજ સિદ્ધ કરો કે તમે તેના ઉપર તમારૂં સ્વામીત્વ સ્થાપ્યું છે, અને તેમ થયે તમે તમારી સ્થૂળ ભાવનાઓથી મુક્ત રહી શકશો અને સૂક્ષ્મ અને ઉન્નત ભાવનાઓને સિદ્ધ કરી શકશો."

એકે મનોવિકાર નિરૂપયોગી નથી, તે બધાજ આત્માના સામર્થ્યના આવિષ્કારો છે. માટે તેને યોગ્ય માર્ગમાં નિયુક્ત કરી તેની પાસેથી કામ લેવાનું છે. તેનું બળ અત્યારે જે તમને ઘસડતું લઇ ચાલે છે તેને બદલે તમો એને વશ વર્તાવી તમારી ઈચ્છાનુસાર યોજતા શીખો. પછી તે અત્યારે કરે છે તેમ તમને ત્રાસ આપતું બંધ થઇ તમારા સેવકનું કાર્ય કરશે.

(૧૦) આ પ્રમાણે તમારા હૃદયના ધર્મ ઉપર તમારો અધિકાર સિદ્ધ થયો છે એમ જુઓ. તે પછી તમારા બુદ્ધિના ધર્મોથી તમારૂં ભિન્નત્વ અનુભવો. હાલનું માનસશાસ્ત્ર (psychology) જોવાની તક તમને કદી મળી હશે તો તમો જોઇ શકયા હશો કે તે બુદ્ધિના તમારા ધર્મોનું બારીક અવલોકન કરી તેનું પ્રથક્કરણ કરી શકે છે, અને તેના જટીલ કાર્યક્રમને જુદુ પાડી તે પ્રત્યેકને ભિન્ન ભિન્ન જોઈ શકે છે. તમે પણ તે બુદ્ધિના ધર્મોને તમારાથી જુદા અનુભવો. અનુભવથી તમને માલુમ પડશે કે ગમે તેવા એકાગ્ર વિચારના કાળે પણ તમારૂં સ્વત્વ એ વિચારથી ભિન્ન રહી શકે છે. અને તે વિચારોની ચેષ્ટાને તમે તમારાથી અલગ જોઈ શકો છો. આપણા શાસ્ત્રકારો તેજ કારણથી મનને જડ કહે છે. અનુભવ તમે તેને તેવું જોતા શીખી તમારૂં સ્વત્વ તેનાથી જુદુ સિદ્ધ કરો. તેમ થયેથી વિચારો ઉપર પણ તમારો અધિકાર વિસ્તરતો જશે અને ધારશો ત્યારે તેને એક કેન્દ્રમાં લાવી ઇચ્છા પ્રમાણે વર્તાવી શકશો.

(૧૧) તેમ થયા પછી ધ્યાવોકે તમો દેહ, ઇન્દ્રીયો, હૃદય અને બુદ્ધિના ધર્મોથી ઉપરિ સ્થાનમાં વિરાજો છો. તે પ્રત્યેક તમારેજ વશ વર્તનારા સેવકો છે. તમે અમર, અભેદ્ય, અને દિવ્ય સ્વરૂપી છો. પછી આંતર અને બાહ્ય બધા વિષયો અટકાવી, મનોમયરિ તે કહો કે "માત્ર હું છું." "હું" પણાની ભાવના ઉપર દ્રઢ પણે સ્થિર રહો. "હું" એ શુદ્ધ આત્મસ્વરૂપની બોધક સંજ્ઞા છે, એમ માનો. કેમકે દેહાદિકમાંથી તો તમે તમારૂં સ્વત્ત્વ કયારનું એ ઉઠાવી લીધું છે. તેથી એટલુંજ કહો કે "હું છું." આથી તમારી સમગ્ર શકિતઓ અંતરમાં કેન્દ્ર ભુત થશે અને જેમ જેમ એ "હું છુ" ના વિચારમાં વિશેષ વિશેષ મક્કમ થતા જશો તેમ તેમ તમારા અંતરમાંથી નવિન જ્યોતિ પ્રગટતી જશે. તમે જાણે પરમ આત્મ શકિતના નિરવધિ સમુદ્રમાં નિમજ્જન કરતા હો એવું ભાન અનુભવશો. અને વિસ્મયકારક સામર્થ્યો, જેમ જેમ એ ધ્યાન સિદ્ધ થતું જશે, તેમ તેમ અનુભવાતા જશે. તમારૂં સમગ્ર જીવન ફરી જશે. તમારી અત્યારની બળહિન શકિતઓ સ-

તેજ થશે, બુદ્ધિ પાણીદાર અને તેજસ્વી થશે, શરીરમાં પણ લઘુતા અને કાંતિ આવશે; અને સૂક્ષ્મ ભૂમિકાઓ ઉપરનું જ્ઞાન વિકાશ પામતું જશે. તે જ્ઞાનને તમે ઉપયોગ સહિત પણે (conscious) કામે લગાડી શકશો. ટુંકામાં તમે મનુષ્ય મટી દેવ થશો. શાસ્ત્રકારોએ ધ્યાનની જેજે પ્રશંસા કરી છે તે મિથ્યા નથી પણ સત્ય છે, એમ તમે અપરોક્ષ પણે જોઇ શકશો.

(૧૨) વાતોમાં વખત નહિ ગાળતા પ્રયત્ન કરો. વાતોથીજ આપણું સત્યાનાશ જવા બેઠું છે. અત્યારે હજારો ગજ ભર્યા છતાં તસુપણ વેતરવાનું કોઇને સુઝતું નથી. તમો એવા પ્રમાદી જમાનાથી અપવાદ રૂપ બનો અને તમારૂ સ્વરૂપ પ્રસિદ્ધ કરવાના આ સરળ અને સ્પષ્ટ માર્ગને અનુસરો.

# વિમલાનંદ.

## (૨)

હવે સ્ટીમર ઉપડવાની તૈયારીમાં છે. થોડીજ મીનીટો બાકી હશે. એટલામાં કોલેજસ્કવેરના પેલા ઓળખીતા પોસ્ટમાસ્તરને પોતાની સ્ટીમર તરફ આવતો વિમલાનંદે જોયો. પોસ્ટમાસ્તર, વિમલાનંદને રામસદનબાબૂના એક જમાઈ તરીકે સારી રીતે પીછાનતો હતો, અને તે આજે સીવીલ સર્વીસની પરીક્ષામાં બેસવા ઈંગ્લાંડ રવાના થાય છે તે પણ જાણતો હતો. આજે સવારે જ વિમલાનંદના નામનો એક તાર પોસ્ટમાસ્તરના ઠેકાણાથી ઑફીસમાં આવ્યો હતો. વિમલાનંદને બદલે જો બીજા કોઇનો તાર હોત તો તે તારનો કોઈ ભાવ પણ પૂછત નહીં, પણ રામસદનબાબૂના જમાઇનો તાર એક ઘડી જેટલો વિલંબ પણ સહન કેમ કરી શકે ? વળી તે સીવીલ સર્વીસની પરીક્ષા આપવા જાય છે, અને જો તે પાસ થઇ આવે તો, નજીવા ઉપકારનો ભારે બદલો મળ્યા વિના કેમ રહે ? એવા વિચારથી પોસ્ટ માસ્તર આજે પોતે વિમલને તાર આપવા નોકામાં રવાના થયા હતા. માસ્તરે તાર વિમલના હાથમાં મૂક્યો. વિમલે માસ્તરને ધન્યવાદ આપી રવાના કર્યા. સ્ટીમર પણ ઉપડી. વિમલાનંદે તારનું કવર ખોલ્યું તે ઉપરથી જણાયું કે તાર કરનાર સુષમા હતી. તારનો ભાવાર્થ એ જ હતો કે—“ હવે મારા છેલ્લા શ્વાસોશ્વાસ ચાલે છે. એકવાર માત્ર દર્શન આપો.”

વિમલનું મસ્તિષ્ક ફરવા લાગ્યું ! સ્ટીમરની રેલીંગને પકડી ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો. નીચે સમુદ્રમાં ઉઠતાં અસંખ્ય જલતરંગોની માફક કેટલાએ વિચારો મનમાં ઘોળાવા લાગ્યા ! એકવાર ઇચ્છા થઇ આવી કે સુષમાને થોડો વખત મળી આવું તો ? પણ તે સમયે સ્ટીમર રવાના થઇ ચૂકી હતી. બહુ દુર જણાતી વૃક્ષઘટા જેમ જેમ નયનથી અદ્રશ્ય થવા લાગી, તેમ તેમ સુષમાની છબી પણ સ્મૃતિમાંથી દુર થવા લાગી. ઉદાસ નેત્રે તેણે એકવાર પુનઃ દિગન્ત તરફ નજર ફેંકી ! પછી સ્તબ્ધપણે જ્યાંસો ત્યાં

જ ઉભો રહ્યો. સ્ટીમર વધુ વેગથી માર્ગ કાપવા લાગી.

સુષમા ક્ષયરોગથી ભયંકર પીડા પામે છે. દીવસે દીવસે અને ક્ષણે ક્ષણે પોતાનાજ અંતરની અગ્નિથી સળગતું તે ચિરદુઃખિની બાળાનું શરીર છેવટની શાંતિ મેળવવા તરફડીયા મારી રહ્યું છે. પતિના અભાવે માતાના ખોળામાં જવાથી સુષમાને શાંતિ મળશે, એવા વિચારથી ગંગાદેવીએ પુત્ર વધુને તેને પીયર મોકલી આપી છે. બિચારી માતા પણ દુખણી કન્યાને આશ્વાસન આપવા રાત–દિવસ અનેક ઉપચારો કર્યા કરે છે, પરંતુ કેમે કરતાં શાંતિ થતી નથી. વિમલાનંદ જે દીવસે વિલાયત માટે રવાના થયો તેજ દીવસ સુષમાના જીવનનો છેલ્લો દીવસ હતો. ગંગાદેવી–સાસુ પુત્રવધુની સારસંભાળ લેવા વખતો વખત અહીં આવી જતી, આજે જેવી ગંગાદેવી આવી કે તુરતજ સુષમાએ પોતાની માતાને કહ્યું–"મા, હવે તે આવશે. મને મારા ઘરે મોકલી દો. મારી સાસુ સાથે હું આજ જઉં તો?" ગંગાદેવીએ આંખમાંના અશ્રુને ખાળી રાખી ઉત્તર આપ્યો "કેમ બાપુ! કયાં જવું છે?"

"એમનો કાગળ આવ્યો છે. મને લખ્યું છે કે–તમે આગળ જાઓ, ઘટતો બંદોબસ્ત કરો, હું થોડા દીવસમાં આવું છું." એટલું કહીને તે હતભાગિની બાળા પોતાના પલંગની નીચે કાંઇક શોધવા લાગી. ગંગાદેવીએ એક વખત વેવાણ તરફ તિવ્ર કટાક્ષભરી નજર ફેંકી અને અત્યંત સ્નેહપૂર્વક, વધુના માથા ઉપર હાથ ફેરવતા ફેરવતા કહ્યું–"શું શોધે છે–માડી!" ક્ષીણ–ભગ્ન કંઠે સુષમાએ કહ્યું–"તેમનો કાગળ." સુષમાની માતાએ એક કાગળ ઉપાડીને કન્યાના હાથમાં મૂકયો, અને પૂછયું–"આ કાગળ કે?" ક્ષીણ અને ધ્રુજતા હાથે કાગળ પકડી, તે તરફ શૂન્ય દ્રષ્ટિથી તાકી રહી અને બોલી–"આજ કાગળ–આમાં જ લખ્યું છે કે તમે આગળથી જાઓ, ત્યાં જઇને બધો બંદોબસ્ત કરો–હું થોડા વખતમાં આવીશ." એટલું કહેતા કહેતામાં તેણીને મૂર્છા આવી ગઇ! માથે અને આંખે હાથ ફેરવતા ગંગાદેવીએ વેવાણને પૂછયું–"આવું કયારથી થાય છે?" વેવાણે કહ્યું કે–"કાલથી જ. હવે મારી છોકરી જીવે એમ લાગતું નથી. અરેરે! આ કયા દુર્દૈવનું ફળ હું ભોગવતી હઇશ?" સુષમા પુનઃ જાગૃત થઇ. અને સચકિત નેત્રે કહ્યું–"મા, તણાઉં છું–તણાઉં છું–મા! અંત સાગરમાં ડૂબુ છું–જો જો મા! સાગર ગર્જે છે, કેટલીક નૌકાઓ અને સ્ટીમરો તણાતી જાય છે! મને કેમ કોઇ ઉપાડી લેતું નથી!" એમ કહેતાં પુનઃ મૂર્છાવશ થઇ. થોડી વારે આંખો ઉઘાડી અને બોલવા લાગી–"મા! મને જરા ખાવાતો આપો? હવે બીજીવાર તમારી પાસે ખાવા માંગવા નહીં આવું. એક વખત ખાઇ લેવા દો." પલંગ નીચે જ દુધનું એક પાત્ર તૈયાર હતું. તેમાંથી થોડું દૂધ લઇ અંદર શુદ્ધ પાણી મેળવી ગંગાદેવીએ અતિ યત્ન પૂર્વક સુષમાના મુખમાં ચમચા વતી નાંખ્યું. બધું દુધતો ઊદરમાં ગયું નહીં, પણ "હાશ" કહી આંખો મીંચી દીધી. શય્યાની એક બાજુએ ગંગાદેવી તથા બીજી બાજુએ સુષમાની માતા નીરવપણે

આંખમાંથી અશ્રુ સારતા બેસી રહ્યા. થોડી વાર પછી સુશ્રમાએ આંખો ઉઘાડી. અને મહા મહેનને તીક્ષ્ણ દ્રષ્ટિથી માતા તથા સાસુ તરફ જોઇ રહી. એ દ્રષ્ટિ જ જાણે પ્રશ્ન પૂછતી હોય કે–"તમે કોણ છો?" થોડી વારે એ નજર બારણા તરફ વળી. તેજ વખતે મેઘથી ઘેરાએલા વાદળમાં વીજળી ચમકે તેમ મૃત્યુની કાલીમાથી અંકિત થયેલા તેણીના મુખ ઉપર એક ક્ષીણ હાસ્યની દીપ્તી છવાઇ! અત્યંત મૃદુ કંઠે તેણીએ કહ્યુ–"તમે આવ્યા કે?" તે પછી એક હાથ છાતી ઉપર મૂકી બોલી–"જુઓ, આ તમારા પત્રો છાતી સરસા ચાંપી સાચવી બેસી રહી છું." એક હાથ અત્યંત કષ્ટ પૂર્વક ઉંચો કરી બોલી–"મને સાથે લઇ જાઓ." પણ તે ધ્રુજતો હાથ પથારી ઉપર પાછો પડયો, અને મુખ ઊપર પુનઃ હાસ્યનું તેજ છવાયું! અંતે એક છેલ્લો શ્વાસ ખેંચ્યો અને સર્વત્ર શાંતિ પથરાઇ. પતિના પત્રોને છાતી ઉપર રાખી ઇષત્ હાસ્યપૂર્વક દુઃખી બાલીકાએ દુઃખમય સંસારમાંથી સદાને માટે વિદાયગીરી લીધી; અને અજાણ્યા દેશમાં અભિનવ–સુખમય સંસારની આશાથી ચાલી નીકળી! વધુના મૃત્યુબાદ ગંગાદેવી પણ દેશમાંથી અન્તર્હિત થઇ ગઇ!

યથાસમયે વિમલાનંદ સીવીલ સર્વીસની પરીક્ષા પસાર કરી દેશમાં પાછો ફર્યો. હિપ્ હિપ્ હુર્રેના અવાજોથી અને રૂમાલો ઉરાડીને નલિની કુમારે તથા તેના બીજા મિત્રોએ વિમલાનંદને મુબારકબાદી આપી. ભાગ્યદેવી જે અત્યાર સુધી વિમલાનંદની રાહ જોતી બેસી રહી હતી, તેણે પણ વિમળને પોતાના ખોળામાં લીધો–અર્થાત્ તેની ઉન્નતિ એટલી બધી ત્વરાથી થવા લાગી કે આખો દેશ તે જોઇને ચકિત થઇ ગયો! વિમલાનંદ અસાધારણ બુદ્ધિબળથી ન્યાયની અદાલતોમાં કામ કરવા લાગ્યો. એક ન્યાયાધીશ તરીકેની તેની કીર્ત્તિ ટુંક મુદ્દતમાંજ એટલી બધી પ્રસરી ગઇ કે લોકો તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકવા લાગ્યા. સારા સારા વકીલો અને બારીસ્ટરો પણ કબુલ કરવા લાગ્યા કે બનાવટી વાતો કે વાગ્જાળથી તે એકાએક ફસાંઇ જાય તેવો નથી. કાયદાની બારીકીઓનો ગુંચ પણ તે એવી ખુબીથી ઉકેલવા લાગ્યો કે ધારાશાસ્ત્રીઓ મ્હોમાં આંગળી નાંખવા લાગ્યા તેની અંતર્ભેદી દૃષ્ટિ એવી તેજસ્વી તેમજ તીક્ષ્ણ હતી કે અસત્ય આડંબર તેની પાસે એક ક્ષણવાર નભી શકતો નહીં. પક્ષપાત રહિત ચુકાદાઓથી, તથા કાયદા–કાનુનના બરાબર પ્રયોગોથી ઠેઠ પ્રીવીકાઉન્સીલ સુધી વિમલાનંદની પ્રશંસા થવા લાગી. વિમલાનંદે એવો નિર્ણય કરી રાખ્યો હતો કે "અમુક કઢંગા સંજોગોમાં મારા પૂર્વના જીવન ઉપર જે કલંક આવવા પામ્યું છે, તે કલંક યોગ્ય કર્ત્તવ્ય પાલન કરીને ભુંસી નાંખીશ." પણ ભૂતકાળના સ્મરણો ભૂલી જવા તે કાંઇ સહજવાત નથી, એમ તે સમજતો નહીં. સ્મૃતિને તો જેમ દબાવીએ તેમ તે બમણા જોરથી બહાર ધસી આવે!

એક વખત એક તરૂણ યુવકને મોટી ઠગાઇ કરવાના આરોપ માટે વિમળાનં-

દની અદાલતમાં ખડો કરવામાં આવ્યો, વિમલાનંદ સેશનમાં ન્યાયાધીશ તરીકે બીરાજ્યો હતો, તપાસની શરૂઆતમાંજ આરોપી યુવકે બે હાથ જોડીને પોતાનો દોષ સ્વીકાર કરતાં કહ્યું કે–"સાહેબ, હું એક ખાનદાન કુટુંબનો માણસ છું, મારૂં ઘર એક નાના ગામડામાં છે, મારી વૃદ્ધ માતા અત્યંત નિર્ધન અવસ્થામાં છે, કાંઇક કમાવાની આશાથી આ શહેરમાં આવ્યો હતો. અસહાય અવસ્થામાં આવી પડવાથી અને અનાહાર-અનિદ્રાથી બુદ્ધિભ્રંશ થવાને લીધે મારાથી એક અપકૃત્ય થઇ ગયું છે." ન્યાયાધીશે ચુકાદો લખવો શરૂ કર્યો, પણ આગળ કલમ ચાલી શકી નહીં! મનુષ્યોના અંતઃકરણમાં જે એક સૂક્ષ્મ ન્યાયાધીશ રહે છે, તેણે અંતરના તે અત્યંત ગૂઢ પ્રદેશમાંથી એકસ્માત્ વિમળને પ્રશ્ન કર્યો કેઃ–"બાપુ? તેં કલકત્તામાં સૌ પહેલાં પ્રવેશ કર્યો તે દીવસ યાદ છે કે? તે કુમારગૃહની પ્રતિજ્ઞા ભૂલી ગયો નથી ને?" ચુકાદો લખવા હાથમાં જે કલમ લીધી હતી, તે ટેબલ ઉપર મુકી દીધી, અને વિચારમાં ગરકાવ થઈ ગયો. વિમલાનંદ વિચાર કરવા લાગ્યો કે–ખરેખરો અને સાચો ન્યાય તોળવો હોય તો મારે શું કરવું ઉચિત છે? ખરી રીતે તો સૌ પહેલાં મારેજ મારી જાતને અપરાધી ઠરાવી દંડ આપવો જોઈએ, જો તેમ કરૂં તોજ આ આરોપી યુવકને મારી શિક્ષા ન્યાયપુરઃસર થઇ એમ ગણાય! વળી, આ બિચારા યુવકે તો અવસ્થાના દોષથી માત્ર એકજવાર ઠગાઇ કરી છે, પણ હું તો શરૂઆતથી લઇને અત્યારસુધી લોકોને ઠગતો આવ્યો છું, તેનું શું? જેનો અપરાધ વધારે ગંભીર પ્રકારનો છે તે આજે ન્યાયમૂર્ત્તિનું આસન શોભાવે છે, અને જેનો અપરાધ નજીવો છે તે ન્યાયની માંગણી કરતો મારી સામેજ ઉભો છે! સંસારની કેટલી વિચિત્રતા! આવા અનેક તર્ક–વિતર્કોથી તેનું મન ભારે મુંઝવણમાં આવી પડયું. વળી વિચાર કર્યો કે એ બધા બનાવો સાથે મારે શું સંબંધ છે? હું તો કાયદાનો દાસ છું, કાયદો શું કહે છે તે લક્ષમાં લઇ અપરાધીનો કેસ ચૂકાવી નાંખવો જોઈએ. વ્યક્તિગત ઉદાહરણ ઉપર વિચાર કરવો નકામો છે. પરન્તુ અંતઃસ્થિત ન્યાયમૂર્ત્તિ પાસે વિમલાનંદની આ ખોટી જુણાની કામ આવી નહીં. મનની મુંઝવણ કેમે કરતાં શાંત થઇ નહીં. કોર્ટમાં હાજર રહેલા વકીલો તથા બારીસ્ટરોને પણ આશ્ચર્ય થયું કે આવા એક સામાન્ય અને ખુલ્લા મુકરદમામાં તે વળી એવું શું રહસ્ય છે કે આવા ચાલાક ન્યાયમૂર્ત્તિને આટલો બધો વિચાર કરવો પડે છે! વકીલો-બારીસ્ટરોની આવી કૌતુહલી દૃષ્ટિ સામે જોઇ વિમલાનંદે પુનઃ કલમ હાથમાં લીધી, પણ કાંઇ નોંધી શકાયું નહીં. આખરે "નિર્દોષ હોવાથી છોડી મુકવામાં આવે છે" એમ કહી ન્યાયાધીશ ચેંબરમાં ચાલ્યા ગયા! તે દીવસે સેશનનું કામકાજ બંધ રહ્યું.

બીજે એક દીવસે વિમલાનંદ અદાલતના કઠોર પરિશ્રમથી કંટાળી ઘરે ફર્યો અને આરામએશ લેવા થોડો વખત બગીચામાં બેઠો. સુંદર રાત્રીનો સુંદર ચંદ્ર સુંદર આકાશમાં ધીમે ધીમે પ્રકાશવા લાગ્યો. સુંદર ફુલોની ગંધને વહન કરતો સુંદર વાયુ વિમલના શરીરને સ્પર્શ ક-

રતો વહેવા લાગ્યો. સુંદરી રમા પણ પાસે જ બેઠી હતી. વિમલાનંદની બાહ્ય દૃષ્ટિ, અલબત્ત આ બધા સૌંદર્ય ઉપર પડતી હતી, પરંતુ તેના આંતર ચક્ષુઓ તો એક બીજી જ સુંદર છબી નીહાળી રહ્યા હતા. તે છબી બીજી કોઇ નહીં પણ યૌવનાવસ્થામાં પ્રવેશ કરતી એક બાલીકાની હતી. વિમલાનંદ હજારો પ્રયત્ન કરવા છતાં તે દૈવી પ્રતિમા ભૂલી શકયો નહીં. દીવસે જ્યારે તે કામમાં મશગુલ રહેતો ત્યારે તો તે છબી તેના હૃદયના કોઇ એક ગુપ્ત ખુણામાં છુપાઇ રહેતી. પણ જ્યારે તે વિશ્રાંતિ લેવા બેસતો અને રમાને પોતાની પાસે નીહાળતો ત્યારે તે અદૃશ્ય મુખચંદ્રને સ્મૃતિમાં આણ્યા વિના રહી શકતો નહીં.

મનમાં અનાયાસે ઉદય પામતું તે મુખ દૈવી કાંતિથી દીપી નીકળતું તે મુખ - કે જે–દર્શનશક્તિના વિકાશની સાથે સાથે જ વિમલાનંદે સૌ પહેલાં નીહાળ્યું હતું, તે મુખ કે જે અસહાય બાલ્યાવસ્થામાં તેના જીવનનું એક અવલંબન હતું, તે મુખ કે જે તેની શૈશવાવસ્થાના એક પ્રકાશરૂપ અને કિશોરાવસ્થામાં એક સુખ સ્મૃતિરૂપ હતું–તે મુખને પોતાની શય્યા પાસે નહીં જોઇ શકવાથી તેને સુખમયી નિદ્રા આવી શકતી નહીં. રસોડામાં તે મુખના દર્શન નહીં થવાથી તૃપ્તિપૂર્ણ ભોજન પણ થઇ શકતું નહીં. પૃથ્વીના અનેક સ્થાનોમા તે મુસાફરી કરી આવ્યો છે પણ કયાંઇ તે કોમલ કરૂણા દીપ્ત મુખ જેવુ બીજું કોઇ મુખ નીરખવા ભાગ્યશાળી થયો નથી. કલકત્તાના કુમારગૃહમા રહ્યા છતાં જે મુખને વિસરી શકયો નહોતો તે મુખ આજે તેને ઉઠતા–બેસતા–ખાતા–પીતા–સ્મરણમાં આવવા લાગ્યું !

વિમલાનંદે પોતાના એક ખાનગી અને વિશ્વાસુ નોકરને મોકલી બન્ને વ્યક્તિઓની તપાસ કરાવી હતી. પણ છેવટે તેને માલૂમ પડયું કે તેમાંથી એક મુખ તો કેટલાએ દીવસ થયાં આ ફાની દુનીઆનો ત્યાગ કરી ચાલી નીકળ્યું છે, અને બીજું મુખ અત્યારે કયાં અને કેવી રીતે વિરાજે છે તેનો ઘણી ઘણી તપાસ કરવા છતાં કાંઇ પત્તો મળ્યો નહીં.

બન્ધુ–બાંધવો કે મિત્રો વિગેરેની વિમલાનંદને ખોટ નહોતી. રોજ મિત્રતાનો દાવો કરનારા અનેક બન્ધુઓ તેને ત્યાં આવતા અને ચા–પાણી લઇ, આમોદ- પ્રમોદ કરી ચાલ્યા જતા ! પરંતુ વિમલની સાથે ઘનિષ્ટભાવથી હળીમળી શકે તેવું તેમાં કોઇ નહોતું. જે વિશ્વાસ પારકાને પોતાનો બનાવે છે અને જે સહૃદયતા મૈત્રીનું મૂળ છે તે પૈકીનું વિમલાનંદમાં પણ કાંઇ નહોતું. તેનામાં કોઇ એવા પ્રકારનું ગાંભીર્ય કે ઔદાસીન્ય હતું કે જે સર્વને દૂરને દૂરજ રાખતું ! એથી કરીને હજી સુધી વિમલાનંદને કોઇ અંતરંગ બન્ધુ મળી શકયો નહોતો. વિમલાનંદ વિશ્વાસ પૂર્વક કોઇને ત્યાં જઇને ખાનપાન પણ લઇ શકતો નહીં -એવા ભયથી કે રખેને કોઇ ઝેર દઇ મારી નાંખે ! પ્રત્યેક સાંજે તેના બંગલામાં આમોદ-પ્રમોદનો કોળાહળ મચી રહેતો, પણ તેમાં તે કોઇ દીવસ સામેલ થતો નહીં રમા અને નલિનીકુમાર એ બંને ભાઇ બ્હેન અતિ-

થીઓનો સત્કાર તથા બન્ધુ બાંધવોનું યથાયોગ્ય બહુમાન કરતા. મતલબ કે અદાલતના જજ્જ સાહેબ ઘરે પણ જજ્જ સાહેબ જ બની રહેતા. આ પ્રમાણે વિમલાનંદે પોતાની આસપાસ ભિન્નભાવની એવી મોટી દીવાલો ઉભી કરી કે કોઇનાથી તે ઓળંગીને અંદર દાખલ થઇ શકાય તેવું રહ્યું નહીં. એટલે સુધી કે રમા પણ વિમલની પાસે ભાગ્યે જ જઇ શકતી! વિમલ આખો દીવસ પોતાના કામકાજમાં જ મશગૂલ રહ્યા કરતો. જેમ જેમ તે સખત કામ કરતો, તેમ તેમ તેના ઉપરી અમલદારો પણ તેના ઉપર વધુ બોજો નાંખ્યા જતા. વિમલાનંદ તે બધું એંચ્યા કરતો. તે એકલો ત્રણ માણસો જેટલું કામ કરતો. એક વખત કોઇ એક ખરાબ હવા પાણીવાળા સ્થાનમાં કાર્યવશાત રહેવાને લીધે વિમલનું શરીર ખરાબ થઇ ગયું! જો કે ત્યાં તો માત્ર ત્રણજ દીવસ રહેવું પડયું હતું તો પણ ત્યાંથી પાછા ફર્યા બાદ તેની શારીરિક પ્રકૃતી કાંઇક સુસ્ત જણાવા લાગી. વજ્ર જેવું દ્રઢ સબલ શરીર એકાએક શિથિલ થવા લાગ્યું. પહેલાં તો તેણે આ સુસ્તીને ગણકારી નહીં. પણ રમા જ્યારે બહુ આગ્રહ કરવા લાગી, ત્યારે તેનાથી સ્વીકાર ર્ક્યા વિના રહેવાયું નહીં. છતાં દવા વિગેરે લેવાની વાતને તો હાંસીમાં જ ઉડાડી દેતો. તે રમાને કહેતો કે ‘ જ્યાં સુધી તારી ઉમર પુનર્લગ્ન કરવાને લાયક છે ત્યાં સુધી તો હું નહીં મરૂં એની ખાત્રી રાખજે. ” બીજા બધાને તો વિમલ પહોંચી શકતો પણ નલિનીકુમારને સમજાવવાનું કામ તેને બહુ મુશ્કેલ થઇ પડતું. નલિની હજી પોતાની ઉદ્ધતાઇ જેવીને તેવી જ સાચવી રહ્યો હતો. કુમારગૃહમાં જેમ પોતાનું ધાર્યું કરતો તેમ અત્યારે પણ પ્રસંગ મળ્યે પોતાની હઠીલાઇ છોડતો નહીં. તે એકદમ એક પ્રવીણ ડાકટરને બોલાવી લાવ્યો. ડાકટરે આવી વિમલને પ્રશ્ન કર્યો કે—“ સાંજની વખતે કાંઇ સુસ્તી જણાય છે ? ”

વિમલ–“ સહેજ. ”

ડાકટરે પુછયું–“ હાથ-પગ કે આંખમાં કાંઇ બળતરા થાય છે ? ”

“ નહીં જેવી-કિંચિત્ .”

“ રાત્રીએ પરસેવો છુટે છે ? ”

“ સામાન્ય. ”

છેવટે ડાકટરે જણાવ્યું કે–“ જો કે દર્દ બહુ સામાન્ય છે, પણ તે તરફ બેદરકારી રાખવી ઠીક નથી. થોડા દીવસની રજા લ્યો. થોડા દીવસ નિયમિત દવા લેવાથી સારૂ થઇ જશે–ભય જેવું કાંઇ નથી. ”

વિમલાનંદે ઇષત્ હાસ્ય પૂર્વક કહ્યું– “એ વાત કોઇ બેવકુફને સમજાવજો, આ ભાઇ-બ્હેને મળી મને જલદી કામથી નાલાયક બનાવવો ધાર્યો છે, એટલું તો હું વિચારી શકું છું. સાંભળો છો કે? આ ડાકટર સાહેબ પોતે જાતે કહે છે કે ભય જેવું કાંઇ નથી. ”

સૌ પહેલાં તો રજા લેવામાં વિમલાનંદ સહમત ન થયો. તેણે કહ્યું કે જો ડાકટર સાહેબ કહી ગયા છે તેમ ભય જેવું કાંઇ નથી તો પછી રજા લેવાનું શું કામ છે? દવા લઇશ એટલે બસ છે.” પણ રમા અને નલિની પાછળ લાગ્યા રહીને વિમલાનંદને રજા લેવાની ફરજ પાડી. આખું કુટુંબ દાર્જીલીંગની ટેકરી ઉપર

હવાફેર કરવા ગયું. આ તેજ દાર્જીલીંગની ટેકરી હતી કે જ્યાં એક વખત વિમલાનંદ રમાને સંતોષ તથા આનંદ આપવાની ખાતર બની શકે તેટલા પ્રયત્ન કરતો, આ તેજ ટેકરી હતી કે જ્યાં રમા અને વિમલાનંદ સાથે ફરવા નીકળતા અને સૃષ્ટિ સૌંદર્યના અવલોકનથી ઉપજતા આનંદમાં બન્ને સહભાગી બનતા. આ ટેકરી ઉપર આવીને રમાએ વિમલાનંદને પૂર્વ કાળનું સ્મરણ કરાવવા અનેક પ્રયત્નો કર્યા, પરંતુ વિમલે તે તરફ કર્ણપાત પણ ન કર્યો અભિમાની રમા આથી રોષમાં આવી અડધા કલાક સુધી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના મુંગી બેસી રહી ત્યારબાદ વિમલે પૂછયુ—"વાત કરતા કરતા કેમ બંધ થઇ ગઇ?" રમાએ કહ્યું કે "હું તો અડધા કલાકથી આમને આમ બેઠી છું. હું કયાં તમને બોલાવું છું?" આ વખતે રમા રડતી હતી કે હસતી હતી તે ચોક્કસ કરી શકાય તેમ નથી. બરાબર એક મહીના સુધી આખું કુટુંબ દાર્જીલીંગમાં રહ્યું. રજા પણ પૂરી થઇ. પરંતુ વિમલને સાંઝની જે બીમારી લાગુ પડી હતી, તે કેમે કરતાં શાંત થઇ નહીં. કમ નસીબીના જેવો કઠોર અને મૃત્યુના જેવો નિશ્ચિત એ સાંઝનો તાવ રોજ વિમલ ઉપર હુમલો કરી જતો. આથી તે દીવસે દીવસે બળહીન થવા લાગ્યો. તેના મુખ ઉપર કોઇ એક જાતની એવી વિચિત્ર છાયા જણાવા લાગી કે રમા અને નલિની કુમાર તે વિષે અનેક તર્ક–વિતર્ક કરવા લાગ્યા. વિમલાનંદે એક દીવસે ઉત્સુકતાથી પૂછ્યું કે– "મને જોઇને તમે શું વિચાર કરો છો?" ભાઇ–બ્હેને એકી સાથે જવાબ આપ્યો કે—"કાંઇ નહીં." પરંતુ વિમલના મનમાં એમ લાગી આવ્યું કે, આ લોકો મને છેતરીને કોઇ વાત છુપાવા માગે છે. દીવસો એક પછી એક એમ પસાર થવા લાગ્યા. વિમલાનંદ પણ રોજ વધારે ને વધારે અશક્તી અનુભવવા લાગ્યો.

જીવવાની આશા મનુષ્યથી સહેલાઇથી ત્યજી શકાતી નથી. વિમલાનંદે ધાર્યું કે હવે તેના વંશના પૂર્વ પુરૂષો સાથે તેને કાઇ સંબંધ રહ્યો નથી, તેથી તેનું જીવન છેક જુદા રૂપે જ જણાઇ આવશે. તેને જે પુત્ર વિગેરે થશે અને તેનાથી જે એક નવો વંશ ઉત્પન્ન થયેલો લેખાશે તેનો આદિ પુરૂષ વિમલાનંદ પોતે જ ગણાશે. આથી કરીને જેમ જેમ તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું, તેમ તેમ બચવાની લાલસા પણ વૃદ્ધિ પામવા લાગી. તેનો દેહ બહુજ દુર્બલ થઇ ગયો હતો. નોકરીમાંથી એક વરસની રજા મેળવી આરામ લેવાનો નિશ્ચય કર્યો હતો. પણ દીવસે દીવસે દર્દ બહુ ભયંકર થતું ચાલ્યું. આ રોગ વખત જતા અસાધ્ય ન થઇ પડે તે માટે અહર્નિશ ચિંતાતુર રહેવા લાગ્યો. એક રાત્રે તેને એક એવું ત્રાસદાયક સ્વપ્ન આવ્યું કે તે એકદમ ચમકીને જાગી ઉઠયો. સ્વપ્ન આ પ્રમાણે હતું:—

જાણે કે વિમલ પોતે એક માર્ગ ઉપર થઇને ચાલ્યો જાય છે. તે માર્ગ ઉપર ન મળે પ્રકાશ કે ન મળે અંધકાર. પામે કોઈ માણસ, ઘરબાર કે વૃક્ષ પણ નહીં. સમીસાંજના જેવો અસ્ફુટ પ્રકાશ રસ્તા

ઉપર પડતો હતો. રસ્તો પણ અનેક ઠેકાણે વાંકો-ચુકો થતો થતો છેવટે એક મોટા મેદાનમાં મળી જતો હતો. વિમલ એકલો એ રસ્તેથી જવા લાગ્યો. દેહ ભયથી કંપે છે. માર્ગ જ્યાં વાંકો વળે છે ત્યાં જાણે કે કોઈ દૂરથી આવતું હોય તેમ કોઇના પગલાનો અવાજ સંભળાય છે. પરંતુ કોઇ બરાબર નજરે પડતું નથી. માર્ગમાં, વાયુના વહેવામાં, અને પોતાના પગલાના અવાજમાં પણ સ્તબ્ધતા સિવાય બીજું કાંઇ ભાસતું નથી. પોતે પોતાના ચાલવાના અવાજને પણ સાંભળી શકતો નથી. માર્ગ અનંત છતાં સાંકડો થતો થતો અંતે એટલો બધો સાંકડો જણાવા લાગ્યો કે આગળ રસ્તોજ સૂઝી શકતો નહીં. જે મેદાનમાં આ માર્ગ મળી જતો હતો, તે મેદાન પણ છેક નિર્જન તથા વૃક્ષ તૃણ રહિત જણાતું હતું. ત્યાં કોઇનો શબ્દ કે ગતિનો અવાજ થતો હોય તેમ જણાતું નહીં. છતાં જાણે કોઇ ચુપચાપ હાલ્યા ચાલ્યા વિના ઉભું રહ્યું હોય તેવો ભાસ થતો. આટલી બધી ઘોર નિસ્તબ્ધતામાં પણ કોઇના રડવાનો અવાજ કાને આવતો હોય તેમ વિમલાનંદના કાનમાં ભણકારા આવવા લાગ્યા. ભયથી કંપતા-ધ્રુજતા વિમલાનંદે જોયું તો સામેના અનંત મેદાનમાં, જ્યાં સુધી દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી માણસોના મુડદાઓ અને માણસોની ખોપરીઓ પૃથ્વી ઉપર આડી-અવળી અથડાતી જણાવા લાગી! માથું ઉંચુ કરીને આકાશ ભણી જુવે છે તો ત્યાં પણ ચન્દ્ર કે તારાનું નામ-નિશાન પણ નજરે પડ્યું નહીં. સર્વત્ર શૂન્યતા અને ઉદાસીનતા સિવાય બીજું કાંઇ દૃષ્ટિએ આવી જ શક્યું નહીં. માણસોના હાડકાઓ ઉપર થઇને વિમલાનંદ ચાલવા લાગ્યો; પરંતુ તેમાંથી જે સૂક્ષ્મ અવાજ નીકળવો જોઇએ તે પણ ન નીકળ્યો. થોડે દૂર ગયા પણ એક માણસનું સંપૂર્ણ શબ-અંગોપાંગવાળું મુડદું તેની દૃષ્ટિએ પડ્યું. મેદાનમાં ક્યાંઇ દીવો કે બત્તી જેવું કશું નહોતું, તો પણ ચો તરફ નજર પહોંચી શકતી હતી; એટલું જ નહીં પણ દીવાના પ્રકાશ કરતાં યે અધિક પ્રકાશ પડતો હતો, એમ કહીએ તો પણ ચાલી શકે. આ સંપૂર્ણ મનુષ્ય-શબ જોઈને વિમલાનંદના મનમાં સહેજે પ્રશ્ન થયો કે આ શબ કોનું હશે? તે જ વખતે જાણે ક્યાંઇથી કોઇ ઉત્તર આપતું હોય તેમ વિમલના સાંભળવામાં આવ્યું કે "એ શબ તારૂં છે-તારૂં છે, એમાં પૂછવા જેવું શું છે?" વિમલાનંદ આ ઉત્તર સાંભળી ભયથી-ત્રાસથી ધ્રુજી ઉઠ્યો. તે જ વખતે એક વિકટ હાસ્યના અવાજથી આખું મેદાન ગાજી ઉઠ્યું! ભયભીતપણે વિમલાનંદે જોયું તો પાસે પડેલી તમામ ખોપરીઓ તેની પોતાની જ સામે જોઇ રહી દાંત પીસી રહી હતી! અત્યંત ભયને લીધે વિમલાનંદે પોતાના બે હાથ વડે બન્ને આંખો દાબી ક્ષણવાર ઉભો રહ્યો. આ જોઇને તમામ મુડદાઓએ ફરીથી હોહોના આનંદધ્વનીથી આખું મેદાન ગજાવી દીધું! આ છેલ્લા હાસ્યના અવાજથી વિમલની પણ નિદ્રા ઉડી ગઇ. જાગીને જોયું તો તેનું આખું શરીર પરસેવાથી ભીંજાઇ ગયું હતું, જીભ મહા મુશ્કેલીથી ઉપડી શકતી હતી! ભય અને આશ્ચર્યને લીધે થોડો વખત તો તે

સ્તબ્ધપણે કાંઇ પણ બોલ્યા-ચાલ્યા વિના પથારીમાંજ બેસી રહ્યો. પછી ધીરે સ્વરે તેણે રમાને એક સાદ કર્યો. પણ તે વખતે તેણી ઘોર નિદ્રામાં પડી હતી, તેથી વિમલના સાદનો કોઇએ ઊત્તર આપ્યો નહીં. તેણે પણ બીજી વખત સાદ કરવો માંડી વાળ્યો અને પુનઃ નિદ્રાવશ થવાનો પ્રયત્ન કર્યો. પરંતુ નિદ્રા આવી શકી નહીં. આખી રાત જાગતા જાગતા સ્વપ્નાના બનાવો વિષે જ વિચાર કર્યા કીધો.

તેના મનમાં એવી ચોકકસ ધારણા થઇ ગઇ કે હવે બચવાનો કોઈ ઉપાય નથી. જીવન-મરણના સંગ્રામ સ્થળે ઉભા રહીને ચો તરફ દ્રષ્ટિ ફેંકી તો તેને જણાયું કે સર્વત્ર મૃત્યુ મૃત્યુ-સંસારમાં મૃત્યુ સિવાય બીજું કાંઈ જ નથી ! આ શોભામયી સૃષ્ટિના પડેપડમાં મૃત્યુનો પ્રવાહ અંતઃ સલીલા નદીની માફક વહી રહ્યો છે. ફુલમાં-ફળમાં અને રમણીના હાસ્યની મધ્યમાં પણ મૃત્યુ છુપાઇ બેઠું છે. સુખમાં-દુઃખમાં, વિપદમાં-સંપદમાં, ઉત્સવમાં-આમોદમાં, શ્રમમાં-આરામમાં આનંદમાં-વિશાદમાં, જ્યાં જુઓ ત્યાં મૃત્યુનું જ વિજય સંગીત વાગે છે ! વિમલ વિચાર કરવા લાગ્યો કે-સૃષ્ટિનો પ્રત્યેક અણુ-પરમાણું મૃત્યુની સાથે જ યુદ્ધ કરી રહ્યા છે-તેમાં પણ છેવટે વિજય તો મૃત્યુનેજ મળે છે ? મૃત્યુની સાથે આ જે અનિવાર્ય યુદ્ધ કરવું તેનું જ નામ જીવન ! સંસાર મૃત્યુમય જ છે ! જ્યાં જુઓ ત્યાં મૃત્યુની જ ફતેહ ! મૃત્યુ ઉપર જો કોઇનાથી જીત મેળવી શકાતી નથી તો પછી જીવનનું પ્રયોજન શું હશે ? અરે રે ! આ સુંદર સંસાર મૃત્યુનું જ નિવાસ સ્થાન કેમ બન્યું ! ક્યાં કઠોર વિધાતાએ આ બધી જાળ રચી હશે ? જેણે જીવનનુ દાન આપ્યું છે, તે જ શું પાછો મૃત્યુની સજા ફરમાવતો હશે ? જે દાન કરે તે જ પાછો ખુંચવી લે એ કેવું વિચિત્ર ! આપીને પાછું લઈ લેવું ? તો પછી આપતો હશે શા માટે ? કેટલી કઠોરતા કેટલો કઠોર દંડ ?

જોત જોતામાં તે અંધકારમય ગૃહમાં બારીઓની તડોમાંથી પ્રભાતે કીરણોએ પ્રવેશ કર્યો. વિમલાનંદે ઊઠીને બારી ઉઘાડી નાંખી. તુર્ત જ સામે એક સુંદર બગીચા ઉપર તેની નજર ગઈ. પ્રભાત-કાળના પવનના હિલોલ્લોથી સરોવરના તરંગો ઊછળતા હોય તેમ ઊદ્યાનની લત્તાઓ, વેલીઓ તથા પુષ્પના રોપાઓ નૃત્ય કરી રહ્યા છે. અત્રે સુવર્ણમય કીરણો ધારી સમસ્ત પ્રકૃતી હસી રહી છે ! વિમલાનંદ વિચાર કરવા લાગ્યો આ ઉજ્વલ પ્રકાશ શું એક વખત ચાલ્યો જશે ? આ સુંદર આકાશ, આ સુંદર વાદળાઓની દોડધામ, પુષ્પપરાગથી આમોદિત આમેદની પણ શું એક વખત નાશ પામશે ? હું આજપર્યંત સ્વાર્થમાં જ રચી પચી રહ્યો. કુદરતમાં આટલી બધી સુંદરતા રહેલી છે, તે તો નજર ઉઘાડીને કદાપિ જોયું પણ નહીં ! અથવા તો મને આજે નવી આંખો આવી હોય તો પણ કોણ જાણે ? કેટલું બધું સૌંદર્ય ? કેટલી મનોહરતા ? પ્રકાશમાં આટલી સુંદરતા રહેલી છે, આકાશમાં આટલી રમણીયતા રહેલી છે, ધરાતલમાં આટલી મોહકતા રહેલી છે, જલના તરંગોમાં આટલી સ્નિગ્ધતા રહેલી છે તે તો મેં કોઇ દિવસે અ-

ત્યાર સુધી જોયું જ નહીં ! આ શીતળ ક્ષુદ્ર લહરીઓ અને આનંદના સમુદ્રમાં ડૂબકી મારવા આમંત્રણ કરતી હોયની કેમ ? આ મધુર વાયુ મારા અંગ ઉપર શિતળ–પ્રીતિભર્યો હાથ ફેરવી તેના શરણે જવાનું સુચવતો હોયની કેમ ? પક્ષીઓના કલરવમાં પણ આટલી મધુરતા ? પણ અરે રે ! ! આ સઘળી મધુરતા, સુંદરતા અને મિષ્ટતા શું નાશ પામવાની ખાતર જ જન્મી હશે ? આ બધું એક દિવસે હતું–નહતું નહીં થઈ જાય શું ? નહીં–નહીં, હું ભુલું છું. કશું નાશ પામવાનું નથી. જે કાંઇ છે તે બધું એમને એમ જ રહી જશે. માત્ર હું જ ખુલ્લા હાથે ચાલી નીકળીશ. મારા મૃત્યુ પછી પણ સૂર્ય તો ઉગશે જ, ફુલો પણ ખીલશે જ, સ્વભાવથીજ સુંદર એવી કુદરત પણ મધુર હાસ્ય કરશે જ, પક્ષીઓ પણ મધુર કુજનથી આકાશ ભરશે, માત્ર હું તે જોઇ શકીશ નહીં, તેનો ઉપભોગ કરી શકીશ નહીં. આજે જેવી સુંદર પ્રભાત છે, તેવી જ સુંદર પ્રભાત મારા મૃત્યુ પછી પણ ઉગશે, કેવળ હું જ એક એવી ઘોર મહા નિદ્રામાં પડીશ કે પુનઃ ઉઠીને તે જોઇ શકીશ નહીં. રમા રહેશે, નલિની પણ રહેશે. બન્ધુ–બાન્ધવો જે રોજ અહીં આવી આમોદ–પ્રમોદ કરી ચાલ્યા જાય છે તેઓ પણ તેજ પ્રમાણે આવ્યા કરશે, માત્ર હું જ નિરવપણે–ચુપચાપ મહા નિદ્રાના ખોળામાં સદાને માટે સૂઈ જઇશ ! તો પછી આ સઘળી હાયવોય અને ફીકર–ચિંતા કોને માટે કરતો હઇશ ? આટલા બધા પૈસા ખર્ચી આ મહેલાતો તૈયાર કરાવી તે કોને માટે ? આ મહેલાતમાં મારે મરવું છે તે માટેજ શું મેં તે તૈયાર કરાવી ? આટલા પ્રયત્નોથી જે ભોગ–વિલાસના સાધનો ભેગા કર્યા છે તે પણ કોને માટે ? મારે પુત્ર નથી કે જે પાછળથી આ એકઠી કરેલી સમૃદ્ધિનો ઉપભોગ કરે. રમા ઉપભોગ કરશે ? તેજ વખતે એકદમ વિમલના શરીરમાં એક ધ્રુજારી આવી ગઇ ! પણ રમા ફરીથી વિવાહ કરશે તો ? જેની સાથે રમા પુનર્લગ્ન કરશે તે જ મારી મિલ્કતનો ઉપયોગ કરશે ? નહીં–કદિ નહીં. તેમ તો નહીં થવા દઉં. હું નહીં મરૂં–હું નહીં મરૂં. મારે શાની ખોટ છે ? માન–ધન–જન–યશ–પ્રતિષ્ઠા–જે જોઇએ તે બધું મારી પાસે છે, મારે કયાં કોઇ વાતનો અભાવ છે ? તો પછી હું શા માટે મરી જઇશ ? નહીં–કદી નહીં, હું નહીં મરૂં–હું નહીં મરૂં. મારી ઉમ્મર પણ હજુ ત્રીસ વરસની ભાગ્યે જ થઇ હશે. શું એ ઉમ્મર મારે માટે મરવાને યોગ્ય ગણાય ? નહીં, હું મરીશ તો નહીં જ. પણ બચવું કઇ રીતે ? બચવાના અને જીવવાના ઉપાય શું છે ? બસ–કાંઇ જ ઉપાય નહીં હોય ? નહીં–નહીં, મારા શરીરનું એકેએક લોહીનું ટીપું પણ ના પાડી રહ્યું છે ! મારો સોષાઇ ગયેલો દેહ પણ કહે છે કે–નહીં. તારે માટે બચવાનો કોઇ ઇલાજ નથી. દર્પણમાં પડતું મારૂં પોતાનું પ્રતિબિંબ પણ કહે છે કે નહીં. બચવાની આશા નથી. ત્યારે શું હું મરી જઇશ ? મારો અંતરાત્મા પણ ઉંડેથી કહે છે કે–હા, હવે મરવા શિવાય છુટકો નથી. તારે મરવું જ પડશે. અરેરે ! આ ઉષ્ણ લોહીનો પ્રવાહ શું એક વખત અટકી જશે ? નિશ્ચલ

બની જશે ? કેટલી બધી કઠોરતા ? કેટલો ત્રાસ? કેટલો જુલમ? આ કઠોર કાયદો કોણે કર્યો હશે? ગમે ત્યાં હોય, પણ એટલું તો ચોક્કસ કે તે અત્યંત સખ્ત મીજાજનો–કઠોર દંડ આપનાર હોવો જોઇએ. મને આ જીવન શામાટે આપવામાં આવ્યું હશે ? મેં એવો તે શું ગંભીર અપરાધ કર્યો હશે કે એક વખત અર્પણ કરેલું જીવન પાછું ખેંચી લેતો હશે? મેં કાંઇ અપરાધ કર્યો નથી–નિર્દોષ છું. મને ક્ષમા કરો, તુ પિતા છે–હું પુત્ર છું; આવા જુવાનીના વખતમાં મને મારી નહીં નાંખે, મને જીવવા દો. મરવાની ઇચ્છા એક રોમમાં પણ નથી, મને ન મારો! ન મારો! પ્રભુ? પિતા? મને ઉગારો–બચાવો." એમ કહેતા કહેતા અસહાય બાળકની માફક વિમળાનંદ રડી પડયો, આંખમાંથી અશ્રુની ધાર વહેવા લાગી તેજ વખતે નલિની કુમાર પોતાની સાથે એક ડાકટર સાહેબને લઇને ગૃહમાં દાખલ થયો. દર્દીનો ચહેરો જોઇને ડાકટર ગભરાઈ ગયો. ડાકટરસાહેબ જન્મ–કુળમાં દેશી હોવા છતાં બાહ્ય દેખાવ બધો યુરોપીયન ગૃહસ્થને છાજે તેવો હતો. વિમળાનંદે ડાકટરને જોતાંજ કહ્યું કે, "સાહેબ, હું તમને એક બહુજ સીધો–સાદો પ્રશ્ન કરૂં છું, આશા છે કે આપ પણ તેવીજ સીધી રીતે તેનો ઉત્તર આપશો, હું માત્ર એટલુંજ જાણવા માગું છું કે હું જીવીશ કે મરીશ? ડાકટર, હવે હું જીવનની છેલ્લી ઘડીએ આવી પહોંચતો હઉં તેમ મને લાગે છે. માટે મને છેતરશો નહીં, જેવું, હોય તેવું ખુલે ખુલ્લુંજ જણાવી દેજો." ડાકટર જરા હસી પડ્યા અને કહ્યુ કે "તમને એમ કોણે કીધું છે કે તમારો અણીનો વખત આવી લાગ્યો છે? હું તમને સાજા કરી દઇશ ! અવશ્ય તમે સાજા–તાજા થઇ જશો". કઠોર સ્વરે વિમલાનંદ બોલી ઉઠયો–" તમે, ખોટું બોલો છો. હું ચોક્કસ રીતે જાણી શકયો છું કે "હવે મારો બચવાનો કોઈ ઇલાજ નથી " ડાકટરે સહેજ ગંભીરતાથી પૂછ્યું "પણ તમને આ વાત કહી કોણે? " વિમલાનદે ઉત્તર આપ્યો કે " તમારી આંખો, તમારા ચ્હેરાનો દેખાવ, તથા મારો પોતાનો અંતરાત્મા પણ મને એજ વાત કહે છે કે હવે હું જીવી શકું તેમ નથી." નલિની કુમાર કે જે અત્યાર સુધી મુંગો મુંગો સઘળું સાંભળ્યા કરતો હતો તે બોલી ઉઠયો કે "સાલો એ અંતરાત્મા કયો છે? એને બહુ ખબર? એના જેવા કેટલાએ ભીખારા રખડતા હશે?" વિમલાનંદે નલિનીના બોલવા તરફ કાંઇ લક્ષ આપ્યું નહીં, અને ડાકટરને કહ્યું કે–"ડાકટર સાહેબ, હવે હું ઓસડ તો નહીં લઉં. કારણ કે ઓસડની કશી અસર થતી નથી. તો પછી ખાલી હોજરીમાં ઝેર શા માટે રેડયા કરવું ? દવા–બવા તો મારાથી નહીં લેવાય. હા, જેમ જોવા આવ્યા કરો છો, તેમ રોજ આવ્યા કરજો." ડાકટર ત્યાંથી ચાલ્યા ગયા. વિમલાનંદ એટલો પડયો, અને કાંઇક વિચાર કરવા લાગ્યો. એટલામાં પાસેના ઓરડામાંથી મ્હોટેથી હસવાનો અવાજ આવ્યો. વિમલાનંદે ધીમે ધીમે તે ઓરડામાં દાખલ થઇને જોયું તો રમા અને બીજા બે ચાર તેના મિત્રો બેઠા બેઠા ગમ્મત–આનંદ કરી રહ્યા હતા.

સ્વાર્પણ વૃત્તિવાળા મનુષ્યો પણ જગતના રસ્તાઓના બીન અનુભવીપણાને લીધે સંકટમાં આવી પડે છે. ઉચ્ચ આશયવાળા પણ તે સાથે લાગણીના બહુ આવેગવાળા મનુષ્યોએ બીજાઓના સંસારમાં હાથ નાંખવો એ જોખમવાળું છે. પરની નિઃસ્વાર્થ સેવા બજાવવામાં પણ કાબેલીયત અને બુદ્ધિમત્તાની જરૂર છે, એકલી લાગણીએ (Emotion) ઘણાઓને ઉંડા કીચડમાં ઘસડયા છે.

—અજમાવ્યા સિવાય મનુષ્યને તેની ખરી શકિતનું ભાન થતું નથી. જે સામર્થ્ય પોતાનામાં હોવાનું તેમને સ્વપ્ન પણ નથી હોતું તે તેમનામાં ઘણીવાર માત્ર એક ટકોરાની જ અપેક્ષા રાખી પરોક્ષપણે તકની રાહ જોઇ સુતું હોય છે. નેપોલીયન બોનાપાર્ટને પરાસ્ત કરનાર નરવીર ડયુક ઑફ વૅલીંગ્ટન જ્યારે અપ્રસિદ્ધપણે ઉછરતો હતો, ત્યારે તે તેના મિત્રોને કહેતો હતો કે— I must be mad before I could think of placing my self at the helm of the state. અર્થાત્ હું કદિ પણ રાજકારભારમાં અગ્રણી પદે આવવાનો ખ્યાલ સરખો પણ કરૂં તે પહેલા જરૂર મને મતિભ્રમ થવો જોઇએ. પણ તક મળતાં જ જે શક્તિનું તેને ભાન સરખું પણ નહોતું તે શકિત ભભુકી ઉઠી! અને આજે તેનું પરાક્રમશાલી ચરિત્ર સૌ કોઇ જાણવા ઈચ્છે છે. જીવનની કોઈને કોઇ શાખામાં મોખરે આવવાનું બળ પ્રત્યેક મનુષ્યમાં હોયજ છે. માત્ર તેને શ્રદ્ધા નથી હોતી અને તેથી આવેલી તકને વ્યર્થ જવાદે છે, એજ તેના વિજયવંતપણામાં મહાન્ વિધ્ન છે.

—પિત્તાશય (લિવર)માં બીગાડ થાય છે ત્યારે મનુષ્ય નિર્વેદવાદી—જગત્ દુઃખ રૂપ છે—(Pessimist) એવી માન્યતાવાળો થાય છે. યકૃતનો બીગાડ આશાના, બળના અને કલ્પનાના પ્રવાહને મંદ પાડીદે છે, અને જ્યાં દુઃખ નથી ત્યાં પણ નિબળ બની દુઃખની કલ્પના કરવા લાગે છે. જઠર અને યકૃતની નિરામય સ્થિતિવાળા ઉપર દુઃખ બહુ અસર કરી શકતું નથી, અને તેથી તેઓ ઘણીવાર સુખવાદી—જગત સુખ રૂપજ છે—(Optimtst) એવું માનનાર હોય છે. વિજ્ઞાન એવો ખુલાસો કરે છે કે જગત્ સુખમય છે કે દુઃખમય એ સવાલનો નિર્ણય, નિર્ણાયકના જઠર—યકૃતની રોગી અથવા નિરોગી સ્થિતિ ઉપર આધાર રાખે છે. નિરામયતાની કેટલી અગત્ય છે, તે આથી સ્પષ્ટ થશે.

—જેની જરૂરીઆતો ઓછી થતી જાય છે તે સુખી થતો જાય છે. વધતા પામેલી જરૂરીઆતો મનુષ્ય જીવનને બહુ ગુંચવાડા ભરેલું કરી મુકે છે.

—બીજાઓની નીતિ સંબંધી નિર્બળતાઓ માટે ટીકાઓ કરવાનો હક્ક તેમનેજ હોઇ શકે કે જેઓ પોતાની ટીકાને પાત્ર થનારના સંયોગોમાં રહીને પણ તેવી નિર્બળતાઓથી બચવા પામ્યા હોત. સોમાંથી નવાણું મનુષ્યો બુરાઈની તક મળી નથી ત્યાં સુધીજ પવિત્ર રહી શકે છે. અને સામાજીક મર્યાદાઓની કીંમત જો કાંઇપણ હોય તો તે એમાંજ છે કે તે તેવી તકો મળવી એ દુર્લભ કરી મુકે છે. મનુષ્ય સ્વભાવ એવો નિર્બળ છે કે જો તેને

છુટો મુકવામાં આવે તો તે અવશ્ય ખુરાઇ તરફ ઘસડાઇ ગયા વિના ભાગ્યેજ રહે.

—એકલી શ્રદ્ધામાંથી ઉદ્‌ભવેલા મંતવ્યોને જ્યાં સુધી બુદ્ધિની કસોટીમાંથી પસાર કરવામાં નથી આવતા, ત્યાં સુધી તે મનુષ્યનું કશું હિત કરી શકતા નથી. શબ્દ પ્રમાણનો સ્વીકાર શ્રદ્ધામાંથી થાય છે, પણ તે શબ્દ પ્રમાણના ખરાખોટા પણાનો નિર્ણય બુદ્ધિથી થવાની જરૂર છે. એકલી શ્રદ્ધા મનુષ્યની પ્રગતિની અવરોધક છે. સિદ્ધાંતનું સ્થાપન પ્રથમ બુદ્ધિવડે થવું જોઈએ, અને પછી શ્રદ્ધાથી તેને વળગી રહી આચારમાં ઉતારવું જોઇએ. આ કાળે આપણા સમુદાયમાં બુદ્ધિમાન અને વિચારપ્રધાન પુરૂષોની સંખ્યા ઓછી હોવામાં ન્યૂનાધિકપણે જો કાંઈ હેતુ હોય તો એજ છે કે સંપ્રદાયના પ્રર્વત્તકો સત્યનો સંચાર સમુદાયની બુદ્ધિના દ્વારમાંથી કરવાને બદલે શ્રદ્ધાના દ્વારમાંથી કરે છે. એટલે બુદ્ધિનું ઢાંકણુ મુદ્દલ આથી ખુલતું જ નથી. શ્રદ્ધાનો પ્રદેશ બહુ કોમળ અને સ્પર્શવેધછે, અને તેથી તે દ્વારા અસર કરવાનું કામ ઉપદેશકોને રહેલું પડે છે. પણ પરિણામે થતી હાનીનું તેમને ભાન રહેતું નથી.

—મહાન્ બુદ્ધિબળ સાથે ઘણીવાર શારીરિક નિર્બળતા અને નાજુકતાનો સંયોગ જોવામાં આવે છે. ત્યાં એમ માનવાને કારણ રહે છે કે જે શક્તિએ શરીરને પોષણ આપી બળવાન્ બનવ્યું હોત તે બુદ્ધિના પોષણ અર્થે વપરાય છે, એકંદરે શક્તિનું પ્રમાણ સરખુંજ રહે છે.

—તમારી જે ભૂલને માટે સમાજ કે રાજસત્તા તમને દંડ આપી શકે તેમ નથી, તે ભૂલની શિક્ષા તમારે પોતેજ પોતાને કરવી જોઈએ. અને તે શિક્ષા એવી હોવી જોઇએ, કે જેથી જગતને કાંઇક લાભ મળે.

—નહીં કરવા યોગ્ય કાર્ય કરવામાં જે પાપ અને હાનિ છે, તેટલું જ પાપ અને હાનિ જે કાંઇ કરવા યોગ્ય છે, તે નહીં કરવામાં છે.

—પાપાચરણનું મૂળ નિર્બળતા છે. અસત્ય, કપટ વિગેરે મનની નબળાઇના જ પરિણામો છે. વ્યભિચાર, ઇન્દ્રીયવશતા વિગેરે શારીરિક નબળાઇમાંથી ઉદ્‌ભવે છે. તન અને મનના બળવાળા સુદૃઢ મનુષ્યો બહુધા પવિત્ર રહી શકે છે.

—મૃત્યુ એક કાળે અવશ્ય છે. અને વળી તેના આવવાનો સમય અનિશ્ચિત છે. આ ઘટના જો ન હોત તો જેટલા જ્ઞાનીઓ પૂર્ણ થઇ ગયાં છે, તેનો સહસ્રાંશ પણ ન થાત. કેમકે અમુક કાળ સુધી તો મૃત્યુ આવવાનું નથી એમ માની તેઓ પ્રમાદવશ રહેત અને મૃત્યુ આવવાના સમયે ભયાકૂળ બની કાંઇ પણ કલ્યાણ સાધી શકત નહીં. મૃત્યુનો અનિશ્ચિત સમય એ જ આપણા કલ્યાણનું મુખ્ય નિમિત્ત ઘણી વાર થાય છે. આપણું ભાવી અંધકારમાં છે, એજ આપણા માટે હાલ તો શ્રેયસ્કર છે.

—કીર્તિની અપેક્ષા ન હોવી એ એક મહાન્ વીરત્વ છે. મહાન્ પુરૂષને કીર્તિનો લાભ હોવો તે તેની છેલ્લામાં છેલ્લી નિર્બળતા સમજવી.

—આપણને આપણા સામર્થ્યમાં પકો

શ્રદ્ધા હોય તો જગત્ પણ આપણામાં શ્રદ્ધા રાખવા સ્વતઃ દોરાય છે.

પોતાના સદ્દગુણનો વિક્રય કરી આખું જીવન ભ્રષ્ટતામાં ગુજારનાર એક બાળા સેનફ્રાન્સીસ્કોમાં મૃત્યુના બીછાને પડી હતી. એક ભલો અને દયાળુ હૃદયનો પાદરી ત્યાં આવી ચડયો, તેને તે બાઇના પાપી જીવનની ખબર હતી. છતાં તેણે તેણીના મૃત્યુકાળે આશ્વાસન અર્થે કોમળતાથી કહ્યું—"બાઇ, પ્રભુ દયાળુ છે તે તારા સર્વ પાપ માફ કરશે તેનામાં ચિત્ત રાખી તારો અવસાન સમય સુધારી લે." બાઇએ કહ્યું કે-"માફ થઇ શકે એવા પાપ તો બીજાના. હું તો બહુ દુષ્ટ-ભ્રષ્ટ અને અનેકના જીવનને પાપમય કરનાર હતી." પાદરીએ કહ્યું-"બાઇ, સર્વ શક્તિમાન પ્રભુ ગમે તેટલું પણ માફ કરી શકવા સમર્થ છે. તે થોડુંજ હોય તો માફ કરે અને ઘણા પાપની ક્ષમા ન આપી શકે તેવો અશક્ત નથી." છતાં બાઇને શ્રદ્ધા ન આવી. તેણે પાદરીને કહ્યું-"પ્રભુમાં મને હૃદયની શ્રદ્ધા નથી, પણ તમે મારી નજીક આવી મારા માથા ઉપર તમારો પવિત્ર હાથ ફેરવો અને મને પરલોક સંબંધી આશા આપો." તે કરૂણાળુ ધર્મગુરૂએ બાઇની ઇચ્છાનુસાર તેને બહુ જ આશ્વાસન આપી તેના શીર ઉપર હાથ ફેરવ્યો. મરતા મરતા બાઇ બોલી કે-"હવે મને પ્રભુમાં શ્રદ્ધા આવે છે કે તે ગમે તેટલું પાપ માફ કરી શકે છે. એક નિર્બળ મનુષ્ય જ્યારે આટલું બધું માફ કરી હું દુષ્ટની મરણ શય્યાને સુખી બનાવી શકે છે, તો પ્રભુ શું નહીં કરી શકતો હોય ?"

સારાંશ કે ઇશ્વરના સાચા ભક્તો જ મનુષ્યસમાજને ઇશ્વરની ઇશ્વરતાનું ભાન પોતાની સદ્દવૃત્તિવડે કરાવે છે.

—દેવાદારો હમેશાં જુઠું બોલનાર હોય છે. અને જુઠું બોલવાનો એક દુર્ગુણ પોતાના અનેક સજાતીય મિત્રો માટે સ્થાન તૈયાર કરી રાખે છે. પોતાની કમાઇની હદમાં રહેનાર અનેક અસદ્દ આચરણથી બચી શકે છે.

—સર ઐઝાક ન્યુટનને કીર્તિ અને ખ્યાતીનો ઘણો જ કંટાળો હતો. અને એ કંટાળાથી બચવા માટે તે પોતાની મહન્ શોધોને વરસોના વરસો સુધી ગુપ્ત રાખતો. ગુરૂત્વાકર્ષણના મહા નિયમની શોધ તેણે ઘણા વરસો સુધી આજ કારણને લીધે છુપાવી રાખી હતી. આખરે તેણે પોતાના મીત્ર કોલીન્સ ઉપર પોતાની શોધના કાગળો મોકલી આપ્યા, અને લખ્યું કે, આ શોધ સાથે મારૂં નામ જોડશો નહીં, કેમકે તે મારી ખ્યાતી વધારવામાં સહાય આપશે; કે જેને માટે મને મૂળથી જ કંટાળો છે.

નેપોલીયનને વૈજ્ઞાનિક અને યાંત્રિક શોધકો માટે બહુ માન હતું. જ્યારે તે કોઇ ઉત્તમ યાંત્રિકની મુલાકાતે જતો ત્યારે તે તેના શોધકને અત્યંત સન્માન આપતો અને પાછા ફરતી વખતે નીચો નમી તેને પ્રણામ પણ કરતો. ઉદ્યોગી મનુષ્યોના કામમાં પણ તે પોતાનાથી બનતી સગવડ આપતો. એક વખત સેંટહેલીનામાં જ્યારે તે મીસીસ બેલકોમ્બની સાથે સડક ઉપર ફરતો હતો. ત્યારે માથે બોજો ઉઠાવી લાવતા કેટલાક મજુરો તેમને સામા મળ્યા. મીસીસ બેલકોમ્બે તેમના ઉપર ગુસ્સે થઇને રસ્તા-

ની બાજુએ ચાલવાનું તેમને ફરમાવ્યું. પણ નેપોલીયને તેણીને તેમ કરતાં અટકાવીને કહ્યું કે "બઇ બોજાને માન આપો (Respect the burden, madam). તે સમજતો હતો કે હલકામાં હલકી મજુરી પણ સમાજના સુખને માટે અત્યંત આવશ્યક છે. મનુષ્યના ખરા સ્વભાવનું દર્શન આવા ન જીવા અને ઝીણા ભાસતા પ્રસંગોમાં જ થાય છે.

અંગ્રેજીમાં એવા મતલબની કહેવત છે કે "મનુષ્ય કેવો છે તે તેના સોબતીઓ ઉપરથી ઓળખાય છે". આ કથન અર્ધ સત્ય છે. મનુષ્યને તેના નિત્યના વહેવારમાં એવા એવા અનિષ્ટ મનુષ્યોની સોબતનો પ્રસંગ આવી પડે છે કે તે સોબતીઓ ઉપરથી તેના ચારિત્રનું અનુમાન કરવું તે તેની જીવન ભાવનાને મોટું અપમાન આપ્યા બરાબર લેખાય. તે કહેવતમાં આટલા સુધારાનો અવકાશ છે—"મનુષ્ય કેવો છે તે તેને કેવા સોબતીઓમાં રસ પડે છે તે ઉપરથી ઓળખાય છે."

યુરોપનાં સમર્થ પંડીત હર્બર્ટસ્પેન્સરે એક દીવસે અનંત વિકસિત ગગનમંડળમાં કરોડો હીરાકણીઓના સમુહ પેઠે લટકતી આકાશગંગાનું ચિત્ર જોયું, અને તેના વિચારમાં ગુમ થઇ ગયો. સૂર્ય—ચંદ્ર અને અનેક નક્ષત્રોના પરિમંડળની એક રાગ યુક્ત વ્યવસ્થાથી ચાલતા આ બ્રહ્માંડના જેવા તેણે અનંત સૂર્ય—ચંદ્ર અને નક્ષત્ર મંડળો સહિત પોત—પોતાના વિહિત ક્રમ ઉપર નિહાળ્યા. તેને પોતાની લઘુત્વનું ભાન થયું. આ અનંતતામાં પોતાનું સ્થાન તેને શોધ્યું જડયું નહીં તેને પોતાના કરતાં બાહ્ય વિશ્વ અનંતગણું મહાન જણાયું. પણ જે ચિદાકાશમાં એ અનંત બ્રહ્માંડો કલ્પાયા હતા, તેની અનંતતાનો, તે નાસ્તિકવાદીને ખ્યાલ સરખો પણ આવ્યો નહીં. પ્રમેય કરતા પ્રમાતા—જ્ઞેય કરતા જ્ઞાતાનું મહત્વ અનંતગુણ અધિક છે.

—જેને એવું અભિમાન છે કે ધારીશ ત્યારે ઇન્દ્રિયના વિષયોનો ત્યાગ કરી શકીશ તે ઘણીવાર પોતાનું જીવન હારી જાય છે. અભ્યાસ વિના પ્રસંગ આવ્યે તે ગભરાઇ જાય છે, અને આખરે શિથિલ પરિણામી થાય છે.

—જે વસ્તુઓ માત્ર ભાવનાવડે જ ગ્રાહ્ય થઇ શકે, તેવી વસ્તુઓની વ્યાખ્યા સર્વ કાળ માટે એક સરખી હોઇ શકતી નથી. કાવ્ય, રસ, અલંકાર, કળા આદિની વ્યાખ્યાઓ નિત્ય બદલાતી ચાલે છે. બુદ્ધિની પ્રગતી સાથે તે તે ભાવના ગ્રાહ્ય તત્વોનું સ્વરૂપ પણ ભિન્ન ભિન્ન પ્રકારે ભાસે છે.

—વિવાહિત મનુષ્યોને પોતાના સ્નેહને અલ્પ ક્ષેત્રમાં સંકોચી રાખવાની જરૂર પડે છે. તેથી તેઓ પોતાના પુત્ર અને સ્ત્રી શિવાય અન્ય સ્થાનમાં પોતાના સ્નેહની ઉદારતા દાખવી શકતા નથી. તેમણે પોતાનું હૃદય ઘન એટલા સાંકડા પ્રદેશમાં

દાટેલું હોય છે કે તેનો લાભ પાડોશીઓને પણ ભાગ્યેજ મળી શકે છે. વિવાહિત મનુષ્યો પ્રાયઃ ઉદારતા અને સ્વાર્પણ વૃત્તિ રહિત હોય છે, તેનું આજ કારણ છે. બુદ્ધ ભગવાને પણ સંસારને છેલ્લી સલામ આપતી વખતે પોતાની નિદ્રાવશ સ્ત્રીના મુખ ઉપર દૃષ્ટિ નાંખી એવો અનુભવ કર્યો હતો કે–"અત્યારે મારૂં હૃદય કેવળ તારામાંજ પુરાઇ રહ્યું છે; માટે જગત્‌ને તે નિરૂપયોગી છે. હવે હું તે પ્રવાહને છુટો અને ઉદાર બનાવી પ્રત્યેક મનુષ્યના આંગણે રેલીશ."

—મહાન્ સત્યો હમેશાં સાદા અને સહેલા હોય છે. સત્યના સ્વીકારમાં મનુષ્યોને જો કોઇ મોટામાં મોટો અંતરાય નડતો હોય તો તે સત્યની સાદાઇ અને સહેલાઇ જ છે. સાદાઇને ઘણીવાર આપણે સપાટી ઉપરનું બાહ્ય સ્થૂલ તત્ત્વ લેખવાની ભુલ કરીએ છીએ. પણ વસ્તુતઃ તે આત્માનું તેમજ કુદરતનું ઉંડુ અને નિગૂઢ પડ છે. ઉંડુ અને નિગૂઢ એટલા માટે કહીએ છીએ કે, મનુષ્યની બુદ્ધિ ચોતરફ ફરી આવી આખરે તે સાદા સત્ય ઉપર આવીને વિરમે છે, અને તેથી ઘ[illegible] પ્રયત્નને અંતે પ્રાપ્ત થયેલું તે સાદું [illegible] નિગૂઢ અને અંતસ્તમ ગણાવા યોગ્ય છે આરોગ્યના વિષયમાં મનુષ્યો મિતાહા[illegible] વ્યાયામ, દીર્ઘશ્વાસ-પ્રશ્વાસ, શાંત નિ[illegible] અને ખુલ્લી હવાનું સેવન વિગેરે સાદા અ[illegible] જીવનપ્રદ સત્યોને અનુસરવાને બદલે અનેક ગુંચવણભર્યા અને ખરચાળુ વ્યવસાય માં ઝુકાવે છે. કેમકે સાદુ અને સરલ તેમને ગમતું નથી આખરે સર્વથી કંટાળી તે સાદા સત્યને જ્યારે અનુસરે છે, ત્યારેજ તેને વિશ્રાંતી મળે છે. ડાહ્યા મનુષ્યો આ પારકા અનુભવને શરૂઆતથીજ પોતાનો કરી લઇ જીવનને સાદુ અને સત્યના પ્રકાશવાળું બનાવે છે.

—મહા પુરૂષોની યોગ ભ્રષ્ટતા (Lapses of the mighty-souled) એ ભ્રષ્ટ પુરૂષોના યોગ કરતા ચઢીઆતી છે. ઇટાલીનો મહાત્મા મેઝીની અત્યંત ક્ષમાશીલ હતો. પણ જ્યારે તેની પાસે કોઇ સામાન્ય મનુષ્ય મહા પુરૂષોનું જરા પણ દોષ-વર્ણન કરતો ત્યારે તે છેડાઇ જતો.

# વિનંતી-પત્ર.



અગીઆર વર્ષ પૂર્ણ કરી આજે આ માસિક તેના બારમા વર્ષમાં પ્રવેશ કરે છે. જ્યારે આ માસીક તેના વર્તમાન લેખકના તંત્રીત્વ હેઠળ મુકાયુ છે. ત્યારથી તેના સ્વરૂપમાં કરવામાં આવેલા સુંદર રૂપાંતર સંબંધે અત્યંત પ્રસન્નતા દર્શાવનારા પત્રો વિવિધ સજ્જનો તરફથી અમોને મળતા રહ્યા છે. સામાજીક, દેશીક, નૈતીક અને ધાર્મીક ભાવનાના ઉચ્ચતમ આશયો વાંચકો સન્મુખ સતત રાખ્યા કરવામાં અને બંગાલી આદિ ઇતર ભાષાઓમાં જે રસમય અને બોધમય સાહિત્ય વર્તમાન યુગમાં ફુલભવતુ ચાલે છે તેનો આલ્હાદક પ્રવાહ ગુર્જરીમાં વહાવવા તરફ અમારૂ પ્રધાન લક્ષ્ય રહ્યા કર્યું છે. ગત બે ત્રણ વર્ષના આ માસીકના પાના ઉપર ઉપલક દ્રષ્ટિપાત કરવાથી પણ વાચકોને પ્રતીતિ થશે કે ગમે તેમ કરી પાના ભરી કાઢવાનો પ્રાકૃત ઉદ્દેશ અમે કદી પણ રાખ્યો નથી. ઉત્તમ પ્રકારની રસપૂર્ણતા સાથે ભાવનાઓના ઉન્નતપણાનો સુંદર સંયોગ કરી વાચકવર્ગને વધારે ઉદાર, ઉચ્ચાશયી અને રસવૃત્તિવાળા બનાવવા અમોએ બનતો પ્રયત્ન કર્યો છે. અને એક રંક માસીક રંક લવાજમના પ્રતિફળ તરીકે જે કાંઇ ઉત્તમમાં ઉત્તમ આપી શકે તે આપવામાં લેશ પણ પ્રમાદ કે કર્તવ્યનિષ્ઠાનો ભંગ કર્યો નથી.

પરંતુ કર્તવ્યપાલનના અંગે આપત્તિના જે દુઃખદ પ્રસંગો અનિવાર્યપણે જોડાએલા જ રહે છે તે વિકટ પ્રસંગો આ માસીકને શીર પણ છેલ્લા બે વર્ષથી, એક પછી એક આવતા રહ્યા છે. પાલીતાણાના જળપ્રલયના સખ્ત આઘાત પછી, આ માસીક મહાન પરિશ્રમથી ગમે તેમ કરીને પણ પોતાનુ જીવન નિભાવ્યે જાય તેવી સ્થિતિમાં રહેવા પામ્યું હતું; પરંતુ પશ્ચિમમાં સાંપ્રતમાં સળગેલા દાવાનળની મહાજ્વાળામાં છેક ભસ્મિભૂત થવાના અનિષ્ટ ભાવીમાંથી તે બચી શકે એ ઘટના બહુ બહુ વિચારને અંતે છેક અસંભવિત જણાઇ હતી. અષાઢ અને શ્રાવણ માસના અંકમાં અમારે હાથે ઉછરેલા, પરંતુ હાલ મૃત્યુ સન્મુખ થયેલા આ પ્રીય બાળકની મૃત્યુ શીયાના જે સ્નેહના બે આંસુ વેરવાના અવશેષ હતા તેપણ અર્પી ચુકયા હતા. છતા કેટલાક આનંદપ્રીય સજ્જનો તરફથી ગમે તે ભોગે એ ઉછરેલા, પાંગરેલા અને ઉજ્જ્વળ ભાવિની આગાહી આપનાર બાળકને આ મામલામાં નિભાવી લેવા, અત્યંત આગ્રહ ભરેલા પ્રેમપૂર્ણ પત્રો અમને મળ્યા. આથી અમારી આશા પુનઃ ચેતનવંતી થઇ અને તેને જીવતુ રાખવાનો એક છેલ્લો ઉપાય અજમાવ્યો. એ ઉપાય, પૂર્વના અંકમાં દર્શાવી ગયા તેમ, આ માસીકના લવાજમમાં ચાર આના વધારવાનો છે. એ માર્ગ લીધા શીવાય તે આ વિકટ પ્રસંગમાંથી પસાર થઇ શકે તેમ નથી. આ આશા સફળ કરવી એ અમારા ઉદાર વૃત્તિવાળા વાચક વર્ગના હાથમાં જ છે. ચાર આના એ કાંઇ એવી રકમ નથી કે એક ઉત્તમ માસીકને જીવતુ રાખવા

# આનંદ.

પુસ્તક ૧૨ મું.　　સંવત ૧૯૭૦ આશો.　　અંક ૧ લો.

## પ્રાસ્તાવિક.

ગર્ભિત પુદ્ગલ પિંડમાં, અલખ જ્યોતિ ચિતિ દેવ,
ભમે સહજ ભવ ચક્રમાં, એ અનાદિની ટેવ.
પુદ્ગલ સાથે એકતા, નિજ સમ ગણી ત્યાં પ્રીત,
સ્વ–પર ભેદનો લક્ષ નહીં, એ અનાદિની રીત.
જે જે તન મનની દશા, તે નિજ ગણે સ્વરૂપ,
એહ વિભાવ વિષે વસી, સરે ઉંડે ભવકૂપ.
જ્યમ જ્યમ કર્મ વિપાક વશ, વધે વેદની દંશ,
ત્યમ ત્યમ પ્રબળ વિભાવ થૈ, વધે કર્મનો વંશ,
જ્યમ મર્કટ મદીરા પીવે, ડંખે વૃશ્ચિક ગાત્ર,
પછી વિધવિધ કૌતક કરે, ત્યમ ભ્રમનો ઉત્પાત.
ભૂત ભરાયા જન તણી, પરવશ જેવી ચાલ,
વિભાવના આસવ[૧] વશે, એવો ચેતન હાલ,
કર્મ સ્વરૂપ સમજે નહીં, આ સંસારી જીવ,
પણ સમજી અળગો રહે, [illegible] નિજ સ્વકીય.

સુશીલ.

---

૧ મદીરા.

# આવરણ.

મનુષ્યના પગના તળીયાની રચના એવી ખૂબીવાળી છે કે પૃથ્વિ ઉપર ટટ્ટાર ઉભા રહીને ચાલવામાં તેને કાંઈ હરકત પડે નહીં. પરંતુ મનુષ્યજાતિએ જ્યારથી જોડા પહેરવા શરૂ કર્યા ત્યારથી પગના તળીયાને માટી અને પાણીથી બચાવવાની ચિંતા એટલી બધી વધી ગઇ કે તળીયાનો ઉદ્દેશ જ ભૂલી જવાયો. આજ સુધી જે તળીયા સહજ રીતે આપણો ભાર વહન કરતા હતાં, તેજ તળીયાનો ભાર આપણે જ માથે વ્હોરી લીધો! આજે જો આપણે જોડા પહેર્યા વિના ખુલ્લા પગે બહાર જઇએ છીએ તો એજ પગના તળીયા આપણને મદદ કરવાને બદલે પગલે પગલે દુઃખ અને વેદના આપનારા થઈપડે છે, એટલું જ નહીં પણ એને માટે દરેક ક્ષણે સાવચેત અને જાગૃત રહેવું પડે છે. કારણ કે જો ફરતી વખતે તળીયાની સેવામાં મનને રોકી ન રાખીએ તો તુરત જ શરદી લાગી જાય ને છીંકો આવવા માંડે! વધારે શરદી લાગે તો તાવ પણ ચડી આવે! એથી કરીને ન છુટકે મોજા, સ્લીપર, બુટ, વિગેરે વિવિધ ઉપાયો અને સામગ્રીઓથી ઉપાંગની પૂજા કરવી પડે છે. જાણે કુદરતી રીતે જ આપણું ઉપાંગ અપૂર્ણ હોય તેમ માની લઈ તેના ઉપર આવરણો વીંટાળતા જઇએ છીએ. જાણે કે બુટ અથવા તો જોડા વિના પગના તળીયાની કશી કીંમત જ નથી!

આવી રીતે એક માત્ર સગવડની ખાતર આપણે આપણી સ્વતંત્ર શક્તિ અને વિશ્વજગત્ એ બે વચ્ચે કેટલીએ મજબૂત દીવાલો ઉભી કરી છે તેનો નિર્ણય થઇ શકતો નથી. આપણા સંસ્કારબળે અથવા અભ્યાસ પરંપરાએ આપણી સ્વાભાવિક શક્તિને એક અગવડ રૂપે અને કૃત્રિમ આવરણોને સગવડરૂપે માનતા આપણને બનાવી દીધા છે, એમ કહીએ તો ખોટું નથી. કપડાઓ પહેરી પહેરીને કપડાંઓને આપણે એટલે બધે ઉંચે સ્થાને પહોંચાડી દીધા છે કે એજ કપડાં આપણી પોતાની ચામડી કરતાં પણ વધારે મહાન થઇ પડયા છે. આશ્ચર્યમય અનાવૃત્ત શરીરને અવજ્ઞા યા અવહેલનાની દૃષ્ટિથી જોયા વિના રહી જ શકતા નથી.

પરંતુ જ્યારે પ્રાચીન કાલ તરફ નજર નાંખીએ છીએ ત્યારે જણાય છે કે કપડાઓને અથવા જોડાઓને ગઢ્ઢાપુંછની માફક વળગી રહેવાનો આગ્રહ તે વખતે આપણા આ ઉષ્ણપ્રધાન દેશમાં નહોતો. કુદરતી રીતે જ બહુ ઓછાં કપડાં આપણા ઉપયોગને માટે પુરતાં થઇ પડતાં અને બીજું એ પણ ખરૂં કે બાળ-બચ્ચાંઓ જ્યાંસુધી બહુ મોટી ઉમ્મરે ન પહોંચે ત્યાં સુધી કપડાં કે જોડા પહેર્યા વિના અનાવૃત્ત શરીરે, કોઇપણ જાતના સંકોચ વિના ગમે ત્યાં હરીફરી શકતા. પાશ્ચાત્ય પ્રજાના સંસ્કાર અથવા અનુકરણથી હવે તો કોઇ નાના બચ્ચાંને નગ્નપણે ફરતું જોઇએ છીએ તો પણ આપણને શરમ આવે છે! કેટલાએક ગૃહસ્થો તો પોતાના બાળકને કોઇ એક મહેમાન પાસે નાગું-ઉઘાડું ફરતું જોઇ બહુ જ સંકોચ પામે છે અને એ રીતે બાળકને પોતાને પણ તેની પોતાની જાત માટે સંકુચિત બનાવી દે છે!

આનું પરિણામ એ આવ્યું છે કે આપણા દેશના શિક્ષિત ગણાતા વર્ગમાં એક જાતની કૃત્રિમ લજ્જા દાખલ થઇ ગઇ છે. અમુક વરસની ઉમ્મર સુધી શરીરના સંબંધમાં કોઇ પણ પ્રકારની લાજ કે શરમ નથવી જોઇએ, તે ઉમ્મરે પહોંચીએ તે પહેલાં જ, શરમ અને લજ્જા આપણને ઘેરી લે છે. જન્મથી લઇને મરણ સુધી, મનુષ્ય કાં જાણે શરમનો વિષય ન હોય તેમ મનાઇ જાય છે. જો આજ અવસ્થા વધારે વખત ચાલુ રહે તો વખત જતાં એકાદ ખુરસી કે ટેબલના પાયા ઉઘાડાં જોઇને પણ શરમ અથવા ક્રોધથી આપણે લાલ પીળાં બની જઇએ તો નવાઇ નહીં.

આ વિષયને માત્ર જો લજ્જા-શરમની સાથેજ સંબંધ હોત તો અમે તે વિષે વધુ બોલવાનું પસંદ કરત નહીં. પરંતુ એથી જગતમાં દુઃખની પણ વૃદ્ધિ થઇ છે-આપણી કેવળ શરમને લઇને જ શિશુ બાળકોને નકામું કષ્ટ ભોગવવું પડે છે. જે વખતે તેઓ કુદરતના ખોળામા પડી રહેવું પસંદ કરે છે, અને સુધારાના પાશથી ડરી ડરીને નાસવાનો પ્રયત્ન કરતા હોય છે તે વખતે તે બાળકોને જોર જુલમથી રેશમી અથવા જરીઆનના વસ્ત્રોથી ઢાંકી દેવાનો જુલમ કરવો અને વાયુના કરસ્પર્શ તથા પ્રકાશના ચુંબનથી દૂર દૂર રાખવાની દરેક વ્યવસ્થા કરવી એના જેવી બીજી કઇ ક્રૂરતા હોઈ શકે? અને તે પણ કેવળ પોતાની શરમ-માન-અને ગૌરવની ખાતર-બાળકની ખાતર તો નહીંજ! બિચારૂં બાળક પોતાના પાલક-પોષક પાસે રડવા સિવાય શું કરી શકે? તે દીનનિર્દોષ બાળક હૃદયભેદક બૂમો પાડી ન્યાયાધીશ પાસે પોતાનો કેસ રજુ કરે છે, પરંતુ પિતામાતામાં એકઝીક્યુટીવ (વ્યવસ્થાપક) અને જુડીશીઅલ (અદાલતી) એ બન્ને ખાતાં એક સાથે રહેલા હોવાને લીધે તેનો પોકાર અને રૂદન વ્યર્થ જાય તેમ છે, તેની તેને કયાંથી ખબર હોય?

આથી પાલન-પોષણ કરનાર માતપિતા અથવા સગાં-સંબંધીઓને પણ દુઃખ ભોગવ્યા વિના ચાલતું નથી. કારણ કે અકાળે લજ્જા ઉપજાવવાને લીધે અનેક અનાવશ્યક જરૂરીઆતો અને ખર્ચો વધી પડે છે. જે બાળક સભ્ય થવા માંગતું નથી, અથવા તો જે બાળક સરળ-નમ્ર અને આડંબર રહિત છે, તેના ઉપર સુધારાનો નકામો બોજો નાંખી, ધનનો દુરૂપયોગ કરવો એ એક જાતની મૂઢતા નહીં તો બીજું શું કહેવાય? નગ્નતા અથવા આવરણરહિતપણામાં બીજી એક ખૂબી એ છે કે તેમાં સ્પર્ધા, ઇર્ષા અથવા ચડસા ચડસી રહી શકતી નથી. કપડાઓથી તો ઇચ્છાનું-લોભનું અને આડંબરનું પ્રમાણ વધતું જાય છે, અને છેવટે નાના બાળકોનું સુકુમાર-માખણ જેવું કોમળ શરીર ધનાભિમાન પ્રકટ કરવાનું એક સાધન બની જાય છે. તેના ઉપર વસ્ત્રોનો અને ઘરેણાંઓનો નિષ્કારણ બોજો એટલો બધો વધી જાય છે કે તેને તે અસહ્ય થઈ પડયા વિના રહેતો નથી.

આ સબંધે અમે ડાકટરી અથવા અર્થનીતિ સંબંધી યુકિતઓ આપવા માંગતા નથી, કારણ કે આ લેખ શિક્ષણના

ઉદ્દેશથી લખવામાં આવે છે, એ વાત અમારા ધ્યાન બ્હાર નથી. પૃથ્વી—પાણી—હવા અને ખુલ્લા આકાશની સાથે જેવો જોઇએ તેવો શરીરનો સંપૂર્ણ સંબંધ થાય નહીં ત્યાં સુધી આપણું શિક્ષણ સાર્થક થઇ શકતું નથી. આપણું મુખ—ચ્હેરો, શરદી તથા ગરમીમાં પણ હંમેશા ખુલ્લો રહે છે અને તેથી બીજી ચામડી કરતાં મુખની ચામડી વધારે કેળવાયેલી—સહનશીલ બની જાય છે. પ્રત્યેક મનુષ્યનું મુખ આ વાત સારી રીતે સમજી શકે છે કે બહારનો સંબંધ સારી રીતે નીભાવવાની ખાતર કોઇપણ પ્રકારના આવરણની જરૂર નથી. તેથી તે પોતે પોતાનામાં જ સંપૂર્ણતા માની લે છે—તેને બહારનો કૃત્રિમ આશ્રય સ્વીકારવાની જરૂર પડતી નથી.

અહીંઆ એટલું કહી દેવું જોઇએ કે માન્ચેસ્ટરના મીલવાળા વ્યાપારીઓને ખોટમાં ઉતારવા માટે, અંગ્રેજી રાજ્યમાં નગ્નતાનો પ્રચાર કરવા અમે માંગતા નથી. અમારો કહેવાનો આશય માત્ર એટલો જ છે કે શિક્ષણ દેવાની જે એક અવસ્થા છે તે બાલ્યાવસ્થા છે, અને તે વખતે શરીર તથા મનને પરિપકવ—સુદૃઢ તેમજ સહનશીલ બનાવવાને માટે કુદરત માતાની સાથે તેનો નિઃસંકોચપણે સંબંધ થવા દેવો જોઇએ. બાલ્યાવસ્થામાં જ શરીરને—તથા મનને છુપાવી દેવાની કશી જરૂર નથી—એટલા બધા સુધારાની આ દેશને માટે અગત્ય પણ નથી. પરંતુ આવી કાચી અવસ્થામાં જ સુધારાના રણક્ષેત્રમાં બાળકોને ઉતારવામાં આવે છે, તે જોઇ અમને બહુ દુઃખ થાય છે. બાળક, કપડાઓને ફેંકી દેવા માંગે છે અને આપણે તેને ઢાંકી દેવા માંગીએ છીએ. આ રીતે ન્હાનપણથી જ બાળકોની સાથે એક પ્રકારની લડાઇ—વિગ્રહ શરૂ થાય છે.

ખરૂં પુછો તો આપણો આ વિગ્રહ માત્ર બાળકની સાથે જ નથી; પણ કુદરતમાતાની સાથે છે. કુદરતમાં એક બહુ જ જુનું જ્ઞાન જીવંત રહ્યું છે અને તેથી જ્યારે કોઇપણ બાળકને કપડાં પહેરાવવામાં આવે છે, ત્યારે તે કુદરતનું જ્ઞાન, તે બાળકના રૂદનદ્વારા આપણી સામે જ પોતાનો વાંધો રજુ કરે છે. આપણે સર્વ કુદરતમાતાના પુત્રો છીએ, એ વાત સર્વદા સ્મરણમાં રાખવા યોગ્ય છે.

તે ગમે તેમ હો. વધતા જતા સુધારાથી હવે સહેજ પાછા હઠવાની જરૂર છે. બાળકોને ઓછામાં ઓછા સાત વરસ સુધી સુધારાના આડંબરોથી દૂર રાખવા જોઇએ. આ સાત વર્ષો તો અમે બ્હીતાં બ્હીતાં બહુ ઓછાં કહ્યાં છે. એટલી અવસ્થા સુધી બાળકોને માટે શ્રૃંગારની કે શરમની કશી જરૂર નથી—જો કાંઇ જરૂર હોય તો જેને જંગલીપણું અથવા નગ્નતા કહેવામાં આવે છે તેના શિક્ષણની જ જરૂર છે. આ શિક્ષણ દરેક બાળકને મળવું જોઇએ. કુદરત તેને પોતાને આ શિક્ષણ આપવા દ્યો—તે વચમાં કાંઇ હરકત કે વિઘ્ન નાંખી કરવાથી દૂર રહો. અગર આટલી નાની ઉમ્મરમાં—આ નિર્દોષ અવસ્થામાં બાળકો પૃથ્વી માતાના ખોળામાં પડતાં—આથડતાં, ધૂળ અને માટીથી પોતાનું શરીર નહીં રંગે તો પછી તે ગરીબ બાળકોને ફરીથી એવું સૌભાગ્ય કયારે મળી શકે તેમ છે? અગર તેઓ આ અવસ્થામાં વૃક્ષો ઉપર ચડીને ફળો નહીં તોડી શકે તો તે બિચારા

કમનસીબ બાળકો સુધારાની લોકલજ્જામાં પડયા પછી વૃક્ષ-લતાઓ અને ફળ-ફુલો સાથે પોતાનો મૈત્રીનો સંબંધ કયારે યોજી શકશે? આ બાલ્યાવસ્થા કે જે વખતે વાયુ-આકાશ-મેદાન-વૃક્ષ-લતા ફળ-ફુલ વિગેરે તરફ તેના મનનું અને શરીરનું એક સ્વાભાવિક ખેંચાણ થવા લાગે છે, જે વખતે સર્વ સ્થાનોથી તેને નિમંત્રણ મળવા લાગે છે, તે વખતે તેની વચમાં જો કપડા-લતાનું અને લજ્જાનું આવરણ-વિઘ્ન ખડું કરીએ તો સ્વાભાવિક છે કે બાળકની સમસ્ત મહેનત રદ થઇ જાય અને અંદર ને અંદર જ એક પ્રકારનો સડો ઉત્પન્ન થવા લાગે! કારણ કે જે ઉત્સાહને વિશાળ અને ખુલ્લું ક્ષેત્ર મળી શકે છે, તેજ ઉત્સાહ સ્વાસ્થ્યકર બની શકે છે, નહીં તો સંકુચિત થયેલો બંધનયુકત તેજ ઉત્સાહ દુષિત થઇ દુઃખદાયક થઇ પડે છે.

બાળકને જયારે શરૂઆતમાં કપડા પહેરાવવામાં આવે છે, તેજ વખતે કપડાના સંબંધમાં એક ફીકર તેમને શિરે લાદવામાં આવે છે. તેમને ખુલ્લેખુલ્લું કહી દેવામાં આવે છે કે-"જુઓ સાવચેત રહેજો-આ કપડાં પહેરાવીએ છીએ તે મેલાં થવા ન પામે." દરજીનું સીલાઇનું બીલ તો ભાગ્યે જ ભુલી જવાય છે, પણ બાળકની કાંઇ કીંમત છે કે નહીં તે તો આપણને યાદ જ રહેતું નથી-કલ્પના પણ આવતી નથી. આ કપડું ફાટી ગયું, આ મેલું થઇ ગયું, અમુક વખતે આ સુંદર અંગરખું આટલા પૈસા ખર્ચી સીવડાવ્યું હતું, અભાગી છોકરાએ આ કીંમતી વસ્ત્ર બગાડી નાંખ્યું, એવી સેંકડો વાતો-તિરસ્કારો આપી-પ્રસંગોપાત સજા કરી બાળકને પીડા આપવામાં આવે છે. આ પ્રમાણે સજા અને ધમકીઓથી તેના મનમાં એવા સંસ્કાર દ્રઢ થઇ જાય છે કે શિશુજીવનની સઘળી રમત-ગમતો કરતાં આ કપડાંઓની સંભાળ લેવી વધારે જરૂરની છે-રમત-ગમત અને ખેલકૂદ કરતાં વસ્ત્રોનું મૂલ્ય અધિક છે. જે કપડાઓની બાળકોને કશી જરૂર નથી, તેજ કપડાં માટે બિચારા બાળકોને માથે આટલી બધી ગંભીર જવાબદારી શામાટે નાંખવામાં આવતી હશે, તે કાંઇ સમજી શકાતું નથી. જે સરલ સ્વભાવી બાળકોને માટે કુદરત દેવીએ સેંકડો સુખોની સગવડતા કરી રાખી છે, અને તે અવ્યાહત સુખોની મજા લઇ શકે તેવું મનનું સામર્થ્ય પણ બક્ષ્યું છે, તે બાળકોનું તેમના જીવનની શરૂઆતનું ક્ષેત્ર, આવા નજીવા પોષાકની મમતાથી શા માટે વ્યર્થ અને કંટકમય બનાવવામાં આવતું હશે? શું મનુષ્યો સર્વત્ર પોતાની ક્ષુદ્ર બુદ્ધિ અને તુચ્છ પ્રવૃત્તિનું રાજ્ય સ્થાપી સ્વાભાવિક સુખ શાંતિને પણ દેશનિકાલ કરવા મથતાં હશે? કેટલાએકો કહે છે કે જે કાંઇ આપણને સારૂં લાગે તે બીજાને પણ સારૂં લાગવું જ જોઇએ. આના જેવી બીજી કોઇ આપખુદી હોય તેમ અમે માનતા નથી. પોતાને જે કાંઇ સારૂં લાગે તે એક જ વાત સઘળાને લાગુ પાડી, જગતમાં દુઃખનો વિસ્તાર કરવાની મનુષ્યને શું સત્તા છે, તેનો સૌ પ્રથમ નિર્ણય થઇ જવો જોઇએ. અસ્તુ.

કુદરત જે કાંઇ કામ કરે છે તે આપણાથી કોઇ રીતે બની શકે નહીં, એ વાત

સૌ કોઇ સ્વીકારે છે, એટલા માટે " મનુષ્યનું કલ્યાણ કેવલ અમે બુદ્ધિમાનો જ કરીશું " એવી હઠ ત્યજી દઇ પ્રકૃતિદેવીને માટે પણ થોડો માર્ગ ખુલ્લો રાખી દેવો જોઇએ. જીવનના આરંભ કાળમાં જ બાળકોની પ્રકૃતિને સ્વાધીન રાજ્યમાં છુટી મુકી દેવામાં આવે તો સુધારાની સામે વિરોધ ઉપજવાને બદલે જીંદગીના આધારરૂપ દીવાલો વધારે મજબૂત બને છે. કુદરતી શિક્ષણથી કેવળ માત્ર બાળકોને જ લાભ છે એટલુંજ સમજી બેશી રહેવાનું નથી. બલ્કે એ શિક્ષણના પ્રચારમાં આપણો પોતાનો પણ ઉપકાર થઇ શકે છે. અત્યારે આપણે ધીમે ધીમે, સર્વ વસ્તુઓને છુપાવી રાખવાનાં સ્વભાવવાળા બનતા જઇએ છીએ અને એ રીતે આપણા અભ્યાસને એવો વિકૃત બનાવી દીધો છે કે જે સ્વાભાવિક છે તેને પણ સહજ દ્રષ્ટિથી જોઇ શકતાં નથી. અગર આપણે મનુષ્યના સુંદર શરીરને નિર્મળ બાલ્યાવસ્થાથી નગ્ન જોવાની ટેવ નહીં પાડીએ, તો વખત જતાં યુરોપીય પ્રજા જેવી આપણી પણ દશા થયા વિના રહેશે નહીં. વિલાયતની પ્રજામાં શરીરના સંબંધે બહુ ખોટા અને વિકૃત વિચારો ભરાઇ પેઠા છે; અને ખરી રીતે એ ખોટા વિચારો જ લજ્જાને યોગ્ય છે—બાળકોને અમુક વય સુધી નગ્ન ફરવા દેવાના વિચારો બિલકુલ લજ્જાપાત્ર નથી.

અમે માનીએ છીએ કે સુધરેલા સમાજમાં કપડા—લતાંની અને મોજાં તથા જોડા વિગેરેની જરૂર છે, તેથી જ તેની આવશ્યકતા તથા ઉત્પત્તિ છે. પરંતુ એની સાથે એટલું પણ સ્મરણમાં રાખવું ઘટે છે કે આ બધા કૃત્રિમ આશ્રયોને અથવા ઉપકરણોને આપણા પોતાના માલેક બનાવી દેવા તેમજ તેનાથી સંકુચિત રહ્યા કરવું એ કોઇ રીતે વાજબી નથી. તેમાં પણ ભારત વર્ષના હવા—પાણી એવા અનુકુળ છે કે ઉપર કહ્યા તેવા ઉપકરણોનું સર્વદા દાસત્વ સ્વીકારી લેવું એ કોઇ પ્રકારે શ્રેયસ્કર નથી. પ્રાચીન કાળ તરફ નજર નાંખતાં જણાશે કે પૂર્વે પણ આપણે ઉપકરણોના ગુલામ બન્યાં નથી. જરૂર જણાતાં, અલબત, તેનો ઉપયોગ કરતાં પણ તુરત જ તેથી મુકત પણ થઇ શકતાં. આપણાં પૂર્વજો સારી રીતે સમજતા હતા કે વેશભૂષા ( કપડા—લતાં—શૃંગાર વિગેરે ) એ એક નૈમિત્તિક વસ્તુ માત્ર છે—આપણા પ્રયોજનને માટે જ તેનો ઉપયોગ છે—અર્થાત્ શરદી કિંવા ગરમીથી રક્ષણ કરવું એ જ તેનો ઉદ્દેશ છે. તે સિવાય તે આવરણોમાં બીજું કાંઇ મહત્વ નથી. તે સમયે વસ્ત્રો વિગેરેએ આપણા ઉપર સ્વામીત્વ મેળવ્યું હોય તો તેટલે અંશે જ. એટલા માટે શરીરને નિરાવરણ રાખવામાં તે વખતે કોઇને લજ્જા થતી નહોતી. તેમજ બીજાનું આવરણ રહિત—નગ્ન શરીર જોવા છતાં કોઇ અપ્રસન્ન પણ થતું નહોતું. કુદરતી રીતે જ યુરોપવાસીઓ કરતાં આપણને તે વખતે વધુ સગવડ હતી, એમ કહીએ તો તે ખોટું નથી. કારણ કે જે વખતે જરૂર જણાતી તે વખતે જરૂરના પ્રમાણમાં આપણી લજ્જાની રક્ષા પણ કરી શકતાં અને અનાવશ્યક અતિલજ્જાનો બોજો પણ દૂર ફેંકી દઇ શકતા.

અત્ર એક વાત સ્મરણમાં રાખવી જો-

એ. અતિલજ્જા લજ્જાને નષ્ટ કરી દે છે. કારણ કે વસ્તુતઃ અતિલજ્જા એજ લજ્જાસ્પદ છે. તે સિવાય મનુષ્ય જ્યારે "અતિ" પણાની હદ ઓળંગી જાય છે અને પ્રત્યેક વાતમાં અતિ આગળ વધી જાય છે, ત્યારે પછી તેને કોઇ પ્રકારનો યોગ્યાયોગ્યનો વિચાર રહેતો નથી. આપણા દેશની સ્ત્રીઓ અધિક વસ્ત્રો પહેરતી નથી, એ વાત અમે માનીએ છીએ, તેની સાથે વિલાયતી મૅમોની માફક જાણી જોઇને પ્રયત્ન પૂર્વક, છાતી અને પીઠનો બાર આના ભાગ ખુલ્લો રાખીને પુરૂષોની સામે નીકળતી નથી, એ વાત પણ કહી દેવી જોઇએ. અલબત્ત અમને શરમ કરતાં આવડતું નથી. તેની સાથે શરમ ઉપર જુલમ કરવાનું પણ અમે જાણતાં નથી.

આ નિબંધમાં લજ્જાતત્ત્વ સંબંધી નિર્ણય કરવાનો અમારો ઉદ્દેશ નથી; એટલા માટે હવે આ વાતને એટલેથી જ પતાવી દઇશું. અમે ઉપર જે કાંઇ કહ્યું છે, તેનો અર્થ માત્ર એટલો જ થઇ શકે એમ છે કે મનુષ્ય-સમાજને કૃત્રિમ વસ્તુની સહાયતા લીધા વિના ચાલતું નથી; પરંતુ વખત જતાં અભ્યાસ દોષથી એ 'કૃત્રિમ' વસ્તુ આપણા માથાં ઉપર ચડી ન બેસે, અને આપણે પોતે તૈયાર કરેલી સ્વાભાવિક સામગ્રી નિરૂપયોગી ન થઇ પડે, તે માટે સતત્ લક્ષ રાખવું જોઇએ. જો આપણા પૈસા આપણને પોતાને જ ખરીદી લે, આપણી ભાષા આપણા પોતાના જ મનના ભાવોને શુંગળાવી મારે, આપણા શૃંગારો આપણા શરીરને જ નિરૂપયોગી બનાવી દે, આપણું પોતાનું જે કાંઇ નિત્ય તથા સ્વાભાવિક છે, તેને નૈમિત્તિક તથા વિકૃત બનાવી દે તો પછી એવા સુધારાના સત્યાનાશી અંકુશને એક તરફ ફેંકી દઇ અમારે ખુલ્લી રીતે કહી દેવું જોઇએ કે—"આ ઠીક—વ્યાજબી થતું નથી." ભારતવાસીઓનું ખુલ્લું શરીર લેશ પણ લજ્જાને પાત્ર નથી. જે ઓની દૃષ્ટિને તે લજ્જાસ્પદ જણાતું હોય તેઓની દૃષ્ટિ જ સ્વચ્છ નથી—તેમની દૃષ્ટિ માંજ વિકાર છે, એમ કહેવું પડશે.

આજકાલ શરીરની સાથે જેમ કપડાં લત્તાં તથા જોડાં-મોજાનો સંબંધ વધી ગયો છે, તેમ આપણા મનની સાથે પુસ્તકોનો સંબંધ પણ વધવા લાગ્યો છે. પુસ્તકનું વાંચન એ કેવળ શિક્ષણનું એક સગવડવાળું સાધન માત્ર છે. એ વાત આપણા મનમાંથી છેક જ નીકળી ગઇ છે, એટલું જ નહી પણ પુસ્તક જ જાણે શિક્ષણનો એક માત્ર ઉપાય છે એમ માનવા લાગ્યા છીએ. આ વિષયના સંસ્કારોએ આપણા મનમાં એવા ઉંડા મૂળ નાંખ્યા છે કે તેને દૂર કરવાનું કામ બહુ મુશ્કેલ થઇ પડ્યું છે.

કેટલીએક વિચિત્ર પદ્ધતિઓને લેઇને બાલપણથી જ પુસ્તકો ગોખી નાંખ્યા સિવાય ચાલતું નથી, એ વાત અમારા લક્ષ બહાર નથી. પરંતુ વાસ્તવિક રીતે જોઇએ તો પુસ્તકોમાંથી જ્ઞાન સંચય કરવાનો આપણા મનનો સ્વાભાવિક ધર્મ નથી. પદાર્થને પ્રત્યક્ષરૂપે જોયા પછી, તેની પરીક્ષા કર્યા પછી જે વાસ્તવિક જ્ઞાન આપ્ત થઇ શકે છે તે જ ખરૂં જ્ઞાન છે—જ્ઞાન પ્રાપ્તિનો ખરો માર્ગ પણ એજ છે. બીજાએ પ્રયત્ન પૂર્વક મેળવેલું જ્ઞાન, જો આ-

પણ તેનાં પોતાના મુખથી સાંભળીએ છીએ (તેનું પોતાનું પુસ્તક વાંચીને નહીં) તો પણ ઘણો ફેર પડી જાય છે અને આપણું મન સ્વાભાવિક રીતે જ તે જ્ઞાનને ગ્રહણ કરવા શક્તિવાન બને છે. કારણ કે, **મ્હોંની વાત** એ કેવળ વાત જ નથી, પણ **મ્હોંઢાની વાત** છે તેથી વાત કરનારનો પ્રાણવાયુ, મુખ અને નેત્રની ભાવભંગી, તથા કંઠનો તિવ્ર તેમજ મંદ સ્વર અને અભિનય વિગેરે પણ સાંભળનારના મન ઉપર અસર કર્યા વિના રહેતાં નથી આ સર્વ અભિનયાદિ પૂર્વક ભાષાદ્વારા જે કાંઈ સાંભળવામાં આવે છે, તે સર્વ **સંગીત અને આકાર**માં પરિણુત થઈ નેત્ર અને કાન એ બન્નેને માટે ગ્રહણ કરવા યોગ્ય સામગ્રી બની શકે છે. એટલું જ નહીં પણ જો આપણને એવી ખબર પડે કે અમુક માણસ કેવળ પુસ્તકમાંથી વાંચી જતો જ નથી, પણ પોતાના મનની વાત, પ્રસન્ન મનથી તથા તાજા દીલથી આપણને કહી દેવા માંગે છે ત્યારે આપણું મન, વકતાના મનની સાથે પ્રત્યક્ષ રીતે મળી જાય છે, અને તેથી જ્ઞાનની આપ-લેમાં એક પ્રકારનો રસ આવવા લાગે છે.

પરન્તુ દુર્ભાગ્યવશ આપણા શિક્ષકો આપણી આગળ પુસ્તક વાંચી જવાના એક સાધનરૂપ બની ગયા છે અને આપણે પોતે એક ઉપસર્ગરૂપ બની ગયા છીએ એમ કહીએ તો તેમાં કાંઈ અતિશયોક્તિ નથી. અથવા બીજા શબ્દોમાં કહીએ તો આપણે જે પુસ્તક ભણીએ છીએ તેમાં, શિક્ષક, માત્ર નહીં જેવી મદદ આપી શકે છે અને એક શબ્દની સાથે ઉપસર્ગ મળીને જે કામ કરે છે, તેટલું જ કામ આપણું અંતઃકરણ પુસ્તકના જ્ઞાન સાથે મળીને કરી શકે છે. આનું પરિણામ એ આવ્યું છે કે જેવી રીતે આપણું શરીર કૃત્રિમ પદાર્થોની જાળમાં ફસાઇ પડયું છે, અને પૃથ્વીના સાક્ષાત્ સંબંધથી દૂર રહી ગયું છે, એટલું જ નહીં પણ એવા સાક્ષાત્ સંબંધને ક્લેશકર તથા લજ્જા કર માનવાની ટેવવાળું બની ગયું છે, તેવી રીતે આપણું મન પણ જગત્‌ની સાથેના પ્રત્યક્ષ-સીધા સંબંધથી જે સ્વાદ મળવો જોઇએ તેનાથી કમનસીબ રહી ગયું છે. આપણને સર્વ પદાર્થો પુસ્તકો દ્વારા જ જાણવાનો એક અતિશય અસ્વાભાવિક અભ્યાસ પડી ગયો છે. એટલે સુધી કે જે પદાર્થ છેક આપણી પાસે હોય તેને પણ પુસ્તકની સહાયતા વિના જોઇ શકતા નથી. વાત વાતમાં પુસ્તકની ગરજ લીધા વિના ચાલતું નથી. એક નવાબના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે એક વખતે કોઇ આફતના પ્રસંગે જોડા પહેરવા માટે પોતાના નોકરની રાહ જોઇને બેસી રહ્યો, એટલામાં દુશ્મનોએ તેને કેદ કરી લીધો. પુસ્તકની વિદ્યાના મોહથી આપણી માનસિક નવાબી એટલી બધી શોખીન અને પરાવલંબી થઈ પડી છે કે તુચ્છમાં તુચ્છ વિષયને માટે પણ જો પુસ્તકનું અવલંબન મળતું નથી તો મનને કોઇ રીતે શાંતિ મળતી નથી. સૌથી વિશેષ આશ્ચર્યકારક તો એજ છે કે આપણા વિકૃત સંસ્કારના દોષથી જે નવાબી આપણા મનમાં ભરાઇ પેઠી છે, તેને લજ્જાકર અને દુઃખદાયક માનવાને બદલે ગૌરવજનક અને ઉપયોગી માનવાના સ્વભાવવાળા બની ગયા છીએ. પુસ્તકો

દ્વારા સાંભળેલી વાતોનો આધાર લઇ આપણે આપણી જાતને પંડિત શિરોમણી માની અભિમાન કરતાં જરાયે સંકોચ કરતાં નથી. આનો અર્થ એટલો જ થઇ શકે છે કે આપણે જગત્‌ને આપણા પોતાના મનથી નહીં પણ પુસ્તકોથી પામવાનો વ્યર્થ પ્રયત્ન કરીએ છીએ.

જ્ઞાન અને હૃદયના ભાવને સંઘરી રાખવાને માટે પુસ્તક જેવી ઉપયોગી ચીજ જગત્‌માં બીજી નથી, એ વાતનો સ્વીકાર કરવામાં અમે કોઇ જાતનો વાંધો લેતા નથી. પુસ્તકોની કૃપાથી જ આપણે મનુષ્યજાતિના હજારો વર્ષો પહેલાનું જ્ઞાન અત્યારે સરળતાથી પ્રાપ્ત કરી શકીએ છીએ, એની કોઇથી ના કહી શકાય તેમ નથી. પરંતુ આ એક સગવડને લીધે મનુષ્યે જો પોતાના મનની સ્વાભાવિક શકિતને છેક ગોપવી રાખે, તો આપણી બુદ્ધિ, ઉપર કહ્યા નવાબ સાહેબ જેવી તદ્દન પરાવલંબી બની જાય, એમાં કાંઇ શક નથી. જે જીવ, નોકર-ચાકર-માલ-મિલકત-તથા પદાર્થોની સગવડને આધીન રહ્યા કરે છે, તેને નવાબ સાહેબ કહેવામાં આવે છે. આવા નવાબો આ વાત છેક જ ભૂલી જાય છે કે પોતાની શક્તિ અથવા શ્રમના પરિણામે જે સુખ પ્રાપ્ત થાય છે, તેજ વાસ્તવિક સુખ હોય છે-તે સુખની કીંમત થઇ શકતી નથી. જે સુખ અને આનંદ કઠિન પ્રયત્નના પરિણામે, અથવા પોતાની શકિતના બળથી મનુષ્ય પોતે જાતે મેળવી શકે છે, તે સુખ-આનંદ પુસ્તકના કીડાઓ અથવા માનસિક નવાબો કોઇ કાળે મેળવી શકતા નથી. પુસ્તકો ઉપરજ સર્વસ્વ આધાર રાખવાથી મનની સ્વાભાવિક શકિત નષ્ટ થઇ જાય છે, અને તે શકિતના ઉપયોગ દ્વારા જે આનંદ મળવો જોઇએ તે મળી શકતો નથી-બલ્કે મનની શકિતને કામે લગાડવાનો જયારે પ્રસંગ આવે છે ત્યારે આનંદને બદલે ઉલટું કષ્ટ થવા લાગે છે.

આ પ્રમાણે જ્યારે આપણું મન બાળવયથી જ પુસ્તકોના વાંચનરૂપી આવરણોથી ઢંકાઇ જાય છે ત્યારે સમાજના મનુષ્યોની સાથે સહજ ભાવથી હળવા-મળવાની શકિત લુપ્ત થયા વિના રહેતી નથી. કપડાં અને અલંકારોથી દબાઇ જવાને લીધે આપણા શરીરની જે દુર્દશા થઇ છે-આવરણ રહિત વિચરતાં સંકોચ પામવાની જે ટેવ પડી ગઇ છે, તેવી જ દુર્દશા પુસ્તકોથી આચ્છાદિત થઇ ગયેલા આપણા મનની પણ થઇ ગઇ છે. અર્થાત્ મનને પોતાની શકિતનો ઉપયોગ કરતા લજ્જા અને કષ્ટ થયા વિના રહેતું નથી. આપણે નિત્ય જોઇએ છીએ કે આજકાલના શિક્ષિત યુવકો, સમાજના મનુષ્યોની સાથે સહજભાવથી સમાગમમાં આવી શકતાં નથી, પોતાના કુટુંબીઓ કે દેશવાસીઓનો હૃદય પૂર્વક આદર-સત્કાર કરી શકતાં નથી. અને આમ બને એ સ્વાભાવિક જ છે. કારણ કે તેઓ પુસ્તકના પાત્રોને જેટલી સહેલાઈથી ઓળખી શકે છે, તેટલી સહેલાઇથી પૃથ્વીના મનુષ્યોને ઓળખી શકતાં નથી. આવા યુવકોને પુસ્તકના મનુષ્યો જેટલા મનોહર લાગે છે તેટલાજ પૃથ્વીના મનુષ્યો કંટાળો આપનારા થઇ પડે છે. અત્યારના ભણેલા ગણેલા વિદ્વાનો મહાન્ સભાઓમાં વ્યાખ્યાનો તો આપી શકે છે, પરંતુ એજ વિ-

દ્વાનો સાધારણ મનુષ્યો સાથે કેવી રીતે બોલવું-ચાલવું તે સમજી શકતા નથી. મહાન્ પુસ્તકોની આલોચના કરવી એ અત્યારના સુશિક્ષિત યુવાનો માટે જેટલું સરળ છે તેટલી સરળતાથી સાધારણ મનુષ્યો સાથે વાતચીત કરી શકતાં નથી. આ બધી બાબતો વિષે વિચાર કરતાં એમ કહ્યા વિના ચાલતું નથી કે આવા શિક્ષિત યુવકો પંડિત તો બની ગયા છે, પરંતુ દુર્ભાગ્યવશ તેઓ પોતાનું સાચું મનુષ્યત્વ ગુમાવી બેઠા છે! અગર મનુષ્યોની સાથે એક મનુષ્ય તરીકે આપણો વ્યવહાર ચાલુ રહે તો પછી ઘર સંસારની વાતો, કુટુંબની ચર્ચાઓ તથા બાળબચ્ચાંઓની રમત-ગમતો આપણને સહજ તથા સુખદાયક જણાયા વિના રહે નહીં. પરંતુ આજે આપણી દશા છેક જ પલટાઇ ગઇ છે. આપણે માટે સમાજ વ્યવહાર તથા કુટુંબ-પરિચય કઠિન અને કષ્ટકર બનવા લાગ્યો છે. પુસ્તકોના પાત્રોની છટાદાર-અલંકારિક ભાષા વાતચીતમાં પણ વાપરવાનો આપણને અભ્યાસ પડી ગયો છે, અને તેથી જ્યારે આપણે હસીએ છીએ અથવા રડીએ છીએ ત્યારે ખરેખર આપણું હસવું તથા રોવું અત્યંત હાસ્યરસપૂર્ણ અથવા કરૂણામય હોય છે. પરંતુ જે વાસ્તવિક મનુષ્ય હોય છે તેનું ખાસ વલણ હંમેશા રકત-માંસથી બનેલા મનુષ્ય તરફ જ હોય છે અને તેથી તેની વાતોમાં એટલો બધો ઉગ્ર હાસ્ય રસ કે કરૂણારસ આવી શકતો નથી. ખરી રીતે તો જે કાંઇ આપણને સ્વાભાવિક છે, તેના કરતાં અધિક હોવાનો દેખાવ કરવો એ કોઇ રીતે વાજબી નથી. મનુષ્ય પોતે પુસ્તક બનવાનો પ્રયત્ન કરે તો તેનો મનુષ્યત્વનો સ્વાદ નષ્ટ થઇ જાય, મનુષ્યત્વ જ હારી બેસે એમાં કાંઇ નવાઇ નથી.

ચાણકય પંડિતે કહ્યું છે કે જેઓ વિદ્યાવિહીન છે તેઓ "सभा मध्ये न शोभन्ते" અર્થાત્ સભાની મધ્યમાં શોભા પામતાં નથી. પરંતુ સભા તો હંમેશા બેસી રહેતી નથી. સભાનો સમય પુરો થાય, એટલે પ્રમુખનો આભાર માની સભા બરખાસ્ત થઇ જાય. ખરી મુશ્કેલી તો એજ છે કે આપણા દેશના વિદ્વાન ગણાતા લોકો સભાની મધ્યમાં તો શોભા પામે છે, પણ સભાની બહાર એક મનુષ્ય તરીકે લેશ પણ શોભા પામી શકતાં નથી. કારણ કે તેઓ મનુષ્ય તો છે, પણ પુસ્તકના મનુષ્ય છે અને તેથી મનુષ્ય સમાજમાં એક યથાર્થ મનુષ્ય તરીકે કાંઇ શોભા કે પ્રતિષ્ઠા મેળવી શકતા નથી.*

(અપૂર્ણ.)

* શ્રીમાન્ રવીંદ્રનાથ ટાગોર.

# પત્રાવલી.

ચિરંજીવી ભાઇ નવીન કિશોર—

તમારા અત્યારના સુધરેલા રીત–રીવાજોથી હું બરાબર માહીતગાર નથી, તેથી તમારી સાથે પ્રથમ વાર્ત્તાલાપ કરવા અથવા તો પત્ર વ્યવહાર કરતાં પણ મને સંકોચ થાય છે. અમે તો વાતચીતમાં સૌ પહેલાં પિતાનું નામ પૂછીએ અને ત્યાર પછી વિશેષ વાતચીત કરવાનો પ્રસંગ કહાડીએ, પરંતુ તમારી સુધરેલી રીતિ પ્રમાણે તો અત્યારે કોઇને તેના પિતાનું નામ પૂછવું એ સભ્યતાવિરૂદ્ધ ગણાય છે. સદ્‌ભાગ્યે તમારા પિતાનું નામ મારી જાણબ્હાર નથી, કારણ કે તેનું નામકરણ મેં જ કર્યું હતું. જો કે વર્ત્તમાનકાલીય સુંદર નામ જેવું એકાદ મનોહર નામ તે વખતે હું પાડી શકયો નહોતો–કોણ જાણે કેમ મનમાં આવ્યું અને તેજ વખતે તેનું નામ ગોવર્દ્ધન રાખી દીધું! એ ગોવર્ધન નામનો મહિમા આજે સમજાય છે. ભાગ્યદેવતાએ તમારા વર્ધનનો ભાર તમારા પિતાશ્રી ઉપર નાંખવો ધાર્યો હશે, તેથી જ તે વખતે મને ગોવર્દ્ધન નામ મગજમાં આવી ચડયું હશે. તમને એ વાતનો સ્વીકાર કરતાં અત્યન્ત લજ્જા થશે, કારણ કે થોડા જ દીવસ ઉપર જ્યારે ન્યાયરત્ન મહાશયે તમારા પિતાનું નામ તમને પૂછયું ત્યારે તમારૂં મુખ લાલચોળ થઇ આવ્યું હતું, તે હું ભૂલી ગયો નથી. ભલે, તમારી ઇચ્છામાં આવે તો તમે તમારા પિતાનું નામ ફેરવી શકો તેમ છો. હું પણ મારૂં આપેલું નામ પાછું ખેંચી લઇશ.

મૂળ વાત એ છે કે અમે અમારા જુના વખતમાં કેવળ નામની ખાતર બહુ ફીકર–ચિંતા કરતા નહીં. કદાચ તમે તેને એક જંગલીપણાનું ચિન્હ સમજશો, પણ હું ખરૂંજ કહું છું કે અમે એમ ખાત્રીથી માનીએ છીએ કે સારા નામથી મનુષ્ય મહત્તા પ્રાપ્ત કરી શકતો નથી–બલ્કે મનુષ્ય જ જો ધારે તો પોતાના નામને મહત્તા આપી શકે છે. બુરા કર્મો કરવાથી મનુષ્યનું સારૂં નામ પણ બદનામ થાય, અને ભલા કર્મો કરવાથી ખરાબ નામ પણ પ્રીતિકર થાય. મુરબ્બીઓ તો માત્ર ગમે તેવું એકાદ નામ આપણને આપી શકે, પણ તે નામની મહત્તા વધારવી કે ઘટાડવી તે તો આપણી સત્તાની વાત છે. તમે વિચાર કરશો તો તમારી ખાત્રી થશે કે અમારા ઘણા પ્રાચીન કાલના મહાન્ પુરૂષોના નામો સાંભળવામાં એટલા બધા મધુર ન હોતાં–જેવા કે યુધિષ્ઠિર, રામચંદ્ર, ભીષ્મ, દ્રોણ, અર્જુન, ભીમ વિગેરે. પરંતુ એજ નામોએ એક અક્ષય વૃક્ષરાજની માફક આજ પર્યંત ભારતવર્ષના હૃદયમાં એવા જડ–મૂળ નાંખ્યા છે કે તે કોઇ કાળે કદાપિ ભૂલી શકાય નહીં. તમારા આજ કાલના વાર્ત્તા લેખકો રોજ નવીન નવીન મધુર નામો–જેવાં કે લલિત, યોગેશ, સુમતિચંદ્ર, ચંદ્રકાન્ત–વિગેરે બહાર પાડે છે, પણ વાચક વર્ગ કીડીઓની માફક માત્ર બે–ત્રણ કલાકમાં જ એ મિઠાશવાળા નામને ચુસી લઇ એક ખૂણામાં ફેંકી દે છે! સવારે મધુર લાગતા નામો સાંજે કડવાઝેર

જેવા થઇ પડે છે! તે ગમે તેમ હો. અમે તો નામ ઉપર બહુ લક્ષ જ આપતા નહીં. તમે કહેશો કે એ "તમારો ભ્રમ હતો." હું કહું છું કે જો એ ભ્રમ હોય તો પણ તમે એ સંબંધે ચિંતા કરશો નહીં. કારણ કે હવે સંસારમાં અમે વધારે વખત રહીએ એવો સંભવ નથી અમારા મરણ બાદ અમારી સઘળી જુની ભુલો નવયુવકો સુધારી લેશે!

હું પહેલાં જ કહી ગયો છું કે તમારા અત્યારના સુધરેલા રીત-રિવાજો કે સુધરેલી સભ્યતા બરાબર મારા જાણવામાં નથી. છતાં એટલું તો હું કહી શકું છું કે નીતિ-નિયમ અને વીવેક-વિનય જેટલો અમારા વખતમાં સચવાતો તેટલો અત્યારે ભાગ્યે જ સચવાતો હશે. અત્યારે પિતાને પ્રણામ કરતાં પુત્રને શરમ થાય છે. બન્ધુ-બાંધવોને આવકાર આપતા સંકોચ થાય છે, પણ મુરબ્બી વડીલ પુરૂષો સામે ગાદી-તકિયા ઉપર બેસીને ગંજીપાના પાના ખેલતાં જરાએ લજ્જા થતી નથી. બે-પાંચ ગૃહસ્થો રેલવેમાં બેંચ ઉપર બેઠા હોય તેમના માથા ઉપર ચડી બેસી નીચે પગ હલાવવામાં સંકોચ થતો નથી. તમે કહેશો કે આજકાલ વિશ્વવ્યાપી બન્ધુભાવ અથવા સહૃદયતા એટલી બધી વૃદ્ધિ પામી છે કે એ સહૃદયતા પાસે હવે તેવા વિનય-વિવેકની જરૂર રહી નથી. જો એમ જ હોય તો હું જાણવા માંગુ છું કે, અત્યારે સુધરેલા વર્ગનો મોટો ભાગ પોતાના પાડોશીની પણ ખબર-અંતર પુછતો નથી, એ પણ શું તમારી સહૃદયતાને જ આભારી છે કે? થોડું-ઘણું ધન કમાયા એટલે વિલાસો અને વૈભવો પાછળ બધું ફના કરી નાંખવું પણ દુઃખી-દરિદ્ર કે કંગાળ લોકોને પાઇનું પણ દાન આપતા સુખ ફેરવી બેસવું એ પણ શું સહૃદયતાનોજ પ્રતાપ કે? માતા પિતા ભલે ખાનપાન વિના હાથ-પગ ઘસ્યા કરે-પરિવારના અન્ય માણસો ભલે ઉપવાસ-અર્ધાશન કર્યા કરે, પણ પોતે તો લાલાસાહેબ બની સુખ-સ્વચ્છંદતાથી ફર્યા કરવું એજ તમારી સહૃદયતા કે? ભાઇ, મનના દુઃખની વાત આજ અનાયાસે બ્હાર ઉભરી આવી! હું કોલેજમાં ભણ્યો નથી, એટલે મને આટલી વાતો બોલવાનો કશો અધિકાર નહોતો, એ વાત પણ હું સારી રીતે જાણું છું. છતાં તમે લોકો અમારી નિંદા કર્યા વિના રહેતા નથી, તો પછી હું પણ તમારા સંબંધે એક-બે વચન બોલું તો તમારે પણ સાંભળી લેવું જોઇએ.

આ પત્ર લખવાનો આરંભ કર્યો તેજ વખતે તમને કેવી ઉપમા લખવી વાજબી ગણાય, એ વિચાર ઉદ્દભવ્યો. મનમાં એમ થયું કે "માઇ ડીયર પૌત્ર" લખ્યું હોય તો? પણ એ તો મારાથી સહન થઇ શક્યું નહીં. ત્યારપછી વિચાર કર્યો કે એજ શબ્દનું ગુજરાતી ભાષાંતર કરી, "મમ પ્રિય પૌત્ર" લખું. પરંતુ તે પણ મારા જેવા ઘરડા માણસની કાંઠાની કલમને માટે યોગ્ય ન ગણાય. છેવટે આંખો મીંચીને "પરમ શુભાશિર્વાદ પૂર્વક લખવાનું કે" એજ શબ્દો લખી વાળ્યા. પાછો વિચાર થયો કે છોકરાઓએ તો મને પ્રણામ કરવા બંધ કર્યા છે તો પછી મારે પણ આશિર્વાદ શામાટે આપવો? પરંતુ તેનું સમાધાન કરી વાળ્યું કે, "મારે મારી ફરજ ભુલવી નહીં." તમારૂં ભલું થાય, એજ અમારા

હૃદયની ભાવના છે-અમારૂં તો જે થવાનું હતું તે થઇ ગયું છે. તમે અમને પ્રણામ કરો કે ન કરો, તેથી અમને તો કાંઇ આવતુંએ નથી, અને જતુંએ નથી. જો કાંઇ લાભ-હાની હોય તો તે તમને જ છે. ભક્તિ કરવામાં જેમને શરમ થતી હોય, તેમનું કોઇ કાળે કલ્યાણ થવા યોગ્ય નથી. માથું અને છાતી ટટ્ટાર રાખવાથી જ મનુષ્યો મ્હોટા થાયછે; એમ નથી. અમે તો મ્હોટા પાસે ન્હાના બની મ્હોટા થતાં શીખ્યા છીએ. જે પોતાના મનમાં એમજ સમજે કે પૃથ્વીમાં મારા કરતાં કોઇ મ્હોટું નથી, હું તો પિતા કરતાં કે દાદા કરતાં પણ મ્હોટો છું, તેમના જેવા ક્ષુદ્ર પ્રાણી બીજા કોઇ હોવા સંભવતા નથી. વખત જતાં તેમના અંતઃકરણો એટલા બધા ક્ષુદ્ર બની જાય છે કે તેમના કરતાં કોઇ મહાન્ છે, એ વિચાર જ તેમના અંતઃકરણમાં પ્રવેશી શકતો નથી. તમે કહેશો કે, "તમે મારા દાદા મહાશય છો એટલે મારાથી મ્હોટા થઇ ગયા એ તમારી દલીલ અમારી પાસે ચાલે તેમ નથી." ખરૂ છે કે હું તમારાથી મ્હોટો છું, એટલા જ ખાતર તમારાથી મ્હોટા તરીકે ખપવા માંગતો નથી, પણ તમારા પિતા મારા સ્નેહથી પ્રતિપાલિત થયા છે, એટલાજ ખાતર હું તમારાથી મ્હોટો છું. હું તમારા ઉપર સ્નેહ રાખી શકું છું, એટલાજ માટે હું તમારાથી મ્હોટો છું. હું અંતઃકરણ પૂર્વક તમારા કલ્યાણની ભાવના રાખું છું, એજ ખાતર તમારાથી મ્હોટો છું. કદાચ તમે મારા કરતાં બે પાંચ અંગ્રેજી પુસ્તકો વધારે વાંચ્યા હશે, પણ તેથી કાંઇ તમે મ્હોટા બની શકો નહીં. અઢાર હજાર વેબસ્ટર ડીકશનેરી ઉપર તમે ચડી બેસો તોપણ તમારે અમારા હૃદયની નીચે ઉભા રહ્યા સિવાય છુટકો નથી, એ ખાત્રીથી માનજો. તમે ગમે તેટલા વિદ્વાન્ બનો તોપણ અમારા હૃદયના આશિર્વાદનું અમૃત તમારે શિરે ચડાવવું જ પડશે. પુસ્તકોના પર્વત ઉપર આરૂઢ થઇને તમે અમને નીચી નજરે નીહાળી શકશો, અને તમારી દૃષ્ટિ શક્તિની અપૂર્ણતાને લઇને અમને ક્ષુદ્રરૂપે પણ માની લેશો, પરંતુ તમે અમને સ્નેહની નજરે તો નહીં જ જોઇ શકો. જે વ્યક્તિ માથું નીચે નમાવી નિઃસંકોચપણે સ્નેહનો આશિર્વાદ ગ્રહણ કરી શકે તેને ધન્ય છે! તેનું હૃદય રસપૂર્ણ બની કાળક્રમે અનેક ફળ-ફુલોથી સુશોભિત બની શકે છે. અને જે વ્યકિત રેતીના ઢગલાની માફક માથું ઉંચુ કરી સ્નેહના આશિર્વાદની ઉપેક્ષા કરે છે, તે વ્યકિત પોતાની શૂન્યતા-શૂષ્કતા-કુરૂપતાને સાથે લઇને મધ્યાન્હના તેજથી દગ્ધ થઇ જાય છે. ખેર, ભાઇ, હું તો તમને એકથી હજાર વાર લખીશ કે "તમારૂં પરમ કલ્યાણ થાઓ-પરમમંગળ થાઓ-પરમ શુભાશિર્વાદો તમારા ઉપર ઉતરો." પછી ભલે તમે મારો આ પત્ર વાંચો યા ન વાંચો.

તમે પણ જ્યારે મારા આ પત્રનો જવાબ આપો, ત્યારે પ્રણામ પૂર્વક પત્રનો આરંભ કરજો. તમે બોલી ઉઠશો કે-"મને તમારા પ્રત્યે ભકિતભાવ ન હોય તો પછી તમને શામાટે પ્રણામ લખું? તમારા એ જંગલી કાયદા અમને નથી જોઇતા." જો

તમે કહો છો તે વાત ખરી જ હોય તો હું પુછું છું કે તમે આખી દુનીયાના લોકોને "માઇ ડીઅર" ના વિશેષણથી સંબોધો છો તેનો અર્થ શું? હું વૃદ્ધ છું—તમારા પિતાના કરતાં યે મ્હોટો છું—આજ ત્રણ ચાર મહીના થયા ખાંસી અને દમના દર્દથી હેરાન થઉં છું. છતાં તમે એકવાર પણ મારી ખબર પૂછી નથી. એટલું છતાં સમસ્ત જગતના લોકો તમને એટલા બધા પ્રિય થઇ પડયા છે કે તેમને તમે "માઇ ડીઅર" લખ્યા વિના રહી શકતા નથી? "માઇ ડીઅર" એ પણ શું એક જાતનો વિવેક નથી? કોઇ અંગ્રેજીપદ્ધત્તિનો વીવેક હોય તો કોઇ આર્યપદ્ધત્તિનો હોય. પણ જો વીવેક પ્રમાણે જ ચાલવું હોય તો તમારે આર્યવીવેકને અનુસરવું વધારે યોગ્ય છે. તમે કહેશો કે "તમારા અંગ્રેજી—કે—દેશી વીવેક—વિનયને ચૂલામાં જવા દ્યો. હું તો મને મારૂં હૃદય કહેશે તે પ્રમાણે જ વર્ત્તીશ." તો તો પછી તમારે મનુષ્ય સમાજમાં રહેવું યોગ્ય નથી—તમારે તો કોઇ નંદનવનમાં જઇને જ વાસ કરવો જોઇએ. પ્રત્યેક મનુષ્યને કોઇને કોઇ કર્ત્તવ્ય અવશ્ય બજાવવું પડે છે—કર્ત્તવ્યના બંધનોથી જ આપણો સમાજ આજ સુધી ટકી રહ્યો છે. હું મારૂં કર્ત્તવ્ય જો સંપૂર્ણપણે ન બજાવું તો તમે તમારૂં કર્ત્તવ્ય જેવી જોઇએ તેવી રીતે બજાવી શકો નહીં. તમે મારી આધીનતા સ્વીકારી, મારી આજ્ઞાનું પાલન કરો તોજ તમારા પ્રત્યે મારે જે કર્ત્તવ્ય કરવાનું હોય તે સંપૂર્ણ રીતે—સુંદર રીતે કરી શકું. કદાચ તમે એમ કહો કે "મારા મનમાં ભક્તિનો ઉદય નથી થતો, તો પછી હું તમારી વાત સાંભળુંજ શામાટે?" પણ એમ કરવાથી તમે તમારૂં કર્ત્તવ્ય અપૂર્ણ રહેવા દો છો, એટલું જ નહીં પણ તમે મારા કર્ત્તવ્યમાર્ગમાં પણ હરકત ઉભી કરો છો. તમારૂં દૃષ્ટાંત જોઇને તમારા ન્હાના ભાઇઓ પણ મારી વાત સાંભળવામાં બેદરકારી કરશે. અને એનું પરિણામ એ આવે કે એક દાદા મહાશય તરીકેનું મારૂં કર્ત્તવ્ય હું સંપૂર્ણપણે બજાવી શકું નહીં. આ પ્રમાણે કર્ત્તવ્યના સૂત્રથી એક બીજાને બાંધી રાખવાની ખાતર, પરસ્પર પ્રત્યે પરસ્પરનું કર્ત્તવ્ય શું છે, તેનું સ્મરણ જાગૃત રાખવાની ખાતર આપણા સમાજમાં કેટલાક નીતિ—નિયમો પ્રચલિત છે. જેવી રીતે એક સૈન્યને અસંખ્ય બંધનોથી બંધાઇ રહેવું પડે છે. અને તેમાં ભૂલ થાય છે તો યુદ્ધમાં વિજય મેળવવાનું કામ ભયંકર થઇ પડે છે, તેવીજ રીતે પ્રત્યેક મનુષ્યને હજારો નીતિ—નિયમોથી બંધાઇ રહેવું પડે છે, અને જો તેમાં પ્રમાદ થાય છે તો સામાજીક કર્ત્તવ્યપાલનથી તેને ભ્રષ્ટ થવું પડે છે. એક માત્ર વીવેકની જ ખાતર જો તમે તમારા વડીલ પુરૂષોને પ્રણામ કરતાં રહો, પ્રત્યેક કાગળમાં તેમને ભક્તિભાવ પૂર્વક સંબોધન કરતા રહો, તેમને જોતાં જ ઉભા થઇને માન આપતા રહો તો પછી ઇચ્છા કરવા છતાં તમે તેમને અમાન્ય કરી શકશો નહીં. કુદરતી રીતે જ તમે તેમનું બહુમાન કરવા લાગી જશો. પૂર્વથી ચાલ્યા આવતા નીતિ—નિયમો અને વિનય—વિવેકને માન આપવા લાગશો તો તમારા મનમાં એ સંસ્કાર એવા દ્રઢપણે દાખલ થઇ જશે કે જેથી વડીલ પુરૂષોનું બહુમાન કરવું એ

તમને સ્વાભાવિક જ જણાઇ આવશે, અબહુમાન કરવું તમને તમારા પ્રયત્નથી પણ બ્હાર હોય એમ લાગી આવશે. અમારા પ્રાચીન નિયમોને તોડી નાંખવાથી ઉપર કહી તેવી શિક્ષાથી તમે આજે બેનસીબ રહેવા પામ્યા છો. ભક્તિ અને સ્નેહના બંધનો તૂટવા લાગ્યા છે! પારિવારિક સંબંધમાં પણ શિથિલતા પ્રવેશવા લાગી છે. સમાજમાં ઉચ્છૃંખલતાએ પગપેસારો કર્યો છે! તમે તમારા દાદા 'મહાશયને પ્રણામ પૂર્વક પત્ર લખી શકતા નથી, એ વાત સાંભળવામાં તમને બહુ નજીવી લાગશે, પણ વસ્તુતઃ તે નજીવી વાત નથી. કેટલાક નિયમો યા રીવાજો આપણા હૃદયની સાથે જડાયેલા છે, અને કેટલાક તો અમારા હૃદયના ઉભરારૂપ છે! હૃદયની ભક્તિ જ્યારે બળવાનપણે ઉભરાઇ આવે છે, ત્યારે અમે પ્રણામ કરીએ છીએ તે શા માટે? કારણ કે પ્રણામ કરવા એ એક જાતનો વિવેક છે. પ્રણામનો ખરો અર્થ એજ છે કે ભક્તિના બાહ્યલક્ષણસ્વરૂપ એક પ્રકારની અંગભંગી, આપણા દેશમાં પરાપૂર્વથી ચાલી આવે છે, તેને અનુસરવું એ આપણું કર્તવ્ય છે. જેના પ્રત્યે આપણને સ્વાભાવિક રીતે ભક્તિભાવ જન્મે છે, તેને આપણે આપણા હૃદયનો ભાવ જણાવ્યા વિના રહી શકતા નથી. પ્રણામ કરવા એ બીજું કાંઇ જ નથી પણ હૃદયને સ્પષ્ટ—પ્રકટ કરવાનો એક ઉપાય માત્ર છે. મને જેના પ્રત્યે ભક્તિભાવ હોય, તેને પ્રણામ ન કરૂં અને તેને બદલે ત્રણ વખત હાથતાલી આપું તો તેથી તે ભક્તિભાજન પુરૂષ મારા હૃદયનો ભાવ કેવી રીતે સમજી શકે? અને કદાચ હાથતાલી—કે જે મેં ભક્તિભાવ પ્રકટ કરવાની ખાતર જ આપી હોય તેને અપમાનરૂપ માની લે તો? ભક્તિભાવના બાહ્યલક્ષણ રૂપ હાથતાલી આપવી એ જ જો વીવેક મનાતો હોય તો પ્રણામ કરવા એ અત્યંત દોષરૂપ ગણાય, એમાં પણ કોઇ જાતનો શક નથી. એટલાજ માટે કહું છું કે હૃદયનો જે ભાવ પ્રદર્શિત કરવાની ખાતર જે નિયમો—આચારો—રીવાજો પ્રચલિત છે, તેને જ વળગી રહેવું, એ આપણું કર્તવ્ય છે. હૃદયને અનુસરી મરજી મુજબ નવા રીવાજો ઉપજાવી કાઢીએ તો તેથી હૃદયનો ભાવ સ્પષ્ટ થવો તો દૂર રહ્યો, હૃદયનો અભાવ જ પ્રકટ થાય!

માટે મને પત્ર લખો તો પ્રણામ પૂર્વક જ પત્ર લખજો. ભક્તિભાવ હોય યા ન હોય, પણ દેખાવમાં તો તે બહુ સુંદર લાગશે. તમારી દેખાદેખીથી બીજા પાંચ જણ પોતાના વડીલોને વિનયપૂર્વક પત્ર લખવાનો પ્રારંભ કરશે, અને એ પ્રમાણે વિનયના મૂળ રોપાશે, એ લાભ પણ જેવો તેવો નથી.

લી૦ જયેષ્ઠચરણના આશિર્વાદ.

(૨)

ઉત્તર.

શ્રી....ના ચરણ કમલ યુગલેષુ—હજી આથીએ વધારે ભક્તિ જોઇતી હોય તો યુગલ ઉપર બીજું યુગલ ઉમેરી ચાર ચરણ બનાવી દઉં! દાદા મહાશય, તમારા હૃદયનો પાર પામવો બહુ મુશ્કેલ છે. આજ સુધી તો તમે અમારી સાથે ઠઠ્ઠા—મશ્કરી કરતા આવ્યા છો અને વળી આજે એકાએક પત્ર લખી ભક્તિભાવ અદા કરવાનો "સમન્સ"

કાઢયો તેનો અર્થ શું સમજયો ? હું જોતો આવ્યો છું કે જયારથી તમારા શ્રીમુખના દાંત પડી ગયા છે, ત્યારથી તમે કોઈ ચીજ બરાબર ચાવી શકતા નથી, છતાં તમારા જીભની તીવ્રધાર હજી સુધી બુઠી થઇ નથી એ આશ્ચર્ય છે. પહેલાંની માફક પાન સોપારી પરમાનંદ પૂર્વક ખાઇ શકતા નથી, તો પણ અમારા જેવા નિરભિમાની પૌત્રને બટકા ભરવાનું સુખ જતું કરતાં નથી ! તમારા દંતહીન મુખનું હાસ્ય અલબત્ત મને બહુ પ્રિય લાગે છે, પરંતુ ખરૂં કહું છું કે તમારા દંતવિહીન મુખનું દંશન તો મને કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી લાગતું.

તમારા વખતનું બધું સારૂં અને અમારા વખતનું બધું ખરાબ, એજ વાત સિદ્ધ કરવા માંગો છો કે બીજું કાંઇ? એ સંબંધે મારે એક-બે વાત આપની પાસે કરવાની છે. એમ કરતા જો આપના વિનય વીવેકનો મારાથી ભંગ થઇ જાય, તો તેમાટે માફ કરશો. અમે જે કાંઇ કરીએ તે સર્વ તમારી નજરે અવીવેક ભર્યું લાગે છે, એટલા જ માટે તમારાથી અમે હંમેશા ડરતા રહીએ છીએ. તમે આંખે તો બહુ ઓછું જોઈ શકો છો, પરન્તુ મારા જેવા છોકરાઓના સામાન્ય દોષો તો ચસમા ચડાવ્યા વિના પણ નીહાળી શકો છો, એ નવાઇ જેવું છે !

જે મનુષ્ય જે કાળમાં જન્મ લે તે કાલ પ્રત્યે તેનો હૃદયનો પ્રેમ ન હોય તો તે કાલને માટે ઉપયોગી કામ કદાપિ કરી શકે નહીં. અગર તે મનમાં એમ વિચાર કરે કે જે કાળ વહી ગયો તેજ સારો કાળ હતો-અમારા વખતનો જમાનો તો બહુ ખરાબ છે, તો પછી તેને માટે ભૂતકાળ તરફ નજર નાંખી દીર્ઘ નિઃશ્વાસ નાંખવા સિવાય અને રૂડા-રૂપાળા ભૂતકાળના મીઠા સ્વપ્ના જોયા સિવાય બીજો કાંઇ ઉપાય જ રહે નહીં. મતલબ કે ભૂત-ત્વની પ્રાપ્તિ કરવી એજ તેને માટે એક મોટામાં મોટી સાધના થઇ પડે! મનુષ્યોને માટે જેમ સ્વદેશ છે તેમ સ્વ-કાલ પણ છે. સ્વદેશ પ્રત્યે પ્રેમ ન હોય તો જેમ સ્વદેશનું કોઇ હિતકાર્ય થઇ શકતું નથી તેમ સ્વકાલ માટે જો પ્રેમ ન હોય તો સ્વ-કાલને ઉપયોગી કામ પણ કોઇનાથી થઇ શકે નહીં. જો તમે સ્વદેશની બરાબર નિંદા જ કર્યા કરો, સ્વદેશનો કોઇ ગુણ જ ભાળી ન શકો તો તમારા સ્વદેશ માટેનું કોઇ કામ સારી રીતે તમારાથી પાર પડે નહીં. કદાચ કર્ત્તવ્યની ખાતર સ્વદેશનો ઉપકાર કરવા પ્રયત્ન કરો તો તે પ્રયત્ન પણ સફળ થાય નહીં. કારણ કે તમારા હૃદયહીન-શૂષ્ક કર્ત્તવ્યો, સ્વદેશની ભૂમિમાં વાવેલા વિદેશી બીજની માફક સંપૂર્ણપણે અંકુરિત થઇ જ શકે નહીં. તેવી જ રીતે જે સ્વકાલના દોષો જ જોયા કરે, કોઇ ગુણ તો જોઇ જ શકે નહીં, તેનાથી હજારો પ્રયત્ન કરવા છતાં સ્વકાલને માટે ઉપયોગી કોઇ કામ સારી રીતે થઇ શકે નહીં. આવા માણસો તો એક રીતે છે જ નહીં-જન્મ્યા જ નથી, એમ કહીએ તો પણ ચાલે. જે કાલમાં રહે છે, તેને નિરંતર ખરાબ કહ્યા કરે તેવા માણસો ભૂતકાલમાં જ જન્મ્યા છે અને ભૂતકાળમાં જ જીવે છે. આ કાળે વસ્તિપત્રમાં તેમના નામો નોંધવા એ યોગ્ય નથી. દાદા મહાશય, તમે

તમારા જુના વખતની પ્રશંસા કરો અને પ્રેમ કરો એ તમારા અનેક ગુણો પૈકીનો એક ગુણ છે. એ ઉપરથી એટલું તો સમજાય છે કે તમારા તે વખતને ઉપયોગનું થઈ પડે એવું કોઇ કામ તમે કર્યું હોવું જોઇએ. તમે તમારા પિતા–માતાની ભકિત કરી છે, આડોશી–પાડોશીની સારસંભાળ લીધી છે, અન્ય સગા–સ્નેહીઓના સુખ દુઃખમાં ભાગ લીધો છે, શાસ્ત્રને અનુસરીને ધર્મ–કર્મ, દયા–ધ્યાન–દાન કર્યું છે, અને એ રીતે તમે તમારા હૃદયની તૃપ્તિ કરી છે. જે દીવસે આપણું કર્ત્તવ્ય સંપૂર્ણ રીતે આપણે પુરૂં કરીએ છીએ, તે દીવસનો સૂર્ય–પ્રકાશ બીજાઓ કરતાં આપણને વધુ ઉજ્જવલ માલૂમ પડેછે, અને તે દીવસના સુખમય સ્મરણો લાંબો વખત આપણા મસ્તિષ્કમાં જાગૃત રહ્યા કરે છે. તમારા વખતના કર્ત્તવ્યો તમે બજાવ્યા છે એટલા માટે આ વૃદ્ધ ઉમરે–અમારા નવીન યુગમાં–તમારા જુનાં સ્મરણો તમને બહુ મધુર લાગે છે. પરંતુ એટલા જ માટે અમને અમારા આ કાળને બંધ બેસતાં થઇ પડે તેવા કર્ત્તવ્યોમાં વિરાગ ઉપજાવવાનો પ્રયત્ન શા માટે કરો છો ? ક્રમાગત વર્ત્તમાનકાળની નિંદા કરી ભૂતકાળમાં ઘસડી જવાનો વ્યર્થ ઉપદેશ,શા માટે કરતા હશો ? અમારી જન્મભૂમિ અને અમારો જન્મકાળ એ ઉભય ઉપર અમારો પ્રેમભાવ કાયમને માટે ટકી રહે એવો આશિર્વાદ આપો.

ગંગા સાથે ગંગોત્રીનો અવિચ્છિન્ન સહસ્રધારે યોગ થાય છે, પણ એટલા જ ખાતર ગંગોત્રીને બહુમાન આપવા ગંગા જરાયે આગળ વધી આવકાર આપવા એક ડગલું પણ ભરતી નથી. તેવીજ રીતે તમારો જમાનો ગમે તેટલો સારો હોય કે ખરાબ હોય તો પણ એક પગલું આગળ આવી અમે તેને સ્વીકારી શકીએ તેમ તો નથી જ. જો આ વાત નિશ્ચિત્ત છે તો પછી જે વસ્તુ આપણા પ્રયત્નની બહાર છે તેની ખાતર નિષ્ફળ વિલાપ અને પરિતાપ નહીં કરતાં જે અવસ્થામાં જન્મ લીધો છે, તે અવસ્થાને અનુકૂળ થવા મથવું એ શું ડહાપણભર્યું નથી ? જેઓ વર્ત્તમાન સાથે અનુકૂળ થઇ જીવી શકતા નથી, તેઓ હાથે કરીને અનેક અમંગળ વ્હોરી લે છે.

વર્ત્તમાન પ્રત્યે અરૂચી એ પ્રાયઃ વર્ત્તમાનના દોષને લઈને નથી હોતી; આપણી પોતાની અસંપૂર્ણતાને લીધે અથવા તો આપણા હૃદયનું ગઠન જ કોઇ એવા પ્રકારનું હોય છે, તેને લઈને ઉદ્ભવે છે. ખરૂં પૂછો તો વર્ત્તમાન એજ અમારૂં રહેવાનું અને કર્તવ્ય કરવાનું સ્થાન છે. કર્તવ્યક્ષેત્ર પ્રત્યે જેને અનુરાગ નથી જન્મતો, તે પોતાના આત્માનો દ્રોહ કર્યા સિવાય બીજું કાંઇ કરી શકતો નથી. જે ખેડુત પોતાના ખેતરને હૃદયથી ચાહે છે તે ખેડુત ખેતરમાં બીજ વાવતી વખતે પોતાના અંતઃકરણનો પ્રેમ પણ વાવતો જાય છે. અને જે ખેડુત પોતાની જમીનને નિરંતર ધિક્કાર્યા કરે છે તે પોતાના એકના દોષે ખેતરને પણ દૂષિત કરે છે અને ત્યાં ઉપયોગી અનાજ પેદા કરવાને બદલે વ્યર્થ–કાંટાવાળા જાળાઝાંખરા ઉત્પન્ન કરે છે. આવો ખેડુત પોતાનું ખેતર જોઇને પરિતાપથી બળી જાય તથા બીજાના ધાનથી ભરેલા ખેતરો નિ-

હાળી ઈર્ષાથી બળી જાય તો તેમાં કોનો દોષ છે ?

અલબત્ત, જમાનો બદલાયો છે, અને બદલાવો જ જોઇએ. અમારે તે ફેરફારને માટે તૈયાર રહેવું જોઇએ. જો એમ ન થઇ શકે તો અમારૂં જીવન નિષ્ફળ થાય. મ્યુઝીયમમાં પ્રાચીન કાળના પ્રાણીઓને શણગારીને ઉભા રાખે છે તેની માફક અમારે પણ પૃથિવીમાં જડવત્ રહેવું પડે. જમાનાના ફેરફારમાં જે કાંઇ સાર્થકતા છે, જે કાંઇ ગુણ છે તે અમારે શોધી કાઢવો જોઇએ. કારણ કે એમાંથી ઝરતા રસનું પાન કરી અમારે બળવાન્ થવાનું છે, તે સિવાય બીજો કોઇ ઉપાય જ નથી. પાણીના પ્રવાહમાં તણાતા હોઇએ તે વખતે આપણી ચાલવાની સ્વાભાવિક ગતિને બદલાવી નાંખી ફલાંગ મારી તરવાનો પ્રયત્ન ન કરીએ, તો જીવવાનો બીજો કોઇ ઇલાજ રહેતો નથી.

તમે કહો છો કે, અમે આજકાલ વડીલ જનોનું બરાબર માન રાખતાં નથી. ભલે, એ વાત હું કબુલ કરૂં છું પણ તેની સાથે આવા ફેરફારનું આંતરિક કારણ શું છે તે પણ વિચારી લેવું જોઇએ. કાળના પ્રભાવે ભક્તિનો અંશ મનુષ્યોના હૃદયમાંથી છેક નાશ પામી ચૂકયો છે, એ વાત તો કોઇ રીતે હું માની શકું તેમ નથી. અલબત્ત, ભક્તિનો પ્રવાહ પહેલાં જે દિશામાં વહેતો હતો તે દિશા બદલાઇ ગઇ છે, એ વાત સ્વીકારવામાં મને વાંધો નથી. પહેલાના વખતમાં આપણા દેશમાં વ્યકિતગત ભાવનો પ્રાદુર્ભાવ અત્યંત અધિક હતો. ભકિત કહો યા પ્રેમ કહો, ગમે તે કહો, તે ભકિત યા પ્રેમ કોઇ વ્યકિતના આધાર સિવાય રહી શકતી નહીં. એક મૂર્ત્તિમાન્ રાજાનો આશ્રય કર્યાં વિના આપણી રાજભકિત રહી શકતી નહીં. પરંતુ સમસ્ત રાજ્યતંત્ર પ્રત્યે ભકિત એ પણ રાજભકિત કહેવાય એ તો આપણે યુરોપીયન જાતીના સંસર્ગથી જ શીખી શકયા છીએ. પહેલાના વખતમાં સત્ય અને જ્ઞાન ગુરૂ નામનું એકાદ મનુષ્યનું આકાર ધારણ કરી રહી શકતું-તે વખતે આપણે રાજાની ખાતર મરી જતાં, ગુરૂની ખાતર પ્રાણ આપી શકતા, પરંતુ યુરોપીયન પ્રજા તો એક માત્ર ભાવની ખાતર-જ્ઞાનની ખાતર પ્રાણ આપી શકે છે. અંગ્રેજો આફ્રિકાની મરૂભૂમિમાં, અને ઉત્તરધ્રુવની શોધમાં પ્રાણ વિસર્જન કરે છે તે કોની ખાતર? કોઇ એક મનુષ્યની ખાતર તો નહીં જ. કેવળ બૃહત્‌ભાવની ખાતર-જ્ઞાનની ખાતર-વિજ્ઞાનની ખાતર. આ ઉપરથી જોઇ શકાશે કે યુરોપમાં મનુષ્યોની ભક્તિ-પ્રીતિ વ્યક્તિ વિશેષ ઉપર નહીં પણ જ્ઞાન અને ભાવની પાછળ વિસ્તાર પામતી જાય છે. જ્યારે ભાવની પાછળ ભક્તિ અને પ્રેમ સર્વસ્વ અર્પવા તૈયાર થાય તો પછી એ સ્વાભાવિક જ છે કે કોઇ એક વ્યક્તિના ભોગે તેની ભક્તિ ન્યૂન થઇ જ જવી જોઇએ. આ યુરોપીય શિક્ષણના પ્રભાવે, વ્યક્તિવિશેષની જે ભક્તિએ અમોને ચોતરફ બંધનોથી બાંધી રાખ્યા હતા તે બંધનો હવે શિથિલ થવા લાગ્યા છે. અત્યારે પુત્ર જે મત-વિચાર ધરાવતો હોય તેથી જૂદા જ વિચારો જો તેના માતા-પિતા ધરાવે છે તો પુત્ર ખુશીથી પિતા-માતાનો ત્યાગ કરી

શકે છે. અત્યારે પ્રત્યક્ષ સ્વરૂપને છોડી અપ્રત્યક્ષ એવા સ્વદેશ પ્રત્યે અનેકોનો પ્રેમભાવ વૃદ્ધી પામતો જાય છે; એટલું જ નહીં પણ સુંદર ઉદ્દેશની સિદ્ધિને માટે પણ અનેક આત્મભોગ આપવા તૈયાર થાય છે. આ પ્રકારનો ભાવ અત્યારે સંપૂર્ણરૂપે અમારામાં વિકાસ પામી ચૂક્યો છે એમ કહેવાનું હું સાહસ કરતો નથી, પરંતુ તેના ચિન્હો સર્વત્ર જણાવા લાગ્યા છે, એ વાતમાં કાંઇ શક નથી. અલબત્ત આ નવીન ભાવને, જેમ દરેક વસ્તુને હોય છે તેમ, સફેદ અને શ્યામ એવા બે બાજુઓ છે. પરંતુ જ્યારે કાળબળે આપણને અમુક સંજોગોમાં મૂકી દીધા છે, તો પછી જે સારૂં હોય તેજ સ્વીકારી લેવું એ આપણી સૌ પહેલી ફરજ છે. જ્યારે સુંદર બાજુ પ્રત્યેનો મનુષ્યોનો અનુરાગ પ્રબળ થઇ આવે છે, ત્યારે તે સુંદર બાજુ અધિક ઉજ્જ્વલ થઇ આવે છે અને સમસ્ત પ્રજાને પોતાની સુંદરતાથી આકર્ષણ કરે છે. પણ જો આપણે કાળી બાજુ જ જોયા કરીએ તો આપણને સર્વને તે બાજુ જ નજરે પડયા કરે અને સુંદર બાજુ આપણે માટે નકામી જેવી જ થઇ પડે, એ એક સર્વમાન્ય સિદ્ધાંત છે.

મારે જે કાંઇ કહેવાનું હતું તે મેં કહી દીધું. હવે તમારે કહેવું હોય તે ખુશીથી કહો. તમે કૉલેજની કેળવણી લીધી નથી, તે માટે કાંઇ સંકોચ રાખશો નહીં. કારણ કે તમારા લખાણમાં પણ કૉલેજની ગંધ આવ્યા વિના રહી નથી–“ સુંઘવું એ અર્ધું ભોજન છે ” એ વાત છેક ખોટી નથી. અત્યારે નવા જમાનાના સંજોગોમાં રહીને જે શ્વાસ–પ્રશ્વાસ તમે લ્યો છો, તેમાં પણ કૉલેજની કેળવણીના અણુઓ આવી જ જાય છે. માણસ પોતાનું હૃદય કે મુખ બંધ કરી શકે, નાક તો બંધ થઇ શકે જ નહીં.

લી૦ સેવકઃ–**નવીન કિશોર.**

# વિમળાનંદ.

(૩)

વિમળાનંદના દીવસો આવી રીતે અત્યંત દુઃખ અને બેચેનીમાં પસાર થવા લાગ્યા, પ્રત્યેક દીવસે તેનો જીવનદીપ ક્ષીણ થવા લાગ્યો. દૈહિક દુઃખ સહનાતીત હતું, તેની સાથે માનસિક દુઃખ પણ અત્યંત વૃદ્ધી પામવા લાગ્યું. રાત અને દીવસનો વખત એટલો બધો ભારે થઇ પડયો કે, એક એક ક્ષણ પણ એક એક યુગ જેટલી જણાવા લાગી. હૃદયની બેચેની પ્રકટ કરવા માટે માનવી ભાષા પણ અપૂર્ણ જણાવા લાગી. તેથી કોઇ કોઇ વખત તેના મુખેથી “ આહ–વૉય–” એવા નિઃશ્વાસો નીકળી જતા. રમા શ્રીમંતની પુત્રી હતી તેમજ વિલાસ–વૈભવમાં ઉછરેલી હતી, તેથી પતિની સુશ્રુષા કેમ કરવી તેનો તેણીને કાંઇ ખ્યાલ નહોતો. નલિનીકુમાર બિચારો એકલો કેટલી સેવા કરી શકે ? એક વખતે સુશ્રુષા કરી શકે એવી બાઇની જરૂર જણાતાં

ત કરતી જણાવા લાગી. આ બાલિકાનું મુખ જોતાં જ વિમલાનંદનું અર્ધ દુઃખ તો દૂર થઇ ગયું. અંતઃકરણમાં નિર્મલ આનંદની એક લહરી તેજ વખતે પસાર થઇ ગઇ! આ બાળિકાનું મુખ ઘણાં દીવસો થયાં આ સંસારથી અન્તર્હિત થઇ ગયું છે. છુપી બાતમી મેળવનારા નોકરો મારફતે વિમલાનંદ જાણી શકયો હતો કે વિમલના પોતાના લખેલા પત્રોને પોતાની છાતી ઉપર રાખી સુષમા કયારની યે સ્મશાનમાં ભસ્મીભૂત થઇ ગઇ છે! પરંતુ પેલું બીજું મુખ ક્યાં હશે? ઘણી ઘણી તપાસ કરાવવા છતાં વિમલની માતાના કાંઇ સમાચાર મળી શકયા નહીં. સુષમાના પ્રેમપત્રો કે જે વિમલાનંદે એક ગુપ્ત સ્થાનમાં છુપાવી રાખ્યા હતા તે પત્રોને બહાર કાઢી, વિમલાનંદ એકાંત ઓરડામાં જઇ, દ્વાર બંધ કરી વાંચવા લાગ્યો. કલકત્તામાં આવતાં પહેલાં વિમલે સુષમાને લખ્યું હતું કે—“ તને જે દીવસે હું ભૂલી જઇશ તેજ દીવસે મારૂં મૃત્યુ થશે.” તેના ઉત્તરમાં સુષમાએ લખ્યું હતું કે—“ તમે હજારો સુન્દરીઓની મધ્યમાં રહો તોપણ મને તેથી દુઃખ થવાનું નથી, માત્ર હું તો એટલી જ પ્રાર્થના કરૂં છું કે આ દાસીને માટે પણ તમારા હૃદયમાં જરા જેટલું સ્થાન આપશો તો હું મારૂં અહોભાગ્ય સમજીશ. જ્યારે હું જાણીશ કે તમારા હૃદયમાંથી મેં મારૂં સ્થાન ગુમાવ્યું છે ત્યારે સેંકડો ઉપાયો કરવા છતાં હું જીવી શકીશ નહીં.” કેવો સ્વર્ગીય પ્રેમ? આમાં સ્વાર્થની ગંધ પણ છે એમ કોણ કહી શકશે? એજ પ્રેમ નિઃસ્વાર્થ-નિર્મલ અને ઉદાર હતો. મેં મારા પોતાના જ કમનસીબે એ પ્રેમ ગુમાવ્યો છે! જે દીવસે સ્નેહમયી જનની કલકત્તાના બોર્ડીંગમાં આવી તેજ દીવસે હું તેની સાથે ચાલી નીકળ્યો હોત અને માતાના સ્નેહશીતળ ખોળામાં આશ્રય લીધો હોત તો હું આ જીવનમાં કેટલો બધો સુખી બની શકયો હોત? પરંતુ દુર્ભાગ્યે એ સુયોગ પણ આજે ચાલ્યો ગયો છે!

વિમલની આંખમાંથી આંસુ પડવા લાગ્યા. તેને વિચાર થયો કે—“ અરે રે! એકલો આવ્યો છું અને એકલો ચાલ્યો જઇશ! સંસારમાં આવીને હું કોઇને આત્મીય બનાવી શકયો નહીં. મારા મૃત્યુ પછી મારી પાછળ આંખમાંથી એક અશ્રુ પણ કોઇ પાડે તેમ નથી.” આ માનસિક વેદના જાણે અપૂર્ણ હોય તેમ તેજ વખતે વિમલના હૃદયમાં એક બીજો વિચાર આવ્યો. ગત જીવનનું સ્મરણ થઇ આવતાં તેને લાગી આવ્યું કે—“ સુષમાનો જો કોઇએ ઘાત કર્યો હોય તો તે હું પોતે જ છું! મારા જ વિશ્વાસઘાતથી તે બિચારી મરણ પામી છે. ખુનના અપરાધ બદલ કેટલાયે ગુન્હેગારોને મેં ફાંસીના લાકડે લટકાવી દીધાં છે! પરંતુ મેં જે ખુન કર્યું છે તેની કશી શીક્ષા મને મળી નથી. સુષમા તો સ્વર્ગે ગઇ હશે, પણ માતુશ્રીનું શું થયું હશે? માતુશ્રી કયાં હશે? ઘણું કરીને માતા પણ આ સંસારમાંથી ચાલ્યા ગયા હશે, મારા જેવા પુત્રની કૃતઘ્નતાથી, જનની પણ નશ્વર જગતનો ત્યાગ કરી ચૂકયા હશે! મારા જેવો માતૃ-

ઘાતી અને પત્નીઘાતી બીજો કોણ હશે? વસ્તુતઃ મને આ અપરાધો બદલ શું સજા થવી જોઇએ? આ મહા પાતકનું પ્રાયશ્ચિત્ત શું હશે? પાપને માટે કાંઇ દંડ હશે કે નહીં? સ્વર્ગ અને નર્કની વાતો સાચી જ હશે કે કવિની કલ્પના માત્ર હશે? જો સત્યજ હોય તો મારા માટે કયું નર્કસ્થાન ઉચિત ગણાય? હૃદયમાં અત્યારે જે વેદના થાય છે, તેથી પણ અધિક વેદના નર્કમાં થતી હશે શું? સ્વાર્થ સાધવાના વ્યર્થ પ્રયત્નો કરી જીવન આખું ગુમાવ્યું છે, અને સોનું આપી કાચનો કટકો ખરીદ કર્યો છે, એના જેવી બીજી ભયંકર મૂર્ખતા કઇ હોઇ શકે? પ્રેમની પ્રતિમાનો નિઃસંકોચપણે ત્યાગ કરી વિલાસવતી રમણીને હૃદય ઉપર સ્થાન આપતાં સહેજ પણ આંચકો ન ખાધો. ઘોરતર સ્વાર્થાંધ બની કદાપિ કોઈના ઉપર વિશ્વાસ મૂકી શક્યો નહીં. હૃદય પૂર્વક કોઇને ચાહી શક્યો પણ નહીં. હૃદય અર્પીને જે હૃદય લેવું જોઇએ તે લઇ શક્યો નહીં. ધન, જન, યશ, માન, સુન્દર રમણી એ સર્વ મને હોવા છતાં જગત્‌માં એવો કયો દરિદ્રી હશે કે જે મારા કરતાં વધુ સુખી નહીં હોય? મને ચાહનાર કોઈ નથી, તેમ હું પણ કોઇને ચાહી શકું તેવું રહ્યું નહીં! નશ્વર જીવનમાં જે પ્રેમ સુખના સ્થાનરૂપ છે, અને જે પ્રેમના બન્ધન ઉપર જ સંસારની સ્થાપના છે તે બન્ધન મેં હાથે કરીને જ કાપી નાંખ્યું! આ વેદનાનો અંત ક્યારે આવશે! પ્રભુ! મારૂં જીવન જો આવું નિષ્ફળ જવાનું હતું તો પછી આ વિફળ જન્મ જ શા માટે?"

અસહ્ય વેદનાથી વિમલાનંદ દીવસે દીવસે ગળવા લાગ્યો. એક દીવસે તે પથારીમા આંખો મીંચીને, અત્યંત અશક્તિ અને બેચેનીને લીધે આમતેમ આળોટતો હતો, તે વખતે તેના કપાળ ઉપર કોઇના કોમલ કરનો સ્પર્શ થયો હોય તેમ તેને જણાયું. આ હસ્તના સ્પર્શ માત્રથી જ જાણે તેની અર્ધી વેદના શાંત થઇ ગઇ હોય તેવો વિમલાનંદને અનુભવ થયો. ધીમે ધીમે આંખો ઉઘાડી તેણે જોયું તો જણાયું કે, મુખ ઉપર અર્ધ વસ્ત્ર આચ્છાદિત થયેલું છે, એવી એક રમણી, ઓસીકા પસે બેસી વિમલના કપાળ ઉપર હાથ ફેરવી રહી છે! તે જ વખતે રમા આ ઓરડામાં આવી અને વિમલાનંદને કહ્યું કે,–" આજે આ દાસીએ આપણે ત્યાં કામ કરવા રહેવાનું કબુલ કર્યું છે, અને તમારી સુશ્રુષા–સેવા વિગેરેનો ભાર તેના ઉપર નાંખવામાં આવ્યો છે. પગારનું કંઇ નક્કી કર્યું નથી. પણ મેં કહ્યું છે કે કામ જોઈને પગારનું નક્કી કરી દઇશું." વિમલાનંદે રમાને કંઇ ઉત્તર આપ્યો નહીં. માત્ર સાંભળ્યા કીધું. દાસીની સુશ્રુષાથી વિમલને ઉંઘ આવવા લાગી, તેથી અનેક દીવસનો નિદ્રા વિના તરફડતો દરદી ઘસઘસાટ ઉંઘમાં પડયો.

રમા પોતાના બીમાર પતિના ઓરડામાં વધારે વખત રોકાતી નહીં. વચમાં વચમાં આવીને ખબર કાઢી જતી. વિમલ પણ તેણીને વધુ વખત રોકતો નહીં. દાસી એકલી દર્દીની સારવાર કરવામાં ગુંથાઈ. માતાના ખોળામાં બાળક જેવી રીતે નિશ્ચિન્તપણે સૂઇ રહે તેવી જ રીતે આ નૂત-

ન દાસીની સારવાર નીચે વિમલ શાંતિ પૂર્વક આરામ લેવા લાગ્યો. વિમલને ક્યારે ભૂખ લાગવી જોઇએ, ક્યારે તૃષા લાગવી જોઇએ, ક્યારે ઉંઘ આવવી જોઇએ, વિગેરે બાબતો, આ નવી દાસી એક અન્તર્યામીની માફક સમજી જતી અને વિમલને કાંઇ કહેવું પડે તે પહેલાં જ તેનો બંદોબસ્ત કરી રાખતી. આથી કરીને કાંઇપણ શબ્દ કે ઇસારા વિના બધું કામ થયા કરતું. દાસી પોતે ક્યારે આહાર કે સ્નાન કરતી તે પણ જણાતું નહીં—કોઇ તેની ખબર પણ રાખતું નહીં. વિમલ જ્યારે જ્યારે જોતો ત્યા જગત્‌માતાની મૂર્ત્તિ જેવી તે બાઇ, બીમારના ઉદાસીન ઓરડામાં એક જ્યોતિ જેવી, પોતાના માથા ઉપર જ વિરાજીત થયેલી જણતી. આ રીતે નવી દાસીની હૃદયપૂર્વકની સુશ્રુષાથી વિમલાનંદનું શરીર સંબંધી દર્દ અનેક અંશે શાંત થઇ ગયું. પરંતુ અનુતાપથી ઉદ્‌ભવેલું તેનું માનસિક દર્દ કોઇ રીતે અણુમાત્ર પણ શાંત થઇ શક્યું નહીં.

# અજીર્ણ રોગનું મહૌષધ.

રોગોના વધવા સાથે તેના ઉપચારો પણ આશ્ચર્ય પમાડે તેવી રીતે શોધાતા જાય છે ! અજીર્ણનો રોગ આ કાળે બહુ સામાન્ય અને તેની સાથે અનેક વિચિત્ર વ્યાધિઓને જન્મ આપનારો થઇ પડયો છે. તેને માટે જુદા જુદા મગજોમાંથી જૂદી જૂદી જાતની દવાઓ તથા વિધાનો પણ દર્શાવવામાં આવ્યા છે ! હાલમાં પારિસના એક ડૉકટરે જાહેર કર્યું છે કે, આહાર કર્યા પછી નાના બાળકની પેઠે ઢીંચણભર થોડો વખત ફરવાથી ભારે અન્ન સહેલાઇથી પચી જાય છે ! આ વ્યવસ્થા સાંભળ્યાપ છી પારિસના દરજીઓએ ઢીંચણભર દોડવામ માણસોને સરળતા પડે તે માટે પોષાક પણ તૈયાર કરી નાંખ્યા છે, અને તેનો બ હોળો ઉઠાવ પણ થવા માંડયો છે. મુંબ જેવા શહેરમાં કોણ જાણે કેટલાએ માણસો—સદ્‌ગૃહસ્થથી લઇ એક ફેરીવાળા પ યંત—અજીર્ણ રોગથી પીડાતા હશે ! તેઓ બધા આ ડાકટર સાહેબની સલાહને મા આપી, ચોપાટી જેવા હવા ખાવાના સ્થાનોમાં નવી શોધ પ્રમાણેનો પોષાક પહેર ઢીંચણભર દોડવા લાગે તો ટીકેટ વિનાજે તમાસો જોવાની કેવી ગમ્મત પડે ?

માટે તેટલી રકમનો વ્યાપેલો ભોગ અતિ ઉદારતા ભર્યો અથવા ન પોસાઇ શકે તેવો લેખાય. પ્રત્યેક ગ્રાહકથી તે બની શકે તેવી સરળ વાત છે. અને જે ગર્પણ ઘણા મનુષ્યોને પોતા સંબધે સરળ, સહજ અને અસંકુચિત છે, તે આ માસીકને સર્વસ્વ અને જીવનપ્રદ થઇ પડે તેમ છે. આશા છે કે પ્રત્યેક ગ્રાહક અમારી આ નમ્ર અરજનો સ્વિકાર કરી આટલો ભોગ આપવાનું ઔદાર્ય અવશ્ય દાખવશે.

અગરજોકે આ માસિકના નવા વર્ષની શરૂઆત ભાદરવા માસથી થાય છે છતા પણ હિસાબની સગવડને ખાતર આ અંક કાર્તક માસનો ગણવામાં આવ્યો છે અને તે રીતે નવું વર્ષ કાર્તકથી શરૂ ગણી આસો માસે વર્ષ પુરૂં કરવામા આવશે.

અમારૂં વાર્ષિક વેતન પ્રથમથી જ વસુલ લેવાને પ્રણાલિકા છે અને તદનુસાર આ નવા વર્ષનો પ્રથમ અંક વી. પી. થીજ મોકલવાને અમો પૂર્વે સૂચવી ગયા છીએ છતા પણ દીવાળીની દોડધમાલમાં થતા વી-પી તરફ ક્વચિત વાચકનું દુર્લક્ષ થાય તેથી બીજો અંક વી-પી કરવા નિર્ણય કર્યો છે. આશા રાખીશું કે આ તકનો સદઉપયોગ થવા સાથે અમારો વાચકવર્ગ આવતા અંકનું વી-પી તુર્ત સ્વીકારી શકાય તેવો પ્રબંધ કરી રાખશે.

અમોએ ચારઆના ટપાલખર્ચના જુદા લેવાના ઠરાવીને માસિક શરૂ રાખવાને જે વધુ સાહસ અજમાવવા યત્ન કર્યો છે. તેમાટે ઘણા વાચકો તરફથી આભાર અને લાગણી દર્શક પત્રો મળ્યા છે તે સર્વેનો એક સામટો અત્ર ઉપકાર જાહેર કરવા સાથે અમોને તેથી નવું બળ પ્રેરાયુ છે, તેમ સ્પષ્ટ કહી દેવા સિવાય રહી શકતા નથી.



## અનુક્રમણિકા.







પુસ્તક ૧૨ મું.
અંક ૨ જો.

REGISTRED N B 443
સંવત ૧૯૭૨ માગસર.




છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ—પાલીતાણા (કાઠિયાવાડ).

વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે રૂ. ૧-૪-૦

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં મે. ગુલાબચંદ લલ્લુભાઈએ છાપ્યો

## વિષય અનુક્રમણિકા.



# સ્વર્ગસ્થ ભગુભાઇ ફ. કારભારી.

પ્રસિદ્ધ સાહિત્યસેવી–સમાજસેવક–કર્મવીર " જૈન " પત્રના આદ્ય સંસ્થાપક સ્વ. ભગુભાઇના નામથી જૈન સમાજમાં ભાગ્યેજ કોઇ અજ્ઞાત હશે. આ કર્મવીરના ફ્રાન્સ ખાતે દેહાવસાન પામ્યાના સમાચારે સમસ્ત જૈન સમાજમાં દીલગીરી ફેલાવી છે. આ લેખકને તેમની સાથે એક બન્ધુ જેવો પરિચય હતો, એટલુંજ નહીં પણ માસિક કે સાપ્તાહિક પત્રનું સંપાદન કરવાની પદ્ધત્તિ બતાવનાર પણ તેઓજ હતા. જૈન સમાજે જેમ સ્વ. ભગુભાઇના જવાથી એક આત્મભોગી કર્મવીર ગુમાવ્યો છે, તેમ અમોએ પોતે પણ એક શુભેચ્છક રૂપ મહાન્ અવલંબન ગુમાવ્યું છે. પરમાત્મા તેઓના પવિત્ર આત્માને સદા–સર્વદા શાંતિ અર્પે !

મરહૂમનું જીવન અનેક મુશ્કેલીઓ અને વિઘ્નોપૂર્ણ હતું. કેટલીએક એવી ક્ષણો પણ હતી કે જે વખતે સામાન્ય મનુષ્ય નિર્બળ બની હતાશ થયા વિના રહે નહીં પણ સ્વ. ભગુભાઇમાં સેવાવૃત્તિ એટલી બધી બળવાન્ હતી કે ગમે તેવા વિપત્તિના પ્રસંગમાં પણ નિરાશાના ઉદ્ગાર કહાડ્યા નથી. એ પ્રસન્નમય મુદ્રા, અને સતત કર્તવ્યપરાયણ રહેવાની અગત્યતા સેવાથી એક સાચો કર્મવીર કેવો હોય તેનો ખ્યાલ આવ્યા વિના રહે નહીં. ગમે તેવા વિઘ્નો કે આપત્તિઓની દરકાર કર્યા વિના આગળ વધવાનું ચાલુ રાખવું, એ તેમના સ્વભાવની એક ખાસ સુંદર વિશેષતા હતી. હાલ તુરતમાં સ્વ. ભગુભાઇનું સ્થાન લે એવો કોઇ સમાજસેવક દ્રષ્ટિએ પડતો નથી. જે વખતે સ્વ. ભગુભાઇ જેવા કર્તવ્યશીલ પુરૂષોની સમાજને જરૂર હતી, તેવા વખતમાં તેમના આકસ્મીક અકાળ મૃત્યુથી ભારે ખોટ જણાય, એ સ્વાભાવિક છે.

મરહૂમનું સ્મારક કાયમ રાખવા મુંબઇ ખાતે પ્રયત્ન થશે કે, તે સફળ થાય, એમ ઇચ્છીએ છીએ.

# આનંદ.

પુસ્તક ૧૨ મું.  સંવત ૧૯૭૦ માગશર.  અંક ૨ જો.

## પ્રેમ ભક્તિ.

ગઝલ.

( સુશીલ. )

તમારી યાદ તો દિલદાર રહી હરદમ દીલે લાગી,
ભુલાયે તે ન કો રીતે રહી ઉર દમ બદમ જાગી
તમો આવો ન આવો યા અમારા રંક આવાસે,
તમારા ઇશ્કના ઘેલા તમો વિણુ કયા બીજે જાશે ?
ખુશી હો વા ખફા દેખી અમારા ચશ્મના લોહી,
તમારા *હીજ્રના દર્દો અમો રહેશું સદા રોઈ.
ભુલાવો યા ન ભૂલાવો હજુરે રહેમથી દીલભર,
ગરીબો તો ખડા રહેશે કદમ શીર ઝુકતે હાજર.
સુણો કે ના સુણો વ્હાલા હમારા દર્દની વાણી,
વહ્યા હરગીઝ રહેવાના ગમીના આંખથી પાણી.
કભી પરવા ન હો તમને બિચારા આ બિમારોની,
અમો ના મોતથી ડરતા, પછી દરકાર છે કોની ?
જલાવો કે રૂલાવો આ હમેશાની જુદાઇથી,
અમો તો આપની લગની નિભાવીશું વફાઇથી.

---

* વિયોગ

# વચનગુપ્તિ.

વીર્યાંતરાય કર્મ અને મતિજ્ઞાનાવરણી કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલી વાગ્લબ્ધિના યોગે, વાણીરૂપ પરિણમનને સન્મુખ થયેલા આત્માના પ્રદેશમાં ઉપસ્થિત થતા પરિસ્પંદન અથવા હલન ચલનને વચન યોગ કહેવામાં આવે છે. મન, વચન અને કાયાના ત્રીકરણ યોગમાં બે પ્રકારના હેતુઓ પ્રવર્ત્તતા હોય છે; એક ક્ષયોપશમ લબ્ધિરૂપ અંતરંગ હેતુ અને બીજો તે લબ્ધિજન્ય વ્યાપારને સ્થૂળ ભૂમિકા ઉપર સ્પષ્ટ કરવા માટે તે તે લબ્ધિને અનુરૂપ પુદ્ગળ પરમાણુઓના ગ્રહણ રૂપ હેતુ. મનોલબ્ધિના વ્યાપાર માટે મનોવર્ગણાનું ગ્રહણ કરવામાં આવે છે. અને તે પ્રમાણે વચન અને કાયલબ્ધિની ચેષ્ટા વિસ્તારવા માટે તે તે લબ્ધિને અનુરૂપ વચન અને કાયાની પુદ્ગલ વર્ગણા ગ્રહણ કરવામાં આવે છે. આ સ્થળે અમો વચનગુપ્તિ સંબંધે કાંઇક કહેવા માંગીએ છીએ.

વાણીને સંયમમાં રાખવી, પોતાના અને પારકા હિત શિવાય તેની પ્રવૃત્તિ ન થવા દેવી અને વાગ્રૂપે આકાર પામવાને તત્પર થયેલા આંતરીક ભાવોનું ગોપન કરવું તે વચનગુપ્તિ છે. જેમાં સ્વપરનું કશું જ કલ્યાણ સમાએલું નથી, એવા નિઃસાર વાણીવ્યાપારમાં કાળ અને શક્તિનો વ્યર્થ વ્યય કરી મનુષ્યો પોતાનું કેટલું અહિત કરે છે, તેની તેમને ખબર નથી. સોએ નવાણું ટકા—તેમનો વાણી વ્યાપાર મંડનાત્મક હોવાને બદલે ખંડનાત્મક, સંઘાતક હોવાને બદલે વિઘાતક, સ્થાપકને બદલે ઉચ્છેદક; અને સુખ સાધકને બદલે દુઃખનો જ સાધક હોય છે. મનુષ્ય જ્યારે હિતસાધક સુરમ્ય મનોહર અને સર્વને પ્રિય લાગે તેવો વાણી વ્યાપાર કરે છે, ત્યારે તે વડે પોતાનું અને વિશ્વનું કલ્યાણ સાધતો હોય છે. અને પોતાના તેમજ જેમના પ્રત્યે તે વ્યાપાર પ્રેરવામાં આવે છે, તેમનું હૃદય ઉચ્ચ અને ભવ્ય બનાવતો હોય છે. વિશ્વના છુટાછવાયા અને ભિન્ન ભિન્ન કક્ષામાં ફરતા તત્વોને ઐક્યની સુવર્ણ સાંકળથી બાંધવા માટે વાણીનો ઉત્તમ પ્રકારે યોજેલો વ્યાપાર જેટલો સમર્થ છે, તેટલો મન અને કાય યોગ નથી. કેમકે મનનો યોગ ગમે તેટલો ઉચ્ચ હોય છે, તોપણ તેનો બહિર્ભાવ સ્થુળ દૃષ્ટિનો વિષય નહીં થઇ શકતો હોવાથી જગતને તે પ્રત્યક્ષ હિતકર થોડોજ થાય છે અને કાયયોગ એ સ્થૂલ હોવાથી તેની મૌન ચેષ્ટા જુદી જુદી પ્રકૃતિના મનુષ્યો જુદા જુદા અર્થમાં ગ્રહણ કરતા હોવાથી તે પણ અન્યનાં હિત માટે બહુ ઉપયોગી નથી. આસપાસના મનુષ્યોનું ખરૂં હિત માત્ર આપણે આપણી વાણીના ઉદ્યોગ વડેજ કરી શકીએ છીએ. આમ હોવાથી મનુષ્યોએ તે યોગની પ્રવૃત્તિમાં બહુ સાવધાનતા સેવવાની જરૂર છે. તેનો કોઇપણ વ્યાપાર જ્યારે ઉચ્છેદક હોય છે, ત્યારે સામાના મનમાં ક્ષોભ ઉપજાવી તેના તન મનને વેરણ છેરણ કરી નાંખેછે. અને સ્થૂળ સુક્ષ્મ અણુઓમાં વિશ્લેષ પ્રગટ કરે

છે. યોગ્ય વાણી-સૌંદર્ય-રમણીયતા, પ્રીતિ ઐક્ય આદિ ઉચ્ચ ભાવનાઓ સ્થાપે છે, ત્યારે અયોગ્ય વાણી કુરૂપતા, ગ્લાની, વૈર, ભીન્નતા, અવ્યવસ્થા અને કલહના બીજ મનુષ્ય હૃદયમાં રોપેછે. આથી તમારી ક્રિયાને તમારે મંડનાત્મક રીતે યોજવી જોઇએ. કશાને પણ તોડી પાડવામાં, નિંદવામાં, વેરણ છેરણ કરી નાખવામાં તેનો ઉપયોગ કદીપણ ન કરવો જોઇએ. મંડનાત્મક યોજના ન આવડતી હોય તો મૌન રહેવું એ સર્વથી સહેલો રસ્તો છે. ઉત્તમ કૃતિ ન આવડે તો અધમ કૃતિથી વિરમવુ એટલુંજ થાય તોપણ વિશ્વના અને તમારા કલ્યાણ માટે તે પુરતું છે. ખંડનાત્મક ક્રીયાથી મુક્ત રહેવું એ પણ આડકતરી રીતે મંડનાત્મને સહાય આપવા તૂલ્યજ છે. ચણતા ન આવડે તો ખેર, પણ તોડી પાડવામાં આપણા વચન સામર્થ્યને ન યોજાય એટલી સાવચેતી પ્રત્યેક ડાહ્યા મનુષ્યે રાખવી ઘટેછે વિશ્વને અમૃતનો પ્યાલો તમે ન પાઇ શકો તો તમારા તરફના ઉપકાર વિના ચલાવી લેશે. પરંતુ તેમના મુખમાં વેલણ ઘાલીને ઝેર પાવાના પ્રયત્નથી વેગળા રહેવાની ફરજ કદી ભૂલવા જેવી નથી.

ફાવે તેમ બોલ્યા કરવું એ વહાણનું સુકાન કાઢી લઇ તેને ગમે ત્યાં આડુઅવળુ ખરાબે દોડાવવા બરાબર છે. કાંઇપણ બોલતાં પહેલા તમારા તે વચનથી તમે તમારૂ અને પારકાનું શું હિત સાધવા માગો છો તેનો વિવેક કરી, પછીજ બોલવાના પ્રયત્નમાં જોડાઓ. આપણા અભિપ્રાયો સામા મનુષ્યને આપતા પહેલા તે તેને કેવારૂપે પરિણમશે તે જોવું જોઇએ. અર્થાત આપણી ભાવના આપણને પોતાને ગમે તેટલી ઉચ્ચ જણાતી હોય તો પણ સામા મનુષ્યને તે જણાવ્યા પહેલા તેને તે કેવી લાગશે તે વિચારવું જોઇએ.

કાર્ય કરતાં વાણીની અસર મનુષ્ય હૃદયમાં ઘણા દીર્ઘકાળ સુધી ટકી રહે છે. સ્થૂળ ભૂમિકા ઉપરના કાર્યો કાળના અનંત ધસારામાં અને ઉપરા ઉપર બની આવતી અનેક પ્રવૃત્તિ પરંપરાની ધમાલમાં ક્યાંઇ લોપ પામી જાય છે, અને પછી લોકો તેને ભાગ્યેજ કદી સંભારે છે, પરંતુ જેવા હૃદયભાવ એક વખત વાણી દ્વારા બહિર્ભાવ પામી સામા હૃદયમાં ચોટવા પામે છે તે કદી ભુંસી શકાતો નથી. ઇતિહાસના અંધકાર યુગમાં પ્રાદુર્ભાવ પામેલા મહાવીર બુદ્ધ કૃષ્ણ આદિ મહા પુરૂષોની કૃતિઓ અનેક દંતકથાઓના થર નીચે દબાઇ ગઇ છે અને તેમના જીવનકાળના કાર્યો સંબંધી આપણને કશોજ સ્પષ્ટ અને ઇતિહાસસિદ્ધ ખ્યાલ રહેવા પામ્યો નથી. છતાં તેમની છુટી છવાયી અને કાળે કાળે રૂપાંતર અને સુધારા વધારા પામતી માત્ર વાણી ઉપરજ કરોડો મનુષ્ય, હૃદયની ધર્મભાવના આજે નિર્વહે છે. તેઓ જે કાંઇ તેમના પાંચ પચીશ ભકત હૃદયમાં વાણી દ્વારા રેડતા ગયા છે તેજ આ કાળે આપણા સંસારભીરૂ આત્માને વિશ્રામ આપી શકે છે. મહાજનોની વાણીમેઘપ્રવાહ અનંત યુગોને ભેદીને સર્વદા સરતો આવે છે. તેમની કૃતિ સામું મનુષ્યો જોતા નથી. કૃષ્ણે ગોપબાળાઓ સાથે અનીતિમયો વિહાર કર્યો હતો કે નહી તે કોઇ પુછતું

નથી પરંતુ તેમણે કુરૂ-કર્તવ્ય ક્ષેત્રમાં અર્જુનના ઉદ્વિગ્ન અને વિષાદમય હૃદયમાં જે આશા અને ઉત્સાહ પોતાની જીવન્ત વાણી વડે પ્રેર્યાં હતા તે વાણી આજે પણ અનંત અર્જુનોને કર્તવ્ય ક્ષેત્રમાં શૌર્ય અને આશ્વાસન આપતી રહી છે. મહાવીર પ્રભુએ ગૌતમને ઉદ્દેશીને કહેલા વચનો, આજે તેના ગમે તેટલા ફેરવાઇ ગયેલા સ્વરૂપમાં પણ લાખો મનુષ્યોની ધર્મ ભાવનાને પોષે છે. કાળ અને સ્થળના પ્રતિબંધોને વિંધવા જો કોઇ શક્તિ સમર્થ હોય તો તે માત્ર વાણીની જ છે. કાયિક પ્રવૃત્તિ બહુ તો સમકાલીન યુગ ઉપર અસર કરી શકે છે ત્યારે વાણી યોગ અનંત ભાવી ઉપર પોતાના સંસ્કાર મુકી શકે છે.

જેમ મહાજનોની વાણીનો પ્રભાવ અનેક યુગો પર્યંત પ્રવર્તી શકે છે, તેમ સામાન્ય મનુષ્યોની વાણી પણ તે તે મનુષ્યના અધિકારના વર્તુલમાં આવતા થોડા ઘણા મનુષ્ય હૃદય ઉપર અસર કરી શકે છે. વાણી એ માત્ર શબ્દ જ નહિ પણ ચોક્કસ અર્થયુક્ત મનોભાવનો બાહ્યાકાર છે. અને જ્યારે તે મનોભાવ બાહ્યાકૃતિ પામે છે, ત્યારે જો તે ઉત્તમ હિતાવહ અને કલ્યાણકર હોય છે તો સામા મનુષ્યોના હૃદયમાં તેનો અનુરૂપ ભાવ પ્રગટે છે અને તે વધારે આશાવાન, સબળ, શ્રદ્ધામય, અને કર્તવ્યશીલ બને છે, પરંતુ જો તે અધર્મ, તોછડુ, મુર્ખાઇભર્યું વચન હોય છે તો તેથી સામા હૃદયમાં નિર્વેદ, નિરાશા, શિથિલતા, ભિરૂતા વિષાદ, આદિ હલકા ભાવ ઉત્પન્ન થાય છે. અને જ્યારે તેવો અહિતકર વાણી પ્રયોગ કોઇ મૃદુ પ્રકૃતિવાળા કોમળ અને શિઘ્રવેદી મનુષ્ય પ્રત્યે કરવામાં આવે છે, ત્યારે તેની અસર તેવા હૃદય ઉપર અત્યંત માઠી થવા પામે છે. તેનું મન છેક ઢીલું અને મુડદાલ બની જવા પામે છે અને કર્તવ્ય માટે છેકજ નાલાયક થઇ જાય છે. સામાના હૃદયની આવી ચેતનહિન દશા કરી મુકવી એ તેનું ખુન કરવા તુલ્ય છે. સ્થૂળ હિંસા કરતા એવી હૃદયને ભાંગી નાંખવાની હિંસા કોઇ રીતે ન્યૂન ઘાતકી નથી એટલુંજ નહી પણ વિશેષ વિચાર દૃષ્ટિએ જોતાં વધારે ત્રાસદાયક છે. મૃત્યુનું કષ્ટ જ્યારે થોડીજ ક્ષણો ચાલે છે, ત્યારે હૃદયના ખુનનું દર્દ જીવન પર્યંત સાલતુ રહે છે.

આપણે જેવા જેવા અર્થવાળા વાક્ય પ્રયોગ કરીએ છીએ, તેવા તેવા અર્થો સામા મનુષ્યના હૃદયમાં આકારભૂત થાય છે. વાણીને અંગે જે અર્થ રહેલો છે, 'તે અર્થ સામા હૃદયમાં ખડો થાય છે. તમે જ્યારે કાળભૈરવની ભિષણ મૂર્ત્તિનું કોઇ આગળ વર્ણન કરો છો, ત્યારે તેના અંતઃકરણમાં તમારૂં પ્રત્યેક વચન કાંઇને કાંઇ આકાર ઉત્પન્ન કરતું ચાલે છે અને જ્યારે તમારૂ બધુ વર્ણન પુરૂ થઇ રહે છે, ત્યારે સામાનુ અંતઃકરણ, તમારા મનમાં ઉપસ્થિત થયેલી રૂદ્ર મૂર્ત્તિને મનોમય જુએ છે. આ પ્રકારે વાણી દ્વારા તમારી મનોમય મૂર્તિને તમે સામા હૃદયમાં સંક્રાન્ત કરી શકો છો અને સાથે તે મૂર્ત્તિને અંગે રહેલી રૂદ્રતા, નિષ્ઠુરતા, રૂધિર પિપાસા આદિ નૃશંસભાવોનો પણ તેના હૃદયમાં સંચાર કરો છો. તેજ પ્રમાણે જ્યારે તમે સરસ્વતી, લક્ષ્મી, સીતા આદિ કોઇ સાત્વિક તત્વનું નિરૂપણ કરો છો, ત્યારે સામું

હૃદય સાત્વિક ભાવોથી પોષાય છે અને તે વધારે ઉચ્ચ, સુંદર અને દિવ્ય પ્રકૃતિ ધારણ કરતું જાય છે. એકપણ અર્થવાળું વાક્ય તેની સંવાદી અસર ઉપજાવ્યા વિના નિષ્ફળ જતું નથી તેથી મનુષ્યે તેનો વિનિયોગ ઘણી સંભાળથી કરવાની જરૂર છે.

જ્યારે આપણે નિર્જીવ અને માલ વિનાની કુથલી કરતા હોઈએ છીએ, ત્યારે આપણે આપણી અને તે કુથલી સાંભળનારાઓની ઉભયપક્ષની ખરાબી કરવા હોઇએ છીએ. એવી દમ વિનાની વાતોથી સામા મનુષ્યનું હૃદય વધારે વધારે ચેતન હિન, પ્રમાદી અને મુડદાલ બનતુ જાય છે. તેની પ્રગતિના રથના ચક્રો નિઃસાર પ્રવૃત્તિના કીચડમાં વધારે ને વધારે ખુંચતા જાય છે. અને જે હૃદયમાં શૌર્ય અને ઉત્સાહ આવ્યેથી કાર્ય પરાયણતા ઉદ્‌ભવવાની હોય છે તે હૃદય દિનપ્રતિદિન વધારે પ્રાકૃત, પામર અને તુચ્છ બનતુ જાય છે.

વાણીરૂપ શસ્રનો પ્રયોગ ગમે તેવી હલકી વસ્તુને પણ નિંદવામાં કરો નહીં. જો કે ઘણીવાર તેમ કરવામાં આપણો હેતુ પ્રશસ્ત હોય છે અને તેમ કર્યા શીવાય જે ઉત્તમ વસ્તુ કે ભાવને આપણે સ્પષ્ટ કરવા માગીએ તે થઇ શકતો નથી. તો પણ વસ્તુની કાળી બાજુ દર્શાવતા પ્રત્યેક ડાહ્યા મનુષ્યે બહુ સાવધાની વાપરવાની અગત્ય છે. દોષોનું નિંદાત્મક વર્ણન લ્હેકાવી લ્હેકાવીને કરવામાં ઘણાકો માને છે તેમ, ગુણોની સ્તુતિ આવી જતી નથી. તેથી ઉલટું ઘણીવાર દોષોના ચિંતવનથી હૃદય ઉપર દોષોના સ્વરૂપના જ દઢ સંસ્કાર પડી રહે છે. જેનું ધ્યાન પુનઃ પુનઃ સેવવામાં આવે છે, તે ચિત્ત ઉપર કાયમની છાપ મારે છે. આમ હોવાથી દોષોનું પુનઃ પુનઃ વર્ણન કે ચિંતન એ દોષોને ટાળવાનો ઈલાજ નથી પણ ઘણીવાર તેને વધારનાર જ થઇ પડે છે. દોષોથી મુક્ત થવા માટે તેના સ્વરૂપના ભભકાભર્યા વર્ણનો કરવાની કશી જરૂર નથી. માત્ર તેને ભુલી જવાની જરૂર છે, મન આગળ તેવા વર્ણનો કે ચિંતનો ઉભા ન કરતા ઉત્તમ ભાવવાળા નિરૂપણોમાં જોડાયા રહો. તેમ કરવાથી ગુણો સ્હેજે સ્હેજે કોઈની પણ નિંદા કર્યા વિના હૃદયમાં પરિણમી જશે.

વ્યભિચાર, દુરાચાર, દુર્વ્યસનો, પ્રતારણા, છળ, કપટ આદિ અધમ ભાવોને વાચકો કે શ્રોતાઓ સન્મુખ તરતા રાખી કથાઓ, વાર્તાઓ, કે વર્ણનો જોસભરી વાણીવડે વિસ્તારથી જ્યારે જ્યારે કહેવામાં આવે છે, ત્યારે ત્યારે બહુધા તેનું પરિણામ બુરૂજ આવતું જોવામાં આવે છે. દોષોનું વર્ણન કરી વાચક કે શ્રોતાઓને દોષોના સંસ્કારમાં પડતા અટકાવી ગુણ તરફ વાળવા એ સામાન્ય ઉપદેષ્ટા કે લેખકોની શક્તિ બહારનો વિષય છે. આસુરી કે અધમ સત્વોનું વર્ણન એવા પ્રકારે કરવું કે જેથી તેના સંસ્કાર સામાના ચિત્ત ઉપર ન પડતા તે પ્રત્યે અણગમો ઉત્પન્ન થઇ, સન્માર્ગ તરફ વળે. એ કાર્ય માત્ર ઉત્તમ પ્રતિભા સંપન્ન લેખકો કે વ્યાખ્યાતાઓ શિવાય અન્ય મનુષ્યોથી થઇ શકતું નથી. જેમ સોમલ કે પારદનો ઉપયોગ માત્ર કુશળ રસવેત્તા વૈદ્યજ કરી શકે છે અને બીજાઓ તેમ કરવા જાય તો દર્દીને હાનિ શિવાય અન્ય કશુંજ કરી શકતા નથી, તેમ દોષોના

વર્ણનથી મનુષ્યને સન્માર્ગમાં પ્રેરવાનો વિકટ રસ્તો પણ જો કોઇ સામાન્ય મનુષ્ય ગ્રહણ કરે, તો તે સામા મનુષ્ય ઉપર દોષોની છાપ શિવાય ભાગ્યેજ કાંઇ દ્દઢ કરી શકે છે. મનુષ્ય હૃદયની નિગુઢ ભાવનાઓનું અને તેના અંતસ્તમ પ્રદેશમાં વહતાં પ્રછન્ન પ્રવાહોનું સ્વરૂપ સમજનાર કોઇ શેક્સપીયરજેવા દૈવી પુરૂષો જ મનુષ્ય જીવનની શ્યામ બાજુ ઉપર પ્રકાશ નાખી તેમાંથી વાચકોને ઉપદેશ પાઇ શકે છે. માત્ર સાધારણ લેખકો તેવા વર્ણનોવડે અન્ય વાચકોની તેવી વૃતિને સંતોષવા કે રસ આપવા શિવાય વિશેષ કરી શકતા નથી. વિષયોના વર્ણનો કરી અમો મનુષ્યોને વિષયથી વિમુખ કરવાનો પ્રયત્ન કરીએ છીએ, એવા અભિમાન નિચે માત્ર વાચકોને મનોમય ભોગ પુરા પાડવાની નિચ સ્પૃહા જ છુપાએલી હોય છે. પ્રેમના નામતળે વિષય રસથી છલકાતી નવલકથાઓના આ જમાનામાં કેટલા મનુષ્યો સાચા પ્રેમી થઇ શક્યા છે તે કોઇ કહેશે? લોકોની ભોગેષણાને બહેકાવી મુકવાનું અને તેમને મનથી વિષયો ભોગવતા કરી મુકવાનું માન આ યુગમાં જો કોઇ યથાર્થપણે લઇ શકે તો તે માત્ર તેવા વિષયનું વર્ણન કરનારા લેખકો જ લઇ શકે તેમ છે. વ્યભિચારની વાતો વાંચવાથી તેના પ્રત્યેથી વિમુખ થઇ શકાય છે કે કેમ તે પ્રત્યેક વાચક પોતાના હૃદયને સાચા ભાવથી પુછી જોશે તો સાચો ઉત્તર મળ્યા શિવાય રહેશે નહીં. વ્યભિચારના વસ્તુવિન્યાસવાળી કથાઓ સાંભળી કે વાંચીને માત્ર વિષયનું જ પોષણ તેઓ મેળવે છે. વ્યભિચારના વિરોધી ભાવનું નહીંજ. વેશ્યાઓ જેમ પૈસા લઇ પોતાનું શરીર ભાડે આપે છે, તેમ વિષયોનું વર્ણન કરનારા લેખકો વિષયથી ઉભરાતી પોતાની કૃતિઓને પૈસાના બદલામાં વાંચકોને તેમના મનોમય વ્યભિચારના સેવન અર્થે વેચે છે—ઉભયમાં તફાવત એટલો જ છે કે જ્યારે વેશ્યા પોતાના તનનો નિંદ્ય કર્માર્થે વિનિયોગ કરે છે, ત્યારે આ પોતાના તનને બદલે પોતાના મનના ભાવોને અક્ષર રૂપે મૂર્તિમંત કરી વાંચકના ઉપભોગ અર્થે વેચે છે. આ ઉભયના દોષોનો મુકાબલો કરવાનું કામ સુજ્ઞ વાંચકો પોતેજ કરી લેશે એમ ઇચ્છીએ છીએ.

આપણને નહીં ગમતી વાત બીજાને કહી બતાવવી એ આપણને કે સામાને એકેને સુખ ઉપજાવનાર નથી. કશી વાતનો અણગમો જાહેર કરવો તે સામા હૃદયમાં તેવો અણગમો ઉત્પન્ન કરવા તુલ્ય છે, અને એક હૃદયમાં ઉગેલાં ઝેરનાં બીજને બીજા હૃદયમાં લાવવા બરાબર છે. તમને જે વાત કે વસ્તુ નથી ગમતી, તે બીજાને પણ નજ ગમવી જોઇએ, એમ ઇચ્છવું એ આખી દુનીઆને તમારા મનની સપાટી ઉપર લાવવાની મુર્ખાઇ ભરેલી ઇચ્છા જેવું છે. તમને જે ન ગમતું હોય તે બીજાને ગમતું હોય. અને તમને ગમતું બીજાને અણગમતું હોય. તેથી તમે જ ખરા છો અને બાકીના ખોટા છે, અથવા તમારી રસવૃતિ વધારે તિક્ષ્ણ અને કેળવાએલી અને બીજાની બુંઠી કે ગમાર છે, એમ માનવું જોઇતું નથી. આથી તમારા અણગમાઓને જાહેરરૂપ નહીં આપતા તમારા હૃદય, મનમાં જ દાટી રાખો. અ-

મુક વસ્તુ મને નથી ભાવતી અને-અમુકને જોતાવેંત મને ઉલટી થાય છે એમ કહેવા-થી બીજાના સુખ કે આનંદમાં તમે શું વૃદ્ધિ કરવાના હતા? ઉલટું તેવી વાત સાંભળી સામા મનુષ્યને પણ તમારી પેઠે થવા માંડે છે, અને જે વસ્તુનો તે અગાઉ પ્રી-તિથી ઉપયોગ કરી સુખ અનુભવતો હતો, તે પણ બંધ પડી જાય છે. મનની જે સ્થિતિ થવાથી અમુક પ્રત્યે તમને અભાવ કે અરૂચી પ્રગટી છે, તેવો જ અયોગ્ય મ-નોભાવ સામાના મનમાં તમારી વાણીના સાધનવડે ઉભો કરી તમે સામાનું સુખ લુંટી લહો છો. અને અગાઉ જ્યાં એક હૃદય અરૂચિવાળું અને જે તે વસ્તુ પ્રત્યે છેડાઈ પડવાના સ્વભાવવાળું હતું ત્યાં એ અને ધીમે ધીમે એ બાવીશ કરી મુકો છો. અગણમાનું વર્ણન હહેકાવી હહેકાવીને ક-રવાથી સામા મનુષ્યોનું મન પણ તમારા જેવું અણગમાથી ઉભરાતું બની જાય છે, અને આ પ્રકારે તમે જગતની સુખ કે આનંદ ગ્રહણ કરવાની શક્તિમાં ઘટાડો કરી તેને વધારે નિર્વેદવાળી અને જ્યાં ત્યાં અરૂચિ દર્શાવતી કરી મુકો છો. તમા-રા મનનો ચેપ વાણી વડે તમે બીજાને વ ળગાડી તેમને પણ તમારા જેવા મનના રોગી કરી મુકો છો.

# સતીનું આસન.

## ( ટૂંકી વાર્તા. )

પચીસ વરસ ઉપરની વાત છે. પૂજા-તહેવારના દીવસો આવે છે, એટલે જ આ વાત આજે યાદ આવી છે. આ વખતે જ આ વાતનું સ્મરણ થાયછે, એમ કાંઈ નથી. દરેક વર્ષે પૂજા તહેવારના દીવસોમાં સ્મરણ થઇ આવેછે, એમ કહું તો ખોટું નથી. છતાં હજી સુધી આ વાત કોઇને કરી નથી. આજે કરૂંછું.

હું તે વખતે પશ્ચિમ દેશમાં રહેતો. મારી જુવાનીની સ્વચ્છંદતા એવી હતી કે કોઇ કોઇને તો હું બેવકુફ જેવો પણ લાગતો. મરજીમાં આવે ત્યારે જંગલમાં ચાલ્યા જવું અને પાસે એક માત્ર કંબલ અને લોટો લઇને રખડયા કરવું, વળી ઈચ્છામાં આવે તે વખતે માથા ઉપર હેટ અને ધોતીને બદલે પાટલૂન, બૂટ ચડાવી સાહેબ લોક જેવો પણ ડોળ કરવો. અને મરજી થઇ જાય તો દેરાદુનની ટ્રેનીંગ સ્કુલમાં વિદ્યાર્થીઓને ગણીત શાસ્ત્ર શીખવવાને પણ ચાલ્યા જવું. એ રીતે મારૂં વર્તન સ્વચ્છંદતામય અને સ્વતંત્ર હતું. આથી કોઇ કોઈ વખતે મારા મિત્રો પણ મને ભ્રમિત મગજનો કહી હસી કાઢતા. કોઇ કોઇ પ્રસંગે Differential calculus Integral calculus. ની પાછળ રાત દીવસ એવો લાગ્યો રહેતો કે ઉંઘ કે ભુખનું પણ ભાન રહેતું નહીં. આવી રીતે કોઇ કોઈને મારૂં જીવન નીરસ પણ જણાતું.

ગણીતશાસ્ત્રના શિક્ષક તરીકે મારી નિમણુંક થઇ ત્યારે એક પ્રકારનો બોજો મારા માસ્તિષ્ક ઉપર આવી પડયો. જે વખતની હું આ વાત કહુંછું તે વખતે સપ્ટેંબર મહિનો ચાલતો હતો. દેશી મહિ-

નાના હીસાબે આસો મહીનો હતો તેથી મારી જન્મભૂમિ-બંગાળામાં દુર્ગાપૂજાના તહેવારોની મોટી ધમાલ ચાલતી હતી. પરંતુ અત્યારે જે પ્રદેશમાં હું રહેતો હતો ત્યાં એ ઉત્સવનું નામ નિશાન પણ નહોતું. અલબત્ત હું જે ગામમાં શીક્ષક હતો ત્યાં બે ચાર બંગાળી બન્ધુઓ રહેતા હતાં. પણ એ લોકો બંગાળી તહેવાર પાળવાનું કોઇ દીવસ લક્ષ પણ આપતા હોય તેમ જણાતું નહોતું. દરેક બંગાળી ગૃહસ્થને ત્યાં જૂદો જૂદોજ ધર્મ મનાતો. કોઇ આર્યસમાજીસ્ટ, તો કોઇ ક્રીશ્ચીયન તો કોઇ થીઓસોફીસ્ટ એમ એકેક ઘરમાં પણ બબ્બે મત-પંથ ચાલતાં. તેથી પોતાના દેશી ધાર્મિક ઉત્સવ પ્રત્યે કોઇનું લક્ષ નહોતું. મારી દશા પણ એ લોકોથી છેક ભિન્ન હતી. અર્થાત હું પણ સઘળા મતપંથથી બહાર હતો. સર્વ ઘટે વિરાજમાન-જ્યાં જેવો પ્રસંગ ત્યાં મળી જતો.

દૂર દેશાવરમાં આવી ચડવાને લીધે મને મારા દેશના ઉત્સવો વખતે આનંદ, મોજ કરવાનું મન થયા કરતું. પણ મારી ખરી મોજતો જંગલમાં રખડવું એ જ હતી. તેથી વિચાર કર્યો કે જો આ વખતે પૂજા-તહેવારની રજા મળે તો થોડા દીવસ જંગલમાં ફરી આવું. પણ જ્યાં તહેવાર મનાતો ન હોય ત્યાં રજા કેવી? દેરાદુન પાસેનું વિશાળ જંગલ અને મનોહર પર્વતપ્રદેશ જાણે મને આકર્ષણ કરવા લાગ્યો. તેથી મનમાં થઇ આવ્યું કે ગમે તેમ કરીને આ તહેવારના દીવસોમાં રજા તો મેળવવી. નિશાળના અધ્યક્ષ પાસે ગયો અને કહ્યું— મહાશય ! આ દેશમાં પૂજાના તહેવાર પળાતા હોય કે ન પળાતા હોય, પણ હું જાતનો બંગાળી છું, તે આપ જાણો છો. માટે હરકોઇ ઉપાયે એકાદ અઠવાડીયાની રજા તો મને મળવી જોઇએ." અમારા અધ્યક્ષ સાહેબ હતા તો બંગાળી, પણ ધર્મ થીઓસોફીસ્ટનો માનતા. તેથી તેમણે જવાબમાં કહ્યું કે—"ભલે. ચાર દીવસની રજા હું મંજુર કરી શકીશ."

ચાર દીવસની રજા ! ખેર. બહુ નહીં તો ચાર દીવસ માટે તો મગજમાંથી ગણીતનું ભૂત નીકળી ગયું ! એટલી પંચાત ઓછી. મારા ઘરની બારી જે પર્વત તરફ પડતી હતી, તે બારીમાંથી જોયું તો જાણે પર્વતરાજ મને આમંત્રણ કરી રહ્યો હોય તેમ લાગ્યું ! સાતમને દીવસે સવારમાં, સૂર્યોદય થાય તે પહેલાંજ લોકો પથારીમાંથી ઉઠયા નહીં હોય તે વખતે, કોટ-પાટલુન કહાડી નાંખી તથા બુટ-જોડા વિગેરેની રજા લઇ, શરીર ઉપર કેવળ એક કાંબલ નાંખી દેરાદૂનમાંથી બહાર નીકળી પડયો. પાસે એક રાતી પાઇ પણ રાખી નહીં.

ફરતાં ફરતાં બપોરે-મધ્યાન્હ કાળે એક ઘોર અરણ્યમાં જઇ ચડયો. માણસોની વસતી તો દૂર રહી, એકાદ માણસનું મ્હોં પણ જોવાય તેમ નહોતું. જ્યાં જ્યાં નજર જતી ત્યાં ત્યાં વૃક્ષો-ઘટાઓ અને નદી-નાળાના જ દર્શન થતાં. વિચાર કર્યો કે આજ સપ્તમીનો દીવસ છે-અન્નપૂર્ણા દેવીનો પૂજાનો ઉત્સવ છે, પણ અન્ન-

પૂર્ણાએ આજે જ મને ઉપવાસ કરાવવો ધાર્યો હશે. નહીં તો આજે જ આ બૂદ્ધિ કયાંથી સૂઝે ? અહીંઆ મારે એટલું કહી દેવું જોઇએ કે આવી રીતે ભૂખ્યા-તરસ્યા રહેવાનો મને એક પ્રકારનો અભ્યાસ પડી ગયો હતો. તેથી; એકાદ ટંક ખાવાનું ન મળે તો તેથી મને મનમાં સહેજ પણ ઉદ્વેગ થતો નહી. વિશ્રાંતી લેવાની ખાતર એક મ્હોટા વૃક્ષની નીચે હાથ-પગ લાંબા કરી, મહારાજાધિરાજની માફક સૂઇ ગયો. નિદ્રાદેવીએ પણ ધીમે ધીમે પગલે આવી મારા ઉપર અધિકાર મેળવ્યો. જયારે જાગ્યો ત્યારે જણાયું કે સૂર્યદેવ પશ્ચિમ દિશામાં પર્વતની પાછળ સંતાઇ જવાની તૈયારી કરે છે-સંધ્યાને બહુ વાર નથી. બીજી ઘણી જાતની સરતોમાં ઉતર્યો છું, પણ કુંભકર્ણની સાથે સરતમાં ઉતર્યો હઉં તો આપહેલીજ વખતે, એમ મનમાં થઇ આવ્યું ! પાછું સમાધાન કર્યું કે આવા સ્વચ્છ શાંત-નિર્જન પ્રદેશમાં આવી સુખશય્યા ઉપર નિદ્રાનું આકર્ષણ થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. પવનદેવ જયાં ચામર ઢાળતો હોય-વૃક્ષશાખાઓ જયાં મનમોહક ગીત ગાતી હોય, અને સ્વયં હિમાચળ પોતે પોતાના ખોળામાં સુવાડી રાખતો હોય ત્યાં આવી સુખમય શય્યામાં કોને નિદ્રા ન આવે ? જો કોઇ એવો દાખલો મળી આવે કે આવા શાંત-પવિત્ર સ્થળમાં પણ કોઇને નિદ્રા ન આવી હોય તો સમજવું કે એ વ્યક્તિ કોઇ ખુની હોવો જોઇએ. અથવા તો મહાપાતકી હોવો જોઇએ. એવું ભયંકર પાપ તો મેં આ જીંદગીમાં કર્યું નથી. તો પછી નિદ્રાનું આવું જબરજસ્ત આકર્ષણ થાય એમાં ખોટું શું ? સાંજ પડતાં પડતામાં ત્યાંથી ઉઠીને ઊભો થયો. વૃક્ષની ટોચ ઉપર સૂર્યદેવની લાલ આભા માત્ર પડતી હતી અને વૃક્ષની નીચે અંધકાર ફેલાતો જતો હતો.

મનમાં એમ તો થઇ આવ્યું કે જેમ બને તેમ જલદી કોઇક વસ્તીમાં પહોંચી જઉં તો ઠીક. પણ પાછો વિચાર થયો કે આવો સુંદર સમય માત્ર પેટની પાછળ કે આત્મરક્ષાની ખાતર ગુમાવી દેવો એ શું ઠીક ગણાય ? આવો શાંત સમય, આવી અપૂર્વ શાંતિ ફરી કયારે મળવાની હતી ? એકાદું ઈશ્વરસ્તવન તો કરૂં. નસીબમાં હશે તો ભાગ્યદેવી આ જંગલમાં પણ એકાદ રોટલીના ટુકડાની વ્યવસ્થા કરી દેશે ! કયાં ગયો તે દિવસનો નિર્ભર ભાવ ? હાય ! કયાં ગઇ તે દીવસની નિસ્પૃહતા અને શાંતિપ્રિયતા ? આજે એમાંનો લેશ પણ રહ્યો નથી; એમ કહેતાં કાંઇપણ સંકોચ થતો નથી. અસ્તુ.

વૃક્ષ નીચે બેસી મોટે સાદે- " પ્રભુ ! એકજ શરણ તમારૂં " એ સ્તવન લલકારવા લાગ્યો. સ્તવન ગાતી વખતે મારી આંખો બંધ હતી. બહારનો કોઇ શબ્દ પણ કર્ણમાં પ્રવેશ કરે તેમ નહોતું. જયારે ગાયન પુરૂં થયું અને આંખો ઉઘડી ત્યારે સામે એક ચૌદ-પન્નર વર્ષની ઉમ્મરનો છોકરો તથા ૨૦-૨૨ વર્ષની વયની એક યુવતી એજ વૃક્ષની ઘટા નીચે ઉભેલા જણુયા. તેઓ કેટલો વખત થયાં મારૂં ગાયન સાંભળતા હતાં, તેનું મને જરા પણ ભાન નહોતું.

આવા ગંભીર અરણ્યમાં આવા સંધ્યાના વખતમાં આ બે જણાને જોવાથી મને બહુ આશ્ચર્ય લાગ્યું. તેથી પેલા

બાળકને પ્રશ્ન કર્યો કેઃ- "આટલામાં ક્યાંઇ ગામ કે વસ્તી છે?" બાળકે કહ્યું કે— "અમારૂં ઘર પહાડની તળેટીમાં જ છે, અહીંથી છેક નજીક છે."

હું આગળ કાંઇ બોલુ તે પહેલાંજ તે છોકરાએ કહ્યું- "તમે અહીંઆ એકલા બેસી ગાયન કેમ ગાવ છો? હમણા રાત પડશે અને જંગલમાંથી જંગલી જાનવરો બહાર નીકળી પડશે, તે વખતે શું કરશો?"

મેં કહ્યું—"બહુ થાક લાગવાથી અહીં આવીને સૂઇ રહ્યો હતો. પણ જ્યારે ઉઠયો ત્યારેજ જણાયું કે સાંજ પડવા આવી છે. આ વખતે જો જંગલની બહાર નીકળી જવાનો પ્રયત્ન કરૂં અને કદાચ આથી પણ વધારે ગંભીર ભયંકર અરણ્યમાં ઉતરી પડું તો પછી શું થાય? એવા વિચારથી રાત અહીંઆ જ વીતાવી અને સવાર પડતાં કોઇ વસ્તીમાં ચાલ્યા જવું એવો નિશ્ચય કરી રાખ્યો છે."

બાળક બોલ્યો-"તમે જો મોટે સાદે આ ગાયન ગાયું ન હોત તો આ જંગલમાં તમે છો કે નહી તેની પણ અમને ખબર પડત નહીં. તમારે હવે અહીંઆ રહેવાની શું જરૂર છે? અહીંઆં પાસેજ અમારૂં ગામ છે, ત્યાં ચાલોને? ત્યાં તમને ખાવા પીવાનું તથા સૂવા કરવાનું પણ મળી રહેશે!"

જગત્માતાએ જ્યારે મારા જેવા માતૃદ્રોહી સંતાનને, આવા ગંભીર અરણ્યમાં પણ, આ બાળકની મારફતે નિમંત્રણ મોકલ્યું છે તો પછી તેનો શા માટે અસ્વીકાર કરવો? એમ ધારી મેં કહયું- "ભલે. તમારી સાથે આવવામાં મને કાંઇ વાંધો નથી."

ત્યારપછી બાળક પેલી યુવતીનો હાથ પકડી આગળ આગળ ચાલવા લાગ્યો. હું પણ તેમની પાછળ ગયો. બાળકની સાથે મારે જે વાતચીત થઇ હતી તે દરમીયાન મેં બે-ત્રણવાર પેલી યુવતી તરફ દ્રષ્ટિપાત કર્યો હતો. પરંતુ તેણીની મુખમુદ્રા ઉપર કોઇ પ્રકારનું સ્ફુર્તિંનું ચિન્હ જણાયું નહીં. એક પ્રકારની મલીન અને ઉદાસીનતાભરી છાંયા તેણીના સુંદર મુખ ઉપર ફરી વળી હતી. તેણીના ચહેરા ઉપરથીજ જણાઇ આવતું હતું કે સંસારની સાથે તેનો સંબંધ નથી-સારા યા ખોટામાં તેણીનો કયાંઇ ભાગ નથી. જો કે આ યુવતીના સંબંધમાં મારા વિચારો ઉપર પ્રમાણે હતાં, પરન્તુ તેના સંબંધમાં બાળકને કાંઇ પૂછવું એ મને વાજબી જણાયું નહીં. માત્ર એટલું જોયું કે બાળકની પાછળ પાછળ એક જડ યંત્ર જેવી તે યુવતી ઘસડાતી જતી હતી-ચાલવા માટે પગ મૂકવો પડે એટલાજ માટે ન છુટકે પૃથ્વી ઉપર પગ મુકતી. એવો કાંઇક ભાવ તેણીની ચાલમાં દેખાઇ આવતો.

રસ્તામાં મેં બાળકની સાથે લાંબી પૂછપરછ કરી નહીં. વસતી પણ બહુ દૂર નહોતી. તેથી રાત પડતાં પહેલાંજ અમે ગામમાં પહોંચી ગયા. મેં બાળકને કહ્યું—"હવે આપ બન્ને આપના ઘરે પધારો. હું કયાંઇ આશ્રય શોધી રાતની રાત પડયો રહીશ."

બાળક બોલી ઉઠયો–" અરે, એમ તે બને ? અમારે ત્યાંજ ચાલો. અમારે ત્યાં બહુ માણસો નથી. બાપા–મા–હું અને આ મારી ગાંડી ભાભી; આપને રહેવાને માટે સંપૂર્ણ જગ્યા મળી રહેશે." એટલું કહીને તેણે મારી કાંબળ ખેંચી પોતાને ત્યાં લઇ જવાનો આગ્રહ કર્યો. આ નિમંત્રણ અથવા સ્નેહના આકર્ષણની ઉપેક્ષા કરવી એ મારાથી અશકય હતું. તેથી કહ્યું–" ભલે, આજે તમારો અતિથિ બનીશ. "

બાળકે કહ્યું–" પધારો. "

તે છોકરાના કહેવા ઉપરથી એટલું તો જણાયું કે તેની સાથેની આ યુવતી એ તેના મ્હોટા ભાઇની સ્ત્રી છે, અને તે ગાંડી છે. મેં તેનું મુખ જોઇને જે અનુમાન કર્યું હતું તેજ અનુમાન ખરૂં પડયું. છોકરા સાથે વધુ વાતચીત થઇ તે ઉપરથી વધારામાં એટલું પણ જણાયું કે તેનો મ્હોટો ભાઈ હાલમાં નથી. તેથી વિચાર કર્યો કે તે મરી ગયો હશે–અને સ્વામીના શોકને લઇને આ યુવતી ગાંડી બની ગઇ હશે. કરૂણાથી મારૂં હૃદય પીગળી ગયું. આવી પરમ સુંદર યુવતીને પતિશોકમાં ઘેલી બનેલી જોઇ સંસારની ઘટનાઓ ઉપર ઉદાસીનતા છવાઇ ! હા! પ્રભુ! આવો કઠોર કેમ થતો હશે?

ગામ બહુ મ્હોટું નહોતું. પર્વતની તળેટીમાં થોડી સમતલ જગ્યા મળી આવવાથી, અને પાસે સ્વચ્છ પાણીના ઝરણ વહેતા હોવાથી માત્ર દશ–પન્નર ગૃહસ્થોએ આડાઅવળા ઝુંપડા ઉભા કીધા હતાં એટલું જ. બાળક મને તેને પોતાને ત્યાં લઇ ગયો. ઘર પથરાથી બાંધેલું હતું. સામાન્ય બે ઓરડાઓ હતા, અને એક ખુલ્લી ઓસરી પણ હતી. ઘર પર્વતની તળેટીમાંજ હતું, પાસે એક મોટો ઝરો ખળખળ કરતો વહ્યો જતો હતો. ઘરની દક્ષીણ દિશા તરફ નજર કરતાં અતિ મનોરમ, અતિ સુંદર, અતિ મહાન્ દૃશ્ય નજરે પડતો હતો. પરંતુ એ દૃશ્ય જોયાને આજે ઘણાં વર્ષો થઇ ગયાં છે, તેથી તેનું સંપૂર્ણ વર્ણન આપી શકું તેમ નથી. એવી શક્તિ પણ રહી નથી, તેમ તે દીવસ પણ નથી!

ઘરની ઓસરીમાં એક વૃદ્ધ પુરૂષ બેઠો હતો. બાળકે તેની પાસે જઇ ધીમે સાદે કંઈક કહ્યું. તેજ વખતે પેલો વૃદ્ધ એકદમ ઉભો થયો અને "નમો નારાયણ" કહીને મને નમસ્કાર કર્યો. મને જ્યારે સાધુ માનવામાં આવ્યો ત્યારે હવે મારે શું કરવું? જરા મુંઝાયો. પણ તુરતજ "નમો નારાયણ" કહી તેના નમસ્કારનો ઉત્તર વાળ્યો. ત્યારપછી પેલા વૃધ્ધે "મારૂં પરમ ભાગ્ય, આપના જેવા સાધુ પુરૂષ મારે ત્યાં અતિથિ રૂપે કયાંથી હોય" ઇત્યાદિ શબ્દો ઉચાર્યા. સાધુ–સંન્યાસીઓને માટે યોગ્ય એવી સઘળી સ્તુતી મારે પોતાને હજમ કર્યા સિવાય છુટકો જ નહોતો.

વૃદ્ધે એકદમ અંદરથી મૃગચર્મ લાવી મારા માટે બીછાવી દીધું. મેં પણ એક પરમ યોગીને છાજે તેવી રીતે ગંભીરતા પૂર્વક તે આસન સ્વીકાર્યું. ત્યારબાદ મને પૂછવામાં આવ્યું કે–" આપની સેવામાં શું હાજર કરૂં ? " મેં કહ્યું કે આજે આખા દીવસમાં આહાર મળ્યો નથી.

તેથી ભૂખ દૂર થઇ શકે એવી ગમે તે ચીજ હશે તો ચાલશું જશે. ”

મેં કાંઇ ખાધું નથી, એમ સાંભળી વૃદ્ધ પુરૂષની સ્ત્રી એકદમ ઓરડામાં ગઇ અને રસોઇની તૈયારી કરવા મંડી ગઇ. બાળક પણ માતુશ્રીને મદદ કરવા અંદર ગયો. પેલી ગાંડી જેવી યુવતી અમારી ઓસરીથી થોડે દૂર એક પથ્થરની શીલા ઉપર જઇને બેઠી. કોઇએ તેણીને એક પ્રશ્ન પણ પૂછયો નહીં તેમજ કોઇએ ઘરમાં આવવાનું પણ કહ્યું નહીં.

વૃદ્ધ પુરૂષે ઘરમાંથી એક ચલમ ભરી લાવી મારી આગળ ધરી. મેં કહ્યું કે “હું તમાકુ પીતો નથી. ” સાધુ–સંન્યાસીઓ તો ઘણું કરીને ગાંજાના–તમાકુના હડહડતા ભકત હોય અને હું તો તમાકુ પણ પીતો નથી. તેથી પેલા વૃદ્ધને બહુ આશ્ચર્ય લાગ્યું, તેના ધારવા પ્રમાણે હું સાધુ શ્રેણીથી કેટલો નીચે પડી ગયો હોઇશ, તેની પણ કલ્પના થઇ શકી નહીં. વૃદ્ધ શાંત રીતે ચલમ પીવા લાગ્યો.

મુંગામુંગા કયાં સુધી બેસી રહેવાય? વૃદ્ધ પુરૂષ તો ચલમ પીવામાંજ મશગૂલ થઇ ગયો. એક શબ્દ પણ બોલે તેમ રહ્યું નહીં. તેથી છેવટે વાત આરંભ કરવાનો ભાર મારે માથે આવી પડયો. મેં સૌ પહેલાં પ્રશ્ન કર્યો:–“તમારા આ નાના દીકરાના કહેવા ઉપરથી જણાય છે કે તમારા મ્હોટા દીકરાની વહુ ગાંડી છે. કેટલા દીવસ થયાં તેની આવી દશા થઇ છે?”

વૃદ્ધે ધીમે ધીમે હાથમાંની ચલમ નીચે મૂકી. ત્યાર પછી એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. અને કહ્યું–“સ્વામીજી, મારા દુઃખની વાત ન પૂછો તો જ ઠીક. કેવી આફતમાં–કેવા કષ્ટમાં દીવસો કાઢું છું એ એક પરમાત્મા જાણે છે.” એટલું કહીને તે ચુપ થઇ ગયો. હવે વાતનો પુનઃ આરંભ કેમ કરવો એ મારાથી સમજી શકાયું નહીં. એટલું છતાં આ વૃદ્ધની કર્મ કથા સાંભળવાની જીજ્ઞાસા પણ કેમે કરતાં શાંત થઇ શકી નહીં. તેજ વખતે સામે જોયું તો જણાયું તો પેલી ગાંડી યુવતી પથ્થરની શિલાનો–પોતાના સ્થાનનો ત્યાગ કરી ઘરની અંદર ગઇ અને અંદરથી એક સળગતું લાકડું લઇ બહાર આવી. પુનઃ પોતાના આસન ઉપર બેસી ગઇ. થોડીજ વારમાં પેલા સળગતા લાકડા વતી બીજા લાકડાઓ પણ સળગાવવા શરૂ કરી દીધા.

આ દેખાવ જોઇને પેલા વૃદ્ધ પુરૂષે કહ્યું–“જુઓ, સ્વામીજી, ગાંડીએ અગ્નિ સળગાવવા માંડયો. આ ગાંડી આખી રાત આવીજ રીતે લાકડા સળગાવતી આ માર્ગની સામે જોઇ રહેશે. મરજીમાં આવે ત્યારે આ પ્રમાણે આગ સળગાવી આખી રાત બેસી રહેશે. ઘરમાં એક પગલું પણ હવે નહીં મૂકે. ગમે તેવી ટાઢ હોય કે ગમે તેવો વરસાદ હોય તો પણ આ ગાંડી તો ત્યાંજ બેસી રહેવાની. ગાંડપણ બીજું તો કાંઇ નથી. પણ સવારમાં અહીંથી ઉઠીને તુરત જંગલમાં ફરી ફરીને લાકડા, છાણાં તથા સૂકું ઘાસ વીણી લાવશે. બપોરે સહેજ સાજ ખાશે, અને બાકીનું કૂતરાને નાંખી દેશે. સાંજ પહેલાં થોડી વારે જંગલમાં ચાલી જશે ને પછી અમારામાંથી

કોઇ બોલાવી લાવે ત્યારે ઘર ભેગી થાય. રાતે આજ પ્રમાણે બેસી રહેશે. કોઇની સાથે એક શબ્દ પણ બોલતી નથી, તેમ કોઇને ગાળ પણ દેતી નથી. સ્વામીજી, આ ગાંડપણ એવું મારા નશીબમાં ક્યાં સુધી લખાયેલું હશે, તે કહી શકશો ?"

વૃદ્ધ પુરૂષની આ મર્મભેદક કર્મકથા સાંભળી મને પણ બહુ લાગી આવ્યું. હું તેના પ્રશ્નનો શું જવાબ આપી શકું ? મેં પ્રશ્ન કર્યો કે-" ગાંડપણ લાગુ પડવાનું કાંઈ કારણું તો હશે ને ?"

મારો આ પ્રશ્ન સાંભળી વૃદ્ધે એક લાંબો નિઃશ્વાસ મૂક્યો, અને પછી થોડી વાર રહીને કહ્યું:-"વાતનું સ્મરણ થતાં હૃદય બળીને રાખ થઇ જાયછે-દુ:ખનો કંઇ પાર નથી. સ્વામીજી, મારા દુર્ભાગ્યની શું વાત કરૂં ? આપ તો દેવતા છો, એટલે કહેવામાં કાંઇ હરકત નથી. મારે બે પુત્રો હતા અને એથી મારી વૃદ્ધાવસ્થા આનંદમાં પસાર થતી હતી. ચાર ભેંસો, બે ગાયો અને બે બળદો હતા. ખેતીને લાયક જમીન પણ પુષ્કળ હતી. ટુંકામાં સંસારનો નિર્વાહ સીધી-સાદી રીતે ચાલ્યો જતો હતો. એકાએક દુર્દૈવે ઝેર કર્યું. એક દીવસે અકસ્માત્ ગામના પાંચ દસ માણુસોએ મળી એક પંચ ભેગું કર્યું. આ પંચ શા માટે એકઠું થયું હતું, તેની મને કશી ખબર નહોતી. મને તથા મારા મ્હોટા દીકરાને ત્યાં બોલાવવામાં આવ્યા. અમારા આ ગામનો મુખ્ય પ્રધાન હતો, તેણે મને કહ્યું કે- " સાભળો રઘુવીર, તમારા મ્હોટા છોકરા- ખુલાખીરામે એક ગંભીર ગુન્હો કર્યો છે, અને તેનો ઇનસાફ કરવા આ પંચ ભેગું કરવામાં આવ્યું છે. " આ વાત સાંભળી મારા તો હોશ જ ગગડી ગયા ! મારો દીકરો પણ પ્રધાનની વાતનો મર્મ સમજી શક્યો નહીં. મેં પ્રધાનને કહ્યું- " આખું ગામ જાણે છે કે મારો ખુલાખીરામ ગરીબ ગાય જેવો નરમ છે. હજી સુધી તેણે કોઇની સાથે ક્લેશ-કંકાસ કર્યો હોય તેમ જાણુવામાં નથી, આખા ગામમાં તે ગરીબ મનાય છે. " પ્રધાને કહ્યું કે- " અત્યાર સુધી અમે પણ એમ જ જાણતા, પરન્તુ આજે તેની વિરૂદ્ધમાં એક ભયંકર ફર્યાદ આવી છે. " હું કાંઇ પ્રશ્ન કરૂં તે પહેલાંજ મારો મ્હોટો દીકરો વચમાં બોલી ઉઠ્યો:-"શું ફર્યાદ છે. ?"પ્રધાને જણાવ્યું કે-" ફર્યાદ શું છે તે હું પોતે કહું તેના કરતાં ફર્યાદી પોતે કહે તે વધારે ઠીક ગણાય. " એટલું કહીને પ્રધાને અમારા ગામની એક કન્યા-જે હરિકિશનલાલની પુત્રી થતી હતી. તેને અમારી રૂબરૂમાં બોલાવવામાં આવી. હરિકિશનલાલની પુત્રી લગભગ ત્રણેક મહીના ઉપર વિધવા થઇ હતી. તેણીએ પંચની સમક્ષમાં આવીને કહ્યું કે-" આ ખુલાખીરામે વનમાં મારા ઉપર બળાત્કાર કરી મારૂં સતીત્વ નષ્ટ કર્યું છે.તે વખતે કોઇ સાક્ષી હોય, તે બનવાજોગ નથી. " મારો દીકરો એકદમ બોલી ઉઠ્યો-" ખોટી વાત. ખરી વાત એજ છે કે આજે લગભગ બે મહીના થયાં મને કુમાર્ગે લઇ જવા મોતીરામ રાત-દીવસ પ્રપંચ કરે છે. હું તેની સાથે સમ્મત થતો નથી. તેથી મને બદનામ કરવા તેણે આ જાળ રેલાવી છે. " ત્યાર બાદ પંચમાં કેટલોયે વાદવિવાદ, ચર્ચા તથા તકરાર થઇ. છેવટે

એકાદ મહીના પછી એક રવીવારે તે પહાડી-પરિવારના ઘેર જવા દેરાદુનથી પ્રયાણ કર્યું. તે વખતે સાધુ સંન્યાસીનો વેશ પહેરવાને બદલે એક ગૃહસ્થ જેવો પોષાક પહેર્યો હતો. માર્ગ અજાણ્યો ન હતો. તેથી પ્રાતઃકાળે ચાલેલો તે નવ-સાડા નવ વાગતાં ધારેલા સ્થળે જઇ પહોંચ્યો. વૃદ્ધના ગૃહ તરફ જોયું તો જણાયું કે ઘર ખાલી પડ્યું રહ્યું છે, કોઇપણ માણસ તેમાં હવે રહેતું હોય તેમ જણાયું નહીં. પાસેના એક પાડોશીને પૂછતાં તેણે કહ્યું કે-" એકાદ મહીના ઉપર અહીંઆ એક સંન્યાસી આવ્યો હતો. તે સંન્યાસી કહી ગયો કે-" તમારો બુલાખીરામ આવતી કાલે અહીંઆ આવી જશે. બરાબર તેજ દીવસે સંન્યાસી બાવાના કહેવા પ્રમાણે બુલાખી હાજર થયો, અને બે એક દીવસ આ ગામમાં રહી, પોતાના પિતા-માતાને લઈને શિવાલિક પહાડમાં કોઇ એક ગામડામાં ચાલ્યો ગયો. ગામના નામની અમને કોઇને ખબર નથી." આ પાડોશી પાસેથી જ સાંભળવામાં આવ્યું કે પેલી ગાંડી સ્ત્રીનું ગાંડપણુ તેના પતિના દર્શન થતાં જ ટળી ગયું હતું. તે બાઇ પણ ડાહી જેવી બની ગઇ હતી.

ખરેખર! હું કમનસીબ, કે આ કુટીરમાં તે વખતે એક દીવસ વધારે રહી શકયો નહીં. જો એક જ દીવસ રહી શકયો હોત તો તે પતિ-પત્નીનું પવિત્ર સમ્મિલન જોઇ જીવન સાર્થક કરત. હવે બીજું શું થઇ શકે? જે પથ્થરની શિલા ઉપર બેસી સતી રમણી સ્વામીના આવવાની રાહ જોતી નિદ્રા લીધા વિના અડગપણે બેસી રહી હતી તે પવિત્ર આસનને પ્રદક્ષિણા તથા પ્રણામ કરી ત્યાંથી ચાલી નીકળ્યો.

આ વાતને આજે કેટલાએ દીવસો થઇ ગયા છે. પણ જ્યારે જ્યારે મહાઅષ્ટમીનો દીવસ આવે છે, ત્યારે ત્યારે ઉક્ત કથાનું-પહાડી કુટુંબનું સ્મરણ થયા વિના રહેતું નથી. મનમાં ને મનમાં તે દેવીરૂપિણી રમણીના પવિત્ર પ્રેમનું ધ્યાન કરી મસ્તક પણ નમાવું છું.

શ્રી જલધરસેન.

# શ્રી મહાવીર પ્રભુના જીવનમાંથી ઉદ્ભવતો સાર.

જે મહાયોગીના યોગ સામાર્થ્યની આરંભક પ્રેરણા વડે ગતિમાન થયેલુ શાસનચક્ર આજે ૨૪૦૦ વર્ષથી અનેક મહાભાગ જીવોના ઉદ્ધારનું નિમિત્ત થયેલું છે, અનેક ભવ્ય જીવોને શ્રદ્ધા, શાંતિ અને આશ્વાસન પ્રબોધી રહ્યું છે, અને હજી ભાવિમાં તેની ગતિના વેગ પર્યંત અનેક પ્રાણીઓને પરમ પથમાં દોરી જવા નિર્માએલું છે, તે વર્તમાન શાસનના આદ્ય, દ્રષ્ટા, પરમ યોગી, સિદ્ધાર્થ કુલકિરિટ, શ્રી મહાવીર પ્રભુને આ કાર્યના આરંભમાં, ત્રિકરણ યોગે સાષ્ટાંગ પ્રણુતિ પરંપરા સમર્પું છું.

ઘણા મહા પુરૂષના જન્મ સંબંધે તેમના અનુયાયી સમાજે પાછળથી ઘણી અશ્રદ્ધેય બાબતો દાખલ કરેલ હોય એમ

જોવામાં આવે છે. જેસસક્રીસ્ટ, કૃષ્ણ, મહાવીર, વિગેરે મહાન ધર્મ પ્રવર્ત્તક પુરૂષોના જન્મના વ્યતિકરની આસપાસ તેમના ભક્તજનોની શ્રદ્ધાએ પાછળથી એવું અદ્દભૂતપણાનું વાતાવરણ જમાવેલું છે કે તેવી વાતોને આ બુદ્ધિવાદનો યુગ સત્ય માને એ અસંભવીત છે. જેસસના જન્મ સંબંધે તેમની માતા "મેરી"ને કન્યાવસ્થામાં ગર્ભ રહ્યો હતો. શ્રી કૃષ્ણના શરીરને, જન્મતાં જ દૈવી સહાયથી જયાં પક્ષી પણ ન જઇ શકે તેવા સ્થાનમા લઇ જવામાં આવ્યું હતું. તેજ પ્રકારે શ્રી મહાવીર પ્રભુના સંબંધે પણ એમ બનેલું શાસ્રો કહે છે કે દેવાનંદા નામની સ્રીના ઉદરમાંથી સૌધર્મ દેવલોકના ઇન્દ્રે, તે પ્રભુના ગર્ભ-શરીરનું હરણ કરી તેમને ઇક્ષ્વાકુ કુળના સિદ્ધાર્થ નૃપતિની પટરાણી ત્રિશલાદેવીના ગર્ભમાં સ્થાપ્યો અને ત્રિશલાદેવીના ગર્ભને દેવાનંદાના ઉદરમાં સ્થાપ્યો.

આવા અલૌકીક વ્યતિકરોને સિદ્ધ કરવા પ્રયત્ન કરવો અથવા તેમ થવું સંભવીત છે એમ જણાવવાને આ વિજ્ઞાનના યુગમાં હીમત ધરવી એ ડહાપણભર્યું નથી. જે વાતને મનુષ્યની બુદ્ધિ શકયતા અથવા સંભવનીયતાના પ્રદેશની બહાર ગણે છે તે વાતને માત્ર શ્રદ્ધા અને શાસ્રના વાકય ઉપર નિર્ભર રહી ઠસાવવા પ્રયત્ન કરવો એ અયોગ્ય છે. છતાં જેઓની મતિ અસામાન્ય અને દૈવી સત્તાના કાર્યમાં શ્રદ્ધાવાળી છે તેમને માટે, ઉપરોક્ત ગર્ભાંતરની બીનામાંથી એક ઉત્તમ સાર પ્રકટે છે. તે એ છે કે મહાવીર પ્રભુએ પૂર્વ ભવમાં મરિચિના જન્મમાં પોતાના કુળ સંબંધી ગર્વ કર્યો હતો તેથી તેમને ભિક્ષુકના ઘરે ગર્ભમાં રહેવું પડયું હતું. મદ, અહંતા, અભિમાન એ એક એવો ભાવ છે કે જયારે તે મનુષ્ય હૃદયમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તેના ઉચ્ચ પદ ઉપરથી ભ્રષ્ટ થઇ તે આત્મા નિકૃષ્ટસ્થાનની સ્થિતિ ઉપાર્જે છે. કાર્યની સાથે તેનું ફળ, પ્રયત્ન સાથે તેનું પરિણામ, આઘાત સામે તેનો પ્રત્યાઘાત અને ભાવના સાથે તેનો બદલો સંકળાએલો જ છે. આત્મા જયારે ગર્વના ભાવને વશીભૂત બની તેનાથી હલકી કોટીની સ્થિતિને ધિક્કારે છે—અને ગર્વ સાથે ધિક્કાર જોડાએલો હોય જ છે—ત્યારે તે જે સ્થિતિ અથવા વસ્તુને ધિક્કારે છે તેજ મેળવવા તે પ્રયત્ન કરતો હોય છે. આત્મા જે અવસ્થાઓને ઉલ્લંઘીને આગળ વધ્યો છે તે અવસ્થાઓ પ્રતિ તેણે કદીપણ ઘૃણા અથવા દુગંછા કરવી યોગ્ય નથી. તેમજ જે ઉચ્ચ સ્થાનનો પોતે ભોક્તા છે તેથી મદાંધ પણ થવું ઘટતું નથી. ગર્વીષ્ટ મનુષ્ય ઉન્નતિક્રમમાં આગળ વધી શકતો નથી. કેમકે તેની વર્તમાન સ્થિતિમાં તેને મિથ્યા સંતોષ રહેછે. અને તેની નીચેની ભૂમિકાવાળા પ્રત્યે દ્વેષયુક્ત રહે છે. કેમકે તેમની સ્થિતિનો તે પોતાના ઉપર આરોપ કરી તેમાંથી કંટાળો અનુભવે છે. આ પ્રકારે ગર્વીષ્ટ આત્મા એક તસુ પણ આગળ તો વધતોજ નથી, એટલુંજ નહી પણ કર્મની ન્યાયી સત્તા તેને તેના ઉચ્ચ સ્થાનમાંથી હડસેલી પાડી તે જે સ્થિતિને ધિક્કારે છે તેમાં લાવી મુકે છે. મહાવીર પ્રભુને પણ તેમજ થયું

હતું. તીર્થંકર જેવું અત્યંત પ્રભાવશાલી શુભ નામકર્મની પ્રકૃતિ ઉપાર્જવા છતાં તે અભિમાનનું ફળ તેમને કર્મફળ પ્રદાત્રી સત્તા આપ્યા વિના રહી નહીં. પ્રથમ તેમને એક દ્રારીદ્રયયુક્ત કુટુંબમાં બ્રાહ્મણીના પેટે આવવું પડયું હતું. ગર્વ એ મહા પુરૂષોને પણ કેવો અનર્થકર નીવડે છે તેનું આ એક સુબોધમય દૃષ્ટાંત છે.

પ્રભુના જન્મ પછી તેમનું જન્મ કલ્યાણક ઉજવવા માટે સૌધર્મઇન્દ્ર પ્રભુને મેરૂગિરિ ઉપર લઇ ગયા અને તે વખતે બીજા ત્રેસઠ ઇન્દ્રો પણ તેમને સ્નાત્ર કરવા માટે આવ્યા. જે વખતે તીર્થના સુગંધી જળવડે પ્રભુનો અભિષેક મહોત્સવ કરવાની તૈયારી થતી હતી, તે વખતે સૌધર્મ ઇન્દ્રને શંકા થઇ કે પ્રભુનું બાળ શરીર, જળની આવી વિપુલ ધારાને કેવી રીતે સહન કરી શકશે ? ઇન્દ્રીય સુખનો જ જેને એકાંતપણે ઉદય વર્તે છે એવા ઇન્દ્રને તે વખતે સામર્થ્યના વાસ્તવ પ્રભવસ્થાનનું વિસ્મરણ થયું. શક્તિ એ માત્ર શરીરના હાડ, માંસ અને ચર્મના બંધારણને અવલંબી રહી છે એવી પ્રાકૃત દૃષ્ટિ તે તેમને ઉદયકાળે માન થઇ. જે આત્માઓને નિત્ય સ્થૂલ સૃષ્ટિ સાથેનો જ પરિચય છે અને તે સૃષ્ટિ શિવાયની અન્ય ભૂમિકાઓ સાથે સંબંધ રહિત છે તેમને આવી આશંકા થાય એ સ્વાભાવિક છે. યદ્યપિ ઇન્દ્રદેવ પોતાના અવધિજ્ઞાન વડે પ્રભુનું અતુલ સામર્થ્ય જાણતા હતા છતાં ક્ષણભર માટે ભક્તિના બાહુલ્યમાંથી તેમને એવી આશંકા ઉદ્ભવી. નિત્યના સમાગમનું અને પ્રતિક્ષણે દૃષ્ટિપથમાં આવતા અનુભવનું બળ એટલું બધું હોય છે કે તેમની પ્રત્યક્ષ પ્રમાણથી જન્મેલી શ્રદ્ધા પણ ક્ષણભર વિલયભાવને પામી જાય છે. પ્રભુએ પોતાના જ્ઞાન બળવડે ઇન્દ્રદેવના એ હૃદયભાવ જાણી લીધા, અને પોતાના અદ્ભૂત સામર્થ્યનું તેમને ભાન કરાવવા માટે લીલા માત્રથી પોતાના વામ ચરણના અંગુષ્ટવડે મેરૂગિરિને દબાવ્યો. તત્કાળ તે ગિરિરાજના શિખરો નમી ગયા, વસુધા તે બળને ઝીલવા અસમર્થ હોય તેમ કંપવા લાગી, અને સર્વત્ર ઉત્પાત જેવું ભાસ્યમાન થયું. પ્રભુએ પોતાની આત્મશકિતના એક અંશના સહજ પરિસ્ફોટન વડે ઇન્દ્રદેવને ખાત્રી કરી આપી કે સામર્થ્યનો આધાર હાડ અને માંસની કોથળી ઉપર નથી. તે તો માત્ર આંતરબળનું વાહક છે. સ્થૂલ શરીરમાં જ જેની દૃષ્ટિમર્યાદા પરિસમાપ્ત થાય છે એવી પ્રાકૃત મતિ આત્માના આ પ્રભાવને ક્યાંથી સમજે? વિકાસક્રમની ટોચે ચડતા આત્માનું નૈસર્ગીક બળ કેવું અદ્ભૂત હોય છે તેનું ઉદાહરણ પ્રભુએ ઇન્દ્ર મહારાજને પોતાના જન્મ પછી તુર્તજ આ પ્રમાણે દર્શાવ્યું. પ્રભુનું આ કાર્ય પોતાની શકિતથી બીજાને આંજી નાંખવા માટે નહી પણ ભવ્ય જીવોને આત્માની અગાધ શકિતનું ભાન કરાવવા માટે હતું. સ્થૂળથી પ્રકટતી શકિત શીવાયની અન્ય શકિતઓમાં સામાન્ય જીવોને શ્રદ્ધા હોતી નથી, અને તેથી પ્રસંગ આવ્યે તેવી શકિતનો પ્રભાવ મહા પુરૂષોએ દર્શાવ્યાના અનેક દૃષ્ટાંતો છે. કૃષ્ણ પ્રભુએ પોતાની એકજ આંગળીએ ગોવર્ધન પર્વત તોળી

રાખ્યાની પૌરાણિક આખ્યાયિકા પ્રસિદ્ધ છે. આત્માની શક્તિના અનંતપણામાં જેમને શ્રદ્ધા છે, તેમને આવા વ્યતિકરોમાં કશુંજ અશ્રધેય હોવા યોગ્ય નથી. આ કાળે પણ આત્મશક્તિના પ્રભાવના અનેક ઉદાહરણો બનતા વાચકોના જાણ્યામાં હશે.

પુણ્યશાળી આત્માના પ્રાદુર્ભાવ કાળે સર્વત્ર આનંદ અને મંગળ પ્રવર્તી રહે છે. પ્રભુના જન્મ પછી તેમના પિતાની સમૃદ્ધિમાં અસાધારણ વૃદ્ધિ થવા લાગી. પ્રભુના પુણ્યબળ વડે નગરમાં દેશમાં વિગેરે સર્વ સ્થળે પ્રસન્નતા વ્યાપી રહી. કાંઇ પણ કારણ વિના સર્વના હૃદયમાં અનામી આનંદ છુટી રહ્યો. આ પ્રકારે સર્વ પ્રકારના શુભમાં પ્રભુના પુનીત પગલાથી વૃદ્ધિ થવાથી તેમનું નામ " વર્દ્ધમાન " રાખવામાં આવ્યું. ભગવાનની બાલ્યકાળની લીલા પણ બહુ બોધદાયક હતી. તેમના આત્માનો જે પ્રભાવ ભાવીમાં અનેક પ્રાણીઓનું કલ્યાણ કરવા નિર્માએલો હતો, તે પ્રભાવ તેમના ક્રીડાકાળમાં પણ દશ્યમાન થતો હતો.

માતા પિતાના સ્નેહ સુધા વડે પોષણ પામવા અનુક્રમે પ્રભુ યોવનાવસ્થાને પ્રાપ્ત થયા. પ્રભુના જન્મકાળથી લઇ ત્યાં સુધીની અનેક ચમત્કારીક ઘટનાઓથી યદ્યપિ તેમને પ્રભુનું મહાન ભાવિ સુજ્ઞાત હતું. તોપણ માતપિતાને સુલભ એવી પુત્ર પ્રત્યેની સ્નેહ ભાવના વડે આકર્ષાઇ તેમને પ્રભુના લગ્નનો પ્રબંધ રચવા માંડયો. નવીન યોવનાવસ્થા, ધનધાન્યની વિપુલતા, યથેચ્છ ભોગપ્રાપ્તિની સુલભતા અને ઉત્કૃષ્ટ રૂપ અને પ્રભુત્વ છતા તે મહા ભાગ્યના હૃદયમાં વિકારનો સ્પર્શ સરખો પણ થવા પામ્યો નહોતો. તેમના એક રોમમાં પણ ભોગની વાસના અવશેષ રહી ન હતી. પરંતુ વત્સલ માતા તેમના સ્નેહની જે તૃપ્તિ પ્રભુને વિવાહિત કરી અનુભવવા આતુર હતા તેમાં વિરોધ કરવો એ પ્રભુને અનુચિત જણાયું. તીર્થંકરોના જીવનનો પ્રત્યેક વિભાગ દ્રષ્ટાંતમય જ હોય છે. એ પરિપાટીનો, માતૃ સ્નેહની અવગણુનાથી, ભંગ થશે એમ વિચારી ત્રીશલા દેવીની સ્નેહ યાચના તે નિર્વિકારી પ્રભુએ સ્વીકૃત કરી. દેવીએ પ્રભુને કહ્યું "નંદન, આપ અમારા આંગણે આવ્યા છો તેમાં અમો અમારા પૂર્વના મહાન પૂણ્યનો પરિપાક સમજીએ છીએ. જેના દર્શનની સ્પૃહા ઇન્દ્રાદિકને પણ રહ્યા કરે છે તેવા તમો, અમારે ત્યાં પુત્રપણે હો એ અમારૂં સૌભાગ્ય ખરેજ અદ્વિતીય છે. અમો એ પણ જાણીએ છીએ કે આપનું નિર્માણત્રણ જગતના પરિત્રાણ અર્થે છે. અને આપનો ગૃહનિવાસ તો માત્ર અમને તમારી લીલાનું દર્શન કરાવવા અર્થેજ છે. તોપણ અમારૂં સ્નેહાર્દ્ર હૃદય, પુત્ર પ્રત્યેની ભાવનાને ત્યજી શકવા અસમર્થ છે. અન્ય કશા હેતુને માટે નહી પણ ફક્ત અમને રાજી રાખવા માટેજ વિવાહીત થવાની અમારી ઇચ્છાને આદર આપો." તે દયામય પ્રભુએ તે સ્નેહ ભાવનાને માન આપી વિવાહની માગણી સ્વીકારવા માતાને કહ્યું. દેવીએ પ્રસન્ન થઇ યશોદા નામની રાજપુત્રી સાથે તેમનો વિવાહ કર્યો. માતા પિતા એ યુગલના દર્શનથી તૃપ્તિ અનુભવવા લાગ્યા.

શરીરથી પ્રભુ ગૃહવાસમાં સંસારીપણે હોવા છતાં તેમનું હૃદય જંગલમાં હતું. ઉદાસીનપણે—અરક્તપણે તેઓ ઉદયમાન ભોગને નિર્વહતા હતા. જે મહાત્માઓના હૃદય ભોગ અને યોગ એ ઉભય ભાવમાં સમાન ભાવે વર્તી શકે છે, તેમનો વિરાગ સંસાર પ્રત્યેના દ્વેષમાંથી અથવા નિરાશામાંથી ઉદ્ભવેલો હોતો નથી. પણ વસ્તુ સ્થિતિના યથાથ દર્શનમાંથી પ્રગટેલો હોય છે. તેઓ જળમાં કમળ પત્રની પેઠે અલિપ્તપણે રહે છે. ઉદયમાન પ્રકૃતિને અવ્યાકુળપણે ભોગવી લઇ તેની નિર્જરા કરવી અને રાગદ્વેષના ઉત્તેજક હેતુઓની મધ્યમાં પણ સ્થિતપ્રજ્ઞ રહેવું એ તેમનું ભિષણ વૃત્ત હોય છે. વર્ધમાન પ્રભુ એ રીતે તેમની લગ્નની અવસ્થા વિતાવતા હતા. લગ્નના ફળ રૂપે તેમને "પ્રિય દર્શના" નામે પુત્રી રત્ન સાંપડયું હતું, જેમનું લગ્ન યોગ્ય વયે જમાલિ નામના રાજ્યપુત્ર સાથે થયું હતું.

અઠાવીશ વર્ષની વયે તેમના માતા પિતા સ્વર્ગસ્થ થયા. સંસારનુ સંસારત્વ, દ્રવ્યના ઉત્પાદ અને વ્યયમાં જ રહેલું રહી એવું સમ્યગ્ પ્રકારે સમજનાર વર્દ્ધમાન પ્રભુ એ ખેદકારક પ્રસંગથી વ્યાકુળ ન થતાં પોતાના વડીલ બંધુ નંદિવર્ધનને આશ્વાસન આપી, તેમને સંસારના નાશ... બોધ આપ્યો. નંદિવર્ધને વીર છે. ... અલંકૃત કરવા પ્રાર્થના વડે ...સ્વીકારી નહીં. તે પછી છતાં ક્ષણ ઉપર આવ્યા ત્યારે તેમને એ... " આ ગૃહના... સમાગમ ...પરામ પામ્યો છું માટે દીક્ષા લેવાની રજા આપો." નંદિવર્ધને ખેદથી ગદ્દગદિત થઇ જણાવ્યું કે "હજી આપણા માતા પિતાના અવસાનને દીર્ઘ સમય વીત્યો નથી અને તેનો શોક હજી તાજોજ છે તેટલામાં તમારા પણ વિયોગના કષ્ટથી મારૂં હૃદય ચીરાઇ જશે." કરૂણાસાગર પ્રભુને પોતાના વડીલ બંધુ ઉપર અનુકંપા આવી. પોતાની કૃતિ યદ્યાપિ ગમે તેવી વિશુદ્ધ હોય છતાં અતિ ઉચ્ચ સ્થિતિના મહાત્મા પુરૂષો તે વડે બીજાને કષ્ટ ઉપજતું જોઇ તે સહી શકતા નથી. ઘણા પ્રસંગે તો તે કષ્ટ રાગાંધતામાંથી જન્મે છે અને તેવા અજ્ઞાન જન્ય ભાવને તૃપ્તી આપવા પ્રત્યેક પ્રસંગે રોકાઈ રહેવું એ અશકય છે, તોપણ આદર્શ જીવનમાં, કોઈને કિંચિત્ પણ કષ્ટનું નિમિત્ત થવાય તેવા પ્રસંગો આવતા નથી. બીજાઓની અજ્ઞાન જન્ય વાસનાઓને પણ ગમે તે જોખમે નિભાવી લેવાનું માત્ર ઉત્કૃષ્ટ કોટીના મહાત્માઓ થીજ બની શકેછે. સામાન્ય જ્ઞાનીઓ તેવા વૃતના વૃતી થઇ શકતા નથી અને વસ્તુતઃ તેમના માટે એ યોગ્ય પણ નથી. પોતાના શુભ અને કલ્યાણકર ઉદ્દેશને જતો કરી જગતની મોહજન્ય વાસનાઓ તૃપ્ત કરવા બેસી રહેવું એથી પરનું કે પોતાનું એકેનું શ્રેય થતું નથી. તેવી વાસનાઓની અવગણના કરવાથી પોતાનું એકનું કલ્યાણ તો થાયજ છે અને અવજ્ઞા પામેલી વાસનાનો પ્રત્યાઘાત એ અવજ્ઞા કરનાર ઉપર થતો નથી. કેમકે અજ્ઞાન અને અજ્ઞાના બધાજ પરિણામો જ્ઞાન અને જ્ઞાનના પરિણામ સાથે સંઘટ્ટનમાં આવ-

તાં જ પ્રકાશ પાસે અંધકારની જેમ, વિલય પામી જાયછે. સામાન્ય કોટીના મનુષ્યોએ પોતાની શુભ ભાવના અને તદનુસાર ચારિત્રના ભોગે, આસપાસના સમાજ કે સગા સંબંધીઓની અજ્ઞાનજન્ય ભાવનાને વીર પ્રભુની માફક તૃપ્તી આપવી યોગ્ય નથી. કેમકે તેમ કરવાથી મનુષ્ય જગતમાં અજ્ઞાનનું જે પ્રમાણ રહેલું છે તેને ટેકો આપી તેમાં ઉમેરો કરે છે અને પોતાની શુભ ભાવનાને રખડતી મુકવાથી શુભના પ્રમાણમાં તે પોતાના વર્તનથી ઘણો ઘટાડો કરે છે. પોતાના બંધુની મોહજન્ય યાચના વીર પ્રભુએ સ્વીકારી એ તીર્થંકર નામ કર્મને તદ્દન અનુરૂપ અને શોભાભર્યું હતું. પણ તીર્થંકર સીવાયના અન્ય સામાન્ય આત્માઓને માટે તેવું વર્તન યોગ્ય નજ ગણાય. અજ્ઞાનજન્ય એક યાચનાનો સ્વીકાર તેવી અનેક યાચનાઓને પોતાની પાછળ ખેંચી લાવે છે. અને આખરે એવો અવસર આવી પહોંચે છે કે, પ્રથમની વિશુદ્ધિ આત્માએ ગુમાવેલી હોય છે. અનંતકાળથી રાગમાં પાશબદ્ધ પડેલો આ ભોગી આત્મા તેના જુના સાથીઓમાંથી રસ લેવા માંડે છે, અને કાળક્રમે તે પોતાના વર્ચસ્થી ભ્રષ્ટ થઇ ભોગનો કીડો બની રહે છે.

બંધુની પ્રાર્થનાને માન આપી વીર પ્રભુએ બે વર્ષ વધારે ગૃહસ્થાશ્રમમાં વિતાવ્યાં. પોતે જ્ઞાનની ઉચ્ચ કળામાં વિરાજતા છતાં, અને કોઇ પ્રકારે ભ્રષ્ટ થવાનો સંભવ ન છતાં અન્ય જીવોને દૃષ્ટાંતમય થવા માટે તે પ્રભુ ઉત્કૃષ્ટ ગૃહસ્થનો આચાર સેવતા હતા. નિત્ય કાયોત્સર્ગ, બ્રહ્મચર્યનું પરિશીલન, વિશુદ્ધ ધ્યાનમાં તત્પરતા, પ્રાસુક અન્નનો માત્ર પ્રાણ નિભાવવા અર્થેજ આહાર, વિગેરે આચાર પાળતા હતા. એવી ઉત્કૃષ્ટ જ્ઞાનમયતા છતાં તેમણે આચારને પોતાના ગૃહવાસમાં ત્યજ્યો નથી. ‘ગમે ત્યારે તે કરી શકાશે’ એવુ નિબળતાનું સ્ફુરણ સરખું તેમના હૃદયમાં કદી પ્રવેશવા પામ્યું નહોતું. “સમય આવ્યેથી કરીશ” એ ભાવના કાયર પુરૂષોને હોય છે. વીર પુરૂષો એક ક્ષણની પણ ઢીલ કરતા નથી. બંધુનો પ્રાર્થનાને માન આપવા દીક્ષા ગ્રહણ મુલતવી રાખ્યું છતાં ભાવપણે તેઓ એક રોમમાં પણ અદીક્ષિત નહોતા. માત્ર ગૃહસ્થ પર્યાયની જે સ્થિતિ ઉપાર્જી હતી, તેનેજ આત્મબંધ પરિણામ વિના ઉદાસીન ભાવે વેદતા હતા. જ્ઞાનીજનોને ઉભય પ્રકારના શાતા અને અશાતા—ના વેદનમાં વેદનપણુંજ જણાય છે. એક પ્રત્યે રાગ ભાવ અને અન્ય પ્રત્યે દ્વેષભાવ હોતો નથી. શરીરનું સુખ અને દુઃખ એ ઉભય સ્થિતિ તેમને એક સરખી જ વ્યાકુળતામય જણાય છે, કેમકે ઉભયમાં આત્માને મુંઝવવાનું પરભાવમાં દોરી જવાનું અને સ્વભાવથી ચ્યુત કરવાનું બળ સરખું જ હોય છે. જે કાંઇ આત્માને આવૃત કરે છે, તે તેમને મન એક સરખુ જ અશ્રેયસ્કર જણાય છે. દેહભાવની પ્રબળતાના તારતમ્યાનુસાર જ સુખની કીંમત વધારે, અને દુઃખ એ ભારરૂપ જણાય છે, પણ જેમનો તે ભાવ વિનષ્ટ થયો છે, તેમને એ બન્ને પ્રકારની શારીરિક લાગણીઓ આત્માને એક સરખી દબાવી રાખનાર જણાય છે. (અપૂર્ણ.)



તેનું ભોગ વિલાસથી પરિપુષ્ટ થયેલું અહંપણ લમણે હાથ મૂકી રડતાં રડતાં કહે છે—"અરેરે ! આ બધું અહીંઆજ પડયું રહેશે, આમાંથી કાંઇ પણ સાથે આવે તેમ નથી."

મૃત્યુ અહંકારને છે-સંસારને નહીં, એ વાતનો વિચાર કરતાં અહંકાર ક્ષણિક છે, એટલું જ માની બેસી રહેવું યથેષ્ઠ નથી. કારણ કે, એ પ્રકારનો વૈરાગ્ય એક પ્રકારની શૂન્યતામાં જ પરિણામે. મારે કાંઇ નથી—મારૂં મારૂં માનું છું તે બધું નશ્વર છે એમ માની તેનો ત્યાગ કરી દેવો એનો અર્થ કાંઇ જ નહિ. અહંકાર મૃત્યુશીલ છે, એમ માનવાની સાથે જ્યારે એમ પણ મનાય કે સંસાર અમૃત છે, ત્યારે જે કાંઇ અપાય તે કેવળ શૂન્યમાં ફેંકી દેવાતા ત્યાગ જેવું ન બનતાં દાનરૂપે સાર્થક બની શકે. આ પ્રકારના દાનવડે જ આત્માનું યથાર્થ ઐશ્વર્ય પ્રકાશે છે-કેવળ ત્યાગ માત્રથી નહીં. આત્મા પોતે કાંઇ લેવા માગતો નથી, બલ્કે દેવા માગે છે એમાંજ એનું ખરૂં મહત્ત્વ છે. સંસાર તેનું દાન આપવાનું ક્ષેત્ર છે. અને અહંકાર એ તેની દાન આપવાની સામગ્રી છે.

પરમાત્મા આ સંસારની મધ્યમાં ઉભો રહી કેવળ પોતાનું અર્પણ કરે છે, પોતાની ખાતર કાંઇ લેતો નથી. આપણો આત્મા જ્યારે પરમાત્માની ઉક્ત પ્રકૃતિને પામે ત્યારે જ તે સત્ય પામ્યો ગણાય. એટલે કે આપણો આત્મા પણ જ્યારે સંસારની મધ્યમાં ઉભો રહી આનંદ પૂર્વક અર્પણ કરવા લાગે ત્યારે તે પરમાત્માનો મિત્ર બની તેની પાસે ઉભા રહેવાને માં યોગ્ય બની શકે. આ રીતે જોતાં એટલુ તો ચોક્કસપણે જોઇ શકાય છે કે આપવું-દાન કરવું એમાં જ અમરપણું સમાયેલું છે. બાકી લેવું તે તો મૃત્યુને જ સોંપવા જેવું છે. ધન–ધાન્ય–શકિત–સામર્થ્ય એ સમસ્તનું જો અર્પણ બની શકે તો તે સત્ય જ છે, પણ માત્ર લેવાની જ લુબ્ધતા રહ્યા કરે તો સમસ્ત મિથ્યા છે. મતલબ કે જે વસ્તુ અર્પણ કરવાની ઇચ્છાથી ગ્રહાય છે તે વસ્તુ મિથ્યા નથી—મિથ્યા તો અહંબુદ્ધિથી ગ્રહણ થતી વસ્તુ છે. આ વાત જ્યારે સ્મરણમાંથી નીકળી જાય છે, ત્યારે સર્વત્ર ગરબડ થઇ જાય છે–ભય, દુઃખ શોક, ચિંતા, કામ, ક્રોધ, લોભ વિગેરે અંતરરિપુઓ ત્યારેજ પ્રબળ થઇ આવે છે. અને આવો બદલો મળે તે પણ સ્વભાવિક છે. કારણ કે જે વસ્તુ સ્વભાવથી જ અર્પણ કરવા યોગ્ય છે, તેને આપણે પોતે લુબ્ધતાથી વળગ્યા રહીએ તો તેનું પરિણામ શું આવે ? જ્યારે આપણને એમ લાગે કે અમુક વસ્તુનું હું ગ્રહણ કરૂં છું, ત્યારે સમજવું કે એ વસ્તુ તમે લેતા નથી, પણ મૃત્યુને જ અર્પણ કરો છો. જે વસ્તુ મૃત્યુને અર્પણ થઇ ચુકી તેનો અધિકાર લેવા મૃત્યુ સામે આવીને સામું ઉભું રહે તે પહેલાં તો તેના નોકરો જેવાં કે–શોક-ભય-ચિંતા વિગેરે આવીને પોતાના આહાર બદલ આપણા હૃદયનો રસ પી જાય તો તેમાં આશ્ચર્ય જેવું જ શું છે?

શ્રી રવીંદ્ર

# અનુક્રમણિકા.

# આનંદ.

પુસ્તક ૧૨ મું. મંવત ૧૯૭૦ પોશ. અંક ૩ જો


## —પિતા ઓ પાપથી રક્ષો—

(સુશીલ.)

(પહાડી-ગઝલ.)

પિતા ! ઓ ! પાપથી રક્ષો, શરણુ માગું તમારૂં,
તરફડું ધૂળમાં કંગાળ બળ ના કાંઇ મારૂં.—પિતા.
વરસતી આપની અમીધાર હું ઝીલી શક્યો ના,
ખુંડી પંકે બુરાઇના બદન પર ખાક સારૂ.—પિતા.
ઉઠે રંજ દીલથી ઓ ! પ્રભુ ! આ આર્ત્ત વાણી,
ગુઝરતા હાલ પરથી ભાસતું સહુ વિશ્વ ખારૂ.—પિતા.
કરેલા પાપના તાપો તણી જ્વાળા ભભૂકે,
બળું છું તાત! સીંચો કાંઇક આગ શમાવનારૂ.—પિતા.
હવેથી પાપના મીઠા સ્વરે ના મોહ પામું,
પ્રભુ ! બક્ષો મને એ નૂર રાહ બતાવનારૂં.—પિતા.

---

* "સંસારમાં સુખ-દુઃખ સરખાં માની લઇએ" એ ગઝલ પણ ગાઇ શકાશે

# દુઃખના પ્રસંગો.

વિપત્તિના પ્રસંગો એ મનુષ્યને બળવાન થવાની મહામૂલ્યવાન તકો છે. પ્રતિકુળ શક્તિઓ સામે ગડમથલ કરવાથી જ આપણે સાચુ મનુષ્યત્વ મેળવી શકીએ છીએ. અને આપણું બળ અજમાવવા માટે એવા વિકટ પ્રસંગો આપણા જીવનપથમાં ન આવે તો આપણે કદી જ ખરા મનુષ્ય બની શકીએ નહીં. આથી મનુષ્યત્વનું બંધારણ પ્રતિકુળતાઓ ઉપર આધાર રાખે છે. જેમને અવનવા દુઃખના પ્રસંગો વળોટવા પડયા નથી અને જેમનું જીવન એક જ ધારાએ સરખુ સુખમય બની રહ્યું હોય છે તેમને આ પ્રાકૃત સંસાર પૂણ્યવાન મનુષ્ય તરીકે લેખે છે. હમો તેથી વિરૂદ્ધ મત ધરાવીએ છીએ. એવા એકમાર્ગી જીવનમાં કશો જ રસ નથી. જેમ તડકા વિના છાયાની કશી જ કીમત નથી, તેમ એવા "પૂણ્યવાન" મનુષ્યના "પૂણ્ય"નો રસ દુઃખના પ્રતિસંવેદ વિના છેક જ નિરસ હોય છે. એટલું જ નહીં પણ તેમને દુઃખની સામે લડીને મજબુત થવાની તકો નહી મળતી હોવાથી તેઓ આ વિશ્વમાં અવતરીને જે એક સર્વોત્કૃષ્ટ ઉદ્દેશ સિદ્ધ કરવાનો હોય છે તેનાથી બેનસીબ રહે છે. તેઓ આ સંસારની રંગભૂમિ ઉપરથી સબળ બનીને જતા નથી પણ ઉલટા નિર્બળ બનીને જાય છે. જેને નિરંતર અનુકુળ સંવેદન અનુભવવાનું હોય છે તેમના જીવનમાં કદી કોઇ પ્રકારનો બળવાન આવેગ જાગતો નથી. અને જે હૃદયમાં કશી જ ગડમથલ નથી, તે હૃદય કોઇ પડયા પાણીના ખાબોચીઆ જેવું વેગ રહિત, રસહિન અને આખરે સડીને ગંધાઇ ઉઠવા માટે નિર્માએલું હોય છે. દુખ વડે જ મનુષ્ય–હૃદયમાં પ્રબળ વેગ ઉત્પન્ન થાય છે. અને જ્યારે આત્મા પ્રકંપમાન થાય છે ત્યારે જ તે પોતાની ચૈતન્યમયતાનો અનુભવ કરે છે.

આ વિશ્વમાં દુઃખના પ્રસંગો ન હોત તો મનુષ્યને આ સંસારના ભોગોપભોગની સીમા બહાર જોવાનું કશુ જ નિમિત ન હોત. દુઃખ એ મનુષ્યને તેની ગાઢ નિદ્રામાંથી જગાડનાર અણિદાર ચીમટો છે. જે આત્મા સુખના અનુભવ કાળે કીડીની ગતિએ ચાલતો હોય છે, તે દુઃખના સંવેદન કાળે હરિણની ગતિથી ફલંગો મારતા શીખે છે. તે વખતે તેના નિશ્ચેષ્ટવત કલેવરમાં ચૈતન્ય સંચરે છે. આત્મા મૃતવત પડયો હોય તો દુઃખ તેને આરવાળો પરોણો ઘોંચીને તેને જીવતાપણાનું ભાન કરાવે છે. સુતેલો હોય તો બેઠો કરે છે, અને બેઠો હોય છે તો તેને ઉઠાડી ગતિમાન કરે છે, સેંકડો વર્ષથી તેના સાંધામાં પ્રમાદનો જે સંધિવા ભરાયો હોય છે, તેને દુઃખ પોતાની ગરમ હુંફ આપી અકળાઇ ગયેલી સ્થિતિમાંથી તેને મુકત કરે છે. જે થંડુ રકત ઢીલી નસોમાં શિથિલતાથી મુડદાલ ગતિએ વહેતુ હોય છે, તેને ઉત્તેજીત કરી અદ્દભુત પ્રતાપવાળી સ્થિતિમાં કષ્ટના પ્રસંગો લાવી મુકે છે. સુખ, આશા એશ, પ્રમાદ, પુણ્યોદય, એ આદિ અનુભવો એ મીત્રના પોશાકમાં મનુષ્યના મોટામાં મોટા શત્રુઓ છે. અને આ[illegible]ને

ખબર પણ ન પડે તેમ તેનું ખરૂં સત્વ લુંટી લે છે. પૂણ્યાનુભવ કાળે મનુષ્ય એક જાતના પ્રબળ નશામાં ઘોરતો હોય છે. દુખ ન હોત તો એ સત્વ ચુસનારો નશો ઉતરવાનો કદી જ મનુષ્યને પ્રસંગ મળી શકત નહી.

આમ છતાં દુ:ખકાળે આપણે અનેક મનુષ્યોને ઢીલા ઢબ, આશાહીન, ચિંતાનિમગ્ન, વિષાદમય અને દીન બની ગયેલાં જોઇએ છીએ, તેનું શું કારણ ? જે દુ:ખ મનુષ્યને સબળ કરવા માટે આવે છે, તે શા માટે મનુષ્યને ઉલટો પ્રથમ હોય તેથી પણ રાંક અને ગાભરો બનાવી મુકે છે ?આ પ્રશ્નનો ઉત્તર બહુજ સાદો અને એકવાર તે સાંભળ્યા પછી " એતો હું પહેલાં પણ જાણતો હતો" એવું અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્ય પણ મનમાં બોલી ઉઠે તેવો સર્વ વિદિત છે. છતાં કસોટીના પ્રસંગે વિદ્વાનમાં વિદ્વાન મનુષ્યને પણ તે ઉત્તરનું સ્મરણ રહેતું નથી. જે જ્ઞાન કટાકટીના પ્રસંગોમાં અને વિકટ મામલામાંથી પસાર થતી વખતે કામ ન આવે તે જ્ઞાન એ જે જ્ઞાનને સત્તા કહેવામાં આવે છે તેવું Knowledge is Power જ્ઞાન નથી પણ અણીના પ્રસંગે દગોદેનાર કોઇ નિમક હરામ મિત્ર જેવું છે.

વિપત્તિ કાળે મનુષ્યો બકરી જેવા રાંક બની જાય છે તેનું કારણ એજ છે કે તેમણે સહન કરવાની કળા સિદ્ધ કરી હોતી નથી. સહન તો સહુને એક સરખુ કરવું પડે છે, પરંતુ વીર મનુષ્યો સિંહની માફક મરદાઇથી સહન કરે છે ત્યારે મુર્ખ મનુષ્યો કુતરા અને બીલાડાની માફક રીબાતા રીબાતા દયા જનક આક્રંદ સહીત સહન કરે છે. આમ સહન કરવાના ભેદથી દુ:ખનાં અંતે ઉદ્દ્ભવતા પરિણામનો ભેદ નિર્માય છે. જો સહ્યા વિના ચાલે તેમ નથી જ તો પછી સિંહની માફક ન સહી લેતાં શા માટે ક્ષુદ્ર વૃત્તિથી રાંક બનીને ઘેટાની જેમ રીબાવું જોઇએ ! કમનશીબને જીતવાની શક્તિ પ્રત્યેક મનુષ્યના હૃદયમાં ગુપ્તપણે રહેલી હોય છે. તે ધારે તે વખતે પોતાના સ્વગત શૌર્યના પ્રબળ પ્રતાપથી તેના ચિદાકાશ ઉપર વેરાયેલા દુ:ખ અને આફતના કાળા વાદળોને વિખેરી શકે છે. વાંકાગૃહની વક્રતાને આત્મા પોતાની અમોઘ સહિષ્ણુતાથી સિધી કરવા શક્તિમાન છે. જરૂર માત્ર એટલી જ છે કે તેણે એ સત્તા પોતામાં રહેલી છે એ વાતનો શ્રદ્ધા પૂર્વક સ્વીકાર કરી, તન અને મન, જ્ઞાનતંતુ (nerve)અને સંકલ્પબળ (will power) ઉભયને એક સાથે કેળવવા જોઇએ, અને તેનો નિત્ય ઉપયોગ કરી તેવો પ્રસંગ ન હોય તો પણ શોધી કાઢી, તેને કસવા જોઇએ. મનની નિર્બળતા છુટે તો પછી દુ:ખના જોરને તોડી નાખવું એ કાંઇ મોટી વાત નથી. પરાક્રમી, ધીર, અને સહનશીળ અંત:કરણ ઉપર કષ્ટનો ગમે તેવો આઘાત કશીજ અસર કરી શકતો નથી અને કદી તે આઘાત તેની સહન શક્તિની સીમા બહારનો હોય છે તો પણ તે તેના ભારતળે છે દબાઇ જતો નથી. કોઈ દર્દ તેના હૃદયને સ્પર્શવા પામતુ નથી. આથી દુ:ખના પ્રસંગોથી કાયર બનેલા મનુષ્યોને જે દુખદ પ્રસંગ કરોડો વીછીના ડંખ જેટલી વેદના આપી શકે છે તે દુ:ખને નહિ ગણકારનાર

અને પોતાના સ્વબળમાં શ્રદ્ધાવાળા મનુષ્યને કીડીના ચટકા જેટલું કષ્ટ પણ આપી શકતા નથી. મજબુત હૃદબળવાળા મનુષ્યને દુખનો પ્રત્યેક અનુભવ વધારે વધારે મજબુત બનાવતો ચાલ્યો જાય છે. ત્યારે નિર્બળ મનવાળા મનુષ્યને તેજ પ્રસંગ વધારે વધારે અનાથ, દયાપાત્ર અને પામર બનાવી મુકે છે. મનુષ્યો જ્યાંસુધી દુઃખને સિંહની જેમ સહતા ન શીખે, ત્યાં સુધી તેઓ કુતરા અને બીલાડાની માફક રીબાઇ રીબાઇને વિનાશ પામવા માટે જ નિર્માએલા છે.



## પારમાર્થીક ભાવનાની સિદ્ધિ માટે વ્યવહારીક સાધનોની ઉપયોગીતા.

મનુષ્ય પોતાના અંતઃકરણમાં જેવી ભાવનાઓને પૂજે છે તેવો તેનો બાહ્યાચાર બંધાય છે. તેની પ્રત્યેક પ્રવૃત્તિ એ આંતર ભાવનાનો બાહ્ય પરિપાક માત્ર છે. પ્રપંચ માત્રના ત્યાગ પૂર્વક આત્મજીવનમાં નિમગ્ન રહેવું, અથવા પારલૌકીક જીવનના નિઃશેષ વિસ્મરણ પૂર્વક પામર જનોને સુલભ એવી તુચ્છ વ્યવહાર પરંપરામાં આયુષ્યનો વ્યય કરવો, જન્મભૂમિના કલ્યાણ માટે અંગીત સુખનો ભોગ આપવો અથવા માત્ર પોતાનો પિંડ સાચવી બેસી રહેવું, એ સર્વનું નિદાન તેના હૃદયમાં પ્રાધાન્ય ભોગવતી કોઇ ભાવના શિવાય અન્ય હોતુ નથી.

જ્યાંસુધી પુરૂષાર્થની ભાવનાનો નિર્ણય ન થયો હોય, ત્યાં સુધી આચારનું સ્વરૂપ યથાર્થ રીતે બંધાતુ નથી. જેઓની ભાવના પગલે પગલે ડગમગતી હોય છે, એક ક્ષણે જેમના હૃદયમાં દ્રવ્ય સમૃદ્ધિ એકઠી કરવાનો અને કુટુંબમાં, સમાજમાં કે દેશમાં નામના કાઢવાનો આવેશ પ્રગટે છે અને બીજીજ ક્ષણે વ્યવહારાતિત અથવા પારમાર્થીક ભાવનાનો વેગ સ્ફુરે છે, ઘડીમાં માન–પ્રતિષ્ઠા મેળવી મુવા પછી પણ લોકો સંસારે એવું કાંઇક મુકી જવાનું પ્રબળ સ્ફુરણ તેમને ઉઠે છે અને ઘડીમાં પ્રપંચમાત્રનું મિથ્યાત્વ સમજી તેની પાર રહેલા નિત્યાનંદમાં વસવાનું મન થઇ આવે છે. તેવા મનુષ્યો એકપણ પુરૂષાર્થ સિદ્ધ કરી શકતા નથી. જ્યાંસુધી મનુષ્ય પોતાના જીવનનો કોઇ એક ઉદ્દેશ નકી કરતો નથી, ત્યાંસુધી તેની ગતિ પવનમાં ફરતા તરખલા જેવી અથવા સુકાન વિનાના વહાણ જેવી નિયંત્રણ રહિત હોય છે. જે ક્ષણે જે ભાવના પ્રીય લાગી તેને અનુસરતુ કરવા તે મંડી જાય છે. કર્તવ્યની દિશા નકી કરવી અને તે દીશામાં ગતિ કરતા બીજા પ્રલોભનોની છાપ મન ઉપર ન પડવા દેવી એ કોઇપણ ઉદ્દેશને સિદ્ધ કરવા માટેની બે અનિવાર્ય સરતો છે.

પોતાના પ્રધાન લક્ષ્યને સિદ્ધ કરવા માટે મનુષ્યને ઘણા સાધનોની અપેક્ષા રહે છે અને ઘણીવાર તે સાધનો એકઠા કરવાની ઝનુનમાં તે પોતાના મૂળ લક્ષ્યને ભૂલી જઇ સાધનોમાં જ તે લક્ષ્યનો આરોપ કરી તેની સિદ્ધિને સર્વસ્વ માની લે છે. આ પરિણામ પોતાના જીવનનો ઉદ્દેશ સ્પષ્ટ રીતે નકી ચોકસ કરવામાંથી ઉદ્ભવે છે. આ બધો પ્રયત્ન અમુક ભાવનાને

સિદ્ધ કરવા માટેના અનુકુળ સંયોગો રચવા માટેજ ઉઠાવવામાં આવે છે એવું જો તેને ઉત્કટ ભાન રહ્યા કરતું હોય તો સાધ્ય ઉપરની પ્રીતિ સાધન ઉપર ઢોળાવા પામે નહી. અને સાધનોનો યોગ થયા પછી મૂળ સાધ્ય શિવાય બીજા માર્ગે તેનો ઉપયોગ પણ થાય નહી.

આપણી આર્ય ભાવનાનું લક્ષ્ય કેવળ આ લોક કે આ જીવનને ઉદ્દેશીને રચાયું નથી. આપણી નીતિ પરમાર્થના પાયા ઉપર ચણાએલી છે અને તેથી માત્ર આ જીવનમાં મળતા ક્ષણીક અને આપાતત. રમણીય ભાસતા સુખને તે અકિંચિત્ કર માને છે. ભૂત, વર્તમાન અને ભાવિ એ ત્રણે કાળમાં આત્મા એ અવિનાશી અને શાશ્વતતત્વ છે. અને તેથી કોઇપણ આર્ય દર્શન આત્માને ભાવીમાં પ્રાપ્ત થવા યોગ્ય શ્રેય કરતા વર્તમાન સુખ ઉપર વધારે ભાર મુકતું નથી. કેમકે આત્માના અનંત જીવનના મુકાબલે વર્તમાન એ સહરાના રણના મુકાબલે રેતીના એક કણની માફક કાંઇ જ ગણત્રીમાં નથી અને તેમાં પણ જ્યારે આ ક્ષણસ્થાયી વર્તમાન જીવન ભાવિની શુભાશુભતાનું નિર્ણયાત્મક હોય છે ત્યારે તે વર્તમાનને ભાવિના શુભ માટે છેક જ જતું કરવામાં કોઇપણ આર્ય હૃદય સંકોચ વશ થતું નથી.

એટલા જ માટે સર્વ પ્રકારના વ્યવહારીક સાધનોને આર્ય દર્શનોએ પરમાર્થના સાધન તરીકે લેખવા સતત ઉપદેશ આપ્યા કર્યોછે. ઘરબાર, સ્ત્રી, પુત્ર, દ્રવ્ય આદી સાધનોનો આત્માના શાશ્વત કલ્યાણ માટે પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે ઉપયોગી ન હોય તો તેઓ આત્માના મિત્ર નહી પણ શત્રુ છે. અને શાસ્ત્રકારોએ જ્યારે જ્યારે ઉપરોક્ત સાધનોની નીંદાના પ્રકરણ ગાયા છે, ત્યારે ત્યારે તેમની માનસ દ્રષ્ટિ સન્મુખ તે તે સાધનોની પરમાર્થ માટેની ઉપયોગીતા ઉપસ્થિત નહોતી પણ મનુષ્યની રાગી દ્રષ્ટિ તે ઉત્તમ સાધનોને કેવી રીતે બંધનના કારણોમાં ઉલટાવી નાખેછે તેને ઉદ્દેશીને જ તેઓ તેવી નિંદા કરવાના ઉદ્યોગમાં જોડાયા છે. વસ્તુતઃ કોઇપણ સાધનમાં તત્વતઃ બુરાઇ નથી. ગમે તેવા શુભ સાધનને મનુષ્યની ભોગલાલસા પોતાને નર્કાભિમુખ કરવા વાળી શકે છે. તેથી ઉલટું તેની વિવેકી દ્રષ્ટિ, જે નિમિત્તોને શાસ્ત્રકારોએ નર્કમાં લઇ જનાર તરીકે છાતી ઠોકીને જાહેર કર્યાછે, તેને ઇશ્વરાભિ મુખતાના સાધનમાં પલટાવી નાખી શકે છે.

મુર્ખના હાથમાં સાધન એ બંધન થઇ જાય છે ત્યારે વિવેકી મનુષ્ય બંધનના નિમિત્તોને સાધનમાં ઉલટાવી શકે છે. સાધન કે બંધન વસ્તુતઃ તેવા હોતા નથી. મનુષ્યની દ્રષ્ટિજ તેને તેવા તેવા આકારે જોવેછે. જ્ઞાનની દ્રષ્ટિ એ ઉભયમાં કાંઇજ વિશિષ્ટત્વ જોતી નથી. જેમ અંધકારમાં લાલ બપોરીયુ સળગવવાથી આસપાસનું આકાશ લાલ દેખાયછે અને લીલું બપોરીયુ સળગાવવાથી લીલું પ્રતિત થાય છે તેમ એકજ નિમિત્તને અમુક દ્રષ્ટિથી જોવાથી તે સાધનરૂપે અને અમુક દ્રષ્ટિએ જોવાથી બંધન રૂપે ભાસે છે. બધો આધાર મનુષ્યની પ્રકૃતિ ઉપર રહેલો છે. જેમ ઘણા મનુષ્યોને દ્રવ્ય સ્ત્રી પુત્રાદિક

નિવૃતીનો આશ્રય લેવો તે ભીરૂ અને સુખાસ્વાદી આત્માઓ તામસપ્રધાન અંતઃકરણનો સ્વાભાવીક યેગ છે ત્યાં કશુંજ પ્રસંશનીય હોતું નથી. સત્ત્વ ગુણનો મોહક પોશાક ધારી જગતને પ્રવંચનામાં ઉતારનાર તે તામસ વૃતિ જ છે. પોતાનું અને પોતાના અન્ય ગણાયેલા અન્ય મનુષ્યોના ઉદર નિર્વાહને અર્થે અશક્ત નિવડવાથી તેઓ ઉપદેશકનો આડંબર ધારણ કરી પારકાના આરબ્ધના સભાગી થાય છે અને પ્રસ્વેદથી પ્રાપ્ત થયેલા બીજાના રોટલામાં ભાગ પડાવી તેના ઉપર દેહ નિભાવી પરોપજીવી (Parasitis) નું નિંદ્ય બિરૂદ મેળવે છે.

સંસાર એ મોક્ષ પ્રાપ્તાને અર્થે આવશ્યક સદગુણો કેળવવાની શાળા છે. આત્મબળની વૃદ્ધિ કરવાની સ્વાર્થ ભાવનાના ત્યાગનો અભ્યાસ સેવવાની, પોતાના બંધુઓ માટે શુભ કરી–શ્રેયસ કરી-કલ્યાણ વાહિની ભાવનાઓ સિદ્ધ કરવાની પોતે કષ્ટ સહી અન્યને સુખી કરવાની, રાગ, દ્વેષ, કામ, લોભ આદિ દુર્ગુણો સામે લઢી ત્યાં વિજય મેળવવાની અને તે સિવાય અનેક ઉત્તમ સામગ્રી મેળવવાની તક માત્ર વ્યવહારના સમયમાંજ મળી શકે છે. જેણે વ્યવહારના સંકીર્ણ પ્રદેશમાં પણ નિઃસ્વાર્થ વૃત્તિ સેવી અન્યને સુખી કરવા પ્રયત્ન કર્યા નથી, પોતાના ક્ષુદ્ર રાગ દ્વેષની લગામ પણ કડકાઈથી કદી ઝાલી નથી, પોતાના બે પાંચ સંબંધીઓનું મન પણ સંતુષ્ટ કરી શકયો નથી તે બળહીન મનુષ્ય પરમાર્થની મહાભાવના કેવી રીતે સિદ્ધ કરવાનો હતો ? જે બે ચાર મનુષ્યોને પણ પોતાના સિદ્ધ કરી શકયો નથી તે આખા જગતને પોતાના આત્મવત કેમ સીદ્ધ કરી શકવાનો હતો ? શાસ્ત્રો કહે છે આ આત્મા બળહિનો વડે સુલભ્ય છે. અલ્પ વિપત્તીઓના દર્શનથી જે ગભરાઈ જઈ ઉભી પુછડીએ સંસારમાંથી ભાગી જાય છે, તેવા દાકણ આત્માઓથી કોઈનું દ્રારિદ્રય ફીટવાનું નથી.

એક તરખલાના બે કટકા જે નથી કરી શકયો તે શત્રુઓના સૈન્ય સામે કયાં સુધી નભી શકવાનો હતો? સંસારમાં વસનારને સુલભ એવા રાગ દ્વેષનો પરાજય સંસારમાં રહીનેજ નથી. કરી શકયો તે અન્ય મહા પ્રદેશમાં કશુજ લીલુ વાવવાનો નથી.

અપૂર્ણ.



## દુર્લભ—

પરમાત્માનું ધ્યાન કરતી વખતે અમારૂં મન સ્થિર રહેતુ નથી—વિક્ષિપ્ત થઇ જાય છે એવી ફરીયાદ ઘણીવાર સાંભળવામાં આવે છે.

" મન સ્થિર કરી શકતા નથી " એ ફરીયાદનો અર્થ માત્ર એટલો જ થઇ શકે છે કે સહેજે—અનાયાસે મનની સ્થિરતા કરી શકતા નથી. જેવી રીતે શ્વાસ લેવાનું અને મૂકવાનું કાર્ય કાંઇપણ શ્રમ વિના સહેજે બની શકે છે, તેવી રીતે ઈશ્વરનું ધ્યાન કરતાં વિના પરિશ્રમે મન સ્થિર થઇ શકતું નથી. એ સિવાય ઉપલી ફરીયાદમાં કાંઇ વિશેષ અર્થ નથી.

પરંતુ બરાબર વિચાર કરવાથી જણાઇ આવશે કે મનુષ્યને માટે મૂળથી જ કોઇ કાર્ય સહજ નથી. ઇન્દ્રિય બોધના વિષયથી લઇ ધર્મબુદ્ધિ પર્યંતના સમસ્ત વિષયોને એટલા બધા કેળવવા પડે છે કે યથાર્થ મનુષ્યત્વની પ્રાપ્તિ માટે કઠિનમાં કઠિન પ્રયત્નો કર્યા સિવાય કોઇપણ મનુષ્યને ચાલતું નથી. જ્યારે કોઇ એમ કહે કે " અમારાથી અમુક થઇ શકતું નથી " તો સમજવું કે તેના મનુષ્યત્વનો પાયો શિથિલ થવા લાગ્યો છે અને તેની દુર્ગતિનો આરંભ થઇ ચૂક્યો છે. કારણ કે આ વિશ્વના કાર્યક્ષેત્રમાં તેને માટે જે કાંઇ કરવા યોગ્ય છે તે તેણે કરવું જ જોઇએ. દૈવી પ્રેરણાનું અપમાન કરવું એના જેવું આત્મઘાતક વર્તન ભાગ્યે જ બીજું કોઇ હશે.

પશુના બચ્ચાને ઉભા રહેવાનું અને ચાલવાનું શીખવું પડતું નથી. મનુષ્યને કેટલીએવાર પછાડો ખાઇને ઠોકરો ખાઇને ઉભા રહેવાનો અને ચાલવાનો અભ્યાસ કરવો પડે છે. જન્મથી જ કોઇ બાળક એમ કહે કે " હું ઉભો રહી શકીશ નહીં. કારણ કે ઉભા રહેતાં અથવા ચાલતા મારા પગ સ્થિર રહેતાં નથી—વારંવાર પડી જઉં છું " તો તે તેટલાથી જ છુટકારો મેળવી શકે નહીં. કોઇ કોઇ વખત એવી ઘટનાઓ બનેલી સાંભળવામાં આવે છે કે એકાદ જંગલી પશુ ગામમાં આવીને એકાદ નાના બચ્ચાંને વનમાં ઉપાડી જાય છે અને ત્યાં તે માનવશિશુનું પાલન પોષણ કરી મોટું કરે છે. આ માનવશિશુ મ્હોટી વયે પહોંચવા છતાં પશુની માફક જ ચાલતા શીખે છે. કારણ કે વસ્તુતઃ પશુની માફક ચાલવું એજ મનુષ્યોને સહજ છે. એટલા જ માટે બાળક જન્મતાંવાર ઘુંટણીએ ચાલવા લાગે છે.

પરન્તુ મનુષ્યે તો આકાશ તરફ માથું ઉંચુ કરી પૃથ્વી ઉપર સ્થિર ઉભા રહેતાં શીખવું જ જોઇએ. આ પ્રમાણે ઉભા રહેતાં આવડયું એટલે મનુષ્યની ઉન્નતિનો આરંભ થવા લાગે છે. ખરી રીતે તો જ્યારે મનુષ્ય પોતાના બે હાથને છુટા કરી શકે છે અને માત્ર પગવડે જ હાલવા—ચાલતા શીખે છે ત્યારે જ તે પૃથ્વી ઉપર એક સ્વતંત્ર મનુષ્ય તરીકેનો અધિકાર મેળવી શકે છે. પરન્તુ મનુષ્યને માટે સીધી લીટીમાં ટટ્ટાર ઉભા રહેવું તે સહજ નથી. એટલું છતાં જીવનયાત્રાના આરંભકાળમા જ આ કઠિન કામને સહજ બનાવી દેવું પડે છે—જે મધ્યાકર્ષણથી મનુષ્યનું

આખું શરીર પૃથ્વી તરફ ખેંચાય છે તે નિયમથી પરાભવ નહીં પામતાં ટટ્ટાર ઉભા રહેવાનું શિક્ષણ એ તેનું સૌ પહેલું કઠિન શિક્ષણ છે.

અનેક પ્રયત્નો પછી જ્યારે સરળતાથી હાલવું-ચાલવું મનુષ્યને સહજ થઇ જાય છે, અને આકાશના અકાશમાં અનાયાસે માથું ઉંચુ કરી શકે છે ત્યારે આ અનંત જ્યોતિષ્કોથી શોભતા વિશ્વજગતમાં પોતાની કૃતાર્થતા માની આનંદ તથા ગૌરવ પ્રાપ્ત કરે છે.

જેવી રીતે જગત્‌માં હાલતા-ચાલતા શીખવા માટે મનુષ્યને અનેક પ્રયત્નો કરવા પડે છે, તેવી જ રીતે સમાજમાં કેવી રીતે વર્ત્તવું તેનું શીક્ષણ લેવા માટે પણ અનેક પ્રયત્નો કરવા પડે છે. ખાવું-પહેરવું, સૂવું-બેસવું, ચાલવું-બોલવું એ દરેક ક્રિયા એવી છે કે તે બરાબર શીખવા માટે મનુષ્યને ખાસ પ્રયત્ન અને અભ્યાસ કરવો જ જોઇએ. કેટલી રીતિ-નીતિ, કેટલાએ સંયમો શીખ્યા પછી મનુષ્યને આપ-લેના સંબંધમાં ઉતરવું પડે છે. જયાં સુધી તેમ થતું નથી, ત્યાંસુધી તેને પગલે પગલે દુઃખ અને અપમાન સહન કરવું પડે છે. મનુષ્યની સાથેનો તેનો આપ-લેનો વ્યવહાર જોખમભર્યો થઇ પડે છે.

જ્ઞાનરાજ્યમાં અધિકાર પ્રાપ્ત કરવાને માટે પણ માણસને કાંઇ ઓછા દુઃખો સહન કરવા પડતાં નથી. આંખોથી જે જોવાય છે તથા કાનોથી જે સંભળાય છે તેટલાનો જ આરામ પૂર્વક સ્વીકાર કરી લેવાથી ચાલતું નથી. એટલાજ માટે વિદ્યાલયો અને પાઠશાળાઓનો કેટલો બધો મ્હોટો બોજો માનવસમાજને વહેવો પડે છે ? તેને માટે કેટલી વ્યવસ્થાઓ તથા હીલચાલો કરવી પડે છે ? જીવનના પહેલાં વીશ-પચીશ વરસતો કેવળ શિક્ષણ લેવા પાછળજ વીતાવવા પડે છે. અને જેની જ્ઞાન લાભની આકાંક્ષા પ્રબળ હોય છે તેને તો આખું જીવન અર્પણ કરવા છતાં પણ અપૂર્ણતા લાગ્યા કરે છે.

આ રીતે ચો તરફ નજર નાંખવાથી જણાઇ આવશે કે મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરવાની ખાતર તપસ્યા કર્યા વિના ચાલતું નથી. આહારને માટે સખ્ત વરસાદ માથે લેવો અને ઉનાળામાં રૌદ્ર તાપ નીચે હળ ખેડવું એ પણ તેની એક તપસ્યા જ છે. નક્ષત્ર મંડળનું રહસ્ય જાણવાને માટે કેટલા વિજ્ઞાનપ્રિય મનુષ્યો હાથમાં દૂરબીન લઇ રાતના ઉજાગરા કરે છે ? એ પણ એક પ્રકારની તપસ્યા નહીં તો બીજું શું કહેવાય ?

આ પ્રમાણે પ્રાણના રાજ્યમાં કહો, જ્ઞાનના રાજ્યમાં કહો કે સમાજીકતાના રાજ્યમાં કહો, સર્વત્ર પોતાનો પૂર્ણ અધિકાર પ્રાપ્ત કરવાને માટે મનુષ્યને જીવજાન પ્રયત્નો કરવા પડે છે. જેઓ એમ કહે છે કે- “ અમારાથી તો બની શકે તેમ નથી. ” તેમને તો ઉંચુ માથું પણ કરવાનો હક્ક નથી. કારણ કે જે સહજ નથી, તેની જ અંદર મનુષ્યોએ સહજ બનવું જોઇએ, સહજતાનું પ્રકાંડ માધ્યાકર્ષણ કાપી નાંખી તેણે સર્વત્ર માથું ઉંચુ કરીને જ ફરવું જોઇએ.

જે કાંઇ સહજ સાધ્ય છે, તેની સાથે લડાઇ કરતાં કરતાં, અનાવશ્યક અને દુઃસાધ્યને સાધવાની મનુષ્યોની પ્રવૃત્તિ

એટલી બધી સ્વાભાવિક થઈ પડી છે કે જ્યાં સુધી કોઈ દુઃસાધ્ય સાધના સંપૂર્ણ થતી નથી, ત્યાંસુધી તેને આનંદ જ આવતો નથી. મનુષ્ય સિવાયના બીજા કોઈ પ્રાણીમાં આવી અદ્ભુત પ્રવૃત્તિ નથી. જે કાંઇ સહજ છે, જે કાંઇ આરામથી બની શકે તેમ છે, તેમાં જ્યારે કાંઇ વ્યતિક્રમ થાય છે ત્યારે ઇતર કોઇ પણ પ્રાણીને સુખ થતું નથી. અન્ય પ્રાણીઓ લડાઈ કરે છે તે કેવળ પોતાના પ્રયોજનને માટેજ કરે છે; આત્મરક્ષા અર્થે કરે છે. અર્થાત ન છુટકેજ કરે છે– દુઃસાધ્યને સાધવાને ખાતર નહીં, પરંતુ મનુષ્ય કેવળ માત્ર કઠિન કામને સંપૂર્ણ કરવામાં જ વિશેષ આનંદ માને છે.

એટલાજ માટે વ્યાયામની કુશળતા એટલી બધી ઉપયોગી નહીં હોવા છતાં તેને જોવાથી મનુષ્યને કેટલો આમોદ થાય છે ? જ્યારે સાંભળવામાં આવે છે કે ઉત્તર ધ્રુવનો પત્તો મેળવવા ગયેલા શોધકો અનેક મુશ્કેલીઓને સહન કર્યા પછી, તે પ્રદેશમાં પોતાની જય પતાકા ફરકાવી આવ્યા છે ત્યારે એ શોધમાં લાભ શું છે, તેનો હિસાબ નહીં કરતાં, આપણા અંતરમાં રહેલું આપણું તપસ્વી મનુષ્યત્વ કેટલું બધું રોમાંચિત થઈ જાય છે ? મનુષ્યની પ્રાયઃ પ્રત્યેક રમતમાં શરીર અથવા મનને કાંઇક કષ્ટ આપવાનો હેતુ અવશ્ય હોય છે જ. એવો કોઇ એક હેતુ હોય છે કે જે સહજ સાધ્ય નહીં હોવાના કારણે જ મનુષ્યોને સુખકર થઇ પડેલો હોય છે.

જ્યારે કોઇપણ ક્ષેત્રમાં મનુષ્યને "થઈ શકે તેમ નથી" એવો ઉચ્ચાર કરવાની સત્તા નથી, તો પછી આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાના ક્ષેત્રમાં "સહજ નથી માટે મારાથી બની શકે તેમ નથી." એવો નિર્બળ ઉચ્ચાર કરવાનો શું અધિકાર છે ? સઘળી શ્રેષ્ઠતાઓમાં તેને પ્રયત્ન પૂર્વક સફળ થવું પડયું છે તો જે કામ સર્વ કરતાં શ્રેષ્ઠ છે એવા આધ્યાત્મિક પ્રયત્નમાં અત્યંત સહેલાઇથી સફળ થવાની ભાવના શા માટે રાખવી જોઇએ? એવી ઉતાવળ પણ શા માટે કરવી જોઇએ ?

તિર્યંચની માફક પૃથ્વી તરફ માથું નમાવી ચાલવાનું કામ આપણે માટે ગમે તેટલું સહજ અને સરલ હોય, તોપણ "પશુની જેમ તો હું નહીંજ ચાલું" એવી મનુષ્ય માત્રમાં રહેલી પ્રેરણા તેને આકાશ તરફ માથું ઉંચું કરાવી ચાલતા શીખવે છે. પૃથ્વી તરફ માથું નહીં નમાવતા આકાશ તરફ ઉંચુ કરવાથી મનુષ્યનો પૃથ્વી ઉપરનો અધિકાર ઓછો થઇ જાય છે, તેમ તો કોઇનાથી કહી શકાય નહી. બલ્કે પશુ કે જે પૃથ્વી તરફ માથું રાખીને ચાલે છે તેના કરતાં અધિક વ્યાપકભાવે મનુષ્ય પોતાની સત્તા પૃથ્વી ઉપર ચલાવે છે. તેવી જ રીતે આપણા મનના છેક અન્તરતમ પ્રદેશમાં એક એવી ગંભીર ઉત્તેજના રહેલી છે, એક એવી પ્રેરણા રહેલી છે કે "કેવલ સંસારની તરફ માથું નીચે નમાવીને સમસ્ત જીવન, ઘેર વિષયીની માફક ધૂળ સુંઘતા સુંઘતા તો નહીં જ વીતાવી દઇએ. અમારાથી બનશે તેવો દરેક પ્રયત્ન કરી અનંતની મધ્યમાં—અભયની મધ્યમાં—અશોકની મધ્યમાં અમે અમારૂં મસ્તિષ્ક

ઉંચુ કરી, સરળતાથી ઉન્નત માર્ગે વિચરીશું." જ્યારે પૃથ્વિ તરફથી આપણે આપણું માથું ઉંચુ કરીશું ત્યારે સંસારથી આપણે ભ્રષ્ટ થવું પડશે એવી કલ્પના કરવી નહીં–બલ્કે તેજ વખતે સંસાર ઉપરનો આપણો અધિકાર બૃહત્‌ભાવે, સત્યભાવે, અને સાર્થકરૂપે વિસ્તાર પામશે. તેજ વખતે સંપૂર્ણ સ્વતંત્રતાથી આપણે સંસારમાં વિચરણ કરી શકીશું. અને જો સંસારમાં કોઇ યથાર્થ વિજય હોય તો તે ઉક્ત સ્વતંત્રતામાં–મુક્તતામાં જ છે, એમ કહેવાની જરૂર નથી.

જન્તુઓ ચાર પગે ચાલે છે, અને હાથનો આપણી માફક અલગપણે વ્યવહાર કરી શકતા નથી, તેમ વિષયી લોકો સંસારમાં આવીને કેવલ ચાર પગે ચાલ્યા જ કરે છે, હાથનો ઉપયોગ જે આપવા–લેવામાં થવો જોઇએ, તેના ઉપયોગની તેમને ખબર જ પડતી નથી. પરંતુ જેઓ સાધનાના બળથી પરમાત્મા તરફ માથું ઉંચુ રાખી ચાલતા શીખ્યા છે, તેમના હાથ પગ પૃથ્વી સાથે બંધાયેલા રહેતા નથી. તેમના હાથ તદ્દન સ્વતંત્ર બને છે, અને તેથી તેમની દેવાની તથા લેવાની શક્તિ સંપૂર્ણ રીતે ખીલે છે. આવા જ્ઞાની પુરૂષો સ્વતંત્ર મનુષ્યો, વિષયી લોકોની માફક કેવળ માત્ર ચાલનારા જ નથી હોતા, બલ્કે કર્ત્તારૂપે–સૃષ્ટિકર્ત્તારૂપે રહે છે.

સૃષ્ટિકર્ત્તા પોતાનો ત્યાગ કરી, સૃષ્ટિ રચે છે, સૃષ્ટિકર્ત્તા પોતે જ પોતાનું સંર્જન કરે છે. આ રીતે ત્યાગની શકિત એજ સર્વ કરતાં મહાન્ શકિત છે, એમ સિદ્ધ થાય છે. આ ત્યાગબળથી જ મનુષ્ય મહત્તા પ્રાપ્ત કરી શકે છે. જેટલે અંશે પોતે પોતાનો ત્યાગ કરી શકે છે, તેટલે અંશે જ તે પોતે પ્રાપ્ત કરી શકે છે. ત્યાગની શકિત એજ ખરી સૃષ્ટિ શકિત છે, એમ કહીએ તો પણ ચાલે. આ સૃષ્ટિશકિતમાં જ ઇશ્વરનું ઐશ્વર્ય રહેલું છે. તે બન્ધન રહિત છે, તેથી આનંદ પૂર્વક સર્વદા પોતાનો ત્યાગ કર્યા કરે છે, અને એ ત્યાગ જ તેની સૃષ્ટિરૂપે આપણને પ્રતીત થાય છે. આપણું ચિત્ત પણ જેટલે અંશે સ્વાર્થરહિત બની સંપૂર્ણ આનંદમયતાથી તેની સાથે યોગ પામી શકે તેટલે અંશે આપણું મન પણ સૃષ્ટિકર્ત્તા બની શકે છે.

જેઓ સંસારમાંથી બહાર નીકળી આવી, બ્રહ્મ–પરમાત્મા તરફ માથું ઉંચુ રાખી વિહાર કરતા શીખ્યા છે, તેઓની ત્યાગ શકિત સંપૂર્ણ સ્વતંત્રરૂપે બહાર ખીલી નીકળે છે. આ આસકિતના બંધન વગરનો આત્મ ત્યાગ–સ્વતંત્ર શકિતજ મનુષ્યોને આધ્યાત્મિક જગત્‌માં મહત્તાનું બીરૂદ અપાવે છે. આ ત્યાગના અધિકાર બળથી જ તેઓ ત્રણ જગતના મહારાજા ગણાય છે. આ અધિકાર એજ મનુષ્યોનો સર્વોત્તમ અધિકાર છે. આ અધિકાર પ્રાપ્તિમાં જ મનુષ્યની છેલ્લી કૃતકૃત્યતા સમાયેલી છે. અહીંઆ મનુષ્ય જો એમ કહે કે અમારાથી તો તે બની શકે તેમ નથી, તો તેને માટે કોઇ રીતે માફી આપી શકાય નહીં. આખી જીંદગી સુધી ઉપરા ઉપરી સાધનાઓ કરીને પણ એ છેલ્લી અવસ્થા મનુષ્યે પ્રાપ્ત કરવીજ જોઇએ. જો એ છેલ્લો અધિકાર પ્રાપ્ત ન કરી શકે,

અને સમસ્ત પૃથ્વીનો સામ્રાટ બને તો પણ તેને માટે તે એક મહતી વિનષ્ટિઃ-રહાન્‌ ખોટ છે, એમજ સમજવું.

જે બ્રહ્મની શક્તિ આપણા અંતરમાં તથા બહાર સર્વત્ર પોતાનું ઉત્સર્જન કરે છે, જે "આત્મદા" છે, અને જે સ્થળ માં-જળમાં-આકાશમાં, સુખ-દુઃખમા સકળ અવસ્થાઓમા આપણી સાથેજ છે તે ચેતનાને પ્રતિદિન પ્રયત્નોવડે સહજ કરી લેવી જોઇએ

શ્રી રવીંદ્ર



# શ્રી મહાવીર પ્રભુના જીવનમાંથી ઉદ્‌ભવતો સાર.

( ગતાંકથી ચાલુ. )

( ૨ )

આ પ્રકારે પ્રભુએ બાર માસ બંધુની યાચનાને સફળ કરવા વિતાવ્યા. તે પછી તેમનો દીક્ષાપર્યાય શરૂ થયો એ સર્વાંગ સુંદર તનુ ઉપર વિરક્તને છાજતો પરિવેશ પ્રભુએ પહેરી લીધો. જે કોમળ શરીર આજ સુધી રાજ્યની વિપુલ સમૃદ્ધિમાં ઉછર્યું હતું. અને જેની તપ્ત સુવર્ણ સરખી જ્યોતિર્મયતાને કદી ઉષ્ણ સમીરનો સ્પર્શ પણ થવા પામ્યો ન હતો તે મોહક પ્રતિમા આજથી સંયમની કફની વડે આચ્છાદીત થઇ જગતના પાપ ધોવા માટે પ્રભુએ સમસ્ત પૂણ્ય સામગ્રીનો ત્યાગ કર્યો. જે શરીર શોભાને પામર જીવો પ્રાણથી પણ પ્રિય ગણે છે, તેને પ્રભુએ કેશ લોચથી વિનષ્ટ કરી. જે ભોગના ક્ષણ ભરના પણ વિયોગથી સસારી આત્મા ઉંડા નિશ્વાસ મુકે છે, તે ભોગને મહાવીર દેવે એક રોમમા પણ ખેદ પ્રગટાવ્યા વિના તીલાંજલી આપી. સુશીલ પત્નિ યશોદા, પ્રિય દુહિતા પ્રિય દર્શના, છત્ર રૂપ વડીલ બંધુ નંદિવર્દ્ધન, રાજ્યની અતુલ લક્ષ્મી અને આજ્ઞાકીંત અનુચરવર્ગ એ સર્વને ત્યાગતા પ્રભુએ કલેશનો અંશ સરખો પણ અનુભવ્યો નહીં. રાજ્યની સોનેરીમા ટેવાએલું તેમનું કોમળ શરીર સંયમનું કષ્ટ કેમ સહી શકશે ? તેવો દૈહીક ભાવયુક્ત વિચાર તેમને નિર્બળ કરી શકયો નહી સ્વાર્થનો સહજ લોપ થતા કકળી ઉઠનાર કયા આ પામર ભીરૂ આત્મા અને બાહ્ય સંપત્તિમાથી પોતાપણાની ભાવનાથી સર્વાંશે વિમુક્ત થનાર કયાં તે અમોઘ શક્તિ સંપન્ન વીરાત્મા ! સંયોગ અને વિયોગ વાયુના દળની માફક બંધાઇ અને વિખરાવાના સ્વભાવવાળાં છે એમ સમજી સંયોગકાળે મહાત્માઓ પ્રસન્નતાના અનુભવતા નથી. અને તેથી વિયોગ કાળે તે પ્રસન્નતાના પ્રત્યાઘાત રૂપ ખીન્નના પણ અનુભવતા નથી જેનો વિયોગ એક કાળે નિર્માએલો જ છે તેનો ત્યાગ મહાજનોના હૃદયમા ઉલટી શાંતી ઉપજાવે છે. કેમકે તેમ કરવામાં તેઓ માત્ર ભાવિમાં થનાર આપત્તિનો પરિહાર એજ ક્ષણે કરે છે. જે દેવુ એક કાળે આપ્યા સિવાય ચાલે તેમ નથી તે અત્યારે જ

છુટવું એવા અભિપ્રાયવાળા મહાજનો હોય છે. આ માટીની ખોળ ઉપર ચઢેલો પુદ્ગળનો સુંદર અને મનોગમ ભાસતો રંગ એમની દૃષ્ટિને રાગવશ કરી શકતો નથી.

તેમનો દીક્ષામહોત્સવ મનુષ્ય અને દેવોએ ઉજવ્યો. ચારિત્ર ગ્રહણ કર્યા પછી તેમને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. તેમણે બાર વર્ષ પર્યંત જે અસહ્ય પરિષહ સહ્યા તેની સ્મૃતિ અમે તેવા કઠીન હૃદયને પણ પીગાળી નાખે તેવી છે. ઉપાર્જીત કર્મનો ઉદય જ્યારે આત્મા મુક્તિની વધારે અને વધારે નજીક જતો જાય છે, ત્યારે અત્યંત તીવ્રપણે અને ત્વરાથી આવતો જાય છે. જેમ ચાલતી પેઢી સંકેલનારની પાસે તેના લ્હેણદારો એકદમ એક સાથે તગાદો કરી તેને મુંઝવેછે, અને પોતાનું લેણું ચુકતે હિસાબે લઇ લેવા તાકીદ કરે છે, તેમ મોક્ષાભિમુખ આત્માને તેના પૂર્વે ઉપાર્જેલા કર્મો એક સાથે ફળ આપી હિસાબ ચુકતો કરવા તત્પર થાય છે. મોક્ષના પથમાં વહનાર આત્માને ઘણીવાર અસાધારણ સંકટો આવે છે અને "ધર્મીને ત્યાં ધાડ" એવી પ્રચલીત લોકોક્તિ અનેકવાર સત્ય નિવડે છે તેનું કારણ આથી સ્પષ્ટ થવા યોગ્ય છે. મોક્ષ માર્ગમાં ગતિ કરનારાઓ અનેક સંકટોથી ઘેરાએલા હોવાના ઘણા ઉદાહરણો આપણે સાંભળતા આવ્યા છીએ. બાળજીવોની સમજણ માટે અનેક ઉત્તમ ગ્રંથકારોએ, ઉપમીતિ ભવપ્રપંચ કથા, મોહરાજાનો રાસ, વિગેરે રૂપક ગ્રંથો વડે એજ વાત સ્પષ્ટ કરી છે કે મોક્ષના જીજ્ઞાસુના માર્ગમાં મોહરાજાના સુભટો હમેશા અનેક વિઘ્નો નાખતા આવ્યા છે. જે દર્શનો ઇશ્વરમાં સૃષ્ટિનું કર્તૃત્વ આરોપે છે, તેઓ એજ વાતને, "પ્રભુ ભક્તોની કસોટી કરે છે" એવા રૂપે કહે છે. કોઇ તેને "રક્ત બીજ" તો કોઇ Dwellers on the Thresh-hold. કહે છે. ટુંકામાં પ્રભુના મહારાજ્ય ભણી પ્રયાણ કરનારને અનેક સંકટોની પરંપરા આવી પડે છે. પરંતુ જેના ઉપર સંકટો આવી પડે છે તેવા દેહમાંથી જેણે પોતાપણાની ભાવનાનો નિતાંત ત્યાગ કરેલો છે, તેવા આત્મપરાયણ પુરૂષોને તેવા સંકટો, આપણી પ્રાકૃત દૃષ્ટીને જેવા સત્ય અને ગંભીર લાગે છે તેવા, તેમને લાગતા નથી. જે સ્થિતિનું માત્ર આપણને શાસ્ત્રની વાણી દ્વારા જ જ્ઞાન છે, તે સ્થિતિને તેઓ અપરોક્ષ અનુભવે છે, દેહ અને દેહના ધર્મો એ ત્રણેકાળમાં આત્માના નથી એવો નિશ્ચય તેમના પ્રત્યેક રોમમાં વ્યાપેલો હોય છે. અને તેથી જે કાંઇ પોતાને થતું મનાતું બંધ પડયું છે, તેમાં તેમને લેશ પણ શોક થતો નથી. જેટલે અંશે દેહાદિકમાં મારાપણાની બુદ્ધિ હોય છે, તેટલેજ અંશે તેના સુખ દુઃખાદિ ધર્મો આત્માને અસર કરે છે. વેદનીય અને મોહનીય કર્મની પ્રકૃતિઓ તેટલાજ માટે શાસ્ત્રકારે જુદી કરી બતાવી છે. અર્થાત જેટલા અંશે મોહનીય કર્મની પ્રકૃતિનું પ્રાબલ્ય હોય, તેટલાજ અંશે વેદનીય કર્મ આત્માને અસર કરે છે. મોહનીમય કર્મ શિથિલ પડી જતાં વેદનીય કર્મ લગભગ નહીવત્ થઇ જાય છે. ગમે તેવા વિશાળ પટવાળી પણ જળ વિનાની સરિતા જેમ મનુષ્યને તાણી જઇ શકતી

થી, તેમ ગમે તેટલી તીવ્ર વેદનીયનો ઉદય, જો મોહનીય રૂપ વેગવાન વિપૂળ જળના પ્રવાહ રહિત હોય તો તેમાં આત્માને તાણી જવાનું કશું બળ નથી. આ ઉપરથી એમ સમજવાનું નથી કે જ્ઞાની જનોને કષ્ટ થતું નહીં હોય. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે તેમનું કષ્ટ તેમની અવશેષ રહેલી મોહનીયના પ્રમાણમાં જ હોય છે. સુખદુઃખની લાગણીનું મૂળ મોહનીય કર્મ છે, અને તે જેટલું પ્રબળ હોય, તેટલે અંશે આત્મા સુખદુઃખ અનુભવે છે.

વીરપ્રભુને તેમની દીક્ષા કાળમાં જે જે કષ્ટોની આપત્તિ થયેલી છે, તે પણ આપણે એજ દૃષ્ટિએ જોવી જોઈએ. પ્રભુનું મોહનીય કર્મ ક્ષીણપ્રાયઃ થએલું હોવાથી તે શારિરીક કષ્ટોમાં તેમને આત્મવેદનાનો અંશ, આપણી વિમુગ્ધ દૃષ્ટિએ ભાસે તેટલો બધો ન હોવો જોઈએ. મહાજનોને તેવા કષ્ટો કાંઈજ હીસાબમાં હોતા નથી. સબળ અને નિર્બળ પ્રાણીને જેમ એક જ પ્રકારનો પ્રહાર સરખી અસર કરતો નથી, તેમ જ્ઞાની અને અજ્ઞાનીને એકજ પ્રકારનું સંકટ સરખી અસર કરતું નથી. હાથીના વિપુલ પૃષ્ટમાં મારેલો લાકડીનો ઘા જેમ તેને કશા લેખામાં નથી, પણ તેજ પ્રહાર જેમ કુરકુરીયાને મૃતપ્રાય કરી નાખે છે, તેમ એક જ પ્રકારનું કષ્ટ વિરક્ત આત્માને કિંચિત્ અસર જ કરે છે અને રાગી આત્માને ધૂળ ફાંકતો કરી મુકે છે. વીરપ્રભુને જે મહા વેદનીય આવી પડેલી તે તેમને માટે આપણને આપણી રાગી દૃષ્ટિથી ભાસે છે, તેવી ભયંકર નહતી. એમની સહિષ્ણુતા અદ્ભુત હતી. ખરા ક્ષત્રિય વીરોને રણમાં પડેલા તલવારના ઘા આપણને કાંટો ભોંકે તેટલી પણ વેદના નથી પ્રગટાવતા. કેમકે તેમને તે વખતે દેહ કિંચિતવત્ હોય છે અને તેમને પણ, આપણે કલ્પીએ છીએ તેટલું કષ્ટ થતું હોય તો તેઓ કદી એવા શૌર્યના કાર્યમાં પ્રવૃત્ત થઈ શકે જ નહીં. આપણે ઘણી વાર બીજાની આપત્તિઓને આપણા ઉપર આરોપી લઈએ છીએ અને પછી આપણા રાગદ્વેષ અનુસાર તેમાંથી પ્રગટતી લાગણી અનુભવીએ છીએ. પણ તેવો આરોપ કરતી વખતે આપણે એક મહત્વની બાજુનો આરોપ કરવો ભૂલી જઈએ છીએ. તે આરોપ, જેની આપત્તિ આપણે આપણામાં આરોપીએ છીએ, તેની આત્મસ્થિતિનો છે. તેવી સ્થિતિના અલક્ષ પૂર્વક કરેલો માત્ર સ્થૂલ આરોપ આપણને ગંભીર ભૂલમાં દોરી જાય છે. અને સત્યના એક અત્યાવશ્યક વિભાગથી આપણને બેનસીબ રાખે છે. વીર પરમાત્માના કષ્ટની કલ્પના કરી, તેમાંથી ઉદ્ભવતા સારરૂપે આપણે તેમની સહિષ્ણુતાની સ્તુતિ કરીએ તે સાથે આપણે તેમની વિરક્તિની અને અગાધ આત્મબળની પણ કલ્પના કરવી વિસરવી જોઈતી નથી. તે સહિષ્ણુતાનું ઉત્પત્તિ સ્થાન વિલોકવું જો આપણે ભૂલી જઈએ તો પ્રભુના ચરિત્રમાંથી આપણા માટે ઉદ્ભવતો અરધો અરધ સાર નિષ્ફળ જવાનો. આત્માના કોઈ ઉત્તમ વર્તનની સ્તુતિ કરવા સાથે તે વર્તન આત્માના કયા અંશમાંથી ઉદ્ભવ્યું તે જો ન અવલોકાય, તો તે સ્થૂળ વર્તન આપણને બહુ લાભપ્રદ થવાનું નહીં. બાહ્ય વર્તનમાં માત્ર આપણને

આશ્ચર્ય વિમુગ્ધ કરવાનું (mystification) બળ છે. પણ તેના પ્રભવ સ્થાનને જાણુવાથી તે આશ્ચર્ય આપાઈ જઈ જે પ્રથમ ક્ષણે અદ્‌ભૂત ભાસ્યું હતું, તે શકય અને બુદ્ધિગમ્ય થતું (rationalization) ભાસે છે. ટુંકામાં, પ્રભુનું અમોઘ ધૈર્ય, સહનશીળતા, સમભાવ, શત્રુ અને મીત્ર પ્રત્યેની સમાન દૃષ્ટિ એ સર્વ તેમના આત્માની વિશુદ્ધિમાંથી પ્રગટ્યું હતું.

દીક્ષા ગ્રહણ કર્યા પછી પ્રભુ એકદા કુર્માર નામના ગામની નજીક આવી પહોંચ્યા. ત્યાં નાસિકાના અગ્ર ભાગ ઉપર નેત્ર આરોપી બે હસ્તને લાંબા કરી સ્થિર મૂર્તિની જેમ કાર્યોત્સર્ગ પૂર્વક ઉભા હતા. તે વખતે કોઈ ગોવાળ પોતાના બળદોને હાંકતો હાંકતો ત્યાં આવ્યો અને ત્યાં પ્રભુની પાસે તે બળદોને રેઢા ચરતા મુકી કાંઈ કામ પ્રસંગે ચાલ્યો ગયો. તેના ગયા પછી પેલા બળદો કયાંઇ ચરતા ચરતા ચાલ્યા ગયા. ગોવાળ પાછો આવી જુએ છે તો બળદો જોયા નહિ. પ્રભુને બળદોની ખબર અંતર વિષે પૂછી જોયું. પણ પ્રતિમાધારી ધ્યાનસ્થ પ્રભુ કયાંથી ઉત્તર આપે? તે બળદોને શોધવા આગળ ચાલ્યો. દરમ્યાન બળદો ચરીને પાછા પ્રભુની પાસે આવી બેસી ગયા. ગોપ પાછો શોધતાં શોધતાં ત્યાંજ આવી ચઢયો અને બળદોને પ્રભુની પાસે બેઠેલા જોઇ વિચાર્યું કે જરૂર આ સાધુએ મારા બળદ ચોરી સંતાડી રાખેલા અને સવારમાં લઈ જવાની ખોટી દાનત રાખેલી. એમ મન સાથે મસલત કરી પ્રભુને મારવા દોડયો: તે વખતે ઇન્દ્રે ઉપયોગ મુકી અવધિજ્ઞાન બળથી પ્રભુની કફોડી સ્થિતિ જોઇ ત્યાં દોડી આવ્યો અને ગોવાળને સમજાવ્યો કે "મુર્ખ! આ તો મહા મુનિ છે. તારા બળદની તેમને કશી જરૂર નથી. તેમણે તો વિપૂલ રાજ્ય લક્ષ્મી ત્યજીને આ અવસ્થા ભજી છે." ગોવાળ ત્યાંથી ચાલ્યો ગયો. તે પછી ઇન્દ્રે પ્રભુને વિનંતી કરી કે "હે નાથ! હજી બાર વર્ષ સુધી આપને ઉપસર્ગોની પરંપરા થવાની છે. જો આપ કૃપા કરી રજા આપો તો તેનું નિવારણ કરવા માટે હું આપની સાથે રહી સેવકનું કાર્ય કરૂં." તે વખતે સમાધી પારીને પ્રભુએ ઇન્દ્રને જે કાંઈ કહ્યું તે તેમની છદ્મસ્તાવસ્થાની અદ્‌ભૂત જ્ઞાનમયતાને સુચવનાર છે. કર્મના મહા નિયમને હસ્તામલકવત્ સમજનાર પ્રભુએ ઉત્તર આપ્યો કે, "તીર્થંકરો પારકાની સહાયની કદી પણ અપેક્ષા રાખતા નથી. અર્હંતો બીજાની મદદથી કેવળજ્ઞાન ઉપાર્જે તેમ કદી બનતું નથી. આત્મા પોતાની જ શકિતથી કેવળજ્ઞાન પામે છે અને મોક્ષ જાય છે."

આત્મકાર્યમાં મહા પુરૂષો પ્રાપ્ત લબ્ધિ કે સિદ્ધિનો પ્રયોગ કરતા નથી. કેમકે નિકાચિત કર્મ ખપાવવાનાં કાર્યમાં તે એકે ઉપયોગી નથી, તેથીજ તેઓ દૈવી કે માનુષી એકે સત્તાનો ઉપયોગ કરવાથી દૂર રહે છે. જેનું દેહાભિમાન સર્વ પ્રકારે નિવૃત્ત થયું છે, અને દેહ સંબંધી શુભાશુભ પરિણામની ધારાનો જેમના પ્રત્યે નિરોધ થયો છે, એવા જ્ઞાની મહાત્માઓ ઉદયમાન શરીર કષ્ટને યથાયોગ્ય પ્રકારે ભોગવી લેવામાં લેશ પણ સંકોચ ધરતા નથી. સામાન્યતઃ કર્મો બે પ્રકારનાં છે. કર્મનો એક પ્રકાર એવો છે કે તે પ્રકાર કેરે

અર્થાત્ શુભ ધ્યાનથી મંત્રાદિપ્રયોગથી, કે સંયમ દ્વારા ભોગવી શકાય છે અને બીજા પ્રકાર જે નિકાચીત છે તે જે પ્રકારે બાંધ્યા હોય તેજ પ્રકારે ભોગવવા યોગ્ય હોય છે. તેનાથી છુટવા માટે જ્ઞાની જનો કદિ ઇચ્છા કરેજ નહિ. શિથિલ કર્મો આત્માના પુરૂષાર્થ ધર્મ વડે નિવૃત્ત થઇ શકે છે પણ બીજા પ્રકારના નિકાચીત કર્મો ભોગવ્યેજ છુટકો થાય એવી નીતિ છે. તેથી જે વેદની યાદિ કર્મો દ્રઢપણે ઉદયમાન હોય તે તથા પ્રકારે વેદી લેવામાં મહા પુરૂષો પોતાની પ્રાપ્ત સિદ્ધિથી કે બીજાની સહાયથી નિરપેક્ષ રહે છે, જેને યથાર્થ જ્ઞાન નથો છતાં પોતાને વિષે તેવી જ્ઞાનીપણાની કલ્પના કરે તેમને પણ નિકાચિત કર્મો તો ભોગવવા જ પડે છે. વીર પ્રભુને તે ભોગવવાની અનિચ્છા હોય એ તેમની તે વખતની જ્ઞાન દશા જોતા બનવું અશક્ય હતું તેથી તેમણે ઇન્દ્ર મહારાજની માગણીનો અસ્વિકાર કર્યો હતો. ભકિત ભાવ વડે પ્રેરાએલા ઇંદ્રને પ્રભુના જે શરીરમાં મોહ હતો, તે શરીર પ્રભુને અકિંચિત્કર હતું. પ્રભુ જાણતા કે કર્મની ફળપ્રદાત્રીસત્તાનો નિરોધ તેરમે ગુણસ્થાનકે વર્તતા મહાયોગીઓથી પણ બનતો નથી તો પછી ઇંદ્રની સહાય શું લેખામાં છે ? આત્માનું વાસ્તવ સામર્થ્ય માત્ર ભોગવી લેવામાં જ છે. જે કારણોને પૂર્વ ભવમાં આત્માએ ગતિમાં મૂક્યા હોય છે તેને યથાયોગ્ય પરિણામ આપતા કોઇ અટકાવી શકે તેમ નથી. અવધિજ્ઞાન વડે પ્રભુ પોતાના પૂર્વકાળના નિકાચિત બંધને, તેના સ્વરૂપને અને તે જે પ્રકારે ભોગવાવું નિર્માણ થયેલું છે તે બધું યથાર્થપણે જાણતા હતા. તેથી તેમણે તે કર્મોને અન્યથા પ્રકારે ભોગવવા પ્રયત્ન કર્યો ન હોતો.

તેમ છતાં એવી કલ્પના કરવી ઉપયુક્ત નથી કે પ્રાણી માત્ર પોત પોતાના કર્મો ભોગવી લે તેમાં કોઇએ ડખલ કરવી નહી. જો તેમ થાય તો અનુકંપા અને દયાના માર્ગનો ઉચ્છેદ થઇ જવાનો ભય રહે છે. અમુક કર્મો શિથિલ કે નિકાચીત છે તે સામાન્ય જીવો જાણતા નથી. કોઇ પ્રાણીને રોગવશ દેખી, અથવા ઉપસર્ગ વડે પીડાતો જોઇ તેને સહાય કરવી એ શાસ્ત્રનો ઉત્સર્ગ અને ધોરી માર્ગ છે. કેમ કે તેમ થવાથી તે પીડિત જીવ અનેક આર્ત રૌદ્ર ધ્યાનથી બચવા પામે છે. અને તેથી અનેક નવા કર્મો ઉપાર્જતો અટકે છે. જોકે તેવી સહાયથી પણ કર્મો નિવૃત થવા યોગ્ય તો નિવૃત થાય છે પરંતુ પીડિત આત્માને તેવી સહાય શાંતિ અને આશ્વાસનનું નિમિત્ત થઇ તેના ઉદયમાન કર્મોની તિવ્રતાને કોઇ અંશે ન્યુન કરવા સમર્થ થાય છે. આત્મા જો તેવી સહાય વિના પ્રભુની પેઠે સમભાવથી રહી શકવા સમર્થ હોય તો પણ દયા માર્ગનો ઉચ્છેદ ન જાય તે માટે પણ તેવી પ્રવૃત્તિ નિત્ય કર્તવ્ય જ છે. જો કે બળવાન આત્માને તેવી મદદની કાંઇજ અપેક્ષા હોતી નથી કર્મ રૂપી અગ્નિને જીતવા માટે પ્રભુએ જે અદ્‌ભુત ચારિત્ર વર્યું હતું તે ચારિત્ર દેશ કે કાળથી નિરપેક્ષપણે ગમે તે આત્માને મોક્ષપદમાં સ્થાપી દેવા સંપૂર્ણ હતું. હિમાદ્રિની પેઠે નિશ્ચલ પરિણામી, સાગર જેવા ગંભિર, સિંહની જેમ નિર્ભય અને મોહરૂપી

સસલાથી અજેય, કુર્મની જેમ ઇંદ્રિઓને ગુપ્ત રાખનાર, પક્ષીની પેઠે મુકત વિહારી સર્વ પ્રકારના સુખ દુઃખમાં સમાન ભાવી, આ લોક કે પરલોકમાં ન્યુનાધીકતા નહિ માનનાર, જળસ્થિત કમળદલની પેઠે સંસારપંકમાં વિહરવા છતાં નિર્લેપ, ગજેંદ્ર જેટલા બળવાન છતાં મેંઢાની માફક અન્યને બાધા નહી કરનાર, અને અસ્ખલ ગતિવાળા તેઓ, સમયે સમયે અનંત પૂર્વબદ્ધ કર્મની નિર્જરા કરતા વિહરતાં હતા.

એકદા ભગવાન શ્વેતંબી નામના નગર ભણી ચાલ્યા જતા હતા. રસ્તામાં વટેમાર્ગુઓએ પ્રભુને ચેતવણી આપી કે તે માર્ગે એક દ્રષ્ટિવિષ સર્પ રહેછે, તેથી પક્ષિસરખાંની પણ ત્યાં ગતિ થઇ શકતી નથી. પ્રભુએ પોતાના જ્ઞાન બળથી જોયું કે તે સર્પ યદ્યપિ ગમે તેવા ઉગ્ર ક્રોધના સ્વભાવવાળો છે છતાં તે સુલભબોધી છે. જીવની કોઇ અનિષ્ટકર પ્રકૃત તીવ્રપણે ઉદયમાન દેખી આપણે તેને સુધારણાના સંભવથી બહાર માની લઇએ છીએ. પણ વાસ્તવમાં તેમ હોવું જોઇએ નહી. ચિત્તનો કોઇ અંશ જ્યારે વિકૃત થાય છે, ત્યારે તેને યોગ્ય ઉપાયથી સુધારી શકાય છે એટલું જ નહી પણ તે અનિષ્ટ અંશનું જેટલું બળ બુરાઇ ભણી હોય છે, તેટલું જ ભલાઇ તરફ પલટાવી શકાય છે. કોઇપણ પ્રકારની બળવાન ચિત્તસ્થિતિ, પછે તે ઇષ્ટ હો કે અનિષ્ટ હો, અત્યંત ઉપયોગી લેખાવા યોગ્ય છે. કેમકે ઉભય એક સરખા સામર્થ્ય સંપન્ન છે. માત્ર તફાવત એટલો જ છે કે એક પ્રકાર વર્તમાન ક્ષણે શુભમાં અને બીજો અશુભમાં યોજાએલ હોય છે. છતાં ત્યાં ઉભયે, શકિતની અને કાર્ય ક્ષમતાની અપેક્ષાએ સરખા લેખાવા યોગ્ય છે. જે શકિતના તે શુભાશુભ પરિણામ છે, તે શકિત તો સર્વદા ઇચ્છવા યોગ્ય છે. કાચા અન્નને સ્વાદિષ્ટ પકવાન રૂપે પકવી આપવામાં અને અનેક ઉપયોગી વસ્તુઓને ભસ્મિભૂત કરવામાં જેમ અગ્નિ એકજ છે, તેમ શુભ કે અશુભમાં કર્તવ્યપરાયણી શકિત આત્માના એકજ અંશમાંથી ઉદ્ભવી હોયછે. માત્ર તેનો ઉપયોગ સવળી દીશા કે અવળી દીશામાં કરવો એટલું જ અવશેષ રહેછે. આપણી વર્તમાન સમજણ ઘણીવાર એવી ભૂલ ભરેલી જોવામાં આવે છે કે તીવ્ર અનિષ્ટ પ્રવૃત્તિને આપણે ઘણીવાર ધિક્કારી કાઢીએ છીએ. પણ સાથે એ જોવું ભૂલી જઇએ છીએ કે જે શકિત એટલું બધું અનિષ્ટ કરી શકવા સમર્થ છે તેજ શકિત ઇષ્ટદિશામાં પણ કાર્યકર થવાની યોગ્યતા ધરાવતી હોય છે. જે ચક્રવર્તી સાતમી નરકમાં જવા જેટલું તીવ્ર કર્મ ઉપાર્જી શકે છે તેજ ચક્રવર્તી જો તે શકિતમાન અંશને ઇષ્ટ કાર્યમાં યોજે તો મોક્ષ પર્યંત પણ મેળવી શકે તેમ છે. વસ્તુતઃ આપણો ધિક્કાર પ્રવૃતિશુન્યતા ભણી હોવો જોઇએ છીએ. જે કાંઇજ શુભાશુભ કરવા સમર્થ નથી, ગળીઆ બળદની જેમ જેનામાં લેશ પણ પાણી નથી, અચેતની પેઠે જે જગતની સત્તાની ઠોકરો ખાધાજ કરેછે, જેની પામરતા, ભોગ, લાલસા, દારિદ્રય, અને પ્રમાદનો અવધિ નથી; એવા જીવોજ કદી વર્તમાન ક્ષણે સુધારણાના સંભવ બહાર ગણાવા જોઇએ; પણ જેનામાં કાંઇક જુસ્સો—પાણી-વિર્ય-શૌર્ય છે તે તો તેના ગમે તે શુભાશુભ પર્યાયમાં ઇચ્છવા યોગ્ય જ છે, કેમકે

તેના અશુભ પર્યાયમાં પણ તે જે દ્રવ્યનું બનેલું છે–તે દ્રવ્ય, શકિત ક્ષયોપશમ ભાવે આત્માને પ્રાપ્ત થયેલી હોય છે અને નિમિત્ત મળતા તે યથેષ્ટ પ્રકારે પરીણમી શકે છે.

પ્રભુ આ વાત સારી રીતે સમજતા હતા. જો તેમ ન હત તો તે માર્ગે થઇને પસાર થવાની તેઓ મુદ્દલ દરકાર કરે જ નહીં. મોટા પુરૂષોની પ્રવૃત્તિ હમેશાં સ્વ-પરને કલ્યાણકારીજ હોય છે. પ્રભુ જાણતા હતા કે કોઇ શકિતની વિકૃત અવસ્થા એ તે જીવની અયોગ્યતાનું લક્ષણ નથી. માત્ર તે વિકારનો પરાભવ કરી તેને સન્માર્ગમાં વાળવાની જ અપેક્ષા છે. જે નદીના જળ પ્રવાહનું બળ આખા નગરોને તાણીજવા સમર્થ છે, તેમાંથી જો વિદ્યુત્ પ્રગટાવવામાં આવે તો તે હજારો મીલોને ચલાવવા જેટલી શક્તિ ( Power ) આપી શકે છે. તેજ પ્રકારે જે દૃષ્ટિવિષ સર્પનો ક્રોધ જવાળા જે ઉડતા પક્ષીને પણ ભસ્મીભૂત કરવા સમર્થ હતી, તેજ જ્વાળાનું પલટણ કરી શાંતિમાં તેનું પરિણમન કરવ માં આવતા, પરમ કલ્યાણ સાધી આપે તેવી હતી. માત્ર તેને ઇષ્ટ કાર્યમાં કેમ પ્રવર્તાવવી એજ વિચિક્ષણતાની અને ધૈર્યની અપેક્ષા રહે છે. પ્રભુએ એ કાય કેવી રીતે સાંગોપાંગ પાર ઉતાર્યું તે અત્યંત મનનીય છે.અને તેજ પદ્ધત્તિનો આશ્રય લઇ આપણે પણ આપણી આસપાસના મનુષ્યોના ઘણા નાના મોટા દોષો સુધારી શકીએ તેમ છે. બીજાના દોષ સુધારવાની આપણી પદ્ધત્તિ ભૂલ ભરેલી છે એટલુંજ કહેવું બસ નથી. ઘણે ભાગે છેકજ વિપરીત હોય છે. શુભના ઇરાદ થી આપણે ઘણીવાર ઉલટા સામા મનુષ્યના દોષનું પ્રમાણ વધારી મુકીએ છીએ. અને આપણા રાગ દ્વેષ આપણે સંયમમાં રાખવા અસમર્થ હોઇ ઉલટું આપણે સામા મનુષ્યનું અહિત કરી બેસીએ છીએ. ઘણીવાર ક્રોધી મનુષ્ય પ્રત્યે આપણે પણ અમુક હદે આવ્યા પછી ક્રોધ દાખવીએ છીએ. તેમ થયે સામાના દોષમાં દ્વિગુણ વૃદ્ધિ થાય છે. તેના ક્રોધ સામે આપણે ક્રોધ મળતાં વિશ્વમાં ક્રોધનું પ્રમાણ આપણે વધારીએ છીએ. જ્યાં પ્રથમ એક ખોબો ધુળ ઉડતી હતી, ત્યાં આપણે પણ બીજો ખોબો ઉરાડીએ છીએ. વસ્તુતઃ સામા મનુષ્યના સ્વભાવથી આપણું વર્તન છેકજ વિરોધી અર્થાત્ તેના ક્રોધ પ્રત્યે આપણે પરમ શાંતિ અને ક્ષમાશીલ હોવું જોઈએ. અને ગમે તેટલી વિકટ કસોટીમાં પણ આપણે આપણો કાબુ ખોવો ન જોઇએ. તેમ થાય તો જ સામાનું હિત થાય છે અને તે પોતાનો અનિષ્ટ સ્વભાવ ત્યજી દઇ આપણા સ્વભાવનો આદર કરે છે. જો તેમ ન થાય તો ઉલટો આપણે તેનો સ્વભાવ વધારે હલકો કરી મૂકીએ છીએ.જેમ અર્ધદગ્ધ વૈદ્ય, રોગીને સાજો કરવા જતાં ઉલટી હાની કરે છે તેમ અસંયમી માનસ વૈદ્ય પણ સામાના દોષો સુધારવાને બદલે ઉલટો તેનામાં પોતાના દોષોનો પાદુર્ભાવ કરતો ચાલે છે.જેઓ અંત સુધી ક્રોધ પ્રત્યે શાંતિમયતા, અભિમાન પ્રત્યે દીનતા, લોભ પ્રત્યે અકિંચનતા, અને મોહ પ્રત્યે વિરક્તિ દાખવી શકે છે તેજ વિશ્વનું યથાર્થ કલ્યાણ કરી શકે છે, અને પોતાના ચારિત્રરૂપ દીવ્ય ઔષધિવડે જગતના ભવ્ય જીવોના આત્મીક વિકારો મટાડી શકે છે. શાંતિ

અને ક્ષમા સાથે અથડાતા ક્રોધનો પરાભવ થાય છે, એ પ્રભુએ પોતાના દૃષ્ટાંતથી જગતને દર્શાવી આપ્યું છે.

વીરપ્રભુ તે ભયંકર સર્પના રાફડા પાસે આવી નાસીકાગ્ર ઉપર નેત્ર સ્થિર કરી કાયોત્સર્ગે ઉભા રહ્યા. થોડીવારે પેલો સર્પ બહાર નીકળ્યો, તેણે વીરપ્રભુને જોઇ એકદમ ક્રોધ પૂર્વક ચિંતવ્યું, કે આ મૃત્યુના ભય વિનાનો મનુષ્ય, શંકુની પેઠે સ્થિર થઇ કેમ ઉભો છે? ચાલ હું તેને મારી વિષ જવાળાવડે ભસ્મ કરી નાંખુ. એમ કરી તે ક્રોધથી ધમધમતો પ્રભુ પાસે આવ્યો. પોતાની ફણાને વિસ્તારતો, વિષાગ્નિને વમતો; ભયંકર ફુત્કારથી દૃષ્ટિ ફેરવતો, તે પ્રભુ પાસે આવી પ્રભુના અંગુઠે ડસ્યો, પણ તેના ઝેરની અસર પ્રભુના એક રોમમાં પણ થઇ નહી, તેમજ કાયોત્સર્ગથી પણ ચ્યુત થયા નહી. તુર્તજ તે ક્રોધની મુર્તિરૂપ સર્પે પ્રભુના સામી દૃષ્ટિ કરી તો તે પવિત્ર વદન ઉપર લેશ પણ પ્રતિક્રોધની છાયા ન્હોતી, તે મુખની પ્રસન્નતામાં જરા પણ ન્યુનતા થઇ ન્હોતી. પ્રભુની મુદ્રા ઉપર અતુલ કાંતિ, સૌમ્ય, માધુર્ય, ક્ષમાશીલતા અંકિત જોઇ તે સ્તબ્ધ થઇ ગયો. આવી નિર્વિકારી મૂર્તિ તેણે પ્રથમ કોઇ કાળે જોઇ ન હતી, પ્રભુની ઉપશાંત રસમયતા તેના હૃદયમાં સંક્રાંત થઇ.

પ્રભુના શાંતિબળથી તેનું ક્રોધબળ પરાભવ પામ્યું. તેની કોપજવાળા ઉપર પ્રભુએ ક્ષમા જળ રેડી તેને બુઝાવી દીધી. તેને સુધારા ઉપર આવતો જોઇ પ્રભુ બોલ્યા કેઃ—"હે ચંડકૌશિક! સમજ! સમજ! મોહ વશ થા નહિ, પૂર્વને સ્મૃતિમાં લાવ અને થયેલી ભૂલને સુધારી કલ્યાણના માર્ગે પ્રવૃત્ત થા." એ શબ્દો પ્રભુ મુખમાંથી સ્રવતાંજ સર્પને પૂર્વ ભવની સ્મૃતિ થઇ. પૂર્વના એક ભવમાં તે એક તપસ્વી મુની હતો અને પોતાના મુનિપણાને ન છાજે એવો ક્રોધ કરી, પાપની આલોયણાની સ્મૃતિ આપનાર એક સાધુને મારવા દોડતા સ્થંભ સાથે અફળાઈ મૃત્યુ પામ્યો હતો. તપની સાથે ઘણીવાર ક્રોધી પ્રકૃતિ જોડાએલી જોવામાં આવે છે, અને તેને કાબુમાં ન રાખી શકનાર કેવી અધોગતિ પામે છે તેનું એક બોધમય ઉદાહરણ ચંડકૌશિક સર્પ પુરૂં પાડે છે. પૂર્વના ક્રોધબળથી તે આ ભવમાં સર્પપણે ઉત્પન્ન થયો હતો. ભવાંતરમાં શુભાશુભ અવતારનો નિર્ણાયક હેતુ શો છે તે પણ આથી સ્પષ્ટ થવા યોગ્ય છે. જે પ્રકૃતિ આત્મામાં બળવાનપણે વર્તતી હોય, તે પ્રકૃતિ જે દેહમાં અમલમાં આવી શકે ત્યાંજ જીવ ઉત્પન્ન થાય છે. કામી મનુષ્ય, ચકલા, કબુતર, કુક્કર કે એવી હલકી કોટી જેમાં તે અધમ વાસના અતિશયપણે અમલમાં આવે ત્યાં જઈ ઉપજે છે. ક્રોધી જીવને પોતાની વાસનાની તૃપ્તિ અર્થે સર્પ, વૃશ્ચિક, વ્યાઘ્ર આદિમાં જન્મવું પડે છે.

જો પ્રભુએ ચંડકૌશિક સર્પના ક્રોધ સામે પોતાનું સામર્થ્ય બતાવવા પ્રયત્ન કર્યો હોત તો તેમ કરી શકવા સમર્થ હતા. પ્રભુએ જે શકિત વડે એક અંગુષ્ટના સહજ દબાણ માત્રથી મેરૂ ગિરને ચલાયમાન કર્યો હતો, તેજ શકિત ચંડકૌશિક જેવા હજારો મહા સર્પોનો પરાભવ કરવા સમર્થ હતી. તેમના વિલાસ માત્રથી તે

સર્પ ભસ્મીભૂત થાય તેમ હતું. પણ પ્રભુએ તે માર્ગ ન લેતાં જે વડે તેનું કલ્યાણ થાય એજ માર્ગ લેવો યોગ્ય ધાર્યો. જેવાની સાથે તેવા થવાથી, તેનું સ્વત્વ તો લુંટાયુંજ છે, પણ ભેગું તેવા થનારનું પણ લુંટાય છે. સર્પે તેના સ્વભાવ પ્રમાણે પ્રવૃતિ કરી, પ્રભુએ પોતાના પ્રભુત્વને છાજતી પ્રવૃતિ કરી તેના ઉપર પોતાના ઉપશમ રસનું સિંચન કરી તેને ઠેકાણે આણ્યો. ત્યારથી તે સર્પે પોતાનો હિંસક સ્વભાવ છોડી દઇ, પશ્ચાત્તાપમય જીવન ગાળવા માંડ્યું. પોતાની આ દુઃખમય સ્થિતિમાં શું હેતુભૂત હતું તે તેને સમજાયાથી તેણે પોતાનો ભૂતકાળનો સ્વભાવ ત્યજી દીધો. તેણે જેટલી ઉગ્રતાથી પૂર્વે ક્રોધ સેવ્યો હતો તેટલીજ ઉગ્રતાથી ક્ષમા અને શાંતિ સેવવા માંડી, રસ્તે જનાર ચાલનારને કશી પણ બાધા કરવી ત્યજી દીધી. લોકો તેના શરીરને અડકે તો પણ તેણે હલવા ચલવા ન માંડ્યું. આહાર પણ ત્યજી દીધો. કીડીઓએ તેના કલેવરને વીંટી લીધું અને અમીત વેદના કરવા લાગી. છતાં તેણે જે વિર્ય પૂર્વે અનર્થ કરવામાં સ્ફુરાવ્યું હતું તેજ વિર્ય હવે પરમ અર્થ માટે સ્ફુરાવવાનો નિશ્ચય કરેલો હોવાથી કીડીઓ દબાય તેવા ભયથી શરીર હેરવવું ફેરવવું પણ છોડી દીધું. આખરે કાળક્રમે કરૂણાના પરિણામ વાળો થયેલો તે સર્પનો જીવ-દેહ છોડી સહસ્ત્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

આ કાળે પણ અનેક મહાજનોની પાસે, તેમના શાંતિબળથી, હિંસક જીવોએ પોતાની હિંસક વૃત્તિ છોડી દીધાના દૃષ્ટાંતો બને છે. સ્વામી રામતીર્થ ઘણીવાર સર્પ વિગેરે ઝેરી જંતુઓના સહવાસમાં દિવસોના દિવસો નિર્ગમતા હતા છતાં પ્રાણીઓ તેમને કશી પણ ઇજા કરી શકતા ન હતા. પ્રેમના બદલામાં કોઇ ધિક્કાર આપી શકે એ આ વિશ્વની સનાતન યોજનામાં બની શકે તેમ નથી. માત્ર તે વિકટ કસોટીમાંથી પસાર થવા જેટલી મનુષ્યોમાં ધૃતિ, ક્ષમા અને સાહસ નથી. જે એક પ્રસંગે એક મનુષ્ય વડે બની શકયું હતું તે સર્વ પ્રસંગે સર્વ મનુષ્યો વડે બની શકવા યોગ્ય છે. Exception proves the rule અપવાદ એજ નિયમને પુરવાર કરે છે.

# વીરનારી.

## ( એક ટુંકી વાર્તા. )

( લે. પુરૂષોતમ સખારામ ફાટક )

અર્ગલની રાણી એટલે રજપૂત વીરવર ગૌતમની ધર્મપત્ની. આ રાણીનો વૃત્તાંત જોઇએ તેવો ઉપલબ્ધ નથી, એ મોટી દીલગીરીની વાત છે. તથાપિ આ પુણ્યશીલ રાણીએ જે વીરનારીને ઉચિત એવું કાર્ય કર્યું છે તેથી રાજસ્થાનના ઇતિહાસમાં શુક્રના તારા પ્રમાણે તેનું દિવ્ય તેજ હંમેશાં દ્રશ્યમાન થાય છે.

ઇસવીસન ૧૨૫૦ના સાલની વાત છે. તે સમયે દિલ્હીના બાદશાહી તખ્ત

ઉપર નસીરઉદ્દીન નામક બાદશાહ પોતાનો અમલ ચલાવતો હતો. નાના નાના ઘણાક માંડલિક રાજાઓ તેને ખંડણી રૂપે નજરાણું દેતા હતા. એક નરવીર રાજા ગૌતમ માત્ર દિલ્હીશ્વરને આધીન થયો નહોતો. તેને ખંડણી આપવાને પણ કબુલ નહોતો.

આ તેના અઘોર કૃત્યનું યોગ્ય પ્રાયશ્ચિત દઇને અપમાનનું વેર લેવા માટે બાદશાહે અયોધ્યાના સુબાને તેને પરાભવ કરવા મોકલ્યો. ઉભય સૈન્યનું ભયંકર યુદ્ધ થયું. રાજા ગૌતમ વિજયી થયો. આ આનંદ પ્રસંગના સ્મારક તરીકે તેણે પોતાની સેનાને તેમજ પ્રજાજનને મોટી મેજબાની આપી અને કેટલાક દિવસ સુધી રાજ્યમાં આનંદોત્સવ કર્યો. એક દિવસ રાણીએ ઉદ્યાનમાં જવાનો નિશ્ચય કર્યો. મુખ્ય મુખ્ય પરિચારિકાને સાથે લઇ ઉદ્યાનવાટિકામાં તેણીએ પ્રવેશ કર્યો. નિશાપતિ ચંદ્રમા હમણાજ પોતાનું શાંતિદાયક સામ્રાજ્ય ખુલ્લું કરતો હતો. શીતલ વાયુ લહરી પણ યથેચ્છપણે વહેતી હતી. સર્વસંગ પરિત્યાગી મનુષ્ય પણ આ વખતે ઉત્સાહી થઇ શકે તેમ હતું. આવા આનંદમય પ્રસંગે રાણીની દૃષ્ટિ, ઉપરન્તનભઃ પટલ તરફ ગઇ. તેણીને શુકલપક્ષમાંના પ્રતિપદના ચંદ્રમાની બહાર ડોકીયા કરતી રેષા દૃગ્ગોચર થઇ. તે જોતાંજ તે રાણીના પ્રફુલ્લ વદનકમલની મનોહર કાંતિ નિસ્તેજ કમલની જેવી જણાવા લાગી. કારણકે આ 'વણતનું' ચંદ્રદર્શન આર્ય મહિલાઓ નિષિદ્ધ સમજતી હતી, તેમજ તેને મોટો દોષ ગણવામાં આવતો, તેને તેઓ અપશુકન લેખતા હતા. આનો પરિહાર થવાને માટે પતિતપાવની ગંગા નદીમાં સ્નાન એજ પ્રાયશ્ચિત્ત હતું. હવે કેમ કરવું ? ગંગા તો અહીંથી ઘણીજ છેટી છે. આવો વિચાર તે મહિલા સમાજમાં થાય છે તે દરમીયાન સર્વના અભિપ્રાયાનુસાર ગંગાસ્નાન માટે જવાનું ઠર્યું. રાતોરાત બકસર ઘાટ પર જઇ સ્નાન કરી, પ્રભાત થાય તે પૂર્વે પાછા આવતા રહેવું એવા વિચારથી રાણીસહ બધાંએ માર્ગક્રમણ શરૂ કર્યું. આ તરફ રાજાને પણ આ હકીકતની ખબર આપી નહીં. આખી રાત ચાલ્યા પછી લગભગ સૂર્યોદય વખતે આ પથિક સમૂહ ગંગા કિનારે દાખલ થયો.

રાણી ઘણી જ સુંદર હતી. ખુદ બ્રહ્મદેવે સર્વ સૌન્દર્ય એકઠું કરી પોતાના હાથથી તે દિવ્ય મૂર્તિ નિર્માણ કરી હતી એમ કહીએ તો પણ ચાલે. હજારો સ્ત્રિયોમાં તેના સાહચર્યને શોભતી સ્ત્રી મળી હોત કે નહિ તેની શંકાજ હતી. તેની તે 'સુકુમાર દેહ યષ્ટિ' જોઇ સ્ત્રિયો પણ આશ્ચર્ય ચકિત થતી. આવા રમણી રત્નને જોવામાટે સ્ત્રી સમુહનું અને દક્ષિણા માટે દોડનારા ભિક્ષુક ગણનું એક મોટું સંમેલન થઇ રહ્યું હતું. જોત જોતામાં તે વાતો ત્યાંના સુબાના કાને પડી. ગૌતમે પરાભૂત કરેલો સુબો આ સમયે બકસરમાંજ હતો, તેણે તે ગૌતમ પત્ની જ છે કે કોઇ અન્ય સ્ત્રી છે તે જોવાને ૨૨ કન્યાને તેની તરફ મોકલી. જો તે રાજા ગૌતમનીજ પત્ની હોય તો ઘર સુધી ચાલી આવી છે, તેને કેદ કરી તેનો યોગ્ય બદલો લેવો જોઇએ; એવો

તે સુબાએ દ્રઢ નિશ્ચય કર્યો અને તે આનંદ સમુદ્રમાં તરવા લાગ્યો.

રાણી સ્નાન કરી પાછી જવા ઉપડી છે, તેવામાં સુબાનું કારસ્થાન તે જાણી ગઇ. કોમલ દેહધારીણી રજપુત સુંદરી ક્રોધથી અંગારા જેવી રાતી ચોળ થઇ! તે એક ઉચ્ચ એવા નિર્ભય સ્થાનપર ઊભી રહી અને પોતાને પકડવા આવેલા લોકોને ઉદ્દેશીને ધિક્કારયુકત શબ્દોથી કહેવા લાગી " અહો! શૌર્યશાલી અર્ગલાધિપતી પાસે પરાજીત થઇ નાશી જનારા બાયલાઓ? હવે સ્રીઓ સાથે યુદ્ધ કરવા ધારો છો કે? ધિક્કાર છે તમારા જીવિતને. આવું લજ્જાસ્પદ કામ કરવા કરતાં પ્રાણ ત્યાગ કેમ કરતા નથી? તમને અને તમારી વીરતાને ધિક્કાર છે. પરમ પ્રતાપી રાજા ગૌતમની હું ધર્મપત્ની છું. વીરનારી છું. મારો પતિ અદ્યપિ કોઇ પણ સ્થળે પરાજીત થયો નથી અને ભવિષ્યમાં થશે પણ નહિ, તથાપિ હું માત્ર તમારા પાસમાં સપડાઇ છું, તો પણ નક્કી જાણજો કે આ વીરપત્નિ તમારા હાથમાં આવશે નહિ અથવા તો અહીંથી બીને નાશી જશે નહિ. હું મારા પાતિવ્રત્ય માટે પ્રાણ ત્યાગ કરવા ઉત્સુક છું, પરંતુ આ શસ્ત્ર હું હાથમાં લઉં તે પહેલાં હું એટલુંજ જોઉં છું કે આ સ્થળે કોઇ રજપુતવીર હશે તો આ નિર્વાણીના પ્રસંગમાં પ્રગટ થઇને આર્યનારીની લજ્જાનું રક્ષણ કરશે અને પરમાત્મા તેને તેમ કરવાને પ્રોત્સાહન દેશે "

તે વખતનું રાણીનું, તે મહા ભયાનક કાત્યાયની સ્વરૂપ દર્શનીય હતું. તેનું તે વીરોચિત ભાષણ પુરૂં થાય તે પૂર્વે તો એકદમ હરહર શબ્દથી નભો મંડળ વ્યાપી ગયું. ભયંકર લડાઇ ચાલુ થઇ. અલ્પાવકાશમાં જ આ વાર્તા રાજા ગૌતમે જાણી. તે પોતાના સામંત વીર સાથે લઇ ત્યાં દોડી આવ્યો અને શત્રુનો પૂર્ણ પરાભવ કર્યો.

રાણીનું સંરક્ષણ કરનાર તે વખતે ત્યાં બે વીર હતા. એકનું નામ અભયચંદ અને બીજાનું નામ નિર્ભયચંદ આ વીરોએજ ત્યાં યુદ્ધારંભ કર્યો હતો. તે યુદ્ધમાં નિર્ભયચંદ માત્ર માર્યો ગયો. અભયચંદને રાજારાણીએ મોટા ગૌરવથી પોતાના શહેરમાં લાવી તેને પોતાની પ્રિય કન્યા અર્પણ કરી મોટી જાગીર આપી, અને તેને એક કિશોર રાજા બનાવ્યો. લગ્નોત્સવની ધામધુમ કેટલાક દિવસ શરૂ રહી. અયોધ્યાનો સુબો આવી રીતે પુનઃપરાજીત થવાથી દિલ્હીશ્વરે તેને હલકી નોકરી પર નીમ્યો અને લોકો પણ તેની નિંદા કરવા લાગ્યા.

તેજ પ્રમાણે નિર્ભયચંદ અને અભયચંદની બહાદુરી વિષે રચવામાં આવેલાં વીરતાદ્યોતક પદ્યો હાલ અહોનિશ ભાટલોકો ગાય છે. અને ધૈર્યશાલિની ગૌતમ પત્નીનો સુંદર કથા મહત્ પ્રેમથી કહે છે. ધન્ય છે તે વીર પત્નીને કે જેને લીધે અબલા ને સબલા કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો!



# કર્મવીર નેપોલીયનના સમાધિસ્થાન દર્શન વખતની ભાવનાઓ.

વિખ્યાત ફ્રેંચવીર નેપોલીયન બોના-પાર્ટનું સમાધિ સ્થાન—કે જ્યાં તે કર્મવી-રની દેહભસ્મ ચિરવિશ્રામ લે છે—તે સ્થાન ઉપર સુંદર સ્વર્ણમંડિત, આડંબરયુકત, દેવદેવીના મંદીર જેવું, એક સમાધિમં-દીર ઉભું કરવામાં આવ્યું છે. આ કબરની પાસે ઉભા રહી એક ફ્રેંચ સાક્ષર નીચે પ્રમાણે ઉદ્ગારો કહાડી ગયો છેઃ—

"આજ એ મહાપુરૂષનું જીવનચરિત્ર સ્પષ્ટપણે મારા મનમાં જાગૃત થઇ આવે છે! હું અત્યારે મારા માનસ નેત્રોવડે તેને સીન નદીના કિનારા ઉપર ફરતો અને આત્મહત્યા સંબંધે વિચાર કરતો, તુલોનાના રાજ માર્ગ ઉપર વિ-દ્રોહીઓને દબાવી દેતો, સૈન્યદલના એક નેતારૂપે ઇટાલીમાંથી અગ્રસર થતો, મિ-સરદેશના પિરામિડની શીતળ છાંયામાં વિશ્રામ લેતો, અને આલ્પ્સ પર્વતની પા-સેના દેશો ઉપર વિજય મેળવતો પ્રત્યક્ષ જોઇ શકું છું! રૂશીયાના રાજ્યમાં શીત કાળના શુષ્ક તથા ખરી પડતા પાંદડાઓ ની માફક બરફ અને તોફાનમાં તેના વિ-પુલ સૈન્યને ટપોટપ જમીનદોસ્ત થતું પણ હું નજરો નજર જોઇ શકું છું? લી-પઝીગમાં પરાજય પામતો, અને પારીસ-માંથી પાછો ભાગતો તથા એક જંગલી પ-શુની માફક પીંજરામાં બંધ થતો, તેમજ પાછો પોતાની પ્રતિભાના બળથી આખા સામ્રાજ્યનો અધિકાર મેળવતો હું તેને બરાબર જોઇ શકું છું! વોટર્લુના ભીષણ યુદ્ધક્ષેત્રમાં દેવ દુર્ઘટનાવશ પરાભવ પામતી, તથા સેંટહેલીનાના ટાપુમાં એક કેદી તરીકે ગમગીન ભાવે સમુદ્ર તરફ દૃષ્ટિ નાંખતી તે વીર નેપોલીયનની મૂર્ત્તિ અત્યારે મારી સમક્ષ સાક્ષાતરૂપે જાણે ખડી થઇ આવે છે! તેણે કેટલા બાળકો—બાળીકા-ઓને પિતૃહિન તથા નિરાશ્રિત કરી નાંખ્યા છે? કેટલી રમણીઓને વિધવા બ-નાવી મુકી છે? તથા એક માત્ર વિજયોલ્લાસ-ની લાલસાથી કેટલા મનુષ્યોને આંખમાંથી ચોધાર આંસુ વરસાવતા કરી મૂક્યા છે, તે સર્વ દેખાવો ભયંકરરૂપે મારી નજર આગળ આજે તરી આવે છે! જે એક રમણી તેને પોતાના હૃદયના ખરા પ્રેમથી ચાહતી તેને, એક માત્ર વિજયલાલસાની ખાતર તરછોડી કાઢતો નેપોલીયન મારી આગળ જાણે જીવતો—જાગતો ઉભો રહ્યો છે! આ બધા પ્રસંગો વિષે વિચાર કરૂં છું, ત્યારે મને એમ લાગી આવે છે કે અસીમ ક્ષમતાશાલી રકતપિપાસુ સમ્રાટ નેપોલીયન થવા કરતાં એક દરિદ્ર ખેડુત તરીકેનું જીવન કોઇ રીતે ઓછું સુખમય કે ઇચ્છવા જોગ નથી! એક પર્ણકુટીમાં રહીને જીવનનું જે કલ્યાણ સાધી શકાય છે અને પ્રકૃતિનાં પ્રેમચુંબનમાં જે શાંતિ મેળવી શકાય છે, તેવી શાંતિ કે કલ્યાણની આશા આવા ઉગ્ર જીવનમાં રાખવી તદન નિષ્ફળ છે! મને તો મારી ઝુપડીમાં, પ-તિપ્રાણા સાધ્વીના સહ જીવનમાં જે શાંતિ-સંતોષ મળે છે, તે શાંતિના બદલે ખુના મ-રકીથી મેળવેલી મહોલાતો અને વિશાળ રાજ્યો મળતા હોય તો પણ હું તેને તૃ-ણવત્ ગણી તિરસ્કારી કાઢું. માટીથી નિર્મા-એલો દેહ માટીમાં મળી જાય ને પછી મને કોઇ યાદ કરે કે ન કરે તેની લેશ પણ પરવા રાખતો નથી!"

# જોઇએ છીએ.



આ માસિકમાં પ્રમાણીક ધંધાદારીઓની જાહેરખબરો લેવાનું વ્યવસ્થાપકોએ ઠરાવ્યું છે. આશા છે કે, જાહેરખબર આપનારાઓ આ તકનો લાભ લેવાની ઉતાવળ કરશો, "આનંદ" પત્ર જૈન પ્રજામાં તથા જૈન સિવાયની કેળવાએલી પ્રજામાં બહુ હોંશથી વંચાય છે.

જાહેરખબર મેળવી આપનારા એજંટોએ નીચેને શીરનામે લખવું. જાહેરખબરના ભાવો બીજા પૃષ્ટ ઉપર જોવામાં આવશે.

મેનેજર—આનંદ.

મઢડા (કાઠિયાવાડ)





## નિદ્રામાં સૂતેલું બાળક.

બાળકની આંખોમાં આવી લેતી જે નિદ્રા વિશ્રામ,
નથી જાણતું ક્યાં છે જગમાં તે દેવીનું પાવન ધામ;
નિર્જન વન એવું હોયે જ્યાં રહેતો હોય ખદ્યોત પ્રકાશ,
કોઇ પુષ્પની બે કળીઓમાં હોઇ શકે છે તેનો વાસ.

બાળકના હોઠો પર આવી હાસ્ય કરે છે જે વિશ્રામ,
નથી જાણતું જગમાં કોઇ ક્યાં છે તેનું ઉદ્દ્ભવ ધામ;
બાળ શશીની કીરણો થઈ'તી શરત્ મેઘમાં જે તલ્લીન,
ત્યાં ત્યારે સૌથી પહેલાંયે પ્રકટ્યું છે તે હાસ્ય નવીન.

નિજ સ્થાનેથી નીચે ઉતરી નિદ્રા જગમાં ઘુમે છે,
(અને) બાળહાસ્યમાં મુગ્ધ બનીને સુંદર હોઠો ચુંબે છે.

શ્રી રવીંદ્રનાથ.

# આનંદ.

પુસ્તક ૧૨ મું. સંવત ૧૯૭૦ ફાલ્ગુન, ચૈત્ર અંક ૫-૬ ઠો.

## શ્રી મહાવીર પ્રભુના જીવનમાંથી ઉદ્ભવતો સાર.

૪

પોતાના ચરણન્યાસ વડે પૃથ્વીને પવિત્ર કરતા એક સમયે વીરપ્રભુ રાજગૃહી નગરીમાં આવી પોહચ્યા, ત્યાં તેમને ગોશાળા નામનો એક મનુષ્ય શિષ્ય થવાની ઇચ્છાથી મળ્યો. પ્રભુ તે વખતે પોતાને કોઇના પણ ગુરૂ તરીકે સ્વીકારવા ના પાડતા હતા. જ્યાં સુધી મનુષ્ય પોતાનુ સર્વોત્કૃષ્ટ કલ્યાણ સાધી શકયો નથી ત્યાં સુધી તેના વડે અન્યનું કાંઈજ દારિદ્રય ફીટી શકતું નથી એમ પ્રભુ સમ્યગ પ્રકારે જાણતા હોવાથી ગોશાળાની યાચનાના પ્રત્યુત્તરમાં તેમણે મૌનજ દાખવ્યું. છતાં ગોશાળો પ્રભુનો સહવાસ છોડતો નહોતો. તે પોતાની મેળે મહાવીરમાં ગુરૂ બુદ્ધિ સ્થાપી ભિક્ષા વડે પ્રાણવૃતિ કરતો હતો. સત્યની તેને કાંઇક જીજ્ઞાસા હતી. આત્મ શક્તિના વિકાસ માટે યોગ્ય પુરૂષાર્થ કરવા તે તત્પર હતો છતાં કમનસીબે જે કાળે પ્રભુ ઉપદેશ કાર્યથી વિમુખ હતા તે અવસરે ગોશાળો મહાવીરના સમંધમાં આવવાથી તેણે જે બોધ પ્રભુ પાસેથી પોતાની મનોકલ્પનાએ ગ્રહણ કર્યો હતો તે તદ્દન એક તરફી અને અનીષ્ટકર નિવડયો. પોતાની મતિ કલ્પના અને અનુમાન વડે જે કાંઇ ગ્રહણ કરવામાં આવે છે તે કેટલીક વાર કેવું અહિતકર થઇ પડે છે તેનું ગોશાળો એ યોગ્ય દૃષ્ટાંત છે. તે ઘણીવાર પ્રભુને ભાવિમાં બનવાનાં પ્રસંગો સંબંધે પુછતો અને પ્રભુ તેનો જે ઉત્તર આપતા તેજ પ્રમાણે બનતુ હોવાથી તેણે નિશ્ચય બાંધ્યો કે જે કાંઇ બનવા યોગ્ય છે તેમાં મનુષ્યના પ્રયત્નથી કોઇ કાળે અન્યથા થઇ શકતું નથી. આ "નિયતિવાદ" તેના હૃદયમાં અનેક કારણોથી એવો દૃઢપણે ઠસી ગયો હતો કે તે તેના જીવન પર્યંત ખસ્યો નહી અને પાછળથી પણ એજ કારણથી તે જૈન ધર્મથી વિમુખ થઇ પોતાના સ્વચ્છંદને વિસ્તારવા લાગ્યો. આ મતભેદના કારણોથી આપણા ઘણાંક જૈન ગ્રંથકારોએ ગોશાળાને અત્યંત અસહિષ્ણુપણે નિંદાસ્વરૂપમાં દર્શાવવા પ્રયત્ન કર્યો છે, છતાં એટલું કહેવું

દીક્ષા ગ્રહણ કર્યાં પ્રભુને આઠ વર્ષ પૂર્ણ થયાં. આઠમું ચાતુર્માસ રાજગ્રહી નગરીમાં પૂર્ણ કર્યા પછી પોતાની પરિચીત ભૂમિ ત્યજીને, મિત્રો, સ્નેહીજનો અને નિત્યની ઓળખાણવાળા મનુષ્યોના સંસર્ગ વિનાના પ્રદેશમાં વિચરવું તેમણે યોગ્ય વિચાર્યું. અત્યાર સુધી પ્રભુ જે જે સ્થાનોમાં વિચર્યા હતા તે બધો પ્રદેશ ઉત્તમ આચાર વિચારના સજ્જનો વડે વસાયેલો હતો. અને પોતે એક રાજપુત્ર હોવાથી તેમજ જે વયે એક પામરમાં પામર મનુષ્યોને પણ ઇન્દ્રિય વિલાસનો સ્વાદ મધુર લાગે છે તે વયમાં તેમણે સંસાર ત્યાગનું ભિષણ વ્રત અંગીકાર કરવાથી તેમની કીર્તિની સુવાસ વસંતના અનીલની માફક ચોદીશ વિસ્તરેલી હતી. તે કાળ સુધીમાં પ્રભુ જે જે સ્થાનોમાં વિચર્યા હતા ત્યાં ત્યાં લગભગ તમામ સ્થળે તેમનું યોગ્ય સન્માન અને આદર સત્કાર થતો હતો એમ આપણા જૈનગ્રંથકારો એમ જણાવે છે. પ્રભુએ એમ ચિંતવ્યું કે હજી મારે ઘણું કર્મ નિર્જરવાનું છે અને નિર્દય લોકો દ્વારા શરીર કષ્ટ અનુભવ્યા વિના તે કર્મની નિર્જરા થશે નહિ, તેથી તેમણે અનાર્ય ભુમિમાં વિચરવાનો નિશ્ચય કર્યો. પ્રભુના અંતઃકરણમાં તે સમયે શું ભાવ હશે તે તો કોઇથી કહી શકાય તેમ નથી. પરંતુ એટલું તો નિશ્ચિત છે કે તેમના આદર્શભૂત જીવનના આ પ્રસંગમાંથી આપણે માટે એક ઉત્તમ શિક્ષણ ઉપલબ્ધ થાય છે. પ્રભુની આત્મ અવસ્થા તો તે કાળે એવા પ્રકારની હતી કે અત્ર તત્ર અને સર્વત્ર તેમનું ચિત્ત સમાધાન મય જ હતું. તેમની તમામ ચર્યા ઉદયાધીન અને આત્મ પ્રતિબંધ રહીત હતી. આર્ય કે અનાર્ય ઉભય ક્ષેત્રોમાં તેમને મન એક સરખાપણું હતું. તેમના ઉપર કોઇ સન્માનના પુષ્પ ચઢાવે કે અપમાનનો કીચડ ફેંકે તોપણ ઉભય આચરણમાં તેમને મન લેશ પણ ન્યૂનાધિકય નહોતું. છતાં પ્રભુ પોતાના પરિચીત પ્રદેશને છોડી અજ્ઞાત સ્થાનોમાં ગતિ કરવા ઉદ્યુક્ત થયા તે માત્ર જગતને દ્રષ્ટાંતમયતા પુરી પાડવા માટે જ હતું. પોતે આઠ વર્ષ સુધી દિક્ષિત અવસ્થામાં જે લોક સન્માન પામ્યા હતા તેથી સામાન્ય અતઃકરણને સુલભ એવી અભિમાનની લેશ પણ ભાવના તેમના હૃદયમાં પ્રગટવા પામી નહોતી, કેમકે પ્રભુ તો તે બાલભૂમિકાને ઘણા કાળથી ઉલંઘી ગયા હતા. પરંતુ પોતાનો ભાવી અનુયાયી દિક્ષીત વર્ગ પ્રભુનું દ્રષ્ટાંત અનુસરી, જ્યાં માત્ર સન્માન અને પરિચિત સંયોગોની પ્રાપ્તિ હોય ત્યાં જ પડયા ન રહે તેટલા માટે અને દિક્ષીતોની વિચરણ ક્રીયા સબંધી એક સબળ ઉદાહરણ પુરૂ પાડવા માટે તેઓ આર્ય અને સભ્ય સમાજના નિવાસની હદ ઓળંગી જ્યાં અધમ અને નિકૃષ્ટ પ્રકૃતિના લોકો વસતા હતા ત્યાં પધાર્યા. સંસારનો સંબંધ છોડયા પછી મોહના પ્રબળ નિમિતોમાં વસવું એ કરતાં સંસાર તજ્યાનો બાહ્ય પરિવેષ ધારણ કરી પોતાના અને પરના આત્માને પ્રવંચનામાં ન નાખવો એ અધિક ઉચિત ગણાવા યોગ્ય છે. જગતની પ્રસંશા એ એક એવો પ્રબળ વેગવાળો પ્રવાહ છે કે તેના પૂરમાં ચઢયા પછી બુદ્ધિમાનોને

પણ પોતાની ખરી અવસ્થાનું ભાન વિલુપ્ત થાય છે. બાહ્ય પરિવેષથી અનુરંજન થયેલ સમાજ તેનામાં જે ગુણ ન હોય તેનું પણ આરોપણ કરતો ચાલે છે. અને તે મુગ્ધ મનુષ્ય ઘણીવાર તે આરોપના ચળકાટથી અંજાઇ જઇ તેનો પોતામાં અજ્ઞાતપણે સ્વીકાર પણ કરી બેસે છે. આથી જગતમાં એક મહાન પ્રતારણાનું તત્વ દાખલ થઇ ગયું છે. અકૃતથી રક્ષણ કરવું એ એ એક સુકર અને સુખ સાધ્ય વિષય છે, પરંતુ પ્રસંશાથી બચવુ એ અત્યંત દુષ્કર અને વિષમ છે. અભિમાનને દાખલ થવાના દ્વાર આત્માના પ્રદેશે પ્રદેશે રહેલા છે, અને જ્યારે તે ત્યાં ભરાઇ જવા પામે છે ત્યારે આત્માને શરીરમાં વાયુ ભરાઇ જવાથી થાય છે, તેવો એક જાતનો સંધીવા થય છે. પછી તેનાથી આગળ ગતિ થતી નથી. આસપાસના વર્ગની સ્તુતીરૂપી વજનદાર તોક તેના ગળામાંથી પછી ભાગ્યેજ નિકળવા પામે છે, અને આખરે કેટલી બુરાઇની હદે તે આત્મા ઘસડાય છે તે પણ નિશ્ચિત થઇ શકતું નથી. ખાસ કરીને આ કાળે આ તાત્વિક મર્મનો લોપ થયેલો જોવામાં આવે છે. આક્ષેપ કરવાનો હેતુ નથી અને તેમ કરવા અમને અધિકાર પણ નથી, પરંતુ એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે પ્રભુનું અનાર્ય ભૂમિનુ વિચરણ એ હાલના માત્ર પરિચિત ક્ષેત્રમાં વિચરતા મુનિઓ માટે બહુ સાર ગ્રહણ કરવા યોગ્ય છે. અનાર્ય ક્ષેત્રમાં જવા વડે ખરી રીતે પ્રભુ ઉપસર્ગના પ્રદેશમાં ગયા નહોતા પણ સન્માન, સ્તુતિ અને સત્કારના અનુકુળ ઉપસર્ગથી બચ્યા હતા. પોતા પ્રત્યે થતું પ્રતિકુળ આચરણ એ માત્ર એકજ ઉપસર્ગ નથી, પરંતુ જેના પરિણામે આત્મા સંસારમાં ઉંડો સરી જાય તેજ ખરો ઉપસર્ગ છે. અને બાળ હૃદય માટે સ્તુતિજન્ય અભિમાન જેવું બીજું એકે અનિષ્ઠ નથી. આ વાત જરૂર પ્રભુના હૃદયમાં હોવી જોઇએ નહીંતર પોતાના એ વર્ત્તનથી જગતને કયો બોધ પુરો પાડવો તેમને ઇષ્ટ હોય? તીર્થંકરના જીવનનો એક પણ બનાવ નિર્હેતુક હોતો નથી. તેના એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ વ્યતિકરમાં પણ કાંઇક ઉંડો મર્મ રહેલો હોય છે. અને પ્રભુના અનાર્ય ક્ષેત્રમાં વિહરવા રૂપ વર્ત્તનમાંથી ઉપર જણાવ્યા શિવાય અન્ય એકે બોધક ધ્વનિ નીકળતો ન હોવાથી એજ બોધામૃતનું પાન કરાવવા પ્રભુનો આશય હોય એમ સ્વીકાર્યા વિના ચાલતું નથી. પરિચીત અને સ્તોતૃ વર્ગના સંકીર્ણ પ્રદેશની સીમાના આવરણને ભેદી આપણો મુનિ સમુદાય પ્રભુના આ આશયને કયારે સફળ કરશે?

જે કાળે આઠમુ ચાતુર્માસ પૂર્ણ કરી પ્રભુ મ્લેચ્છો અથવા અનાર્ય ભૂમીમાં વિચર્યા તે કાળે આર્ય અને અનાર્યનો ભેદ માત્ર આચરણ અને સભ્યતાના ધોરણ ઉપર હતો. આર્ય અને અનાર્ય એવા જે વિશિષ્ટ વર્ગ વૈદીક યુગમાં પ્રવર્તતા હતા તે મહાભારતની લડાઇ પછી લગભગ લુપ્ત થઇ માત્ર નામાવશેષ જ રૂપે રહેવા પામ્યા હતા. આર્ય અને અનાર્ય એ ઉભયના વિરોધી તરીકે તે કાળે એક નવો "મ્લેચ્છ" એવો શબ્દ વ્યવહારમાં

આવ્યો હતો. જાતિ અને વર્ણ જન્ય ભેદ ગૌણ થતાં ગુણ અને સંસ્કારથી ઉપસ્થીત થતી ભિન્નતા આગળ આવી હતી, અને વર્ગ જન્ય અભિમાન તુટી જઇ ગુણ એ ઉચ્ચતાનું પ્રમાણ મનાતુ થયું હતુ. જો કે તે કાળના બ્રાહ્મણો જાતિ અને વર્ગ જન્ય વિશિષ્ટતા સાચવી રાખવા મથતા હતા છતાં કૃષ્ણ અને પાંડવો જેવા ઉદાર દૃષ્ટી વાળા પુરૂષોના પ્રતાપથી તેવી સંકીર્ણ ભાવનાને ઘણા કાળ સુધી દબાઇ રહેવું પડયું હતું; અને જ્યારે જ્યારે બ્રાહ્મણોના સ્થિતિ સંરક્ષક વલણો (orthodox Tendencies) જોરમાં આવતા ત્યારે વાર્ગીક ભેદને આગળ પડતો કરવા તેઓ ચુકતા નહી, ...ાં મનુસ્મૃતિકાર જેવા રૂઢી સંરક્ષકને પણ ...ર્ય અનાર્યના કુત્રીમ ભેદ ઉપર ઢાંક ...છોડો કરનાર વચનો * લખવા પડયા એ એજ સિદ્ધ કરે છે કે જાતિ અને વર્ગ જન્ય ભેદ તરફ જન મંડળની ભાવના મંદ થતી જતી હતી... ...ના લક્ષણ ઉતમ હોય તે આર્ય, પછી ભલે વાર્ગીક દૃષ્ટિએથી તે ગમે તે હો, અને હીન સંસ્કાર-યુક્ત મનુષ્યો "મ્લેચ્છ" શબ્દથી સંબોધાતા હતા. અનાર્ય શબ્દ જ્યાં જ્યાં વપરાતો ત્યાં ત્યાં બહુધા તે અશિષ્ટતાનો જ સુચક હતો. અર્થાત "મ્લેચ્છ" શબ્દના અર્થમાં વપરાતો હતો. મ્લેચ્છો આર્ય ભાવનાના વિરોધી અને દ્વેષી હતા અને તેમની પ્રત્યેક ક્રીયામાં વિઘ્ન નાખવા પ્રયત્ન કરતા હતા. પ્રથમ તેઓ આર્યોની વસતીમાં ઘણે ભાગે રહેતા પણ જેમ જેમ આર્યો સત્તામાં આવતા ગયા તેમ તેમ તેમને જુદા દૂરના પ્રદેશોમાં હાંકી કાઢવામાં આવ્યા હતા. મહાવીરના યુગમાં તેવા મ્લેચ્છ લોકો ઘણે ભાગે મગધ, રાજગ્રહી, વૈશાલી આદિ સભ્ય પ્રદેશ સમુદ્રની પૂર્વે, અને દક્ષીણે દરીયાકાંઠે વસતા હતા. મહાભારતની છેલ્લી આવૃતિ થઇ ત્યારે–મહાવીરપ્રભુ કાળ પછી લગભગ બસેં વર્ષે— ઉપરોક્ત પ્રદેશો અનાર્ય પ્રદેશો તરીકે ઓળખાતા હતા + આ મ્લેચ્છ પ્રદેશો એ આર્ય પ્રદેશોથી બહુ દુર હોય એમ જોવામાં આવતું નથી. પૂર્વમાં આસામ અને દક્ષીણે પૂર્વ બંગાળમાં તેમનો નિવાસ હોય એમ અનુમાન થાય છે. કેમકે આર્ય પ્રદેશમાંથી મ્લેચ્છોના દેશમાં અને મ્લેચ્છોના પ્રદેશથી આર્યોના દેશમાં પ્રભુ ટુંકી મુદતમાં આવી શકતા હતા. નવમું ચાતુર્માસ અનાર્ય ભુમિમાં પૂર્ણ કરી તુર્ત

* जातो नार्या मनार्यायां नार्या दार्यो भवेद्गुणैः ।

અર્થાત–આર્યને અનાર્ય સ્ત્રીના ઉદરથી સાંપડેલ સં.... તે પણ ગુણમાં આર્યજ છે,

\+ The Dravidians and the Vangas in the farthest South and the farthest east were still looked upon as non-Aryan people, while the people of Arya-Varta delighted in calling themselves Aryas and prided themselves upon their moral superiority to other races, (Epic India)

અર્થાત—દુરતર દક્ષિણ અને આર્ય પૂર્વ પ્રદેશસ્થ દ્રાવડીઅનો અને વંગ (પૂર્વ બંગાળ) તનીલોકો અનાર્ય તરીકે લેખાતા હતા અને આર્યાવર્તના લોકો પોતાને આર્ય શબ્દથી સંબોધવામાં આનંદ માનતા અને બીજા કરતા પોતાની અધ્યાત્મિક ઉચ્ચતા માટે અભિમાન રાખતા હતા.

જ ત્યાંથી પ્રભુ સિદ્ધાર્થપુરમાં આવ્યાની હકીકત સુપ્રસિદ્ધ છે.

આ વિહાર પ્રસંગોમાં ગોશાળો પ્રભુની સાથે જ હતો. તેઓ બન્ને એક પ્રસંગે કુર્મ નામના ગામમાં આવ્યા ત્યાં ગોશાળાને એક વૈશિકાયન નામના તાપસ સાથે પ્રસંગ પડયો. ગોશાળાએ તે ધ્યાનસ્થ અને સૂર્યની સામે હાથ ઉંચા રાખી ત્રાટક કરી રહેલા તપસ્વીને તેની ક્રીયાનો મર્મ ઉદ્ધતાઇથી પુછવા માંડયો. છતાં તે મુનિ ઘણો કાળ શાંતીથી તે અપમાન ભર્યા શબ્દો સાંખી રહ્યા અને કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં. ગોશાળાને આટલેથી સંતોષ થયો નહીં. તેણે એ તાપસના આચરણથી અત્યંત ઉચ્ચ પ્રકારનું તપશ્ચરણ પ્રભુમાં અનુભવ્યું હતું તેથી આવા એકાંત શરીર કષ્ટ પ્રત્યે તેની અરૂચી હોય એ સ્વાભાવિક હતું. સભ્ય અને વિનિત સમાજના પરિચયમાં રહેલ મનુષ્યને જેમ જંગલી મનુષ્યની રીતભાત ગમતી નથી તેમ મહાવીર પ્રભુનું અત્યંત પ્રૌઢ ચારિત્ર અને ઉત્કૃષ્ટ યોગના સંબંધમાં આવનાર ગોશાળાને આ તાપસની એવી બાળ તપસ્વીતા અભિમત ન થાય એ સ્વભાવિક હતું, પરંતુ તેણે જે તુચ્છતાથી એ તાપસને સંબોધન કર્યું હતું તે તદ્દન અયોગ્ય હતું. તેણે અભિમાન પૂર્વક તેને પૂછ્યું—"અરે તાપસ! તું શું તત્વ જાણે છે? આ તારી લાંબી જટાને લીધે તું સ્ત્રી છે કે પુરૂષ તે પણ સમજાતું નથી!" મહાવીરનો આટલો સહવાસ સેવ્યા પછી ગોશાળે જાણવું જોઈતું હતું કે આમ સામાના વર્તન ઉપર હુમલો કરવાથી કાંઇ તે માણસ પોતાનું વર્તન છોડી દેતા નથી. પરંતુ ઉલટો તે પોતાના મુળ વર્તનને બમણા જોરથી ચોંટી રહે છે. ગમે તેવી મનિષ્ટકર વસ્તુ આપણે તેના હિત ખાતર સામા પાસેથી ખુંચાવી લેવા માંગીએ તો પણ તે મુકતો નથી એટલું જ નહીં. પણ આપણા તે ખુંચાવી લેવાના પ્રયત્નરૂપ વર્તનથી આપણે આપણા ઇરાદાથી ઉલટું જ કાર્ય કરતા હોઇએ છીએ. અર્થાત ભવિષ્યમાં પણ તે મનુષ્ય પોતાના અનિષ્ટ આગ્રહને ત્યજી દે એવા સંભવો આપણે દુર કરતા જઈએ છીએ આપણા બળાત્કારથી માત્ર આપણે તેને તે વસ્તુને બમણા જોરથી વળગી રહેવાનું જ શિક્ષણ અજ્ઞાતપણે આપીએ છીએ. ગોશાળાના તાપસ પ્રત્યેના સંબોધનમાં તેનો ઇરાદો ગમે તેવો સાફ હોય તો પણ મનુષ્ય પ્રકૃતિના ઉપરોક્ત લક્ષણને તેણે લક્ષ્યમાં રાખ્યું નહી તેથી તેના એવા સંબોધનથી પેલો તાપસ ઉલટો પોતાનો ઉપશમ સ્વભાવ, જે તેણે કેટલોક વખત જાળવી રાખ્યો હતો તે ગુમાવી બેઠો, અને અત્યંત ક્રોધાયમાન થઇ પોતાના તપના સામર્થ્યથી તેણે અત્યંત ઉગ્ર વન્હિજ્વાલા પ્રકટ કરી ગોશાળાના સામે પ્રેરી. ગોશાળાનું શરીર અગ્નિથી બળવા માંડ્યું અને પરિત્રાણ માટે તે પ્રભુની પાસે આવ્યો. પ્રભુએ આ તેજો લેશ્યા સામે ગોશાળાનું રક્ષણ કરવા તેની વિરોધી 'શીત લેશ્યા મુકી એટલે' તે અગ્નિનું સામર્થ્ય નષ્ટ થઇ ગયું. પ્રભુની આ શક્તિ જોઇ વૈશિકાયન તાપસ તેમની પાસે આવી પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો. તે બોલ્યો કે હું આપનો પ્રભાવ સમજી શકયો નહી તેથી મારૂ આ આચરણ ક્ષમા કરશો. પ્રભુ તો ક્ષમાની જ મૂર્તિ હતા, તેમને બદલો લેવાનું તો કાંઇ હતું જ નહી.

તપના પ્રભાવથી ઉદ્ભવતો આવો અમાનુષી બનાવ જોઇ ગોશાળો આશ્ચર્ય નિમગ્ન બની ગયો. અત્યાર સુધીમાં તેણે આવો ચમત્કાર જોયો નહોતો. માત્ર શાંત સુધારસમય પ્રભુનું અલૌકીક ચારિત્ર જ અનુભવ્યું હતું. પણ આ તપોબળથી પ્રગટતો દૈવી વ્યતિકર તો તેણે પ્રથમજ જોયો. તેણે પ્રભુને રસ્તામાં ચાલતાં પુછ્યું "હે ભગવાન આ તેજોલેશ્યા શાથી પ્રગટતી હશે ?" પ્રભુએ તેનો વિધિ કહ્યો. ગોશાળો, હાલના સેંકડે નવસો નવાણું મનુષ્યની માફક, વાતો અને વિધિ સાંભળીનેજ સંતોષ માનનાર નહોતો. તેણે તે વિધિ અમલમાં મુકી તે લબ્ધિ મેળવવાનો દૃઢ નિશ્ચય કર્યો. જે વિધિથી ગોશાળાએ તે લબ્ધી મેળવી, એજ વિધિ અત્યારે પણ ગ્રંથોમાં ઉપસ્થિત છે. માત્ર કર્તવ્યશીલ પુરૂષોનોજ તોટો છે.

કુર્મ ગામથી પ્રભુ ગોશાળા સહિત સિદ્ધાર્થપુર ગામ તરફ ચાલ્યા, પરંતુ ગોશાળાની તેજોલેશ્યા મેળવવાની ઇચ્છા વધતી જતી હતી. આસપાસના સમુદાયને અજાયબીમાં નાખનાર એવી મહા લબ્ધિ મેળવવાની તલપાપડ તેને થવા લાગી. વિધિ તો તેણે પ્રભુ પાસેથી મેળવી લીધો હતો, તેથી શ્રાવસ્તી નામના ગામમાં તે પ્રભુથી છુટો પડી ગયો અને છ માસ પર્યંત તે ગામમાં નિવાસ કરી પ્રભુએ દર્શાવેલા વિધિ પ્રમાણે તપશ્ચરણ કરી તેજોલેશ્યા સિદ્ધ કરી. તપના સામર્થ્યથી આવો પ્રભાવ મેળવી શકાય તેમાં કાંઇ જ શંકાનુ કારણ નથી. તપ એટલે ઇચ્છાનો નિરોધ. આપણા મનનુ સામર્થ્ય એટલું તો નિરવધિ છે કે જો તે સામર્થ્ય અનેક જાતની ઇચ્છાઓ, કામના, વાસના અને ખોટી હાય વરાળમાં વેરાઇ ન જતું હોય તો તે ગમે તેવું કાર્ય કરી શકવા શક્તિમાન છે. ઇચ્છા ( desire ) અને સંકલ્પ ( will ) માં ફેર એટલો જ છે કે ઇચ્છાનું બળ છુટુ, છવાયુ વિખરાઇ ગયેલુ હોય છે ત્યારે સંકલ્પનું બળ કેન્દ્રીભૂત થઇ ઇષ્ટ પ્રયત્નમાં જ નિયુક્ત કરેલુ હોય છે. છુટી છવાઇ અને છીન્ન ભીન્નપણે ઉડતી જતી ઇચ્છાઓની શક્તિને સંયમમાં રાખી તેનો નિરોધ કરવો એજ તપ છે. તત્વાર્થસૂત્રકાર પણ તપનું * સ્વરૂપ આજ રીતે દર્શાવે છે. વ્યવહાર તેમ જ પરમાર્થમાં વિજય મેળવવાનું પરમ રહસ્ય એકજ છે અને તે એકે નકામી ઇચ્છાઓ દ્વારા વેરાઇ જતુ બળ એકત્ર કરી તેને ઇષ્ટ દિશામાં યોજવું. આ દિશામાં સહજ પ્રયત્ન કરનાર પણ ઉત્તમ પરિણામને મેળવતા આપણે જોઇએ છીએ તો પછી ગોશાળા જેવો પુરૂષાર્થી મનુષ્ય છ માસ સુધી પોતાની ઇચ્છાઓ વિધિ પૂર્વક સંવરી તે એકત્ર થયેલા સામર્થ્યને અગ્નિના રૂપમાં પરિણમાવી શકે તેમાં કશું જ આશ્ચર્ય નથી. મનોદ્રવ્ય એ અત્યંત વેગવાન અને સૂક્ષ્મ શક્તિ (fine force) છે. અને કેળવાએલ સંકલ્પ બળથી તે દ્રવ્યને અગ્નિરૂપે પરિણમાવી શકાય તેમાં બુદ્ધિ સાથે બંધ બેસતું ન થાય તેવું કશુજ નથી. અધુરૂં.

---

૧ इच्छा निरोधस्तपः ।

# માધુરી–મહિમા.

(એક ટુંકી વાર્તા)

## પ્રથમ દેખાવ.

શાહજહાન બાદશાહના વખતમાં એક દિવસે પ્રાતઃકાળે શાંતિપુરના ઘાટ ઉપર એક નવયુવક ઉભો હતો. તેણે સંન્યાસીના જેવા ગેરૂઆ રંગના વસ્ત્રો ધારણ કર્યાં હતાં. પાસે એક નૌકા તૈયાર ઉભી હતી અને નાવિકો ઉત્સુકતાથી પેલા યુવકના હુકમની રાહ જોતાં ઉભાં હતાં. યુવકે જેવો નૌકા ઉપર પગ મુકયો કે તુરતજ નૌકા હંકારવાની આજ્ઞા મળી. નદીના તીર ઉપર એક ચૌદ વર્ષની બાળિકા અનિમેષ નેત્રે આ સર્વ દેખાવ જોતી ઉભી હતી. નૌકા તીરથી છુટી પડી એટલે પેલી બાલિકાએ અતિ મધુર અને ગળગળા શબ્દોમાં કહ્યુ કેઃ–"ભલે, જાઓ, મારી વાત સાંભળ્યા વિના ચાલ્યા જાઓ." યુવક પુનઃ નૌકા ઉપરથી નીચે ઉતર્યો અને પેલી બાલિકાનો હસ્ત ધારણ કરીને બોલ્યો કેઃ– "માધુરી, તને આટલી આટલી સમજણ આપી, છતાં એકની બે ન થઇ ! મારે હવે અહીંથી જવું જ જોઇએ. મારા રહેવાથી તને કેટલું દુઃખ સહન કરવું પડશે, તેનો [illegible] વિચાર કરી શકે છે? તું નિષ્પાપ છે. તારી સાથે હવે મારો વિવાહ થાય તે તદ્દન અસંભવિત છે. ગામના લોકો આપણા વિષે અનેક પ્રકારની અફવાઓ ચલાવે છે. તારા પવિત્ર નામ ઉપર કલંક ચોંટતું જોઇ મારૂં હૃદય ચીરાઇ જાય છે. હવે હું તને મેળવી શકું એવી સ્વપ્નામાં પણ આશા રહેતી નથી, અને તને મેળવ્યા વિના મારૂં જીવન ટકવાનું નથી, એમ પણ કહ્યા વિના ચાલતું નથી. મારે હવે તને ગમે તે રીતે ભુલી જવી એવો મેં દૃઢ નિશ્ચય કર્યો છે. જંગલોમાં–પર્વતોમાં–ખીણોમાં અને ગુફાઓમાં ભટકી ભટકી, ઈશ્વરનું સ્મરણ કરી તને ભુલી જવાનો પ્રયત્ન કરીશ. પ્રયત્ન સફળ થશે કે નહીં, તે એક માત્ર અંતર્યામી સિવાય બીજું કોણ જાણી શકે તેમ છે? મેં એ વિષે બહુ વિચારો કરી જોયા છે. કદાચ તું મને ભુલી શકશે અને સુખેથી રહી શકશે. હવે મને જવા દેવામાં વિલંબ ન કર. મારી પાસે તું પણ એવી પ્રતિજ્ઞા કર કે મને ભુલી જવાનો તું હવેથી પ્રયત્ન કરશે."

થોડીવારે માધુરીએ અશ્રુજળપૂર્ણ મુખ ઉંચું કર્યું અને કહ્યું કે–"જાઓ, બની શકશે તો તમને ભૂલી જઇશ."

## બીજો દેખાવ.

ઉકત બનાવ બન્યા પછી ચાર વર્ષે મુર્શીદાબાદની એક મુખ્ય ગણિકાના એક સુંદર મહેલમાં સુસજજીત બીછાના ઉપર એક અઢાર વર્ષની દેવીરૂપસંપન્ન યુવતી આપણી નજરે પડે છે. તે જે દિવાનખાનામાં બેઠી હતી તે દીવાનખાનું અનેક પ્રકારની તસબીરો તથા કાચના રમણીય અલંકારોથી શણગારવામાં આવ્યું હતું. પેલી યુવતી હાથમાં વીણા લઇ મધુર કંઠે ગીતગોવીંદમાંથી નીચેનું ગાયન ગાઈ રહી હતીઃ—

"રતિસુખસારે, ગતમભિસારે મદન–
મનોહરવેશમ્

ન કરૂ નિતંબિનિ ગમનવિલંબન, મનુસર
—તં હૃદયેશમ્
ધીર સમીરે યમુનાતીરે વસતિ વને
વનમાળી. ”

એટલામાં એક દાસીએ આવીને ખબર આપી કે—“ કોઇ રાજા સાહેબ પધાર્યા છે. ”

સુંદરીએ ગાયન બંધ કર્યું અને પૂછયું કે—“ તે કોણ છે ? ”

દાસી બોલી—“ હું જાણતી નથી. પણ અહીંઆ બહુ મોટા ઠાઠમાઠથી આવ્યા છે. ઉમ્મર બહુ નાની હોય તેમ જણાય છે. દેખાવમાં પણ સુંદર છે. હાથમાં દશે આંગળીએ હીરા—રત્નજડિત વેઢ પહેર્યા છે. ગળામાં પણ એક કીમતી હાર લટકે છે. તેમણે કહેવરાવ્યું છે કે બાઇ સાહેબને મળ્યા વિના હું અહીંથી પાછો નહીં જઉં.”

રમણીએ ધીરે ધીરે કહ્યું—“ એમ ? શા માટે આવ્યા છે તેની ખબર છે ? તને શું ભેટ મળી ? ”

“અમારી પણ મશ્કરી કરો છો કે ? બોલાવી લાવું ત્યારે. ” એમ કહીને દાસી ત્યાંથી રવાના થઇ. રમણીએ પુનઃ પોતાનું ગાયન આગળ ચલાવ્યું:—

“પતતિ પતત્રે, વિચલિતપત્રે શંકિત—
ભવદુઃખ યાનમ્
રચયતિ શયનમ્ ,સચકિત નયનમ્ પશ્ય-
તિ તવ પંથાનમ્ ”

રાજા સાહેબે સુસજ્જિત દીવાનખાનામાં પ્રવેશ કર્યો, પરંતુ પેલી રમણીએ આંખો ઉંચી કરી તે તરફ દૃષ્ટિપાત પણ ન કર્યો. લગભગ પાંચ મીનીટ સુધી રાજા સાહેબ ત્યાંને ત્યાં ઉભા થઇ રહ્યા. છેવટે તેમણે પૂછયું કે—“ ઘણું કરીને મુર્શીદાબાદની સર્વોત્તમ રૂપવતી મુન્નાબાઇનું સૌંદર્ય જોઇ અત્યારે મારી દૃષ્ટિને હું સાર્થક કરૂં છું. ”

સુંદરી મુન્નાએ ધીરેથી પોતાનું માથું ઉંચું કર્યું અને શરીર ઉપરના વસ્ત્રો બરાબર સમારીને કહ્યું:—“ પરંતુ મારૂં આ ક્ષુદ્ર ગૃહ કયા મહાત્મા અત્યારે શોભાવી રહ્યા છે તે હું હજુ સુધી જાણી શકી નથી.”

રાજાએ કહ્યું:—“ લોકો મને શશીશેખર રાયના નામથી બોલાવે છે. હરિહરપુરમાં મારી જાગીર છે. મહારાજા રાધાનાથને ત્યાં તમને જોયા પછી હું તમારા રૂપની પાછળ અર્ધો ગાંડા જેવો બની ગયો છું. મારૂં સમસ્ત ઐશ્વર્ય આપના ચરણમાં સમર્પવા તૈયાર છું, અને તેના બદલામાં હું આપની પાસેથી કેવળ દયાની અને કરૂણાની જ ભિક્ષા માગું છું. ”

સુંદરીએ હસતા હસતા જવાબ આપ્યો કે:—“ આપ ભુલો છો. મારૂં નામ મુન્નાબાઇ નથી—પણ માધુરી છે.”

રાજાબહાદૂર જરા ચમકયા. પરંતુ એક ગણિકા પાસે આવી રીતે ચમકવું એ ઠીક ન લાગવાથી તુરતજ કહ્યું કે:—“ હું તો મુન્નાબાઇને જ જોવા માગું છું.”

“ ત્યારે આપને રૂપ—સૌંદર્યની કાંઇ પરવા હોય તેમ જણાતું નથી. કેવળ નામની પાછળ જ ગાંડા બન્યા લાગો છો. મુન્ના તો કાંઇ મારા કરતાં વધારે રૂપવતી નથી. તેની ઉમ્મર પણ મારા કરતાં ઘણી વધારે છે. ” એટલું કહીને સુંદરી મૃદુ મૃદુ હાસ્ય કરતાં પુનઃ શય્યા ઉપર સૂતી અને પુનઃ ગાવા લાગી કે:—

"મુખર મધીરમ્ ત્યજ મંજીરમ્ રિપુમિવ
કેલિસુ લોલમ્
ચલ સખિ કુંજમ્ સતિમિર પૂંજમ્
શીલય નીલ નિચોલમ્."

એ પ્રમાણે મધુર સ્વરો સાંભળવાથી રાજાની ખાત્રી થઇ કેઃ–" મારી ભૂલ થતી હોય એમ મને લાગતું નથી–ખરેખર આ જ મુન્નાબાઇ હોવી જોઇએ." પરંતુ મુન્નાએ બીજી વખત તેની સામે દૃષ્ટિપાત પણ ન કર્યો, તેથી ન છુટકે રાજા ત્યાંથી બહાર નીકળ્યો. રાજા બહાર ગયો એટલે સુંદરીએ એકદમ ઉભા થઇ દાસીને બોલાવીને કહ્યું કેઃ–" જો જે, હવે એ રાજાજી મારી પાસે આવવા ન પામે તેની સંભાળ રાખજે "

" તમારી તો રીતભાત જ કાંઇ જૂદા પ્રકારની છે." એમ કહીને દાસી ત્યાંથી ચાલી ગઇ સુંદરી જઇને બારીમાં બેઠી. થોડી વારે દાસીએ આવીને હાથીદાંતની એક ચકચકિત પેટી સુંદરી પાસે મુકી અને કહ્યું કેઃ–" રાજા સાહેબ તમારી પાછળ ખરેખર ગાંડા બની ગયા છે. આ બધું ઘરેણું–ગાંઠું આપને અર્પણ કરવાનું મને કહી ગયા છે, અને તે ઉપરાંત એટલું પણ કહ્યું છે કે એમનું સર્વ ઐશ્વર્ય આપને જ ભળે છે."

રમણીએ કહ્યુંઃ–" મારી ગાદી નીચે મુકી દે. તેના પાપનું એ જ પ્રાયશ્ચિત્ત છે." સુંદરીના સુકોમળ કપોલ ઉપર સહસા ક્રોધની લાલ છાયા પ્રકટી નીકળી. પરંતુ મનના ભાવોને મનમાં જ દાબી દઇ તે બોલી ઉઠી કે–:" રાજા સાહેબને શનીવારે સાંયકાળે આવવાનું જણાવી દેજે."

## ત્રીજો દેખાવ.

ઉપલો બનાવ બન્યા પછી લગભગ ત્રણ–ચાર વર્ષે એક દિવસે સાંયકાળે કાશીના દશાશ્વમેધ ઘાટ ઉપર એક યોગીને નૌકામાંથી નીચે ઉતરતો આપણે જોઇએ છીએ. તે જ વખતે ત્યાં એક બીજો યોગી સ્થિર આસને બેસી ગંગાની શોભા નિહાળી રહ્યો હતો. નૌકામાંથી ઉતરી એક યોગીએ બીજા યોગીને જઇને પૂછ્યું કેઃ–"મહાત્મન્, આજની રાત્રી અહીંઆ કાશીધામમાં જ ગુજારવાની મારી ઇચ્છા છે. અનુકૂળતાવાળું સ્થળ આપ ક્યાંઇ બતાવી શકશો ?"

યોગીએ કહ્યુંઃ–" બન્ધુ, બે વર્ષથી કાશીધામમાં રહેવાની બહુ સારી અનુકૂળતા થઇ છે. મુર્શીદાબાદની મુન્નાબાઇ નામની એક ગણિકાએ, પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા એક આશ્રમ અને અન્નક્ષેત્ર અત્રે ખુલ્લું મુકયું છે. યોગીઓ ત્યાં આનંદથી રહી શકે છે. રહેવાની–સુવાની કે એવી બીજી કોઇ જાતની અગવડ નથી."

" કયે રસ્તે થઇને ત્યાં જવાય છે ?"

" ચાલો, હું તમને બતાવું. હું પણ ત્યાં જ રહું છું."

એક સુંદર ચોગાનમાં પહોંચ્યા એટલે પેલા પરિચિત યોગીએ એક રમણીય બંગલા તરફ આંગળી કરીને કહ્યું કે– " જુઓ, આ માધુરી–મહિમા."

બીજો યોગી, આ વાત સાંભળી ચમક્યો. તેણે અતિઆશ્ચર્ય પૂર્વક પૂછ્યું કે– ' માધુરી–મહિમા એટલે શું ?"

" મેં જે આશ્રમની વાત કરી તે, આ જ !"

"આપે તો કહ્યું હતું કે એ આશ્રમ એક ગુણીકાએ સ્થાપ્યું છે, તે શું સત્ય છે?"

"હા, હા. મુર્શીદાબાદની મુન્નાબાઇ નામની એક ગુણીકાએ જ આશ્રમ બંધાવ્યો છે. આવો, હું તમને બધું બતાવું." એટલું કહીને બન્ને યોગીયોએ પેલી ભવ્ય અટ્ટાલિકામાં પ્રવેશ કર્યો. દેવમંદિર પાસે જવાનો જે વિશાળ માર્ગ હતો, તે માર્ગમાં એક સ્ત્રીનું બાવલું ઉભું કરવામાં આવ્યું હતું, અને મૂર્ત્તિની નીચે આ પ્રમાણે લખવામાં આવ્યું હતું:—

અભાગી માધુરીનું સવિનય નિવેદન:—

**મહાત્મન, આપના પવિત્ર ચરણ મારા જેવી પાપી વેશ્યાના હૃદય ઉપર સ્થાપી, આપની ચરણરજથી મારા પાપની શાંતિ કરશો.**

આ શિલાલેખ વાંચી યોગી સ્તંભીત થઇ ઉભો રહ્યો, અને કહ્યું કે:—"મને આ આશ્રમનો બરાબર પરિચય આપો. નહીંતર હવે મારાથી એક પગલું પણ આગળ ચાલી શકાશે નહીં." બીજા યોગીએ કહ્યું કે—"જ્યારે સવિસ્તર પરિચય મેળવવાની તમને ઉત્કંઠા થઇ છે, તો પછી હું કહું તે સાંભળો. હું પહેલાં તમને કહી ચૂક્યો છું કે મુરશીદાબાદમાં મુન્નાબાઇ નામની એક વેશ્યા રહેતી હતી. તેણે આ આશ્રમની સ્થાપના કરી છે. આશ્રમની સ્થાપના કર્યા બાદ એક વર્ષ પછી એક દિવસે અહીંના સર્વ યોગીઓએ એકત્ર થઇ નિર્ણય કર્યો કે તેનું યથાર્થ નામ મુન્નાબાઇ હોઇ શકે નહીં. કારણ કે જો તેનું ખરૂં નામ મુન્નાબાઇ જ હોય તો પછી "માધુરીનું નિવેદન" એવા શબ્દો તે પોતે શામાટે લખે? સર્વ યોગીઓએ એકમતે સ્વીકાર કર્યો કે એક વર્ષ જેટલી લાંબી મુદતમાં લાખો યોગીઓની ચરણરજ તેણીના મસ્તક ઉપર પડી ચૂકી છે, અને તેથી તેના સમસ્ત પાપોનું પ્રાયશ્ચિત થઇ ગયું છે, એમ ગણવું જોઈએ. હવેથી આ આશ્રમ તેણીના પુણ્યમાં ઉમેરો કરશે, અને તેથી આ આશ્રમનું "પ્રાયશ્ચિત્ત" નામ ભુંસી નાંખી તેને બદલે "માધુરી—મહિમા" એવું નામ રાખવું. મુન્નાએ પોતે એ આશ્રમનું નામ "પ્રાયશ્ચિત્ત" એવું રાખ્યું હતું, પણ હવે લોકો તેને "માધુરી—મહિમા" નામથી ઓળખે છે."

નવીન યોગીએ કહ્યું.—"મહાત્મન, ખાસ કારણને લઇને હું આ માધુરી મૂર્ત્તિના હૃદય ઉપર પગ મુકી શકતો નથી. આજની રાત બીજે કોઇ સ્થાને વીતાવી દઇશ. આપને આજે નિરર્થક શ્રમ આપ્યો તે માટે ક્ષમા કરશો."

બીજા યોગીએ કહ્યું—"આપના શબ્દો સાંભળી મને બહુ આશ્ચર્ય થાય છે, તે ગમે તેમ હો હું આપની વાત સાંભળવા ઇચ્છતો નથી. આજે હું કયા મહાત્મા સાથે વાત કરૂં છું તે જણાવવાની કૃપા કરશો?"

"જી, હા મારૂં નામ માધુર્યાનંદ સ્વામી છે." એટલું કહીને બન્ને યોગીઓ છુટા પડયા. માધુર્યાનંદ સ્વામી "માધુરી-મહીમા" નામના આશ્રમનો ત્યાગ કરી એકદમ આગળ વધ્યા.

## પ્રથમ દેખાવનું સ્પષ્ટીકરણ

શાંતિપુરના ગંગાતીરે જે બાળિકા ઉભી રહી નૌકા તરફ એકી ટસે નીરખી

રહી હતી તેનું નામ માધુરી હતું. શાંતિપુરના દરિદ્ર બ્રાહ્મણુની તે એક કન્યા હતી. તેના પિતાનું નામ બ્રહ્મમોહન હતું. મોહન બાબૂ ભિક્ષા માંગીને કે પૂજારીનું કામ કરીને થોડું ઘણું દ્રવ્ય મેળવી શકતા તેટલાથી તેમનું ભરણુપોષણુ ચાલ્યા કરતું. મોહન બાબુને ત્યાં માધુરી, માધુરીની માતા અને લલિતપ્રસાદ નામનો એક યુવક એમ ત્રણુ જણાં રહેતાં. એ ત્રણુ માણુસો એજ મોહનબાબૂનો પરિવાર લેખાતો. માધુરીનો જન્મ થયો તે પહેલાં છ વર્ષે માધુરીનીમાતાએ લલિતપ્રસાદને પોતાને ત્યાં રાખી ઉછેરીને મોટો કર્યો હતો. લલિતની માતા તેને છેક નાનો મૂકીને મરણુ પામી હતી. લલિતની માતાને અને માધુરીની માતાને બહુ દુરનો કંઇક કુટુંબસંબંધ હતો. લલિતનો પિતા પણુ લલિતની માતા પહેલાં જ મરણુ પામ્યો હતો. તે વખતે મોહન બાબૂને કાંઇ સંતાન થયું ન હતું, તેથી મોહનબાબુની પત્નીએ આ બાળકને પોતાનો પુત્ર લેખી, ઉછેરી મોટો કરવાનો નિશ્ચય કર્યો હતો. લલિત છ વર્ષનો થયો ત્યારે માધુરીનો જન્મ થયો. એકજ વૃક્ષના બે પુષ્પ જેવાં બન્ને બાળકો વૃદ્ધિ પામવા લાગ્યા. લલિતપ્રસાદે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો હતો, તેથી તે રોજ નિશાળે જતો, નિશાળેથી આવીને પોતાથી જેટલું બની શકે તેટલું માધુરીને શિક્ષણુ આપતો. ધીમે ધીમે માધુરી પણુ લખતા–વાંચતા શીખી ગઇ. લલિત જ્યારે ચૌદવર્ષનો થયો અને માધુરી આઠ વર્ષની થઇ ત્યારે તે બન્ને બાળકો ઘરના ઓટલા ઉપર બેસી એકી સાથે સંસ્કૃત સ્તોત્રો મધુર સ્વરે ગાતા. અનેક લોકો તેમનું આ સ્તોત્ર સાંભળવા એકત્ર થતા. બન્નેએ જ્યારે યુવાવસ્થામાં પ્રવેશ કર્યો, ત્યારે કુમારસંભવ અને ગીતગોવિંદના કાવ્યોએ તેમનામાં પ્રેમનો અંકુર રોપ્યો. લલિત પોતે હવે કંઇક સમજવા લાગ્યો. પરન્તુ માધુરી પોતાના મનમાં શું ફેરફાર થતો જાય છે તે સમજી શકી નહીં. ધીમે ધીમે લલિતના લખવા–વાંચવામાં પણુ હરકત પડવા લાગી. કારણુકે તેઓ વધારે વખત એક બીજાથી વેગળા રહી શકતા નહીં. લલિત પોતે કોણુ છે અને અહીંઆ કેવી રીતે મોટો થયો છે તે પોતે જાણી ચૂકયો હતો. તેથી તેણે ધાર્યું હતું કે માધુરી સાથે મારો વિવાહ થાય તો તે અસંભવિત નથી.

માધુરી વિવાહને યોગ્ય થઇ તે વખતે મોહનબાબૂને એક સુયોગ્ય પાત્ર મળી આવવા[illegible] પોતાની કન્યાનો વિવાહ તેની સાથે જ કરી નાંખ્યો, પરંતુ માધુરીના દુર્ભાગ્યવશ વિવાહ પછી છ મહિને તે મૃત્યુ પામ્યો અને માધુરી વિધવા બની. તેણી હવે સાસરે જઇને રહી શકે તેવું રહેવા પામ્યું નહીં. જમાઇના અકાળ મૃત્યુને લીધે માધુરીના માત પિતાએ બહુ કલ્પાંત કર્યું. માધુરી પોતે પણુ રડી. પરંતુ પોતે શા માટે રડી તેનું તેણીને કશું જ્ઞાન નહોતું. લલિતના ચહેરા ઉપર પણુ ગમગીની છવાઇ! તે આખો દિવસ દીલગીરીમાં અને ચિંતામાં જ પસાર કરવા લાગ્યો! આનંદી સ્વભાવના લલિત ઉપર દુઃખનું વાદળ તુટી પડયું! માધુરી સાથે પોતાનો વિવાહ થશે એમ ધારી લલિતે પ્રેમાંકુરને પોષણુ આપવામાં અત્યાર સુધી કોઇ જાતની ખામી રાખી નહોતી. છતાં માધુરીનું લગ્ન

બીજા એક યુવક સાથે થઇ ગયું તેમ જ્યારે તેના જાણવામાં આવ્યું ત્યારે પણ તેણે પોતાના મુખથી એક્કે શબ્દનો ઉચ્ચાર નહીં કરતાં સહન કરવાનું જ ઉચિત ધાર્યું. તેણે વિચાર કર્યો કે આ લગ્નથી કદાચ મને થોડું ઘણું કષ્ટ સહેવું પડશે, તો પણ શું થયું ? માધુરી પોતે સુખમાં પડે એજ મારે મારૂં પરમ સદ્ભાગ્ય માનવું જોઇએ. કમનસીબે લલિતની એ આશા પણ પાર પડી નહીં.

એક દિવસે સાયંકાળે લલિતપ્રસાદ નિશાળમાંથી પાછો ફરતો હતો તે વખતે તેણે ધીમે ધીમે વાત કરતા જતા બે મનુષ્યોને રસ્તામાં જોયા. આસ્તે આસ્તે લલિત તેમની પાછળ પાછળ જવા લાગ્યો અને તેઓ શું વાતો કરી રહ્યા હતા, તે જાણવાનો પ્રયત્ન કર્યો. પેલા બે મનુષ્યોમાંથી એક જણ બોલ્યો:—"નહીં, માધુરી જેવી સદાચારી અને પવિત્ર છોકરી એ શબ્દો કહે નહીં." બીજાએ ઉત્તર આપ્યો:—"વાહ વાહ! માધુરીનું બીચારીનું શું ગજું ? આવી સુંદર યુવતી અને તેમાં પણ પાછી વિધવા! આગની પાસે ઘી ક્યાં સુધી ટકી શકે ? " લલિતપ્રસાદ વધારે વખત ઉક્ત વાર્તાલાપ સાંભળી શક્યો નહીં. તે એકદમ ઉતાવળો ત્યાંથી ચાલી નીકળ્યો અને ઘેર જઈને સૂઇ ગયો. પોતાને આજે ઠીક નથી એમ કહીને સાંજે વાળુ પણ ન કર્યું. આખી રાત્રી તેણે વિચારમાં ને વિચારમાં જ પસાર કરી. છેવટે તેણે નિર્ણય કર્યો કે—"માધુરીની સત્કીર્ત્તિ સાચવી રાખવાને માટે તેમજ તેને સુખી બનાવવાને માટે મારે હવે આ ગૃહનો ત્યાગ કરવો એજ મારૂં પરમ કર્ત્તવ્ય છે. જો હું અહીં વધારે વખત રહીશ તો લોકો માધુરીના પવિત્ર નામ ઉપર કલંક ચોંટાડયા વિના રહેશે નહીં. તે નિર્દોષ બાળા લોકોના કલંકને કોઇ રીતે સહન કરી શકશે નહીં અને તેથી તે બિચારીને રીબાઇ રીબાઇને મરવું પડશે ! માધુરી હજી બાળિકા છે. પ્રેમ શું છે તેની તેણીને ખબર નથી. અત્યારે માધુરીનો ત્યાગ કરી શકીશ તો વખત જતાં તે પોતે મને ભૂલી જઇ શકશે. તે પોતે સુશિક્ષિતા અને સહૃદયા છે તેથી જ્યારે પોતાની યથાર્થ અવસ્થા જાણવા પામશે, ત્યારે ધર્મ ચર્ચામાં જીવન વીતાવી સુખમાં રહેવાનું સ્વાભાવિક રીતે જ પસંદ કરશે." બીજે દિવસે તેણે માધુરીને એકાંતમાં બોલાવી સઘળી હકીકતથી માહીતગાર કરી. પરંતુ માધુરીએ તેના કહેવા ઉપર બીલકુલ લક્ષ નહીં આપતાં કહ્યું કેઃ—"તમારાથી ત્યાગ થઈ શકતો હોય તો કરી જુઓ."

લલિતે વિચાર કર્યો કે હવે મારે કોઈને કાંઇ પણ કહ્યા કે જણાવ્યા વિના નાસી છુટવું એજ ઉત્તમ માર્ગ છે. તેથી તેણે રાત્રીએ દીવો સળગાવી મોહનબાબૂ ઉપર એક પત્ર લખ્યો. તેમાં તેણે વિવેક પૂર્વક માધુરીનાં પિતા પાસે દરેક વાતનો ખુલાસો કર્યો. ગંગાકાંઠે આગળથીજ એક નૌકા તૈયાર કરી રાખી હતી. પ્રાતઃકાળે ગેરૂઆ રંગના વસ્ત્રો ધારણ કરી, સાથે માત્ર કેટલાએક પુસ્તકો લઇ તે ઉતાવળો ગંગા તરફ રવાના થયો. માધુરીએ આખી રાત નિદ્રા લીધી નહોતી. તેણીએ જેવો બારણાંનો ખડખડાટ સાંભળ્યો કે તુરતજ

ધીરે ધીરે બહાર નીકળી અને લલિતની પાછળ ચાલી. લલિતે નૌકા પાસે આવી નાવિકોને જાગૃત કર્યા. નૌકા ઉપડવાની તૈયારી થઇ ત્યારે માધુરીએ કહ્યું:—' ભલે, જાઓ—મારી એક પણ વાત સાંભળ્યા વિના ચાલ્યા જાઓ. "

લલિતે પાછું વાળીને જોયું તો પાછળ માધુરી ઉભી હતી. ત્યાર પછી તેઓની વચ્ચે શું વાતચીત થઇ તે આપણે પ્રથમ દેખાવમાં જોઇ ગયા છીએ.

## બીજા દેખાવનું સ્પષ્ટીકરણ.

પ્રાતઃકાળે જ્યારે બ્રહ્મમોહનબાબુ જાગ્યા ત્યારે તેમણે લલિતપ્રસાદનો લખેલો પત્ર વાંચ્યો અને પોતાની સ્ત્રીને અથથી ઇતિ સુધી સઘળી વાત કહી સંભળાવી. આબન્ને માણસો લલિતને પોતાના પુત્ર જેવો જ સમજતા હતા તેથી તેના એકાએક નાસી જવાથી સૌને અતિ ખેદ થયો. બ્રાહ્મણીથી રહેવાયું નહીં, તેથી તેણીએ ઉચ્ચ સ્વરે કલ્પાંત કરવું શરૂ કર્યું. મોહનબાબુ પણ આંખમાંના આંસુને લુછતાં લુછતાં લલિતની શોધ કરવા આમ તેમ દોડવા લાગ્યા. પરંતુ લલિતનો પત્તો લાગ્યો નહીં. જો આ આખા કુટુંબમાં પ્રત્યક્ષ રીતે કોઇ ન રડ્યું હોય તો તે એક માત્ર માધુરી જ હતી. તેણીએ કોઇને એક પ્રશ્ન પણ કર્યો નહીં છતાં તેણીના કરમાયેલા મુખકમળ ઉપરથી સ્પષ્ટરીતે જણાઇ આવતું હતું કે લલિતના નાસી જવાથી તેણીને અવશ્ય કાંઇક કષ્ટ થતું હોવું જોઇએ.

માધુરીને ચાર વર્ષથી વિધવાવસ્થા પ્રાપ્ત થઈ હતી, પરંતુ તેણીએ હજીસુધી વિધવાને યોગ્ય પહેરવેશ પહેર્યો નહોતો. તેણીની માતાએ પણ તેને એવો કદાપિ આગ્રહ કર્યો નહોતો. કારણ કે તેણી સમજતી હતી કે જ્યાં સુધી માધુરી યોગ્ય વયની ન થાય, ત્યાંસુધી તેણીને એ સંબંધી કોઇ પણ પ્રકારની વાત કરી વ્યર્થ દુઃખ આપવું નહીં. લલિતના ગયા પછી એક માસ પસાર થઇ ગયો. તેટલા વખત દરમીયાન લોકો તેને ધીમે ધીમે ભૂલી જવા લાગ્યા. એક દિવસે માધુરીએ પોતાની માતા પાસે આવીને કહ્યુ કે:—" માતુશ્રી, શું હું વિધવા છું ?"

કાંઇ પણ ઉત્તર આપવાને બદલે માતા રડી પડી. માધુરીએ તે તરફ લક્ષ નહીં આપતા પોતાના હાથના કંકણો તથા સૌભાગ્યના શૃંગારો દૂર ફેંકી દીધા, અને સ્વચ્છ વસ્ત્રો પહેરી લીધા. માથામાં તેલ નાંખવાને બદલે માતાની નજરો નજર વાળમાં રાખ નાખવા માંડી. આ સર્વ ક્રિયા થઇ રહી ત્યાર પછી માધુરી બોલી કે:—" હવે તો મને એજ ઉચિત છે. વિધવાના જેવાં વસ્ત્રો પહેરવા તથા શૃંગારોનો ત્યાગ કરવો એજ મારી ફરજ છે. તમારે કોઇએ રડવાની કશી જરૂર નથી." તેજ દિવસથી માધુરી વિધવાની માફક રહેવા લાગી.

એ રીતે એક વર્ષ પસાર થઇ ગયું. તે દરમીયાન તેણીનો પિતા બ્રહ્મમોહન એકાએક જ્વર આવવાથી મૃત્યુવશ થયો. મરતી વખતે તેણે પોતાના કાકાને બોલાવી માધુરીની સર્વ પ્રકારે સારસંભાળ લેવાની ભલામણ કરી. માધુરીની માતા પણ પોતાના પતિની પાછળ થોડા જ અરસામાં મૃત્યુ પામી. માધુરી પોતે એકલી પડી, અને પોતાના કાકાને ત્યાં રહેવા ગઇ. પૂ-

હરિમોહન બાબુ મરતી વખતે જેને માધુરી વિષે ભલામણ કરી ગયા હતા તેનું નામ હરિમોહન હતું. હરિમોહનને ત્યાં માધુરી આનંદમાં દિવસો નિર્ગમવા લાગી. તેણીની જે કાંઇ માલ-મિલકત હતી તે પણ તેણીએ પોતાના કાકાને જ સોંપી દીધી હતી. હરિમોહન પોતે માધુરીની બહુ સંભાળ રાખતો. પ્રસંગોપાત હાસ્ય-મશ્કરી કરી માધુરીની કૃપા મેળવવા પ્રયત્ન કરતો. માધુરી તે સર્વ સમજી ન શકે એવી છેક નાની બાળીકા નહોતી. પરંતુ તેણી એક પણ શબ્દ બોલ્યા વીના સઘળું સાંભળી રહેતી

એક દિવસે હરિમોહનના કુટુંબના માણસોએ ગંગાસ્નાન અર્થે ત્રિવેણી ઉપર જવાનો નિર્ણય કર્યો. માધુરીને સાથે આવવાનું કોઇએ કહ્યું નહીં. સાંજના વખતે હરિમોહન એકલો ઘેર પાછો ફર્યો. ઘરમાં આવીને હરિમોહને માધુરીને કહ્યું કેઃ-જો માધુ, તારા માટે આ કેવું સરસ વસ્ત્ર લાવ્યો છું ?

માધુરીએ તેના બોલવા સામે લક્ષ ન આપ્યું. માત્ર એટલું જ કહ્યું કેઃ-"અત્યાર સુધી તમે બધા કયાં ગયાં હતા ?" હરિમોહને કહ્યુઃ-આજે બધા ગંગા સ્નાન અર્થે ગયા છે, તેઓ ઘણું કરીને આજે ત્યાં જ રહેશે. કાલે સવારે સ્નાન કરી પાછા આવશે. ઘરે તું એકલી રહી ન શકે એટલા માટે મારે આજે પાછું આવવું પડયું છે. માધુ, આજે તારા મુખ ઉપર કાંઇક જૂદી જ જાતની સુંદરતા હું જોઉં છું.

હરિમોહને થોડી ઘણી આડી અવળી વાતો કર્યા પછી એકાએક માધુરીનો હાથ પકડયો. માધુરી છેડાયેલી સર્પિણીની માફક ઉભી થઇ અને હરિમોહનના હાથમાંથી પોતાનો હાથ પાછો ખેંચવા એક સખત આંચકો માર્યો. પણ હરિમોહનના પંજામાંથી તેણી છુટી શકી નહીં. છેવટે તેણીએ આંખમાં અશ્રુ લાવી કહ્યુંઃ-"કાકા, આપ મારા પિતાના સ્થાને છો. અત્યાર સુધી દુઃખો ભોગવવામાં મેં કશી બાકી રાખી નથી. વધારે કષ્ટ આપી શા માટે મારા નિઃશ્વાસ લ્યો છો ? મેં કોઇનું કાંઇ બગાડયું નથી. હું મારાથી બની શકે તેટલા સંયમમાં રહી કોઇને કશી અડચણ કરતી નથી. આપ મારા ઉપર ક્ષમા કરશો તો ઇશ્વર આપને તેનો બદલો આપ્યા વિના નહીં રહે. સંસારમાં આપના સિવાય મારે બીજો એકકે આધાર નથી, અને શામાટે પજવો છો ? પિતાજીએ મને આપના આશ્રયમાં મુકી છે, તે શું એટલા જ માટે ? જગતમાં હવે મારૂં કયાંઇ સ્થાન નથી."

એક બાળિકાના અશ્રુજળથી કોઇ પાષાણ હૃદય ભીંજાય એ અશકય છે. ઉક્ત શબ્દો સાંભળી હરિમોહન સંકોચ પામવાને બદલે ઉલટો હસ્યો, અને કહ્યું કેઃ-"કેવી નાદાન છોકરી ?"

માધુરી વધારે વખત સ્થિર રહી શકી નહીં. તેણી શોક-દુઃખ અને ચિંતાના ભારથી ભૂમિ ઉપર પડી ગઇ ! પરંતુ બીજી જ ક્ષણે સાવચેતી પૂર્વક ઉભી થઇ અને હરિમોહનની છાતીમાં લાત મારી, પાસે પડેલી એક છરી હાથમાં લઇને ક્રોધ પૂર્વક બોલી ઉઠી કેઃ-"આ છરી જોઇ છે ? જો તને તારા પ્રાણની દરકાર હોય તો હવે એટલેથી જ અટકી જજે. મારા જેવી નાદાન છોકરી આવા પ્રસંગે કાંઇનું કાંઇ કરી બેસશે તો તારા જેવા નરાધમોને યમાલ-

યમાં પહોંચતા વાર નહીં લાગે, એટલું ખાત્રી પૂર્વક માનજે."

હરિમોહન ભૂમિ ઉપરથી ધૂળ ખંખેરતો ઉભો થયો. ક્રોધથી તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. કાંઇપણ બોલ્યા—ચાલ્યા વિના તે ત્યાંથી બહાર નીકળ્યો. બીજાજ દિવસથી માધુરીનો ઘરમાં સર્વત્ર તિરસ્કાર થવા લાગ્યો. રાંધવાનું—વાળવાનું તથા મજુરીનું સર્વ કામ માધુરીને માથે આવી પડયું! પરતું ખાવાનું પણ તે બીચારીને કોઇ આપતું નહીં. ટુંકામાં, તેણીના ઉપર દુઃખનું એક નવું વાદળ તુટી પડયું!

તિરસ્કાર—ગાળાગાળી તથા ઉપહાસ્યમાં માધુરીએ છ માસ વ્યતીત કર્યા. હવે વધારે વખત હરિમોહનને ત્યાં રહેવાનું તેણીને માટે અસહ્ય થઇ પડયું. પરંતુ અહીંથી કેવી રીતે નીકળવું અને ક્યાં નાસી જવું તેની તેણીને કશી સમજણ પડી નહીં. એક દિવસે રાત્રે માધુરી દાળમાં મીઠું નાંખવું ભુલી ગઇ, તેથી હરિમોહનને બહુ ક્રોધ ચડી આવ્યો. તેણે કેટલીક અવાચ્ય ગાળો દઇ માધુરીને ઘરની બહાર નીકળી જવાનો હુકમ કર્યો. માધુરી મુંગી મુંગી આ સર્વ સાંભળી રહી. છેવટે તેણે પોતે ઉભા થઇ માધુરીને ધક્કો મારી બહાર કાઢી મુકવાનો પ્રયત્ન કર્યો. આવા રાતના વખતમાં ક્યાં જઇને રહેવું તેનો નિર્ણય માધુરીથી થઇ શકયો નહીં. તેથી તેણીએ પાસેના એક તળાવ પાસે ઝાડીમાં ભરાઇ રહી રાત્રી પસાર કરવાનું વાજબી ધાર્યું અને ત્યાં જ રોતી રોતી બેસી રહી.

પ્રાયઃ એક મહીનાથી હરિમોહનને ત્યાં એક દાસી કામ કરવા માટે આવીને રહેતી હતી. સૌકોઇ તેને ભુતોરમાના નામથી બોલાવતા. તેણી પાણી ભરવાનું બ્હાનું કહાડી તળાવ પાસે આવી માધુરીને કહ્યું કે—"હરામખોરે કેવી ગાળો દીધી? ચાલ, બચ્ચા, તું મારી સાથે ચાલ. અહીંઆ પાસે જ મારી એક માસી રહે છે તેને ત્યાં હું તને મુકી આવું." એમ કહીને ભુતોરમાએ માધુરીના આંખના આંસુઓ લુછી નાંખ્યા.

માધુરી હરિમોહનનું નામ સાંભળી થરથરતી હતી. તેથી ભુતોરમાની માંગણી સ્વીકારવામાં લેશ પણ આનાકાની કરી નહીં માધુરી અને ભુતોરમા ધીમે ધીમે એક સુંદર ભવ્ય મહેલ પાસે આવી પહોંચ્યા. માધુરીએ એ બંગલા તરફ આંગળી કરીને કહ્યું કે—"આ કોનો બંગલો છે?"

ભુતોરમાએ કહયું—"મારી માસી અહીંઆ નોકરી કરે છે."

માધુરી નિઃસંકોચપણે તે બંગલામાં દાખલ થઇ, વિવિધ પ્રકારના મનોહર દ્રવ્યોથી દીવાનખાનાંઓ શણગારવામાં આવ્યા હતા. એક દીવાનખાનામાં માધુરીને બેસવાની ભલામણ કરતાં ભુતોરમાએ કહ્યું કેઃ—"તું અહીં બેસ. હું મારી માસીને બોલાવી લાવું."

માધુરીએ કહયુંઃ—"આટલા મોટા વિશાળ બંગલામાં એકે માણસ જણાતું નથી તેનું શું કારણ?"

ભુતોરમાઃ—"બધાં પેલી તરફ રહે છે. એમ કહીને દાસી ત્યાંથી બહાર નીકળી, દીવાનખાનાની બહાર નીકળી ભુતોરમાએ બારણાની બહારની સાંકળ ચડાવી દીધી તે

જ વખતે માધુરીને સંદેહ થયો કે આમાં કાંઈક કપટ છે. તેણીએ આસપાસ ફરી નાસી છુટવાનો માર્ગ શોધ્યો. પણ નાસવાની એકે અનુકૂળતા મળી આવી નહીં તેથી હતાશ હૃદયે પૃથ્વી ઉપર પડી આંખમાંથી અશ્રુ સારવા લાગી!

(૩)

અમે જે વખતની આ વાત કરીએ છીએ તે વખતે બર્દ્ધવાનના એક દુરાચારી રાજાના જુલમથી આસપાસના પ્રદેશમાં સર્વત્ર ત્રાસ વર્ત્તી રહ્યો હતો. તે વખતે સતી સ્ત્રીઓને પોતાના સતિત્વની રક્ષા કરવી બહુ મુશ્કેલ થઇ પડી હતી. ઉક્ત રાજાએ શાંતિપુરમાં પોતાના તરફથી એક બંગલો બંધાવ્યો હતો અને ત્યાં અનુરૂપચંદ નામના એક માણસની નિમણુક કરી દીધી હતી, તે માણસ સુંદર યુવતિઓની શોધ કરી તેમને પકડી પોતાના રાજા પાસે મોકલી દેતો. કોઇ કોઇ પ્રસંગે રાજા પોતે પણ આ શાંતિપુરના બંગલામાં આવી રહેતા. ભુતોરમા દાસી કે જે હરિમોહનને ત્યાં કામ કરવાના નિમિત્તથી રહી હતી તે પણ આ રાજાના તરફથી યુવતિઓને જાળમાં ફસાવવાનું કામ કરતી હતી, એમ કહેવાની જરૂર નથી. ભુતોરમાની નજર ઘણાં વખતથી માધુરી તરફ ગઇ હતી. કારણ કે તેણી જાણતી હતી કે માધુરીને રાજાજીની સેવામાં હાજર કરી શકાય તો રાજાજી ઘણા ખુશી થાય અને પુષ્કળ ઇનામ આપે. માધુરીનો પિતા જ્યાં સુધી જીવતો રહ્યો ત્યાં સુધી માધુરીને પકડી જવી એ કામ કાંઈ સહજ નહોતું. બ્રહ્મમોહનના મૃત્યુ બાદ ભુતોરમાએ જાણ્યું કે હવે માધુરીને જાળમાં ફસાવી શકાશે પરંતુ હરિમોહનની ખાસ દેખરેખ નીચે મુકાવાથી થોડો વખત ત્યાં પણ તેને નિષ્ફળ થવું પડ્યું. આખરે જ્યારે તેના સાંભળવામાં આવ્યું હતું કે હવે હરિમોહનની મહેરબાની માધુરી ઉપર પ્રથમના જેવી રહેવા પામી નથી ત્યારે તેણીએ હરિમોહનને મળી, પચાસ સોના મહોર હાથમાં મુકી પોતાનો આશય સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યો. હરિમોહને પણ તેમાં પોતાની સમ્મતિ આપી; તેથી ભુતોરમાને પોતાના ધારેલા કામમાં કેટલીક અનુકૂળતા પ્રાપ્ત થઇ. તે જ દિવસથી ભુતોરમાએ એક દાસી તરીકે હરિમોહનને ત્યાં રહેવાનું સ્વીકાર્યું, અને માધુરીને પકડી જવાનો પ્રપંચ રચવા લાગી. માધુરીને પ્રમોદ બાગમાં પુરી મુકી તેણીએ અનુરૂપચંદને જઈને ખબર આપ્યા કે રાજાજીને માટે એક સર્વોત્તમ સુંદરીને સપડાવવામાં આવી છે.

ભુતોરમાએ ધાર્યું હતું કે આ બાગમાં બીજું કોઈ નહીં હોય. પરંતુ વસ્તુતઃ તેમ નહોતું. જે દુરાચારી રાજાનું આપણે ઉપર વર્ણન કરી ગયા, તે રાજાજીએ પોતે તે જ દિવસે સાયંકાલે મુર્શીદાબાદથી મતિબાઇ નામની એક પ્રખ્યાત વેશ્યાને આ બાગમાં બોલાવી રાખી હતી. રાજાજી એકાંતમાં સંગીતનો જલસો સાંભળવા માંગતા હતા તેથી તેણે બે દિવસ અગાઉ મતિબાઇને આમંત્રણ મોકલી બગીચામાં બોલાવી હતી. રાજાજી પોતે બે દિવસ પછી પધારવાના હતા. ભુતોરમાએ માધુરીને એક ઓરડામાં બંધ કરી તે દેખાવ મતિબાઇ ગુપ્ત રીતે નીરખી રહી હતી. આવી સુંદર

યુવતીને આ ઓરડામાં શામાટે પુરવામાં આવી હશે, તેનો નિર્ણય કરવો મતિબાઇ જેવી ચાલાક વેશ્યાને માટે કાંઈ મુશ્કેલ નહોતો. પરંતુ તેજ સાથે તેણીને એક નવો વિચાર ઉદ્દભવ્યો. તેણીએ વિચાર્યું કે જો આવી પરમ રમણીય સુંદરીને અહીંથી નસાડી હોય તો બહુ લાભ થાય. કારણ કે મારી ઉમર ત્રીસ વર્ષની તો થઇ ચુકી છે. મારૂં આકર્ષણ પણ ધીમે ધીમે મંદ થતું જાય છે. જો એક રૂપવતી સુંદરીને અત્યારે હાથમાં કરી લઉં અને તેને કેળવીને તૈયાર કરૂં તો વખત જતાં મુર્શીદાબાદ જેવા શહેરમાં હું એકલી સત્તા ચલાવી શકું.

પાંજરામાં પુરેલી વાઘણની માફક માધુરી બંધ ઓરડામાં આમ તેમ ફરી રહી હતી, તેણી ભુતોરમાની દુષ્ટતા સમજી ચુકી હતી, અને હવે કોઇ નરાધમ આવવો જો ઈએ એમ પ્રત્યેક મુહુર્ત્તે આશંકા રાખી રહી હતી. બારણું ઉઘડતું જોઇ તેણીએ કમરમાં ભરાવેલું ખંજર બહાર કાઢ્યું પરંતુ કોઇ પુરૂષને બદલે એક વૃદ્ધા બાઇને પોતાની તરફ આવતી જોઈ નિશ્ચિંત બની. માધુરી એકદમ દોડી જઇને પેલી નવી આવનારી વૃદ્ધાબાઇના પગમાં પડી અને કરગરીને પ્રાર્થના કરી કે:–" આપ ક્ષમા કરો, મને છોડાવો."

માધુરીએ ધર્યું હતું કે આ બાઇ આ બંગલાની માલેક હોવી જોઇએ. મતિબાઇએ પણ સંપૂર્ણ દંભપૂર્વક જાણે પોતેજ આ મકાનની સત્તાધીશ હોય તેવી રીતે બોલવાની શરૂઆત કરી તેણીએ કહ્યું કે:–" જો બચ્ચા, મને બધી ખબર પડી ગઈ છે. મારા છોકરાનું દુરાચરણ જોઇ મારૂ કાળજું સળગી જાય છે, અને કોઇ વખત તો આત્મઘાત કરીને મરી જવાનું પણ મન થઇ આવે છે. અરે, ભગવાન્! એ નરાધમે કોણ જાણે કેટલી સતી સ્ત્રીઓનાં સતીત્વો નષ્ટ કર્યાં હશે? મારી વ્હાલી પુત્રી તું ચાલ, મારી સાથે આવ. હું તને બીજે કયાંઇ મોકલી આપું."

માધુરી રડતી રડતી બોલી:–" માતાજી, આ સંસારમાં મારે એકે આધાર નથી, આપ રક્ષા કરશો તો પ્રભુ આપના ઉપર કૃપા કરશે."

મતિબાઇ દુઃખિત સ્વરે બોલી:–" પણ જો તું અહીં રહીશ તો પછી મારાથી તારૂં રક્ષણ થઇ શકશે નહીં. મુર્શીદાબાદમાં મારી એક છોકરીનું સાસરૂં છે. ત્યાં તારે જવું હોય તો તને હમણા જ મોકલી આપું. તેનું આડું–અવળું થોડું ઘણું કામ કરીશ તો તારા ઉપર તે બહુજપ્રસન્ન રહેશે"

માધુરી આ મતિબાઇની ઠગાઈ કાંઇ પણ સમજી શકી નહીં, તેણીએ ગભરાએલા ચિત્તથી કહ્યું:—" તો મને ત્યાં જ મોકલી આપો."

"વારૂ જરાવાર અહીં બેસી રહે. હું તારે માટે બંદોબસ્ત કરી આવું છું" એમ કહીને મતિબાઇએ પોતાના એક વિશ્વાસુ માણસને એક નૌકા તૈયાર કરવાની આજ્ઞા કરી. તેજ રાત્રીએ અભાગિની માધુરી મતિબાઇની એક દાસી સાથે મુર્શીદાબાદ ખાતે વેશ્યાઓની મધ્યમાં રહેવા રવાના થઇ!

(૪)

ત્રણ દિવસે માધુરી મુર્શીદાબાદ ખાતે

પહોંચી. જ્યારે તેણી મકાન ઉપર પહોંચી અને વસ્તુસ્થિતિથી માહિતગાર થઇ ત્યારે તેણીને ખબર પડી કે એક આફતમાં બચવાની સાથે બીજી એક મોટી આફતમાં પોતે આવી પડી છે! મકાન તથા આડોશી-પાડોશીઓની રહેણી-કહેણી ઉપરથી તેને જણાયું કે આ ઘર કોઇ ગૃહસ્થનું નિવાસસ્થાન તો ન જ હોય. તેણી પોતે હાથે રસોઇ કરી આહાર કરવા લાગી. માધુરીના મુર્શીદાબાદમાં આવ્યા પછી ત્રણદિવસે મતિબાઇ પણ આવી પહોંચી, મતિબાઇના આગમન પહેલાં જ માધુરીએ હવે પછી શું કરવું તેનો નિર્ણય કરી રાખ્યો હતો. તેણીએ નિશ્ચય કર્યો કે વિદેશમાં આવી શત્રુ પાસે જોર કરવાથી આપણું કાંઇ ચાલી શકે નહીં, ગમે તે પ્રકારે આત્મ રક્ષા કરવી એજ યોગ્ય અને સહિસલામત છે. મતિબાઇ પોતે એક કુલટા નારી છે, અને તેથી તેણીને પૈસાની લાલચ આપી રાજી કરવી તે સિવાય બીજો એકે માર્ગ નથી. હું પોતે જો પૈસોપ્રાપ્ત[illegible]ી તેને અર્પણ કરતી રહીશ તો ખરેખર તેણી મારા ઉ[illegible] બહુ પ્રસન્ન રહેશે. મતિબાઇએ જ્યારે [illegible]ી પાસે આવીને વિવિધ પ્રકારના ઉપદે[illegible]વા માંડયા [illegible]રે માધુરીએ લેશ પણ અનિચ્છા કે ક્રોધ પ્રકટ કર્યો નહીં, બલ્કે પોતે આ ધંધામાં સામેલ થવા માંગે છે એવી ઇચ્છા પ્રકટ કરી. મતિબાઇની આશા બહુજ અનાયાસે સફળ થઇ ગઇ! તેથી તેણીને બહુ આનંદ થયો. છેવટે મતિબાઇએ કહ્યું કે:—'મેં તારો બધો વૃત્તાંત સાંભળ્યો છે. તને તારા કાકાએ જે કષ્ટ આપ્યું છે તેના કરતાં અહીં હજારગણું સુખ અને સગવડતા તને મળી રહેશે, જો, હું અહીં કેટલી સુખચેનમાં રહું છું? તું પણ તેના કરતાં વધારે મોજમજા ભોગવી શકીશ."

મતિબાઇને આગળ બોલતી અટકાવી, માધુરી વચમાંજ બોલી ઉઠી કે:—"નસીબમાં જે કાંઇ આગળથી લખાઇ ગયું હોય તેને કોણ ટાળી શકે? હવે આ ધંધો જ્યારે મારે કરવો જ પડે તેમ છે તો પછી એક બે વાતોના ખુલાસા થઇ જાય તો મને બહુ અનુકુળતા થાય."

માત અતિ ઉત્સુકતાથી બોલી:—"કહે તારે શું પુછવું છે?"

માધુરીએ કહ્યું:—"પ્રથમતો હું એજ જાણવા માગું છું કે સતિત્વ નષ્ટ કરવાથી આ ધંધામાં વધારે ધન પેદા કરી શકાય, કે કેવળ નાચ-ગાન શીખવાથીજ વિશેષ ધન પ્રાપ્ત કરી શકાય?"

મતિ સહેજ હસી અને બોલી કે:—"સમજી, પ્રથમ હું જે કહું તે સાંભળી લે. તારા જેવી રૂપવંતી રમણી હમેશાં રૂા. ૧૫ તો ગમે તે રીતે મેળવી શકે એવો આ ધંધો છે. તેમાં પણ જો તારા નસીબ ચઢીઆતાં હોય અને કોઇ રાજા-મહારાજાની તારી ઉપર નજર પડી જાય તો પછી કોઇ જાતની ચિંતા જ ન રહે!"

માધુરી—"સતીત્વની રક્ષાપૂર્વક કેવળ નાચ ગાનનો જ ધંધો કરૂં તો?"

મતિબાઇ—"મને આ ધંધામાં પ્રાયઃ વીસ વરસ થયા છે. કેવળ નાચ-ગાનથી જ પોતાનો ધંધો કોઇએ ચલાવ્યો હોય એમ મારા અનુભવમાં હજી આવ્યું નથી. જો કોઇ પોતાનું સતીત્વ સાચવી રાખી

ન રંગાનનો જ ધંધો કરે તો સો કરતાં વધારે માન-મરતબા સાથે પુષ્કળ ધન મેળવી શકે એમાં તો કંઇ શંકા જ નથી! અરે, એવી પવિત્રતા જો સચવાય તો તો રોજના હજાર રૂપીઆ પ્રાપ્ત કરી શકાય!"

માધુરી—"તમને માત્ર પૈસાની જ રૂર છે. સતિત્વનો નાશ કરીને બહુ બહુ તો મહીને ૨૦૦-૭૦૦ રૂપીયા પેદા કરી શકીશ. પણ તે ક્યાં સુધી? જ્યાં સુધી રૂપ અને યૌવન છે ત્યાં સુધી જ એ બની શકે. પરંતુ જો હું બરાબર ગાતાં-વગાડતાં શીખું અને કેવળ સંગીતથી જ ધન પ્રાપ્ત કરવાલાગું તો વૃદ્ધાવસ્થામાં પણ કોઇ જાતની હરકત પડે નહી. તમારો ઉદ્દેશ કેવળ પૈસા જ કમાવાનો છે. હું તમને ગમે તે રીતે ધન પેદા કરી આપીશ, પરંતુ તમે એક સરત કરો કે મારા સતીત્વનો નાશ કરવા તમે કોઇ જાતની મારા ઉપર ફરજ પાડી શકો નહી"

મતિબાઇ હસતા હસતા બોલી :- "તું નવી છે. તેથી જ આવા વિચારો તને આવે છે. એ વિચારો, પ્રમાણે કાયમ ટકી રહેવું સહજ વાત નથી, વખત જતાં તું પોતે જ તારા સતિત્વ પ્રત્યે બેદરકાર બનીશ, એવી મને ખાત્રી છે તો પણ તેને માટે કોઇ જાતની ફરજ નહીં પાડું, એમ હું બંધાઉં છું. આજે જ ઉસ્તાદજીને બોલાવું છું, કાલથી જ ગાન-નાચ શીખવાની શરૂઆત કરી દેજે."

મતિબાઇ ત્યાંથી ચાલતી થઇ. માધુરી પોતાના હૃદયના વેગને રોકી શકી નહીં, તેથી મતિબાઇની કલંકિત શય્યામાં મુખ છુપાવી રડતી રડતી ત્યાં જ સુઇ ગઇ

(૫)

માધુરીને પહેલેથી જ લખતાં વાંચતાં આવડતું હતું, તેથી સંગીતના અભ્યાસમાં તે એકદમ આગળ વધવા લાગી. તેનો કંઠ પણ મુળથી જ મધુરતા પૂર્ણ હતો. રાત-દિવસ સખ્ત પ્રયત્ન કરવાથી માત્ર છ માસમાં જ તેણી એક સર્વોત્તમ ગાનારી બની શકી. તેણીએ આવી પાપી વેશ્યાઓની મધ્યમાં રહેવા છતાં પોતાના સતીત્વનું કેવી રીતે રક્ષણ કર્યું તે બનાવ ખરેખર બહુ આશ્ચર્ય ઉપજાવે તેવો છે. તેણીએ પોતાનું માધુરી નામ છુપાવી રાખી "મુન્નાબાઇ" નામ જન સમાજમાં પ્રચલીત કર્યું. બે-ત્રણ ઠેકાણે તેનો સંગીતનો જલસો થયો એટલા ઉપરથી તેનું નામ આખા મુર્શીદાબાદ શહેરમાં પ્રસિદ્ધ થઇ ગયું! એક બે વર્ષમાં તો મુન્નાબાઇને રોજના મુજરાના હજાર હજાર રૂપીયા મળવા લાગ્યા. મુન્નાબાઇની આ રીતની પ્રસિદ્ધિ તથા કીર્ત્તિ સાંભળી મતિબાઇએ સતીત્વનો નાશ કરવાની કદાપિ ફરજ પાડી નહીં, જો કે મુર્શીદાબાદના ઘણા ખરા શ્રીમંતો તથા રાજપુત્રો તેને તેમ કરવાની ભલામણ કરતા, પરંતુ તેણી માધુરીને કોઇ રીતની ફરજ પાડી શકતી નહી.

મતિબાઇએ અનેક રાજપુત્રોની માગણીને તિરસ્કારી કહાડી. પરંતુ એક માત્ર રાજા શશીશેખરને ના પાડી શકી નહીં. રાજા પણ મતિબાઇને રોજ હજારો રૂપીઆ આપવા લાગ્યો અને માધુરી ગમે તે

રીતે પોતાને વશીભૂત થાય તે માટે પુનઃ પુનઃ પ્રાર્થનાઓ કરવા લાગ્યો. એક દિવસે બહુ હિમ્મત આણી મતિબાઇએ માધુરીને સતીત્વના વિક્રય માટે ભલામણ કરી, તેમ જ તે સિવાય બીજી કેટલીક લાલચો પણ આપી. છતાં માધુરીએ એટલું જ કહ્યું કેઃ—"વળી પાછી એની એ જ વાત?" માધુરીનો આ ઉત્તર સાંભળી મતિ કાંઇ વધારે બોલી શકી નહીં, પરંતુ રાજા શશિશેખર એટલેથી જ નિરાશ થાય તેવો નહોતો. મતિબાઈએ છેવટે રાજાજીને કહી દીધું કેઃ—" એમાં મારો કશો ઉપાય ચાલી શકે તેમ નથી. તમે પોતે તેને માટે પ્રયાસ કરો તો તેમાં મારો કોઇ જાતનો વાંધો નથી."

રાજા શશિશેખર એક દિવસે મુન્નાબાઇની મુલાકાતે આવ્યો. મુન્નાબાઇ સર્વની સાથે ખુશીથી મળતી, તેમ જ સર્વની સાથે વાતચીત પણ કરતી, રાજા શશિશેખરને પણ મળવાને વખત આપી ચોક્કસ વખતે મુલાકાત લીધી. ત્યાર પછી તેઓની વચ્ચે શું વાતચીત થઇ તે આપણે બીજા દેખાવમાં જોઇ ગયા છીએ.

એક શનીવારે સાયંકાળે રાજા શશિશેખર મહા આનંદ પૂર્વક મુન્નાબાઇને મળવા આવ્યો. માધુરીએ તેને પોતાના પલંગથી થોડે દૂર પડેલી એક પાટ ઉપર બેસવાનું કહ્યું. દાસી આવીને એક રૂપાની રકાબીમાં પાન-તમાકુ વિગેરે મુકી ત્યાંથી ચાલતી થઇ. રાજા શશિશેખર પોતાની સાથે બહુ મુલ્ય હીરાનો હાર લેતો આવ્યો હતો. તે હાર તેણે મુન્નાના ગળામાં પહેરાવવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી. માધુરીએ કહ્યું કેઃ—"એ હાર મને અર્પણ કરવા માંગતા હો તો ત્યાં જ મુકી રાખો. આપના ગયા પછી આપની એ ભેટ હું બહુ આનંદ પૂર્વક સ્વીકારીશ. આપને એક બે ગાયન સાંભળવા હોય તો ખુશીથી સાંભળો."

માધુરીએ વીણાના તારોને બરાબર મેળવી મધુર–અપ્સરાના જેવા કોમળ સ્વરોમાં એક પછી એક એમ ચાર પાંચ ગાયનો ગાઇ સંભળાવ્યા. રાજા આ ગાયનો ઉપર એટલો બધો મુગ્ધ થઇ ગયો કે હવે તેનાથી વધારે ગાયન સાંભળ્યા વિના રહી શકાયું નહીં. જે સંગીતને લીધે વનના જંગલી પશુઓ પણ મોહિત થઇ જાય તે સંગીતના પ્રતાપે મનુષ્યો પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થઇ જાય તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? રાજાએ કહ્યું કેઃ-હવે એક ગાયન થવા દો."

માધુરીએ કહ્યું:—" મારી પાસે બે કામ નથી. હું એકજ કામ કરૂં છું. આપને મારૂં વિશેષ સંગીન સાંભળવું હોય તો આપ પ્રતિજ્ઞા કરો કે તે સિવાય બીજી કોઇ જાતની મને તમે ફરજ પાડી શકો નહીં. હું જેને મારૂં સંગીત સંભળાવું છું તેને મારા દેહનું કદાપિ દાન કરતી નથી. હવે આપ કહો કે આપ શું ઇચ્છો છો?"

રાજાના કાનોમાં હજી પણ એલો સંગીતનો મધુર ધ્વની રમી રહ્યો હતો. તેણે કહ્યું:—" બાઇજી, મને બીજાની કશાની જરૂર નથી. મને માત્ર એક ગાયન સંભ-

લાવે.” માધુરીએ પુનઃ એક બે ગાયનો ગાવા. ત્યાર પછી રાજા ઘણીવાર આવી તેની પાસે સંગીત સાંભળી ત્યાંથી ચાલ્યો જતો. કોઈ દિવસ તે પોતાની દુષ્ટ વાસના જાહેર કરવાની હિંમત કરી શક્યો નહીં. માધુરીએ આવી રીતે એક માત્ર રાજા શશીશેખરને જ નહીં, પણ એવા અનેક દુરાચારી યુવકોને વશીભૂત કર્યા હતા અને તેમને ધીમે ધીમે ઉપદેશ આપી સદાચારના માર્ગ ઉપર મુકી દીધા હતા. ક્રમે ક્રમે સમસ્ત દેશમાં મુન્નાબાઈની સત્કીર્તિ પ્રસરી ગઈ!

બહુ આડંબર રાખવો એ માધુરીને મૂળથીજ પસંદ નહોતું. તેથી તેણીને ખર્ચ પણ બહુ ઓછો થતો. પુરાં બે વરસ નહીં થયાં હોય તેટલામાં તેણીએ બે લાખ રૂપીઆ એકઠા કરી લીધા. એક દિવસે તેણીએ મતિબાઈને બોલાવીને કહ્યું કે:–'જુઓ, મેં તમને તમારે માટે જોઈએ તે કરતાં પણ અધિક રૂપીયા ભેગા કરી દીધા છે. હવે હું આ કામમાંથી છુટી થવા માંગું છું. તમે મારી જીંદગીની કેવળ એજ વાતો જાણો છો. મારૂં યથાર્થ જીવન કેવા પ્રકારનું છે તે વિષે તમે કાંઇજ જાણતા નથી, તેથી હું આજે તમને વિસ્તાર પૂર્વક મારી પોતાની કર્મકથા કહેવા માગું છું તે લક્ષપૂર્વક સાંભળો. હું મારી બાલ્યાવસ્થામાં જે એક નવયુવકને સંપૂર્ણ પ્રેમથી ચાહતી હતી, તે યુવક મને કષ્ટ થશે–મારા નામને કલંક ચોંટશે એવા ભયથી ઘણાં વર્ષો થયાં આ દેશનો ત્યાગ કરી ગયો છે. જે કલંકના ભયને લીધે તેને જવું પડયું તે કલંક છેવટે મારા શિરે આવ્યા વિના રહ્યું નહીં, તે મેં કોઇ જાણે છે. અગર મને પહેલેથી જ હિમ્મત આવી હોત, સર્વ નાશનું મૂળ એવું આ સૌંદર્ય જો મૂળથી જ મારી પાસે ન હોત, તો હું અત્યાર પહેલાં કયારનીયે તેની તપાસમાં નીકળી ચૂકી હોત! આ ત્રણ વર્ષ સુધી વેશ્યાનો ધંધો કરવા પછી મારા હૃદયમાં સંપૂર્ણ હિમ્મત આવવા પામી છે, અને તેથી તે યુવકની શોધ કરવા બહાર નીકળી પડવાનો મેં નિશ્ચય કર્યો છે. સદ્ભાગ્યે જો તેના કયાંય દર્શન થશે તો તેના ચરણમાં આ જીવનનો ત્યાગ કરી મારા સમસ્ત પાપોનું પ્રાયશ્ચિત કરીશ. અત્યાર સુધીમાં આ બે લાખ રૂપીયા પેદા કર્યા છે તેમાંથી એક લાખ રૂપીયા કાશીમાં સંન્યાસીએને માટે એક ધર્મશાળા બનાવવી એવો પણ મેં ઠરાવ કરી રાખ્યો છે. મેં જે યુવક વિષે વાત કરી તે યુવક સંન્યાસી બની ગયો છે, તેથી કોઇ દિવસ એ ધર્મશાળામાં આવી ચડશે. તેજ ધર્મશાળામાં એક શીલલેખ પણ કોતરાવી રાખીશ. અગર તે યુવક મને છેક ભુલી ગયો નહીં હોય તો તે શીલાલેખ વાંચી મારી તપાસ કર્યા વિના રહેશે નહીં. તપાસ કરતા કરતા તે અહીંઆ મુર્શીદાબાદમાં આવશે અને તમને મળશે. તમે તેમને મારા વિષેનો સઘળો વૃત્તાંત નિવેદન કરજો અને કહેજો કે માધુરી આટલા લાંબા વખત સુધી અહીં રહી, છતાં તેણીએ પોતાના સતીત્વને લેશ પણ ખંડિત થવા દીધું નથી. કેવા કમનસીબ સંયોગોમાં મારે મારા ઘરની બહાર નીકળવું પડયું હતું તે વૃતાંત તો તમે જાણો છોજ, તે પણ તેમને કહી બતાવજો. હું તે યુવકની સાથે

વધારે વખત રહી શકું એવી આશા રાખતી નથી; માત્ર મૃત્યુ પહેલાં તેના એક વખત દર્શન કરી લઉં એજ મારા અંતઃકરણની એક માત્ર પ્રબળ ઇચ્છા છે. વધારે રૂપીયાની મને જરૂર પડે તો પ્રસંગોપાત આ લાખ રૂપીયામાંથી મોકલવાની મહેરબાની કરશો."

બીજેજ દિવસે માધુરીએ સંન્યાસ ગ્રહણ કરી મુર્શીદાબાદનો ત્યાગ કર્યો. કેટલાક મહીના પછી કાશીમાં "પ્રાયશ્ચિત્ત" નામની ધર્મશાળા પણ સ્થપાઇ! પરંતુ ત્યાર પછી માધુરી ક્યાં ચાલી ગઇ તેની કોઇને કશી પણ ખબર પડી નહીં. છ-સાત મહિનામાં તો દરેક તીર્થે તીર્થે અને ગામે ગામે માતાજી સંન્યાસિનીની અપૂર્વ કરૂણાનો મહિમા સર્વત્ર પ્રસરી ગયો!

## તૃતીય દેખાવનું સ્પષ્ટીકરણ.

### (૧)

લલિતપ્રસાદે સન્યાસ ગ્રહણ કરી પ્રથમ તો ગુરૂની શોધ કરી. હરિદ્વારમાં અનેક યોગીઓની પાસે તે ગયો પરન્તુ કોઈએ તેના ગુરૂ બનવાનું સ્વીકાર્યું નહીં, ત્યાર પછી કેટલેક દિવસે અભેદાનંદ નામના એક સન્યાસી તેને મળ્યા, અને તેમણે લલિતને દીક્ષા આપવાનું કબુલ કર્યું. લલિતપ્રસાદે દસ વરસ સુધી હિમાલયમાં રહી ધ્યાન-ધારણાદિનું શીક્ષણ લીધું. અનેક પ્રકારની કઠોર સાધના અને તપશ્ચર્યાઓ કરી, પરંતુ યોગ સંબંધી શિક્ષણ જેવું જોઇએ તેવું તેના અંતઃકરણમાં પરિણમ્યું નહિ. દશ વર્ષ પછી પુનઃ તે ગુરૂ પાસે આવ્યો. અભેદાનંદે થોડી ક્ષણો સુધી શિષ્યની સામે જોઇને કહ્યું કે "તું સ્ત્રીના પ્રેમથી બંધાયેલો છે. મને તેં એ સંબંધે આગળથી વાત કેમ ન કરી? તારા જેવાથી યોગની સાધના થવી અશક્ય છે. અગર તે સ્ત્રીની પરવાનગી તું મેળવી શકે તો જ યોગના વિષયમાં તારી ગતિ થશે."

ન છુટકે લલિતપ્રસાદને પોતાના દેશમાં પાછું ફરવું પડયું. આવતા આવતા રસ્તામાં તેણે વિચાર કર્યો કે દેશમાં જઇને હું શું કરીશ? દેશ ત્યાગ કર્યાને દશ વર્ષ તો થઇ ચૂક્યા! માધુરી મને શું ભૂલી નહીં ગઇ હોય? બેશક, ભૂલી ગઇ હશે. મારા જેવી તે તદ્દન બેવકુફ નથી. વળી, વિચાર કર્યો કે--નહીં, અનેક બાળ વિધવાઓ જોઇ છે. પણ માધુરી તો જગતમાં એક જ છે. મેં તેને લખતા-વાંચતા શા માટે શીખવ્યું? એ પ્રમાણે અનેક વિચારો કરી જોયા. છેવટે એવો નિર્ણય કર્યો કે દેશમાં તો ન જ જવું. યોગનું શીક્ષણ સંપૂર્ણ રીતે ન લેવાયું તો ખેર. હવે તો માધુરીના ધ્યાનમાં જ જીંદગી પુરી કરવી.

લલિતપ્રસાદ પશ્ચિમ પ્રદેશમાં ઘણું રખડયો. જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં તેણે એક માતાજી-સંન્યાસિનીજીના જ ગુણનો મહિમા સાંભળ્યો. આવી ગુણશાલી સંન્યાસિની કોણ હશે તે જાણવાની અને જોવાની તેને પ્રબળ ઉત્સુકતા થઇ! તે માટે અનેક પ્રયત્નો કર્યા પણ એકે પ્રયત્ન ફળીભૂત થયો નહીં. છેવટે તેણે સાંભળ્યું કે ઉક્ત સંન્યાસિની માતા હમણા કાશી ક્ષેત્રમાં પધાર્યાં છે. તેથી તે અનેક તીર્થો ભમતો ભમતો છેવટે કાશીમાં આવ્યો.

દશાશ્વમેધઘાટ ઉપર નૌકામાંથી ઉતર્યો અને ત્યાં એક બીજા યોગી સાથે જે વાર્તાલાપ થયો તે આપણે આગળ જોઇ ગયા છીએ.

"માધુરી–મહિમા" નામની ધર્મશાળામાંથી નીકળ્યા પછી લલિતપ્રસાદની આંખે અંધારા આવવા લાગ્યા ! "શું મુન્નાબાઇ એજ માધુરી હશે. ? માધુરી છેવટે કુલટા–વેશ્યા બની ? મુર્શીદાબાદમાં જઇ વેશ્યાનો ધંધો કરવો તેને યોગ્ય લાગ્યો ?" વિગેરે વિગેરે વિચારોમાં તે બની શકે તેટલો ધર્મશાળાથી દૂર ગયો. છેવટે દશાશ્વમેધ ઘાટ ઉપર આવીને હતાશ ચિત્તે ત્યાં જ પડયો રહ્યો. એકાએક તેને વિચાર ઉદ્ભવ્યો કે.–"શું મારે હવે આવી રીતે તદ્દન બેવકુફ બની જવું ઉચિત છે ? માધુરી નામ શું દુનીયામાં બીજા કોઇનું નહિ હોય ? મારે મારી માધુરી જ શા માટે ધારી લેવી ? ખરેખર જો મારી માધુરીએ વેશ્યાનો ધંધો સ્વીકાર્યો હોય તો મુર્શીદાબાદ જેટલે દૂર આવવાનું શા માટે તે પસંદ કરે ! પણ નહીં–એમ બનવું અસંભવીત નથી. ગમે તેમ હો એ મુન્નાબાઈ કોણ છે તે તો મારે જાણવું જ જોઇએ." લલિતપ્રસાદ તે જ રાત્રીએ મુર્શીદાબાદ તરફ રવાના થયો.

મુર્શીદાબાદમાં તપાસ કરવાથી લલિતને જણાયું કે મુન્નાબાઇએ તો બે વર્ષ થયાં સંન્યાસવ્રત ગ્રહણ કર્યું છે. મતિબાઈ નામની એક વૃદ્ધ વેશ્યા મુન્નાબાઇ સંબંધી સઘળી વિગતથી માહીતગાર છે. લલિતે મતિબાઇ પાસે જવામાં વિલંબન કર્યો. મતિબાઇને ત્યાં ગયા પછી કોઇએ કહ્યું કે મતિબાઈ પણ છ મહિના થયાં કાશી ખાતે જઇને રહી છે. મુર્શીદાબાદમાં લલિતપ્રસાદે મુન્નાના ગુણની અનેક વાતો સાંભળી. પોતે વેશ્યા બનવા છતાં માધુરી પોતાના સતીત્વની રક્ષા કરી શકી, એમ સાંભળી તેને બહુ આનંદ થયો. ત્યાંથી તે શાંતિપુર ખાતે પાછો ફર્યો ત્યાં તેણે અનેક પ્રકારની અફવાઓ સાંભળી. કોઇએ કહ્યું કે હરિમોહન માધુરીનું સતિત્વ નષ્ટ કરી છેવટે ગંગામાં ડુબીને મરી ગયો." કોઇએ કહ્યું કે–"મતિબાઇ નામની એક વેશ્યા સાથે રહી માધુરી પણ છેવટે વેશ્યા બની ગઈ !" તે શિવાય બ્રહ્મમોહનના અને, તેની સ્ત્રીના આકસ્મિક મૃત્યુના પણ સમાચાર તેના સાંભળવામાં આવ્યા. માધુરીને પોતાના કાકાને ત્યાં જે જુલમ સહન કરવો પડયો હતો તે વિષે પણ કેટલીક વિગતો તેના સાંભળવામાં આવી. આ સર્વ વાતો સાંભળી લલિતે રાત્રીએ ગંગાનદીના કીનારા ઉપર આવી હૈયાના ભારને હલકો કરવા ગંગાજળ સાથે પોતાની આંખના થોડાં અશ્રુબિન્દુઓને પણ તણાવા દીધા ! ..

અંતે લલિતપ્રસાદ કાશીમાં આવ્યો. ઘણી મહેનતે માંડ માંડ મતિબાઇનો પતો લાગ્યો. ત્યાં જઇ લલિત માધુરીના જીવનની સંપૂર્ણ વાતોથી વાકેફ થયો. માધુરીએ વેશ્યાનો ધંધો સ્વીકારવા છતાં છેવટ સુધી પવિત્ર રહી છે; અને આખરે પવિત્ર સન્યાસવ્રત લીધું છે એમ સાંભળી હર્ષથી તેનું અંતઃકરણ ઉભરાઇ આવ્યું ! ત્યાંથી તે આગળ ચાલ્યો.

કેટલાક દિવસો પછી લલિતનું મન સ્થિર થયું. તેણે વિચાર કર્યો કે "માધુ-

રીએ બાલ્યાવસ્થામાં પોતાના રૂપ-ગુણથી શાંતિપુરને મુગ્ધ કર્યું હતું, વેશ્યાનો ધંધો કરી મુર્શીદાબાદને મુગ્ધ કર્યું અને છેવટે કાશીમાં આવી પોતાના ધર્માચરણથી જગતને મુગ્ધ કર્યું! સન્યાસિની બનવા છતાં તેના હૃદયનું બળ છુપું રહી શક્યું નહીં! જે માતાજી સન્યાસિનીના ગુણોનું કીર્ત્તન હું અત્યાર સુધી સાંભળતો આવ્યો છું તે બીજી કોઇ નહીં પણ મારી માધુરીજ છે, એમાં હવે કોઇ જાતનો સંદેહ નથી."

લલિતપ્રસાદે સાંભળ્યું કે હાલમાં સંન્યાસિની માતાજી પ્રયાગમાં આવીને રહ્યાં છે, તેથી તે એકદમ તે તરફ રવાના થયો.

પ્રયાગ તીર્થમાં ગંગા યમુનાના સંગમ સ્થળ ઉપર ઉભી રહી એક સંન્યાસિની નદીનું સૌંદર્ય એકી ટસે નીરખી રહી હતી. જટાથી પીઠનો સમસ્ત પ્રદેસ છવાઇ ગયો હતો. જમણા હાથમાં કમંડળ અને ડાબા હાથમાં ત્રિશુલ શોભી રહ્યું હતું. સમસ્ત અંગ ભસ્મથી અવરાયલું હતું. જાણે કે શિવની આરાધનાર્થે સાક્ષાત ઉમાદેવી કેમ ઉભાં નહોય?

પોતાના તરફ દુરથી કોઇને દોડી આવતો જોઇ સંન્યાસિની માતાએ પાછળ નજર કરી તો જણાયું કે એક સંન્યાસી ઉન્મત્તની માફક પોતાની પાસે દોડી આવે છે. સન્યાસિનીનું સમસ્ત શરીર થરથર ધ્રુજવા લાગ્યું! મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળી શકયો નહીં. માંડમાંડ તેણીના મુખમાંથી અસ્પષ્ટ સ્વરોમાં આટલા શબ્દો નીસરી પડયાઃ—"આટલા બધા દિવસે મને યાદ કરી!" ત્યાર પછી પોતાનો ડાબો હાથ લંબાવી પેલા સંન્યાસીને થોડે દુર ઉભા રહેવાની આજ્ઞા કરી. લલિતપ્રસાદ ચમકીને ઉભો રહ્યો! એટલામાં પેલી સંન્યાસિની પણ અચાનક દિગ્મૂઢ જેવી ધરણી ઉપર પડી ગઇ. લલિતપ્રસાદથી હવે રહેવાયું નહીં. સંન્યાસીનીને જાગૃત કરવા તે સહેજ આગળ વધ્યો હશે. તેટલામાં સંન્યાસિનીએ ધીમે ધીમે કહ્યું કેઃ—"મને સ્પર્શ નહીં કરતા." લલિતપ્રસાદે વ્યાકૂળ કંઠે કહ્યું કેઃ—"માધુરી! માધુરી! આટલાં આટલાં વર્ષો સુધી યોગનો અભ્યાસ કર્યો, તપશ્ચર્યાઓ કરી, પરંતુ કોઈપણ પ્રકારે સફળતા પ્રાપ્ત કરી શકયો નહીં. પેલું માધુરીમય મુખ બાર વર્ષ થયાં મારી નજર આગળ તરી રહ્યું છે. આજ તને આ વેશમાં જોઇ મને એટલું બધું દુઃખ નથી થતું. પણ તારા દુઃખની અને કષ્ટની વાતો સાંભળી મારૂં હૃદય ચીરાઈ ગયું છે. બોલ-બોલ, માધુરી—"

લલિતપ્રસાદને આગળ બોલતો અટકાવી, માધુરીએ મસ્તિષ્ક ઉચું કર્યું અને કહ્યું કેઃ—"બાર વર્ષો થયાં તમારા ધ્યાન વિના બીજું કાંઇ કામજ કર્યું નથી. તમારા નામના પ્રતાપથી તેમજ વિધાતાની દયાથી આટલાં આટલાં કષ્ટો ભોગવવા છતાં એકે કષ્ટ મારા મનને સ્પર્શ કરી શકયું નથી. વેશ્યા બનવા છતાં મેં મારૂં સતિત્વ નષ્ટ થવા દીધું નથી. હું પરસ્ત્રી છું-વિધવા છું એ વાત શું તમે ભૂલી ગયા? આ દેહ ઉપર મારો શું અધિકાર છે કે તમને તે અર્પણ કરી શકું? આ

દેહ મારા પિતાએ મારા સ્વામીને અર્પણ કર્યો છે. અને તેથી આ દેહ કાયમને માટે મારા સ્વામીનો જ બની ચૂકયો છે. પરદ્રવ્યનું હરણ કરવું એ શું સજ્જન પુરૂષોને ઉચિત છે ? તમારા જેવા પરપુરૂષે મારા અંગનો સ્પર્શ કરી મને કલંકિત કરવી એ શું તમને યોગ્ય લાગે છે ? હું માત્ર તમારા દર્શન કરવા માંગતી હતી—પ્રભુને મારી માત્ર એકજ પ્રાર્થના હતી અને તે એજ કે ગમે ત્યારે પણ એકવાર તમારા દર્શન થાય ! તમારા ચરણમાં પ્રાણ આપવા એજ એક માત્ર ઈચ્છાથી આ દેહ હજી સુધી ટકાવી રહી છું. નહીંતર અત્યાર સુધીમાં હું કયારનીયે મરી ગઇ હોત ! જે દિવસે મારા પિતાએ મારો વિવાહ કર્યો તે જ દિવસે મેં તો નક્કી જ કરી રાખ્યું હતું કે હવે મારા નસીબમાં સુખ નથી. તમારા જેવા વિધાતાના રમકડાઓ શું કરી શકે એમ હતું ? ચાલો હવે આપણે ગંગા—યમુનાના પવિત્ર જળમાં આપણા દેહનું વિસર્જન કરીએ. ગંગા મૈયા સિવાય આપણા દુઃખોમાં ભાગ લે એવું બીજું કોઈ આ જગતમાં નથી. વિધાતાની ઇચ્છા હશે તો સ્વર્ગમાં આપણો વિવાહ થશે."

"તો પછી હવે વિલંબ શા માટે કરવો ? એમ કહી લલિતપ્રસાદ ગંગામાં ભૂસકો મારવા જતો હતો એટલામાં પાછળથી આવીને કોઇએ તેનો હાથ પકડયો. લલિત ચમકયો. પાછળ ફરીને જોયું તો જણાયું કે તે હાથ પકડનાર બીજું કોઇ નહીં પણ તેના પોતાના ગુરૂદેવ મહાપુરૂષ અભેદાનંદજી પોતે જ હતા. લલિતપ્રસાદે તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. ગુરૂએ કહ્યું:—"હું આ દેવીને બરાબર ઓળખતો નથી. જે કરૂણામયી માતાજી—સંન્યાસીનીનું નામ જગતમાં આટલું બધું પ્રસિદ્ધ છે, તે શું આજ કે ?"

માધુરીએ અભેદાનંદ સ્વામીજીને પ્રણામ કરીને કહ્યું કેઃ—"હા તે દાસી હું પોતે જ છું."

લલિતપ્રસાદની તરફ દૃષ્ટિપાત કરી ગુરૂદેવે કહ્યુ કેઃ—"શું આ દેવીની ખાતર જ તારો યોગાભ્યાસ સફળ નથયો ? આવી દેવીની પરવાનગી મેળવવી એ શું તને કઠીન લાગે છે ?"

ત્યાર પછી લલિતે પોતે પોતાનું અને માધુરીનું સંપૂર્ણ જીવન—વૃત્તાંત ગુરૂદેવ પાસે સવિનય નિવેદન કર્યું; અને છેવટે ગંગાજીમાં પ્રાણ વિસર્જન કરવાનો નિશ્ચય કર્યો હતો તે પણ કહી સંભળાવ્યો. અભેદાનંદ સ્વામીજીએ બંન્નેની વાતો સાંભળી લઇને છેવટે કહ્યું કેઃ—'આત્મહત્યા મહા પાપ છે. તેવા પાપથી કલંકીત થવાની તમારે માટે કશી આવશ્યકતા નથી. તમે બન્ને યોગાભ્યાસ કરો. યોગબળથી તમને જે શાંતિ મળી શકશે તેવી શાંતિ તમને સ્વર્ગમાં પણ મળવી અસંભવિત છે."

માધુરીએ અત્યંત નમ્રતા પૂર્વક કહ્યું કેઃ—"ત્યારે, ગુરૂદેવ અમને દીક્ષા આપવાની કૃપા કરો."

"આવો." એમ કહીને અભેદાનંદ સ્વામીએ બન્નેનો એક એક હસ્ત પકડી, પોતાના ગળામાંથી રૂદ્રાક્ષમાળા ઉતારી તેમના હાથ ઉપર આરોપતા કહ્યું કેઃ—"વત્સ, સંકોચ પામવાનું કશું કારણ

નથી. હું આ ચંદ્ર-સૂર્ય-તારક-મંડિત પૃથ્વી સન્મુખ, ઇશ્વરના પવિત્ર સિંહાસનની નીચે તમને અત્યારે મહાયોગથી દીક્ષિત કરૂં છું."*

( સંપૂર્ણ )



# શાન્તિ.

## નાની ટુંકી વાર્ત્તા.

હું એક વખત પુષ્કળ ધન-સંપત્તિનો માલેક હતો. પરંતુ મારા પોતાના બુદ્ધિદોષથી કે ભાગ્ય દોષથી આજે તે સર્વ ગુમાવી બેઠો હતો. મારી પાસે એક ફુટી બદામ પણ રહી નહોતી. સંપૂર્ણ નિષ્કાંચન-અથવાતો ત્યાગી બની ગયો હતો, એમ કહું તો પણ ચાલે.

તો પછી હવે સંસારમાં રહીને શું કરવું? જયાં પૈસાની જ યારી હોય ત્યાં પૈસા ગુમાવ્યા પછી રહેવું એ મૂર્ખતા છે. એવો વિચાર કરી ઘરમાંથી બહાર નીકળી પડયો. જગતમાં કાંઇ શાંતિ હશે કે નહીં તેની તપાસમાં ફરવા લાગ્યો.

ઘણા દેશો જોયા, ઘણું ભટકયો, પરંતુ શાંતિ કયાં? જેની ખાતર પ્રાણ ગુમાવવા તૈયાર છું-જેની પ્રાપ્તિ અર્થે જીંદગીનું બલિદાન આપવા તૈયાર છું તે શાંત કયાં હશે?

શિશિરૠતુનો સમય હતો. વાયુ પણ પ્રચંડ વેગથી વહતો હતો. પાંદડાં વિનાના વૃક્ષો થરથર કંપતા હતા. ચોતરફ ઝાકળના બિન્દુઓ બાઝી ગયા હતા. મને પણ ટાઢ લાગવા માંડી!

"વાહ! ઠીકજ થયું!" દૂર એક પ્રકાશમાન વસ્તુને જોઇ ઉપરના ઉદ્ગાર મારા મુખમાંથી નીકળી ગયા. પ્રકાશ તરફ લક્ષ રાખી, શરદીથી ધ્રુજતો ધ્રુજતો આગળ જવા લાગ્યો.

પાસે ગયા પછી એક મોટું વિસ્તૃત ચોગાન-આંગણું દ્રષ્ટિગોચર થયું દરવાજાની પાસે એક નાનુ બાળક રમતું હતું,

"હું આજની રાત અહીંઆ રહું તેમ છે?" મેં તે બાળકને પ્રશ્ન કર્યો. બાળકે આશ્ચર્ય ચકિત નેત્રોથી મારી તરફ નિહાળ્યું. મને લાગ્યું કે મને જોઇને તે કાંઇક ભય પામ્યો હશે. તેણે કહ્યું કેઃ—" મને ખબર ન પડે. આ પાસેના ઓરડામાં મારા મોટાભાઇ વાંચે છે, તેમને જઇને પુછો"

હું તે ઓરડામાં દાખલ થયો. મેજ ઉપર દીવો મુકી એક તરૂણ યુવક એકાગ્રહમનથી પુસ્તક વાંચતો બેઠો હતો.

"મહાશય"-મારૂં સંબોધન પુરૂં થયું કે તુરતજ તે યુવકે મારી તરફ દ્રષ્ટિપાત કર્યો. મેં મારૂં બોલવું આગળ ચલાવ્યું:-"મહેરબાની કરીને જો મને-"

"તે માટે તમે મુરબ્બી પિતાશ્રીને પૂછો, જુઓ ત્યાં ઓસરીમાં બેઠા છે. ત્યાં જાઓ." લાંબા વાળ અને દાઢીવાળા એક વૃદ્ધ પુરૂષ પાસે હું ગયો, તેઓ ત્યાં તમાકુ પીતા બેઠા હતા, હું તેમની પાસે જઇને ઉભો રહું અને હજી બોલવાનું શરૂ કરૂં તે પહેલાં તો તે વૃદ્ધ પુરૂષે પોતેજ પૂછયું "આપને શું જોઇએ છીએ?"

* "બંગાલી"માંથી અનુવાદિત સુશીલ.

"આજ એક રાતને માટે હું–"હું મારૂ વાક્ય પુરૂં કરૂં તે પહેલાંજ તે પુરૂષે ઉત્તર આપ્યો કે:–"જુઓ, આ પાસેના ઓરડામાં મારા સુરબ્બી પિતાજી બેઠા છે, તેમને જઈને પૂછો, ઘરના માલેક તેઓજ છે."

મેં તે ગૃહમાં પ્રવેશ કર્યો, જોયું તો એક ખાટલા ઉપર એક વૃદ્ધ–જરા ગ્રસ્ત પુરૂષ સૂતા હતા, તેઓ જીવતા હશે કે મરી ગયા હશે તેનો પણ નિર્ણય થઇ શકે તેમ નહતું.

"મહાશય"–મને બોલતો અટકાવી વચમાંજ તે પુરૂષે અતિ ક્ષીણ સ્વરે ઉત્તર આપ્યો:–"શું હુકમ છે?"

"હું આજ અહીંયા એક–"તુરતજ વૃદ્ધ પુરૂષ બોલી ઉઠ્યા કે:–"તે માટે મને કહેવાની શું જરૂર છે? ઘરના માલેક પિતાજી છે, તેમને પૂછો. જુઓ, આ પાસેના ગૃહમાંજ તેઓ બેઠા છે.

પાસેના બીજા ગૃહમાં હું દાખલ થયો, એક ખાટલા ઉપર એક અત્યંત વૃદ્ધ પુરૂષ સૂતો હતો, ટાઢ અને શરદીને લઇને થરથર ધ્રુજતો હતો. મને લાગ્યું કે સહેજ પણ ઠંડી તેનાથી સહન થઇ શકતી નહીં હોય, શરીર તદ્દન જીર્ણ પ્રાપ્ત થઇ ગયું હતું. એક સ્પર્શ માત્રથી તેનું હાડપીંજર ચુરેચુરા થઇ જાય તેવી તેના શરીરની સ્થિતિ હતી, હૃદયના ધબકારાની સાથે તેનું આખું શરીર કંપી ઉઠતું હતું.

"મહારાજ, મને આજ–" મને આગળ બોલતો અટકાવી, આંગળીનો ઇસારો કરી મને સૂચવ્યું કે આ પાસેની ઓરડીમાં જાઓ.

મેં ધાર્યું કે પાસેની ઓરડીમાં પણ તેના જેવો જ કોઇ બુઢો માણસ બેઠો હશે. પણ અત્યંત આશ્ચર્ય સાથે મેં જોયું તો જણાયું કે ત્યાં કોઈ વૃદ્ધ પુરૂષ નહોતો! તેને બદલે કાળા આસન ઉપર એક અપૂર્વ સૌંદર્યશાલિની તરૂણી ગૃહની મધ્યમાં બેઠી હતી! તેણીએ શ્યામ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેણીના સૌંદર્યનો પ્રકાશ એટલો બધો તેજસ્વી હતો કે આખું ગૃહ તેના સૌંદર્યના તેજથી છવાઇ ગયું હતું! તેણીનાં કાળાં વસ્ત્રો, ઉલટાં તેના સૌંદર્યમાં વધારો કરતાં હતાં!

આ સુંદરીને કેવી રીતે બોલાવવી તથા શું કહેવું તે જ પ્રથમ તો હું વીચારી શકયો નહીં. અત્યાર સુધી મારા મુખમાંથી જે શબ્દપ્રવાહ સ્વાભાવિક રીતે જ વહ્યા કરતો હતો તે પ્રવાહ આ સુંદરીને નિરખ્યા પછી એકદમ અટકી પડયો!

ઘણી વાર સુધી હું જ્યાંનો ત્યાં ઉભો થઇ રહ્યો. પરંતુ મુખમાંથી એક શબ્દ પણ નીકળવા પામ્યો નહીં.

મને સ્તબ્ધપણે ઉભો રહેલો જોઇ તે તરૂણીએ પ્રશ્ન કર્યો:–'તમને શું જોઇએ છીએ?"

અહાહા! કેવા મધુર સ્વરો! જાણે કે સ્વર્ગભૂમિની વીણાનો નાદ મારા કાને અથડાયો હોય એવો ક્ષણવાર ભ્રમ થઇ આવ્યો! સ્વરો સાંભળતાંની સાથે જ મારૂં હૃદય શાંત બની ગયું! અત્યાર સુધી જે દારૂણ વેદના હૃદયમાં સહન કરતો આવ્યો હતો તે વેદના તેજ ઘડીએ મારો ત્યાગ કરી ચાલી ગઇ!

તે સુંદરીએ પુનઃ મને મધુર સ્વરોમાં

કહ્યું:—"કેમ કાંઇ ક્ષોભ થાય છે? કોઇ પણ પ્રકારનો ભય નહીં રાખતા બોલી જાઓ કે તમને શું જોઇએ છીએ? હું જ આ ગૃહની માલેક છું, અને ધારૂં તે આપી શકું તેમ છું. મારા નામની તમને ખબર છે?"

"નહી" મેં કહ્યું

"મારૂં નામ છે મૃત્યુદેવી. તમને શું જોઇએ છીએ?" હવે આ દેવીની પાસે શું યાચવું? અંતઃકરણમાં એકસાથે લાખો વાસનાઓ જાગૃત થઇ! છેવટે મને વિચાર થયો કે મારી ઇચ્છામાં આવે તે વસ્તુ આપી શકે એવી આ સાક્ષાત દેવી પોતેજ જ્યારે પ્રાપ્ત થઇછે, તો પછી બીજી યાચના કરવાની શું જરૂર છે? મારા હૃદયની વાસનાઓ આપોઆપ શાંત થઇ!

સુંદરીએ પુનઃ પ્રશ્ન કર્યો:—"શું જોઇએ છીએ તમને?"

મેં બની શકે તેટલું ધૈર્ય રાખી જવાબ આપ્યો કે:—"હું આપને જ ચાહું છું"

"ઠીક. ત્યારે, કર મારો સ્વીકાર!" એમ કહીને તે રમણીય સુંદરી મારી પાસે આવી, અને મારા લલાટ પ્રદેશને તેણીના બન્ને ઓષ્ટો (હોઠ) એ સ્પર્શ કર્યો. અહાહા! કેવી અવર્ણનીય—અપૂર્વ—અચિંત્ય—અણધારી શાંતિ!! *

સુશીલ.

---

# મહાયોગી કેશવચંદ્રસેનની ડાયરીમાંથી.

## પાપનું ભાન.

'મારૂં હૃદય નિરંતર એમજ પુકારી રહ્યું છે કે "હું પાપી છું—હું પાપી છું—મધ્યાન્હે, સાંજે, દીવસના બધાજ સમયે, જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી, આ પાપનું ભાન હું ત્યજી શકતો નથી. દુનીઆના શબ્દ કોષમાં ચોરી લુંટ વિગેરેને પાપ કહેવામાં આવે છે. મારા શબ્દકોષમાં પાપનો અર્થ હૃદયનો કંટક, દર્દવાળી મનોસ્થિતિ, દુર્બળતા છે. પાપી બનવાનો સંભવ એ પણ મારા મનથી પાપજ છે. પાપ યુક્ત વર્તનનેજ હું પાપ માની સંતુષ્ટ રહ્યો નથી. પાપી બનવાની યોગ્યતા હોવી, પાપને પાત્ર હોવું એ પણ મને ત્રાસદાયક છે. જ્યારે અંતરાત્માનો પ્રકાશ મારા હૃદય ઉપર પહેલીજ વાર રેડાયો ત્યારે મેં ત્યાં પ્રમાદ, જડતા, નિર્બળતા, વિવિધ પ્રકારની લોલુપતાઓ આદિ હજારો નાના મોટાં પાપો જોયાં. આ બધા અનિષ્ટના મુળો એવા લપાઇને ગુપ્તપણે ત્યાં રહ્યાં હતા કે જો અંતરાત્માનો (Conscience) પ્રકાશ ત્યાં પડ્યો હોત તો તે જોઇ શકવાનો સંભવ પણ નહોતો. જ્યાં પર્યંત આ સ્થૂળ શરિર છે ત્યાં પર્યંત કામ ક્રોધાદિનાં કારણો

* (મૂળ—અંગ્રેજી ઉપરથી.)

પણ છે. મારૂં માનવું એમ નથી કે મનુષ્ય પાપમાંજ અવતરેલો છે. જ્યારે મનુષ્યનું વળણ વાસનાની તૃપ્તી તરફ હોય છે ત્યારે તે વળણ પાપમાંથીજ ઉદ્ભવતું હોય છે. હું પાપ ક્યારે કરતો હોઉં છું? અસત્ય બોલું ત્યારે. ચોરી કરતો હોઉં ત્યારે. અન્ય મનુષ્યની સંપત્તિ દેખીને એક ક્ષણભર પણ મારા મનમાં એમ આવી જાય કે આ માણસની દોલત મારા હાથમાં આવેતો કેવું સારૂં? તે વખતે ખરેજ હું એક ચોર હોઉં છું. જીવન જ્યારે સંકટમાં આવી પડ્યું હોય અને મન નબળું બની ગયું હોય ત્યારે અસત્ય બોલી જવાય છે. અથવા કદાચ પ્રત્યક્ષ અસત્ય નહીં તોપણ સામાના મન ઉપર ખોટી અસર ઉપજાવવાનું બની જાય છે. આ પાપ છે. તેજ પ્રકારે હું જે કાંઇ ખરીરીતે છું તેનાં કરતાં મારી જાતને હું જરા પણ ઉચ્ચ પ્રકારની કલ્પું એનું નામ ગુમાન છે. હૃદયમાં હું બીજા આત્માઓ કરતા મારા આત્માને વધારે ચાહું, અને બીજાઓના સુખ કરતા મારા સુખને માટે અધિક પ્રયત્ન કરૂં તો તેમાં સ્વાર્થીપણાનું પાપ છે. આ પ્રકારે હું મારામાં પાપની હજારો નાની મોટી કળાઓ નિરંતર જોયા કરૂં છું, જે નર્ક માંહેના કીડાઓની માફક મારા હૃદયમાં સતત ગતિ કરી રહેલા હોય છે. મારા છેલા ચુમાળીસ વરસમાં મેં કેટલાં આવાં પાપો કર્યાં હશે એની ગણત્રી કરવા બેસું તો તેની સંખ્યા કરોડોની થવા જાય છે. મારામાં અંતરાત્માનો પ્રકાશ એવો બળવાન પણે વ્યાપી રહ્યો છે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ પાપ પણ પકડાઇ ગયા વિના રહેતું નથી. આ પાપનું ભાન મને અસહ્ય કષ્ટ આપ્યા કરે છે. હું મારા મનની સ્થિતિનો એટલો બધો બળવાન સાક્ષી છું કે જાણે કે આ પાપોની ગણતરી કર્યા કરવાને જ મારૂં નિર્માણ ન થયું હોય એમ મને લાગે છે. પ્રભાતથી માંડીને આખો દીવસ હું એજ ગણ્યા કરૂં છું ક્ષણમાં એ પાપ સ્વાર્થ રૂપે તો ક્ષણમા અભિમાન રૂપે, ક્ષણમાં લાલસા રૂપે તો ક્ષણમાં અસત્ય તરફની પ્રીતિ રૂપે, ક્ષણમાં ધન સંપત્તિના ગુમાનરૂપે તો ક્ષણમાં કોઇ તેવાજ બીજા પ્રકારે, એમ પાપ મને દર્શન આપ્યા કરે છે આ ગણતરી કરવાનું કામ મારી બુદ્ધિ નહીં પણ હૃદય કરે છે. મારૂં હૃદય નિરંતર જ્વલન્તશીલ રહ્યા કરે છે. તેને ક્ષણ આરામ નથી. કરોળીઆની જાળમા જેમ માખી ફસાય કે તુર્તજ જેમ કરોળીઓ તેને પકડવાને દોડે છે તે પ્રકારે મારા આધ્યાત્મિક શરીરમાં કોઇ પાપરૂપી માખી ફસાય તો મારૂં હૃદય તેને પકડી પાડે છે.

જીવનના ગમે તે પ્રદેશમા કોઇ અનિષ્ટ વિચાર થાય, ફરજ પૂર્ણ રીતે ન બજાવી શકાય, કોઈ કરવા યોગ્ય સત્કાર્ય ન બને, કોઈ સદ્ગુરુની અવજ્ઞા થાય અથવા કોઇ નિર્બળતાને સુધારી લેવામાં ન આવે તો મારૂ નિરંતરનું જાગૃત-ઉપયોગમય હૃદય તુર્તજ તે બધું જોઇ શકે છે. મારૂં હૃદય અત્યંત તિક્ષ્ણ અને મર્મવેદી છે. મને દુખી બનાવવાનો એની શકિત પ્રચંડ છે. હું કોઇ પ્રત્યે સ્હેજ ,અન્યાય કરૂં છું તો મને આખો દહાડો અને રાત જરાપણ ચેન પડતું નથી. મારા નોકરનો પગાર એકાદ દિવસ મોડો આપું તો મારો અંત-

રાત્મા એકદમ પુકારી ઉઠે છે કે:—"અરે ઓ પાપી? તું આટલો બધો અન્યાય પૂર્વક વર્તે છે?" કદાચ હું કહું કે "પગાર કાલે આપીશ" તો તે બોલી ઉઠે છે "કેશું આજે ખાવાનું તું કાલે ખાઇશ? તું પૈસા પાત્ર માણસ છે અને આનંદ પૂર્વક તારૂં ભોજન ગ્રહણ કરે છે. તારો નોકર કે જે ગરીબ છે અને જેને પૈસા વિના અનેક મુશ્કેલીઓ સહેવી પડતી હશે તેને તું ચડેલો પગાર આપવો કાલ ઉપર મુલતવી રાખે છે?" વધારે શું કહું? દુનીઆ ઉપર એવું એકે પાપ નથી કે જે હું ન કરી શકું. આથી જેઓ પવિત્રપણાનું ગુમાન રાખે છે તેમના બોલવા ઉપર મને શ્રદ્ધા નથી. મને કોઇ પાપી કહે તો હું જરી પણ શરમાતો નથી. જે મનુષ્ય હમેશાં હૃદયમાં રહેલા લાખો પાપો ગણે છે તેને કોઇ પાપી કહીને બોલાવે તો તેણે શામાટે ખોટું લગાડવું જોઇએ? અરે લોકો? ચક્ષુ ખોલીને જુઓ કે તમે જેને આટલું બધું માન આપો. છો એ આવો પાપી છે! તમે આ પાપીને પાપી રૂપે જોઇ શકતા નથી, વિચારી પણ શકતા નથી. આથી મારો પશ્ચાતાપ, મારૂ વેદન વધારે ઉગ્ર બને છે.

પરંતુ પરમાત્માની મારા ઉપર કૃપા છે કે બીજા દ્રષ્ટિ બીંદુથી જોતાં મારા જેવા સુખી મનુષ્યો થોડા હશે. આ નારકીના કીડાઓ જે ચક્ષુદ્વારા, કર્ણદ્વારા, જીભ્હાદ્વારા, ઉભરાયા કરે છે તેઓ મારૂં હિતજ કરે છે એક પક્ષે જેમ હું નર્કનું ભાન વેદયાં કરૂં છું તેમ બીજા પક્ષે સ્વર્ગનું ભાન પણ હું અનુભવું છું. જે શરીર લાંબા કાળથી રોગ વશ હોય છે અને વ્યાધીથી ઘેરાઇ ગયેલું હોય છે તે શરીરમાં દર્દનું સ્થાન નક્કી કરવું બહુ મુશ્કીલ છે. પરંતુ નિરોગી શરીરમાં વ્યાધિનું ચિન્હ તુર્ત પકડી શકાય છે. આથી પાપરૂપી દર્દનું મને સ્હેજ ભાન થાય છે કે તુર્તજ હું એના ઉપચાર કરવા માંડું છું. અને પ્રાર્થના અને યોગમાં જો ડાઇ જાઉં છું. જો મને દશ પાપનુંજ ભાન રહ્યા કરતું હોય અથવા દશ પાપ જ માત્ર વડે બનવાનો સંભવ હું કલ્પતો હોઉં તો તેટલાનું જ નિવારણ થયે હું મારી જાતને એક પવિત્ર મહાત્મા માની લેવાની ભૂલ કરી બેસું. પરંતુ મારો અંતરાત્મા અસંખ્ય પાપનું ભાન મારામાં જાગૃત રાખ્યા જ કરે છે અને એક પછી એક એ સર્વને નિવારવા અને આગળ ને આગળ પ્રગતિ કરવા આર સાર્યો કરે છે. કોઇ નાસ્તિક ક્ષણોમાં હું એમ પણ બોલી ઉઠું છું કે "શું પરમાત્મા હશે? ક્રીસ્ટ ચૈતન્ય આદિના પ્રકાશમય મુખ શું હજી હયાત છે? આ શંકાકાળે મારૂ વેદન કેવું ઉત્કટ હોય છે તે હું શું કહું? "અરે પાપી? હજી આ વાતની તું શંકા કરે છે?" હું આમ દોડધામ કરીને શાંતિ નગરમાં, આનંદાશ્રમમાં પ્રવેશું છું. મનુષ્ય એક વખત રોગી ન હોય ત્યાં સુધી તેને તંદુરસ્તિની કીમત ન સમજાય. મેં જેમ સંતાપ અનુભવ્યો છે તેમ સંતાપથી મુક્ત હોવાની આનંદ દશા પણ અનુભવી છે. જેમ ઘડીઆળનો મીનીટ કાંટો નિરંતર કટકટ થયા જ કરે છે તેમ મારામાંથી પણ નિરંતર સ્વર ઉઠયા જ કરે છે કે "હજી તારે બહુ મેળવવાનું છે. હજી તું કાંઇ જ નથી. તારી પ્રગતિ હજી પ્રાથમીક સ્થિતિની છે." ઘોડાને જેમ

ચાબુક વાગે છે, તેમ મને અહોનિશ આ અંતર સ્વરનો ચાબુક વાગ્યા જ કરે છે. આ સર્વમાં નવાઈ જેવું તો એ છે કે જ્યારે હું રોતો હઉં ત્યારે હસતો પણ હોઉં છું. જેમ મારૂં રૂદન વધારે તેમ તેમ હસવું પણ વધારે. દવા જો તંદુરસ્તી આપી શકે છે તો પછી એવો કોણ હોય કે જે દવા ન લે ? હું તો એજ ઈચ્છું છું કે મારૂં પાપનું ભાન વધ્યા જ કરો. પાપના ભાનમાથી ઉદ્ભવતો પશ્ચાતાપ અને કષ્ટ સર્વને હો એમ ઇચ્છું છું. પરમાત્માની સત્તા એવી પ્રેમાળ છે કે તે કષ્ટના પ્રમાણમાં પાછળથી આનંદ આપે છે. અપરાધનું જે ભાન દર્દ ઉપજાવે છે, તેજ ભાન આનંદ પણ ઉપજાવે છે. પાપનો પશ્ચાતાપ આપણને પરમાત્મા સાથે સંબંધમાં લાવે છે. પ્રભુની સત્તાને સમજ્યા પછી અને તે સત્તાની સાથે અભિમુખતા અનુભવ્યા પછી બધા દર્દો અને સંતાપો શું હિસાબમાં છે. ? જેણે એ સત્તાને સર્વસ્વ સમર્પ્યું છે, તેને શી ચિંતા છે ? એ સત્તા આગળ પાપની સત્તા કાંઈ બિસાતમા નથી. મિત્રો ? મેં તમને જીવનની અંધારી તેમજ અજવાળી ઉભય દીશાનું વર્ણન આપ્યું. જો તમે કાંઈ પાપ કર્યું હોય તો તમારા આત્માને આરામહીન બનવા દો અને શાંતિ સ્વરૂપ પરમાત્મા તમારી સમક્ષ આવીને તમારા હૃદયને પોતાની સ્વરૂપભૂત શાંતિથી ભરી દેશે.

સુશીલ

---

# એક નવિન સૃષ્ટિ.

" પ્રાણી માત્રને પોતપોતાના જુદા જુદા જગત હોય છે. એકજ સૃષ્ટિ ઉપર વિહરવા છતાં, એકજ સૂર્યની હુંફ તળે વસવા છતાં અને એકજ પ્રકારના અન્ન વડે સ્થૂળ દેહનો નિર્વાહ કર્યે જતા છતાં પ્રત્યેક જીવને પોતાનું સાચું વિશ્વ નિરાળું હોય છે. અને તે વિશ્વ જીવના જ્ઞાનના તારતમ્યાનુસાર રચાએલ હોય છે. સ્થૂળ સૃષ્ટિ ઉપર પણ જીવની દૃષ્ટિ મર્યાદાને લઈને તેનું જગત નાનું મોટું હોય છે. અને માનસ તેમજ આધ્યાત્મિક સૃષ્ટિ સબંધે તો એ વાત તે કરતાં પણ અનેક ગુણું સત્ય છે. પાણીના બિંદુમાં વસતા એક પોરાના મનથી જગત એ બિંદુથી મોટું હોવું સંભવતું નથી. શેરીના કુતરાનું જગત, પોતાની શેરી કરતા વધારે વિશાળ હોવું સંભવતું નથી. એક અજ્ઞાન ગામડીયાનું જગત બહુ બહુ તો પોતાના ગામડાથી થોડા ઘણા ગાઉ ઉપર સિમાબદ્ધ થયેલું હોય છે. એક વિદ્વાન અને ભૂગોળના અભ્યાસીનુ જગત નકશામાં આવેલા બે ગોળાર્ધ વડે સિમાબદ્ધ થયેલું હોય છે.

આ પ્રમાણે બધાનું જગત જુદું જુદુ હોવા છતાં તેમાંથી એક પણ જીવની કલ્પના અસત્ય અથવા પાયા વિનાની નથી. કેમકે સર્વને પોતાના જ્ઞાનની મર્યાદાના પ્રમાણમાં વિશ્વ નાનું મોટુ ભાસે છે. ગુજરાતી ત્રીજી ચોપડીમાં કાઠીઆવાડ કે ગુજરાતનો નકશો ભણનાર બાળ વિદ્યા-

ર્થીની વિશ્વ સંબંધી કલ્પના કાઠીઆવાડ કે ગુજરાત જેટલી હોય છે; ત્યારે એ શીઆ ખંડનો નકશો ભણનાર જરા આગળ વધેલા વિદ્યાર્થીનું વિશ્વ વધારે વિસ્તારવાળું બનેલું હોય છે. પોતે કેવા વિશ્વમાં વસે છે, તેનો ખ્યાલ તેના જગત સબંધેના જ્ઞાન ઉપર આધાર રાખે છે. વિશાળ ખેતરમાં અનાજ લણતા એક અજ્ઞાન ખેડુત કરતા નાની સરખી ઓરડીમાં બેઠેલા ભૂગોળના જ્ઞાનવાળા મનુષ્યનું વિશ્વ અનેક ગુણ વિસ્તારવાળું હોય છે. તેનું સ્થુળ શરીર ઓરડીમાં પુરાએલું હોવા છતાં તેનું મન આખા જ્ઞાત વિશ્વને આશ્લેષમાં લઇ શકે છે, અને તેથી તે પેલા ખેડુત કરતા મોટા જગતમાં વસતો હોય છે.

તે કરતાં પણ આગળ વધીએ તો એક વિદ્વાનનુંવિશ્વ એકલી ભૂગોળ જાણનાર કરતા અસંખ્ય ગુણ અધિક વિશાળ હોય છે. તેને જણાય છે કે સૂર્યની સાથે સરખાવતા આ વિશ્વ એક રાઇના દાણા જેવડું પણ નથી. પોતાના જ્ઞાન વડે તે સૂર્યને પૃથ્વી કરતા ચૌદ લાખ ગણો મોટો જુએ છે, અને તેથી પણ વિશેષ, આપણી પૃથ્વી જેમ સૂર્ય આગળ કાંઇ હિસાબમાં નથી, તેમ અનેક વિશાળ તારા આગળ એ સૂર્ય પણ રજકણ જેવો છે એવું ભાન તેમની વૃતિમાં હોય છે. ખરેજ જીંધનું જગત તેના જ્ઞાનના પ્રમાણમાં જ હોય છે.

અનેક મનુષ્યોને આ જગત જરા, મરણ, કષ્ટ, વ્યાધી અને સર્વ પ્રકારના દુઃખોથી ભરેલું જણાય છે. સંસાર તેમને દાવાનળ જેવો અને શ્રાપપૂર્ણ ભાસે છે. અને તેમના અંતઃકરણની સ્થિતિ ફાંસીની શિક્ષા પામેલા કેદી જેવી દીન અને નિર્વેદ ભરી હોય છે, ત્યારે પ્રબુદ્ધ અંતઃકરણમાં એજ જગત દુઃખ માત્રથી રહિત અપરિમિત સુખ અને આનંદથી ભરેલું પ્રતિબિંબિત થાય છે આ સૃષ્ટિ તેને એક લાક્ષણીક સૃષ્ટિ જેવી કળા પૂર્ણ અને જે પ્રકારે હોવી જોઇએ તેવીજ ભાસે છે. એક મનુષ્યને એમ લાગે છે કે આ વિશ્વની યોજના કરનાર—પછી તે ગમે તેમ હો—કોઇ નિર્દય અને પોતાના ઉપજાવેલા પ્રાણીઓને કષ્ટથી તરફડતા જોઇ રાજી થનાર દુષ્ટ સત્વ છે. તે યોજના—શક્તિ કાંઇ પણ ધંગ ધડા વગરની અને આડુ દોઢું ફાવે તેમ ફેંકી દેનાર અને સ્વેચ્છાએ પ્રવર્તનાર એક પ્રજાપીડક રાજા જેવી તેને જણાય છે. ત્યારે બીજા મનુષ્યને એમ ભાસે છે કે આ યોજનામાં જ્યાં ત્યાં અનંત જ્ઞાન અપરિમિત ડહાપણ અને જ્યાં જેવું જોઇએ ત્યાં તેવું જ છે.

જ્ઞાનના ભેદથી એક મનુષ્ય અનંત દુઃખ પૂર્ણ જગતમાં વસે છે, ત્યારે બીજો મનુષ્ય જ્ઞાનભેદથી અનંત સુખ પૂર્ણ જગતમાં નિરંતર વસેલો હોય છે. સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે આ બેમાં સાચું વિશ્વ કોનું ? પૂર્વનું ઉત્તરનું ?

ઉત્તર એકજ હોઈ શકે અને તે એકે ઉત્તર મનુષ્યનું વિશ્વ સાચું છે કારણકે જ્ઞાનના વિકાસવાળી સ્થિતિમાં કોઇ સ્થાને દુઃખરૂપતા દેખાતી નથી. વળી તે

ભાન સ્થાયી રહે છે અને કોઈ દિવસ લોપ પામતું નથી. દુઃખવાદી મનુષ્યનું દુઃખ જ્ઞાનની ભૂમિકામાં પ્રવેશ થતાં અળપાઈ જાય છે આથી જે અસ્થિર છે અને વિશ્વ જ્ઞાનના પ્રકાશમાં લોપ પામવાના સ્વભાવવાળું છે તે સત્ય તરીકે ગણાવા યોગ્ય નથી. જે સ્થિર, અચળ અને શાશ્વત છે, તેજ સત્ય ગણાવા યોગ્ય છે. તેમ છતાં જ્યાંસુધી મનુષ્ય અજ્ઞાનમાં છે ત્યાં સુધી તેને મન પોતાનું જગત અત્યંત સત્ય અને સ્વાભાવિક જણાય છે અને તે કાળે તેને માટે તેજ જગત સત્ય છે, પરંતુ આગળ ઉપર, તે ભાવના ફરી જઇ તે સ્થાને સુખ અને આનંદ ભાવનાની પ્રતિષ્ઠા થવી સંભવિત હોઇને તે સંભવ પૂર્ણતાની અપેક્ષાએ તે દુઃખવાદીની વિશ્વ કલ્પના અસત્ય છે.

જેમની જ્ઞાન મર્યાદા બહુ સાંકડી છે, તેઓ, એમ માનતા હોય છે કે એવી જ્ઞાન પ્રવૃદ્ધ અવસ્થાવાળા અને સંપૂર્ણ સુખનું આસ્વાદન કરવાવાળા જીવાત્માઓ અહીંથી કરોડો ગાઉ દૂરની કોઇ દીવ્ય સૃષ્ટિમાં રહેતા હશે. તેમના અંતઃકરણમાં એજ વાત દૃઢ બની ગઇ હોય છે કે, આંહી તો દેખીતી રીતે જ જ્યાં ત્યાં દુખ અને નિર્વેદમયતા ભરેલી છે અને તેથી સુખનો લેશ પણ સંભવ નથી. સુખ વાળી સૃષ્ટિ તો આ દુખ વાળી સૃષ્ટિથી ઘણે જ અંતરે દુર આકાશના કોઇ ભાગમાં લટકેલી હોવી જોઇએ. લોકો એ સૃષ્ટિને સ્વર્ગભૂમિ કહે છે. અને તેવી સુખ ભૂમિમાં જવાનો પરવાનો મેળવવા માટે વિવિધ ક્રિયાઓ સેવે છે. આવી વાત પ્રાકૃત મનુષ્યોને માટે જ તેમની સમજણમાં ઉતરે તે માટે જ રચવામાં આવી હોય છે. વસ્તુતઃ અંતઃકરણની સુખમય અવસ્થાને અને સ્થાનને કશો જ સબંધ નથી.

જેટલી જ્ઞાનની કળાઓ તેટલા વિશ્વ છે—અર્થાત સ્થુળવિશ્વ તેનું તે જ રહેવા છતાં જેમ જેમ અજ્ઞાનના આવરણો છેદાતા જાય છે તેમ તેમ તે નવા ઉપલબ્ધ થએલા જ્ઞાનના પ્રકાશમાં વિશ્વ નવું રૂપ ધારણ કરતું જાય છે. વિશ્વ બદલાતું નથી પણ મનુષ્યનો આત્મા-તેની સમજણ બદલાય છે. બાહ્યવિશ્વ એ મનુષ્યની આતરાવસ્થાની પ્રતિ છાંયા માત્ર છે. વિશ્વના ઉપર મનનો જેવો પ્રકાશ પડે છે તેવો વર્ણ તે ધારણ કરે છે.

આથી સુખવાળી અવસ્થા માટે કોઇ સ્થાન વિશેષની અગત્ય નથી. જેની અગત્ય છે તે સ્થિતિ વિશેષની છે. સ્થાન-સ્થિતિને બદલી શકાતું નથી, પણ સ્થિતિ સ્થાનને બદલે છે. સ્થિતિ બદલાતાં સ્થાનનો પ્રભાવ ફરી જાય છે. મનની સ્થિતિ, બદલાતા નંદનવન મરૂભૂમિનો દેખાવ પહેરી લે છે. મનની સ્થિતિ બદલાતા સહરાનું રણ, કાશ્મીરની હરીઆળી ઉપવન લક્ષ્મી બની જાય છે.

મનુષ્યના અંતઃકરણની એક એવી આધ્યાત્મિક સ્થિતિ છે કે જ્યાં તેનો પ્રવેશ થતાં, આ ચર્મચક્ષુને ભાસતા વિશ્વથી અત્યંત ભિન્ન જગતમાં તેનો પ્રવેશ થયો હોય એમ તેને ભાસે છે. જો કે તે

વસ્તુતઃ જે સ્થાને હોય છે ત્યાંનો ત્યાં જ રહે છે છતાં તેને મનથી તે કરોડો ગાઉની દૂરની સૃષ્ટિમાં આવેલો હોય છે. આ જગતનું અને તે જગતનું સુહૃદ્ મળતા પણું રહેતું નથી. આ નવા જગતમાં આવ્યા પછી પૂર્વના જગતને રહેવાનું કયું સ્થાન હતું તે પણ તેને જડતું નથી.

આ આધ્યાત્મિક જગતના સબંધમાં સામાન્ય લોકાનુભવ અત્યંત મંદ છે. અને તેથી તે સબંધે તેમના અંતઃકરણમાં વિવિધ કલ્પનાઓ હોય છે. કેટલાક એમ કહે છે કે મરણ પછી ઉત્તમ પુરૂષોતે જગતમાં પ્રવેશી શકે છે. અર્થાત સ્વર્ગાદિ લોકો તે આ જગત હશે એમ ઘણા ખરા માને છે. અને આ જન્મના અંતે તેને મેળવવા માટે અનેક અનુષ્ઠાનો કરે છે. પરંતુ ખરી રીતે ઉપરોક્ત આધ્યાત્મિક સ્થિતિ એ સ્વર્ગાદિ લોક સૂચક નથી. શુદ્ધ સત્વના પ્રકાશથી જેમની મતિ પ્રકાશિત થએલી હોય છે અથવા જેમના આત્મા ઉપરથી વિમોહના આવરણો ખસી જઇ પોતાના વાસ્તવ સ્વરૂપના ભાનમાં આવ્યા હોય છે તે પ્રકારની એક અવસ્થા વિશેષ છે. અને તે આ લોકમાં જ પ્રાપ્ત થવા યોગ્ય છે.

આ જગતની સાથે સંબંધમાં આવનાર મહાજનોનો એવો અનુભવ છે કે તે કાળે આ જગત જેવું આપણને જણાય છે તેવું દેખાવું તે બંધ પડે છે. તેઓ કહે છે કે આ પ્રતિત થતું જગત તે સત્ય જગતની છાયા માત્ર છે. આ સ્થુળ જગત જ્યારે ખોટુ છે ત્યારે તે જગત સત્ય છે. તે સંપૂર્ણ ચૈતન્યમય છે. જે કાંઇ છે તેનું એ સત્વ છે. જે કાંઇ થઇ ગયું છે, અને હોવા યોગ્ય છે તે સર્વનું તે દૈવી મૂળ છે. જુદા જુદા મહાત્માઓ તે જગતને જુદી જુદી વાણીમાં વર્ણવે છે. છતાં તે સર્વનો કથિતાશય એકજ પ્રકારનો હોય છે. આપણને ભાસતા વિશ્વમાં જે વિશ્વની સાચી સરખામણી કરવા યોગ્ય કાંઇ જ ન હોવાથી તે વિશ્વનું મહાજનોએ આપેલું વર્ણન આપણને બરોબર મેળ લેતું જણાતું નથી. તેમ છતાં જેમની બુદ્ધિ તે શુદ્ધ સત્વના પ્રકાશથી સહેજ પણ પ્રકાશીત થએલી હોય છે, તેઓ એ પ્રકારના વર્ણનમાં પોતાનાજ ઝાંખા અનુભવનું પ્રતિબિંબ જુએ છે. અને એ વિશ્વનો અનુભવ કરનારની ગમે તેવી ભાંગી તુટી વાણી સાથે પોતાના અનુભવનું સાદૃશ્ય ઘટાવી લેછે.

અજ્ઞાનરૂપી અંધકારનો વિલય થતાં તે પ્રકાશમય જગતનું ભાન થવા યોગ્ય છે. તે દિવ્ય જગતમાં જન્મ, જરા, મરણ, વ્યાધિ, દુઃખ, અવ્યવસ્થા. આદિ કશુંજ નથી, ત્યાં સ્થળ અને કાળની મર્યાદાઓ તુટી પડેલી હોય છે. ત્રણે કાળ તેમને એકજ કાળ છે. જ્યાં નવું જુનું થયા કરતું હોય ત્યાંજ કાળનો સંભવ છે અને તેથીજ કાળની વ્યાખ્યા પણ આપણા શાસ્ત્રકારોએ એવા પ્રકારની આપી છે કે "જે નવાનું જુનું કરે છે તે કાળ છે." હવે તે વિશ્વમાં કશુંજ અવસ્થાંતરને પાત્ર નથી. અચળ, અવિકારી, અને સદાકાળ એકજ સ્થિતિમાં તે રહેવાવાળું હોઇ કાળનું અસ્તિત્વ ત્યાં નથી. સ્થળ સંબંધે પણ

તેમજ છે. તે દિવ્ય બ્રહ્માત્મક વિશ્વ સાથે તે મહાત્માનું ઐક્ય થવાથી જ્યાં જ્યાં તે શુદ્ધ સત્વનો આવિર્ભાવ છે ત્યાં ત્યાં તે પણ છે અને એવું કોઇ સ્થાન નથી કે જ્યાં તે શુદ્ધ બ્રહ્મત્વ નથી. તેથી સ્થાનની કલ્પના પણ ત્યાં રદ થાય છે. સ્થળ અને કાળ આ સાપેક્ષ દૃશ્યવિશ્વમાંજ અર્થ વાળા છે તે વાસ્તવ જગતમાં તો સર્વ એક રસ નિરવધિ ચિતિ મહાસાગરરૂપ છે. પરમાત્માનો અનુભવ તે આગળો અનુભવ થાય છે. વસ્તુતઃ આપણે પછી તે પરમ આત્માથી જુદા હોતા નથી આપણું પ્રથકત્વ ત્યાં વિલય પામે છે. અને જુદાઇની દીવાલ ત્રુટી પડે છે. સર્વત્ર શાંતિ, આનંદ, પૂર્ણતા જણાય છે. આનંદ અને સુખ માટે ઉપભોગના નિમિત્તની જરૂર પડતી નથી. અસ્તિત્વમાં હોવું એજ આનંદમય હોવા તુલ્ય છે. (To be is to be happy) વેદાંતનો બ્રહ્મસાક્ષાત્કાર, બુદ્ધોનું પરાનિર્વાણ, યોગી જનોની સમાધી, જૈનોનું કૈવલ્ય (alone with the Alone) સુફીઓની પ્રિયાની ભેટ, એમર્સનનો Over soul એ બધું જુદી જુદી વાણીમાં એકજ અનુભવનું ઉચ્ચારણ છે. અને તે ઉપરોક્ત આધ્યાત્મિક સૃષ્ટિ સાથેનો સંબંધ છે.

એ નવું વિશ્વ આ પ્રતિત થતા વિશ્વથી ઘણે દુર આવેલું કોઇ સ્થાન વિશેષ છે એમ નથી. તે આંહિ જ છે. તમે પુછશે કે "અગર જો તે આંહી જ છે તો શા માટે તે દેખાતું નથી! જો તે હોય તો કદી મને એકને ન દેખાય બેને ન દેખાય, પાંચ પચીસને ન દેખાય, પરંતુ તમે દુનીઆના લગ ભગ બધા જ મનુષ્યોને પુછીને ખાત્રી કરો, અને તમને એકે અવાજે તેઓ કહેશે કે અમારા અનુભવમાં તેવુ જગત કદી જ આવ્યું નથી. અમે તે હોવાની વાતો સાંભળી છે, પરંતુ તે વાતો કોઇ કલ્પનામાં વસનાર કે સ્વપ્નામાં જ વિહરનારાઓએ (visonary) ગોઠવેલી હોય એમ જણાય છે, તેમ ન હોય તો શું આ કરોડો મનુષ્યોનો અનુભવ ખોટો અને એકાદ ચસકી ગયેલા મનુષ્યનો અભિપ્રાય સાચો ગણવો?" દુનીઆની બહુમતિ ઉપર જેમણે સત્યની કસોટીનું ધોરણ બાંધેલું છે, અને ઝાઝા માણસો કહે તે જ સાચું એમ જેમની મતિમાં રૂઢ થઇ ગયું છે તેમને માટે તો બધી જ દલીલો વ્યર્થ છે. ખરૂં છે કે એ નવી સૃષ્ટિનો અનુભવ કરનારા માણસોની સંખ્યા કાંઇ કરોડોની થવા જતી નથી, અને આ ઇંટ માટીની સૃષ્ટિના અનુભવી જનો સાથે સરખાવતા તે મહાજનોની સંખ્યા નહિવત્ જ છે, તોપણ ડાહ્યા જનોનું સત્યનું માપ "ઝાઝું તે ખરૂં અને અલ્પ તે ખોટું" એવું કદી હોતું નથી. સત્યનો આધાર તેને માનનાર કે ન માનનારની સંખ્યા ઉપર નથી. તેનો અનુભવ ઘણાને નથી થયો તેથી તે સત્યને કશી જ હાની કે ન્યૌનાધિક્ય નથી, અને તે સાથે સત્યની એ પણ કસોટી છે કે તે સત્યનું ઉચ્ચારણ કેવા ચારિત્રવાળા પુરૂષોએ કરેલું છે. એ નવિ સૃષ્ટિની શોધનો ઢંઢેરો આજ કાલ ટોળાબંધ ફરતા અને ભીખ ઉઘરાવતા મંડળોએ નહી પણ જેના ચરણમાં ચક્રવર્તી રાજાઓના મણિ મંડિત કિરિટો રોળાતા

અને અને જેમના પ્રતાપ આગળ વિશ્વની સમગ્ર વિભૂતિ કરદ્વય જોડી, મસ્તિષ્ક ઢાળી ઉભી રહેતી, તેવા અનેક ઋષિ મહર્ષિઓ વડે થએલો છે. કોઇ વાતની સત્યતાનો આધાર તે વાત કરનારની સંખ્યા ઉપર નહી પણ તે વાત કરનારના ચારિત્ર ઉપર હોવો જોઇએ. અને તે ધોરણથી જોતા એ નવિ સૃષ્ટિ સંધંધે ઘોષણા કરનાર મહાજનોનો અનુભવ સુદલ શંકાપાત્ર હોવો સંભવતો નથી.

તે નવિ સૃષ્ટિ આ જ સ્થળે હાજર છે. મને કે તમને તે નથી અનુભવાતી તેનું કારણ એ જ છે કે આપણે તેના ભાનમાં પ્રવેશ્યા નથી, આપણા અનુભવ કે જ્ઞાનનો આધાર માત્ર તે જ્ઞેય કે અનુભવનો વિષય બનનાર વસ્તુના હોવાપણા ઉપર નથી, પરંતુ તે જ્ઞેય પદાર્થ સાથે આપણે ભાનમાં આવીએ તે ઉપર છે. જ્ઞેય પદાર્થ હોય, પણ તે આપણી જ્ઞાન મર્યાદામાં ન આવતો હોય તો તે આપણે માટે નહિ હોવા તુલ્ય જ છે. મને તમને અને કરોડો માણસોને તે નવું વિશ્વ નથી પ્રતિત થતું તેનું કારણ તે નવું વિશ્વ છે જ નહિ માટે નથી પ્રતિત થતું એમ કંઈ નથી, પરંતુ આપણે બધા તેના ભાનમાં નથી પ્રવેશ્યા માટે નથી થતું. જેઓ એ વિશ્વના સ્હેજ સરખાપણ ભાનમાં પ્રવેશ્યા છે, તેમને એ વિશ્વના હોવાપણાની સંપૂર્ણ ખાત્રી થએલી છે. અમે તમે અને સર્વે એ જગતમાં પ્રવેશવાના અધિકારી છીએ. આપણું અંતિમ નિર્માણ પણ એ જ છે. તેમાં પ્રવેશ્યા વિના કોઇને ચેન પડે તેમ નથી. આપણે હમેશા અતૃપ્ત અને અસંતુષ્ટ રહીએ છીએ, તેનું કારણ એજ છે કે આપણો આત્મા તે સૃષ્ટિમાં પ્રવેશવા તત્પર થઇ રહ્યો છે, સુખ, આરામ, વિશ્રાંતિ, ચેન એ બધું આંહી નહી પણ ત્યાં છે. એ ઇશ્વરની સૃષ્ટિ એજ આપણું છેવટનું નિવાસસ્થાન છે. મહાત્મા જેસસ તેને પિતાનું સામ્રાજ્ય કહી સંબોધતો ગયો છે. મહાત્મા સેંન્ટપોલ તેને પ્રભુનો પ્રસાદ( Lord's Manson )ની સંજ્ઞા આપતો ગયો છે. બધા મહાજનોની આંગળી તે તરફ જ હતી. સર્વ મહાજનોના ચક્ષુ તે ભણીજ ઢળેલા રહેતા અને દીનવાણીથી તે મહારાજ્યમાં, તે સુખપૂર્ણ સૃષ્ટિમાં ખેંચી લેવા પિતાને પ્રાર્થતા હતા.

સંપૂર્ણ મુક્તત્વ, સંપૂર્ણ નિરામયતા, સંપૂર્ણ સુખ, સર્વોત્કૃષ્ટ ઉન્નતિ, અને ક્રમિક વિકાસનો તે અંત છે. (End of Evolution) તે અવસ્થા એ વાણીનો વિષય નથી. કેમકે તે સૃષ્ટિના અને આ સૃષ્ટિના અનુભવ સાથે કશું જ સામ્ય કે સાદૃશ્ય નથી. આપણી અનુભવ મર્યાદામાં જે જે વિષયો આવ્યા હોય તેનાજ સંસ્કાર આપણા મન ઉપર હોય છે અને એવા સંસ્કારથી જુદી પડતી વાત આપણા આગળ કોઇ કરે તો તે આપણે ગળે ઉતરતી નથી. આમ છે તે નવિ સૃષ્ટિનો ખ્યાલ વાણી દ્વારા લાવવામાં મોટો અંતરાય છે. અનનુભૂત વિષયને અનુભૂત સંસ્કારોની વાણીમાં કેવી રીતે દર્શાવાય ? આથી જેમણે જેમણે આવો પ્રયત્ન કર્યો છે, તેમણે માત્ર આંહિ પ્રતિત થતા સુખ કે આનંદનો ગુણાકારજ કર્યો છે.

સુખ કે આનંદનો પ્રકાર એનો એજ રાખી માત્ર તેને અનંત ગુણે ગુણી નાંખી, તેનું પ્રમાણ વધાર્યું છે. અને આમ કરવા શીવાય તેમને બીજો રસ્તો પણ ન્હોતો. આથી તે વાત અર્ધ સત્ય છે. સુખનો પ્રકાર તેમજ પ્રમાણ તે નવિ સૃષ્ટિમાં છેકજ જુદો છે. અને તે અનુભવથીજ-તેના ભાનમાં પ્રવેશ્યા પછી જ—જાણી શકાય છે, વર્ણન વાંચવાથી તેનો સાચો ખ્યાલ આવતો નથી. વર્ણનનો હેતુ માત્ર મનુષ્યોને તે ભણી વાળવાનો જ છે અને એમ થયે વર્ણનનો પ્રયત્ન સફળ ગણાવા યોગ્ય છે. શાસ્ત્રો અને શાસ્ત્રકારો મનુષ્યોમાં પ્રભુ પ્રત્યેની માત્ર ઉત્કંઠા જ ઉપજાવી શકે છે.આ પ્રતિત થતા વિશ્વ કરતાં અનંતગુણ ચઢીઆતું એક નવું વિશ્વ છે એટલી તેમને ખાત્રીજ આપે છે. બાકીનું બધું મનુષ્યને જાતે કરવાનું છે. કુંચી તેમની પોતાની પાસેછે.

આ નવિ સૃષ્ટિના ભાનમાં પ્રવેશવાનો રસ્તો કયો? પ્રભુનો પ્રસાદ ખોલવાની કુંચી કયાંથી મળવાની છે? એ પ્રશ્ન આ સ્થળે સ્વભાવીક છે. પ્રથમ તો તે પ્રદેશમાં પ્રવેશ કરવાની, તેને પ્રાપ્ત કરવાની અત્યંત પ્રબળ, તીવ્ર ઇચ્છા મનમાં પ્રગટવી જોઇએ. આ પ્રદેશમાં સ્થિતિ કરવાનો એક જ ઉદ્દેશ સેવવો જોઇએ. પ્રત્યેક વિચાર, પ્રત્યેક શબ્દ, પ્રત્યેક કાર્યમાં વૃત્તિ એ પ્રદેશ સાથે વધારે ને વધારે અનુસંધાન વાળી થાય એવો આંતરથી ઇષ્ટ હેતુ હોવો જોઇએ, અને પ્રવૃત્તિ માત્ર એ અંતિમ હેતુની સિદ્ધિને અર્થે જ હોવી જોઇએ.

આટલું થયા પછી આત્મા તે વિશ્વમાં પ્રવેશવા તૈયાર થયો હોય છે. પછી માત્ર તેને એક જ કાર્ય બાકી રહે છે, તે કાર્ય કાંઇ વિધિ, ક્રિયા કે અનુષ્ઠાન નથી. તપ, જપ, મંત્ર, પ્રાણાયામ, આસનસિદ્ધિ કે કોઇ તેવું જ સાધન વિશેષ નથી. પ્રભુના મહારાજ્યની સાથે સબંધમાં આવવા માટે જે કાંઇ જોઇએ છીએ તે એક જ છે અને મનુષ્યો તે ભાવને પહેલેથી સાંભળતા આવ્યા છે. આ સ્થળે કાંઈ પ્રથમ જ તેમના વાંચવામાં આવે છે, તેમ કાંઇ નથી. છતાં મનુષ્ય સ્વભાવનું બંધારણ જ એવું છે કે પાંચ પચીસ વાર સાંભળેલી વાતને તેઓ સામાન્ય કહીને તરછોડી કાઢે છે અને એ જુની વાતમાં કશો જ રસ તેઓ લેતા નથી. છતાં મુક્તિ પાટણ સુધીની મુસાફરી એજ વાહનમાં કરવા શિવાય આત્માને છુટકો નથી, કેમકે તે શિવાય બીજું વાહન જ નથી. પ્રભુના પ્રાસાદ ભણી જવા માટેનું આ સાધન તે શ્રદ્ધા છે. જૈન શાસ્ત્રકારે તેને સમ્યક્ત્વનું મૂળ કહ્યુ છે. જેસસે તેને (faith) તેના ત્રણ મૂળ મંતવ્યો (three Cardinal doctrines) માં પ્રથમ સ્થાન આપ્યું છે. કૃષ્ણે પણ અર્જુનને "સર્વ ધર્મો છોડી મારે શરણે આવવાનું" કહ્યુ છે. વિવિધ ધર્મકારોએ તે શ્રદ્ધાના સ્વરૂપને ઇશ્વર પરાયણતા આદિ શબ્દો વડે બોધેલું છે પરમાત્મ સ્વરૂપમાં હૃદયની દૃઢ માન્યતા—અર્થાત તે આધ્યાત્મિક સૃષ્ટિ છે અને હું તેમાં પ્રવેશવા યોગ્ય છું એવો ચોક્કસ નિશ્ચય, એ પરમાત્મ તત્વની સાથે સબંધમાં આવવાનો ધોરી માર્ગ છે.

ખરૂ છે કે એ પરમ તત્વને આપણે

અત્યારે જોઇ શકતા નથી અને તેથી આપણું તે સબંધનું જ્ઞાન તે માત્ર શ્રદ્ધાજન્ય જ્ઞાન જ છે, તેમ છતાં તેવી એક સૃષ્ટિ છે એ વાત ચોક્કસ નિઃસંદેહ સત્ય છે. અનેક મહાજનોએ તે પ્રાપ્ત કરેલી છે અને નિસ્વાર્થ બુદ્ધિથી આપણી દૃષ્ટિને તે માર્ગ ભણી વાળતા ગયા છે. આ કાળે પણ ઘણા મનુષ્યોએ તેનો અનુભવ કર્યો છે. અને ન્યુનાધિક અંશે તેના ભાનમાં આવ્યા છે શરૂઆતમાં આપણે ધૈર્યથી શ્રદ્ધા રાખવી જોઇએ અને એ પરમ તત્વને શરણે આવવું જોઇએ. તૈયાર થયેલું હૃદય આ ભાવને ત્વરાથી ગ્રહણ કરી શકે તેમ છે. તે પરમ તત્વની કલ્પના શ્રદ્ધાવાનને અશક્ય નથી. તે તત્વ, તે સૃષ્ટિ, અનંત સુખ પૂર્ણ, આનંદ પૂર્ણ, ચિતિ સ્વરૂપ છે અને હું તેમાં હમેશા બેઠેલો છું, દયાળુ પિતા હમેશાં મને—તેના બાળકને—તેના મહામાત્મ્ય ભણી આકર્ષે છે એમ ભાવવું જોઇએ, આપણા સમગ્ર જીવનને અને આપણા જીવનના સબંધવાળી પ્રત્યેક વસ્તુને તે પરમ આત્માને ચરણે સોંપી દેવી જોઇએ. આપણા અને આપણા સર્વ વ્યવહારના નિયંતા આપણે તેમને જ બનાવવા જોઇએ. આપણા રથની લગામ અર્જુનની માફક આપણે તે કૃષ્ણ પરમાત્માને—તે દિવ્ય જીવને—સોંપવી જોઇએ. આમ કરવાથી આપણે તે આધ્યાત્મિક વિશ્વમાં સ્વભાવથી જ આકર્ષાઇએ છીએ. કેમકે ઇશ્વર અને તે આધ્યાત્મિક વિશ્વ જુદા નથી. પ્રભુના હાથમાં જ આપણે આપણું સર્વસ્વ સોંપી દીધું તેનો અર્થ જ એ કે આપણે તેના વિશ્વમાં પ્રવેશ કર્યો. અને જેટલે અંશે આપણે આપણું સમગ્ર તેને સમર્પ્યું હોય છે, તેટલા અંશે આપણે તેના મહામાત્મ્યમાં પ્રવેશ્યા હોઇએ છીએ.

જ્યારે આપણા યોગક્ષેમનો રથ આપણો અસ્મિતાની હાંકતો હતી કંઇ પરમાત્માને તે હાંકવા દે છે ત્યારે તે જે માર્ગે જવા યોગ્ય છે તે જ માર્ગે જાય છે; પછી તે વિમાર્ગે જતો નથી, તેની પ્રવૃત્તિ ક્રિયા પછી તે નવી સૃષ્ટિ ભણી જ હોય છે. આપણી ઇચ્છા એ પછી આપણી વ્યક્તિ ઇચ્છા હોતી નથી પરંતુ આપણા અસ્મિતાની દ્વારા પરમાત્મા જ ઇચ્છા કરે છે. આપણે માત્ર તેના હથીઆર બનીએ છીએ, આપણી વિભૂતિઓ પછી પ્રભુની વિભૂતિઓ હોય છે. અલ્પને સ્થાને અનંત ભરાવા માંડે છે. આપણી ક્રિયા માત્ર તે પરમાત્માના સ્ફુરણ અને આદેશથી જ થાય છે. જેટલે અંશે મનુષ્ય પરમાત્માને આધિન બને છે, તેટલે અંશે તે પરમાત્મા થાય છે.

આ જીવન પ્રભુને અર્પાયા પછી એ વ્યક્તિ તરીકેનું જીવન પ્રભુના મહા જીવનમાં ભળી જાય છે. પોતાનું એવું કશું જ રહેતું નથી. જે કાળે જે સાધન પ્રાપ્ત હોય છે તેનો ઉપયોગ પરમાર્થે જ—પ્રભુ પ્રેરે તે પ્રમાણે—થયે જાય છે. જીવન એક મહા યજ્ઞ જેવું-સ્વાર્પણમય બની રહે છે. કોઇ પણ પ્રકારના ફળમાં રતિ રહેતી નથી. પ્રભુ તેના દ્વારા માત્ર ફળની વહેંચણી જ કરે છે. અહંકાર, સ્વાર્થ પરાયણતા, વ્યષ્ટિ પ્રત્યેની આકાંક્ષાઓ એ બધું તૂટી પડે છે.

બંધુ ! આપણે બધા તે સૃષ્ટિના વારસ છીએ. માત્ર ઇચ્છા અને શ્રદ્ધાની જરૂર છે.

# આત્માની ત્રણ અવસ્થાઓ.

મનુષ્યોના માનસ અને આધ્યાત્મિક જીવનની ત્રણ અવસ્થા હોય છે. આ ત્રણે ભૂમિકામાં તેનું જીવન તે તે ભૂમિકાને અનુરૂપ હોય છે. આપણે આ સ્થળે તેના સંક્ષેપ વિવેચનમાં ઉતરીએ.

પ્રથમ ભૂમિકાને આપણે સંજ્ઞાત્મક ભૂમિકા (Instinctive plane) નામ આપીશું. આ ભૂમિકાએ વસનાર આત્મા ઉપર માત્ર તેની સંજ્ઞાઓનું સ્વામીત્વ હોય છે. બુદ્ધિનો વિકાસ બહુજ અલ્પ પ્રમાણમાં થએલો હોવાથી ક્રિયા માત્ર સંજ્ઞાના બળથીજ ચાલતી હોય છે. જંગલી મનુષ્યો અને બાળકો આ ભૂમિકામાં વસે છે. આવા આત્માઓને માત્ર પોતાના શરીર અને સ્થૂળ આવશ્યકતાઓ સીવાય કાંઇપણ પરવા હોતી નથી. એમના ચીંતનનો વિષય માત્ર આહાર, નિદ્રા અને ઇન્દ્રીયોની તૃપ્તિ એ શિવાય કાંઇ જ હોતો નથી. આ લોકોમાં સર્વનો હક સમાન હોય છે. કોઇ કોઇથી વધારે ચઢીઆતો હોતો નથી. તેમનું જીવન બહુ સુખી, નિરૂપાધિક અને સરળ હોય છે. "હું બીજા કરતાં વધારે મહાન પવિત્ર કે ડાહ્યો છું" એવી ભાવના આ સંજ્ઞાત્મક ભૂમિકાએ હોતી નથી, પાપની ભાવના પણ તેમને મુદ્દલ હોતી નથી. સારૂં ખોટું તે સમજતા નથી અને તેથી પોતાની ઇન્દ્રિય તૃપ્તિ અર્થે નિરંકુશપણે કાંઈ પણ આંચકો ખાધા વિના તેઓ પ્રવર્તે છે. ઘણીવાર આ ભૂમિકાએ કોઇ ઉચ્ચતર સત્તાના અસ્તિત્વનું ભાન ઝાંખુ ઝાંખુ હોય છે, પરંતુ તે વિષયમાં તેઓ બહુ માથુ મારતા નથી. અમુક વિધિઓનું પાલન કરવાથી તે સત્તા રાજી થશે અથવા તેમ નહીં કરીએ તો તે નાશ જ થશે એમ પણ તેઓ માનતા હોતા નથી. મરણ પછીની મુક્તિની તક મેળવવા બાબત તેઓ તદ્દન બેપરવા હોય છે. અને તેમના મનમાં સંજ્ઞાત્મકપણે એમ રહેતું હોય છે કે જે સત્તા આપણી અંહિ સંભાળ રાખે છે તે ત્યાં પણ રાખશે જ.

બીજી ભૂમિકાને આપણે બુધ્યાત્મક ભૂમિકા (Intellectual plane) નામ આપીશું. આ અવસ્થામાં આત્માની પ્રવૃત્તિ ઉપર બુદ્ધિનું આધિપત્ય હોય છે. અમુક "સારૂં" અને અમુક "ખોટું" એ ભાવના પ્રત્યે તે અધિકાધિક જાગૃત થતો જાય છે. એના બાહ્ય મનની સપાટી ઉપર મનના કોઇ ઉચ્ચતર વિભાગમાંથી ઝાંખો પ્રકાશ અને મંદ સ્ફુરણ આવતું હોય એમ તે અનુભવે છે. અને તે દિવ્ય સ્ફુરણના ગહન પ્રભાવથી પોતાના વ્યક્તિ સ્વાર્થમાંજ રચ્યાપચ્યા રહેવામાં તેને શરમ લાગે છે. તેને સ્વભાવથી જ કોઇ સ્વાર્પણ પ્રતિ વેગ અનુભવાય છે. અને જ્યારે કોઇ નિઃસ્વાર્થ કાર્ય તેના હાથથી બને છે, ત્યારે તેને સ્વાભાવિક આનંદ અને શાંતિનો અનુભવ થાય છે. એમ થવાનું શું કારણ હોવું જોઇએ,-તેનું જો કે તેને સ્પષ્ટ ભાન હોતું નથી, છતાં અસ્ફુટપણે તેના અંતઃકરણમાં એમ રહેતું હોય છે કે જ્યારે હું કોઇ સ્વાર્થહિન કાર્યમાં યોજાઉં છું

ત્યારે હું ઉન્નતિના માર્ગે વર્તતો હોઉં છું. પરંતુ બુદ્ધિની ભૂમિકાની પારસમાપ્તિ આટલેથી જ થતી નથી. "સારૂં" શું અને "નરસું" શું એની શોધમાં તે યોજાય છે. અમુક "ઠીક" અને અમુક 'અઠીક" અમુક "કરવા યોગ્ય" અને અમુક "ન કરવા યોગ્ય" એ ભાવના બહુજ પ્રબળ અને વેગવાન બનતી જાય છે. આ ભાવનાના પ્રત્યુત્તરરૂપે અનેક ધર્મગુરૂઓ અને ધર્મસંસ્થાઓ ઉદ્ભવે છે અને તેમના તરફથી "અમુક કાર્ય કરવા સારા છે અને તેમ કરવાથી ઇશ્વર રાજી થશે" એમ જાહેર ઘોષણાઓ થાય છે. તેઓ કહેતા હોય છે કે અમોએ મુકરર કરેલા માર્ગે ( અને તે માર્ગ બહુધા દેવળોના નિભાવનો અને તેમના પોતાના નિર્વાહનોજ હોય છે ) તમારૂં દ્રવ્ય અર્પશો તોજ દેવીસત્તા તમારા ઉપર પ્રસન્ન થશે. અને તે સાથે એમ પણ કહેતા હોય છે કે "અમોએ દર્શાવેલી ક્રિયા કરવામાં તમો ગફલત કરશો અથવા અમોએ વિહિત કરેલા દેવળો કે મંદિરમાં નિયમિત હાજરી નહી આપો તો તે સત્તા તમારા ઉપર રોષે ભરાશે" પોતાને અનુસરનાર સમાજની માનસીક સ્થિતિને અનુકુળ આવે તેવા સ્વર્ગો અને દેવ ભૂમિઓ આ ધર્મગુરૂઓ અને પયગમ્બરો ઉપજાવી કાઢે છે અને તેમણે દર્શાવેલી વિધિને નહિ અનુસરનારાઓ માટે, અત્યંત ત્રાસદાયક વસ્તુઓથી ભરપૂર નર્કો પણ શોધી કાઢે છે. અનુયાયી સમાજને જે ચીજો બહુ પ્રિય હોય એની સ્વર્ગમા બહુજ મોટા પ્રમાણમાં પ્રાપ્તિની લાલચ તેઓ આપતા હોય છે, અને જે વસ્તુ કે સ્થિતિનો તેમને અત્યંત ભય અને ત્રાસ હોય છે, તેવી વસ્તુ અને સ્થિતિથી તેઓ પોતાના નર્કને બહુજ મોટા પ્રમાણમાં ભરી કાઢે છે. આ ધર્મગુરૂઓ કર્તવ્ય અને અકર્તવ્ય, સારૂં અને નરસું એવા બે ખરડાઓ તૈયાર કરે છે. અને વસ્તુ માત્રને એ બે વિભાગમાં વિભક્ત કરી નાંખે છે. આ બે ભરતીઆમાં નરસા અને નહિ કરવા યોગ્યનું ભરતીકું બહુજ લાંબુ અને કંટાળાસરેલું હોય છે. કારણકે જીવને સુખ ઉપજાવનારી બધી વસ્તુઓ એ નરસાના મથાળા તળે આવતી હોય છે. એવી વસ્તુઓને એ મથાળા તળે મુકવાનું કારણ બીજું કાંઇજ નહિ પણ તે બધી સુખદ છે, આનંદ ઉપજાવનારી છે, એ છે. તેજ પ્રકારે "સારી"ના મથાળા તળે બધી દુઃખ ઉપજાવનારી ક્રિયાઓ, વસ્તુઓ અને અરૂચિકર સંયોગોનો સમાવેશ થતો હોય છે. લોકોના મનમાં ગમે તે પ્રકારે પણ એ ભાવના બહુ દૃઢ બની ગઇ છે કે તે ઉપરી સત્તા, પોતાના બાળકોને અરૂચિકર અને અપ્રિય વિધિઓ અને દુખદ ક્રિયાઓમા નિમગ્ન થએલા જોઇ રાજી થાય છે અને તેમને કોઇ સુખદ પ્રવૃત્તિ અને આનંદ કાર્યમાં યોજાએલા નિહાળી તે સત્તા કુપિત થાય છે. એ ભાવનાને સંતુષ્ટ કરવા અનેક મત સંપ્રદાય ઉદ્ભવે છે અને તે બધાજ મત સંપ્રદાયો એક સરખી રીતે એમજ જાહેર કરતા હોય છે કે અમોએ ઇશ્વર તત્વની જે ભાવના રચી છે, તેનાથી વિપરિત માન્યતા ધારણ કરનાર ઇશ્વરના વિરોધીઓ છે અને જરૂર ઇશ્વર તેનો બદલો લે છે અને શિક્ષા કરે છે. ઘણી વાર તો એવા "ઇશ્વરના વિરોધી મનુષ્યો" ઉપર વેર

લેવાની અને શિક્ષા કરવાની ફરજથી લોકો પોતાના ઇશ્વરને મુક્ત કરે છે અને તેઓ પોતેજ ઇશ્વરને કરવાનું કાર્ય પોતાના હાથમાં લઇ ઇશ્વરની વતી સજા કરી લે છે; અને વધારે આશ્ચર્ય જેવું તો એ છે કે તેમ કરવામાં તેઓ "ઇશ્વરી ફરજ" બજાવ્યાનું અભિમાન રાખતા હોય છે.

આ બીજા વર્ગની ભૂમિકાને શોભાવનારા આત્માઓ બહુ જ ધાંધલીઆ અને કાંઇને કાંઇ અખંડ ઉદ્યોગમાં જોડાએલા હોય છે. અમુક વાર, માસ અને તિથીઓને તેઓ "પવિત્ર" જાહેર કરે છે ( જાણે કે તે શિવાયની બીજી વાર તિથિઓ મુકાબલે ઓછી પવિત્ર હોય, અને કાળના પણ અમુક અમુક દેશ ઉપર શુભાશુભ અંક મારેલા હોય ) અને અમુક સ્થાનો બીજા તેની આસપાસના સ્થાનો કરતા વધારે પવિત્ર છે. તેઓ એમ માનતા હોય છે કે અમુક દેશના, અમુક વર્ણવાળા, અમુક કુળમાં જન્મેલા જીવાત્માઓ ઉપર તે દૈવી સત્તા વધારે કૃપાની દૃષ્ટિથી જુએ છે અને બીજા ઉપર અકૃપા અથવા તિરસ્કારની નજરથી નિહાળે છે. એમના મનમાં એમ હોય છે કે પ્રભુના દેશના અધિકારી સજ્જનો અમારા મંડળમાં પ્રવેશેલાઓ શિવાય બીજા હોઇ જ શકે નહિ. કેમકે એ મહાનગરનો રસ્તો અમારા શિવાય બીજા કોઇ જ જાણતા નથી. અને તેથી બીજા બધા નર્કમાં અને સંસારમાં સદા કાળ વરફ્ડીયા મારવા માટે જ નિર્માએલા છે. આ બીજા વર્ગના દૃષ્ટિબિંદુથી જોતા નર્ક એ અત્યંત ભયાનક અને ત્રાસદાયક સ્થાન છે. પોતાના પવિત્રપણાની ભાવનામાંથી અને અમો બધું જ સમજી ચુકયા છીએ એવી કલ્પનામાંથી, પોતાના અભિપ્રાયથી વિરૂદ્ધ વર્તનવાળાંઓ પ્રત્યે તેમનો પ્રબળ તિરસ્કાર હોય છે. આ તિરસ્કાર એ બીજી ભૂમિકાવાળા જીવોનું ખાસ લક્ષણ છે. આથી જુદા જુદા તડો બંધાઇ જાય છે. અને એક તડને પોતાના શિવાયના બધા જ તડો જોડે વિચારભેદથી જન્મેલો વિરોધ બંધાઇ જાય છે આ પ્રકારનું વૈમનસ્ય, ઇર્ષ્યા અને તિરસ્કાર તેમની પ્રવૃત્તિમાં પદે પદે પ્રતિત થતાં હોય છે. દૈવી પ્રેમ એ આ મનુષ્યોમાં એક અર્થહિન શબ્દ રૂપે જ હોય છે. બંધુત્વ એ પણ નામ માત્ર જ છે. અને કદી હોય તો પણ તે તે તડમાં રહેલા મનુષ્યો વચ્ચે જ હોય છે. તડની બહારના એ કાંઇ બંધુ ગણાતા નથી. આ બીજા નંબરની ભૂમિકામાં પોતાના તડ બહારના મનુષ્યો બંધુના ઉપનામથી નહિ પણ નાસ્તિક, અશ્રદ્ધાળુ, પાખંડી, પરધર્માવલંબી, ભિન્ન પંથી વિગેરે સંજ્ઞાઓથી ઓળખાતા હોય છે. સર્વ એક પિતાનો પરિવાર છીએ, અથવા એક જ તત્વનો આવિર્ભાવ છીએ, એવો અનુભવ મુદ્દલ આ ભૂમિકામાં હોતો નથી. સર્વ સમાન વાદ જેવી જે ભાવના નંબર એકની એક ભૂમિકામાં હોય છે તેનો આ નંબરની બેની ભૂમિકાએ લોપ થાય છે. ભિન્નપણું, જુદાપણું, નિરાળાપણું એ જ આ ભૂમિકાએ મુખ્ય વાર્તા હોય છે.

પરંતુ આ ભૂમિકાએ જેમ જેમ મનુષ્ય આગળ વધે છે અને બુદ્ધિનો પ્રકર્ષ થાય છે અને સત્વના પ્રકાશથી તે બુદ્ધિ

અધિકાધિક પ્રકાશવતી બનતી જાય છે, તેમ તેમ આ ભૂમિકાની બાળ અવસ્થાએ હોવા યોગ્ય વહેમો, મૂર્ખાઇ ભરેલી કલ્પનાઓ અને ગાંડા ઘેલા ખ્યાલો નીકળતા જાય છે. એક વખતે જે પૂર્ણ સત્ય રૂપ અને પવિત્રતમ વસ્તુ અથવા ભાવના રૂપે મનાતા હતા તે વખત જતાં તેના સાચા સ્વરૂપે જણાવા માંડે છે, અને પછી તે હૃદયમાં કોઇ મહત્વનું સ્થાન રોકતા બંધ પડે છે. એક આવરણ ગયું એટલે બીજું આવરણ નજરે પડે છે અને તે ખસ્યું એટલે ત્રીજું દૃષ્ટિમાં આવે છે, અને એમ ઉત્તરોત્તર આવરણ રૂપ ભ્રાન્તિઓ એક પછી એક સરી પડતી જાય છે. એક વખતે જેને અત્યંત મહા મૂલ્યવાન રત્નની પેઠે સાચવી રાખી હતી, તે ભાવના એક કાચના કટકાની કીમતની બનીને આપણાથી દૂર થાય છે. અને તેમ કરતી વખતે તે પ્રગતિના પંથે ચઢેલો મનુષ્ય પોતાના પૂર્વના બાળ ખ્યાલ ઉપર હસતો હોય છે, અને તેને આજ સુધીની પોતાની મુગ્ધાવસ્થા માટે શરમ આવેછે. વધતી જતી બુદ્ધિ અને તર્કના પ્રકાશમાં અંધારામાંજ જેની કીમત છે એવા ખ્યાલો આ મનમાંથી ચટોચટ ખસતા જાય છે. તે એમ જાણે છે કે હું આજ સુધી છેકજ બાળક જેવો અજ્ઞ અને મેંઢાની માફક દોરાવાના સ્વભાવ વાળો હતો. પરંતુ હવે બધી વાત મને સ્પષ્ટ થઇ ગઇ છે. ઘણી વાર એમ બનતું જોવામાં આવે છે કે આવા મનુષ્યો નાસ્તિક અને શૂન્ય હૃદયવાળા બની જાય છે. તેમને એકે વિષયમાં શ્રદ્ધા હોતી નથી. જુની વસ્તુ સ્થિતિને તો તેઓએ ફેંકી દીધી હોય છે અને તે ખાલી સ્થાનમાં કોઇ નવિન ભાવનાનો અભિષેક થયો હોતો નથી. આ પણ આત્માની એક અવસ્થા વિશેષ છે. જુનું ગયા પછી અને નવું આવતા પહેલાં વચગાળાની એક શૂન્ય અવસ્થા હોય છે. તે વખતે હૃદયમાં એક પણ નિશ્ચય આરૂઢ થયેલો હોતો નથી. ઘણા આધ્યાત્મિક પુરૂષોના જીવન ચરિત્રમાં તે તે પુરૂષોએ એક વાર આવી અવસ્થા અનુભવ્યાનું આપણે વાંચ્યુ છે. સ્વામી વિવેકાનંદની પણ એકવાર આવીજ સ્થિતિ હતી. વર્તમાન કેળવણી લીધેલા ઘણા યુવકો જેમને આપણા વૃદ્ધ અને ધર્મઘેલા મનુષ્યો નાસ્તિક ગણી કુટી મારે છે તેઓ ખરી રીતે આવીજ અથવા કોઇ આવા પ્રકારવાળી અવસ્થા વેદતા હોય છે.

પરંતુ આવી અવસ્થા ઘણો કાળ નભતી નથી. મનના ઉપરિ પ્રદેશમાંથી ઇશ્વરી પ્રકાશ તેના બાહ્ય મન ઉપર રેડાવા માંડે છે. સત્યનું સ્વરૂપ તેને સહજોપલબ્ધિ રૂપે બુદ્ધિ અને તર્કથી સ્વતંત્રપણે અનુભવાવા માંડે છે. ધર્મનું આભ્યંતર સ્વરૂપ અને મહાજનોના હૃદયને વિષે રહેલો મર્મ તેમને અવગત થવા માંડે છે સત્યની કસોટી રૂપે તેઓ તેમના અંતરાત્માના સ્વરને સ્વીકારતા થાય છે. બાહ્ય પ્રમાણ અથવા પુરાવાની કીમત તેમના મનમાંથી ખસી જાય છે. અને એ ક્રમથી ધીમે ધીમે ત્રીજી ભૂમિકામાં-નંબર ત્રણના વર્ગમાં તેઓ પ્રવેશે છે.

આ ભૂમિકાના મનુષ્યો બધે શુભનું જ દર્શન કરે છે. દરેક સ્થિતિ, સંયોગ અને સ્થાનમાં શુભનો જ સંકેત તેમને જણાય

છે. કોઈ એક આત્મા કોઈ બીજા આત્મા કરતા તેને વિશેષ જ્ઞાન પ્રવૃદ્ધ જણાય છે; પરંતુ તેના મનમાં એમ રહેલું હોય છે કે નાના મોટા, જ્ઞાની અજ્ઞાની, એ બધા આ વિશ્વની મહા યોજનાના વિભાગો છે. વિકાસ પામેલા અને તેથી ઉચ્ચતર પ્રદેશમાં વિહરતા આત્માઓને, ઇચ્છાના અભાવને લીધે અમુક પદાર્થોને ફાટી તુટી ગયેલા વસ્ત્રની માફક, ફેંકી દેતા તે જુએ છે. પરંતુ તે એમ પણ જુએ છે કે જે પદાર્થોનો તે વિકાસ પામેલો આત્મા ઇચ્છાના અભાવથી ત્યાગ કરે છે તે જ પદાર્થો એક સાધારણ આત્માને માટે સરસમાં સરસ પદાર્થ છે. અને જાણે છે કે જેમ તે જ્ઞાની આત્માએ અનેક અનુભવો મેળવ્યા પછી તે પદાર્થમાંથી પોતાની પ્રીતિ ઉઠાવી લીધી હતી તેમ અત્યારે આ સાધારણ વિકાસવાળા ભાસતા આત્માની તે પદાર્થ માંહેની પ્રીતિ પણ એક કાળે અનુભવના અંતે ઉઠી જશે. તે જાણે છે કે આખું વિશ્વ પ્રભુના પ્રદેશ પ્રતિના મહા પથ ઉપર ધીરી ગતિએ પગલા ભરતું ચાલે છે. એ મહા પ્રયાણમાં કેટલાક આગળ, કેટલાક વચમાં, અને કેટલાક પાછળ છે, પરંતુ બધા જ રસ્તા ઉપર છે, અને અત્યારે એક જ્ઞાની આત્મા જે સ્થિતિમાં છે તે જ સ્થિતિમા એક કાળે અત્યારનો અજ્ઞાન આત્મા પ્રવેશવા યોગ્ય છે. તે પ્રાણી માત્રને ભૂલો ( દુનીઆ જેને પાપ કહે છે તે ) કરતા જુએ છે અને તે સાથે તે ભુલનું પરિણામ જે કિમતી પાઠ શીખવતો જાય છે તેમાંથી લાભ ઉઠાવતા પણ જુએ છે દુનીઆ જેને " સારૂં " અને ' નરસું ' કહે છે તે બધું તે જાણનો હોય છે, છતાં જ્યાં જ્યાં જેવું તે જુએ છે ત્યાં ત્યાં તેવું હોવા યોગ્ય છે માટે જ છે એમ તેનો નિશ્ચય હોય છે. સર્વનું પરિણામ શુભમાં જ આવવાનું છે એમ તે જાણે છે. " પાપ " ને અવિકસિત મનનું સ્વાભાવીક વલણ ગણે છે, અને વખત આવતાં તે બધું રસ્તાસર આવશે એમ તે માને છે. આશ્ચર્ય જેવું તેને કોઈ પણ સ્થાને લાગતું નથી.

આ ત્રીજી ભૂમિકાવાળા મનુષ્યો બધા ધર્મોની અંદર શુભનું જ દર્શન કરે છે. તે એટલે સુધી કે કોઈ એકજ ધર્મની મર્યાદામાં ગોંધાઈ રહેવું અને તેની સંકડાશમાં પડી રહેવું તેને બહુ કઠીન જણાય છે. ઇશ્વરની વિવિધ ભાવનાઓમાં તે એકજ પરમતત્વની પૂજા અને સ્વિકાર થયેલો જુએ છે એક કાષ્ટ કે પાષાણની મૂર્તિથા લઇ ઇશ્વરત્વની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનામા તે એકજ મહાનતત્વ પ્રત્યેનું મનુષ્ય હૃદયનું અર્પણ થતું નિહાળે છે. અને એ ભાવનાનો ભેદ, માત્ર મનુષ્ય આત્માના વિકાસના તારતમ્યાનુસાર અને અધિકાર ભેદથી નિર્માય છે એમ તે માને છે. તે જાણે છે કે મનુષ્ય જેમ જેમ પ્રગતિમાન થતો જાય છે તેમ તેમ તેની ઇશ્વરના સ્વરૂપ સબંધેની ભાવના પણ ફરતી જાય છે. મનુષ્ય સ્વભાવના એક અવલોકનકારે લખ્યું છે તેમ, મનુષ્યનો ઇશ્વર સબંધેનો ખ્યાલ એ માત્ર પોતાની જ જાતને અનેક ગુણ વિશાળ કલ્પી બાંધેલો ખ્યાલ છે. ( A man's *idea of God* is merely himself magnified ) એમ આ

ત્રીજી ભૂમિકાને શોભાવનાર મહાત્મા માને છે. તે જાણે છે કે એક સુધરેલા મનુષ્યનો ઇશ્વર જંગલી મનુષ્યને મુદલ પસંદ પડતો નથી, તેમ જંગલી મનુષ્યનો ઇશ્વર સુધરેલા મનુષ્યને પણ રૂચીકર બની શકતો નથી. અને તેમ છતાં "જંગલી" અને "સુધરેલા" બધા જ પોતાથી બને તેટલી ઉંચી ઇશ્વરભાવના રાખતા હોય છે, અને પોતાના સંવર્ધનની ભૂમિકાને અનુસરીને બને તેટલો પોતાના ઇશ્વરને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરતા હોય છે, એમ તે જુએ છે. જેટલા અંતઃકરણો તેટલા ઈશ્વરો અને સેતાનો છે. સરસમાં સરસ જે ઉચ્ચ ગુણો મનુષ્ય કલ્પી શકે તે વડે વિભૂષિત તે તેનો ઇશ્વર અને જે કાંઇ દુષ્ટમાં દુષ્ટ અને અધમમાં અધમ તે કલ્પી શકે તેવા અનિષ્ટ ગુણોથો આરોપ પામેલો તેનો સેતાન અથવા આસુરિતત્વ હોય છે. એ બન્નેને મનુષ્યોએ જ ઉપજાવેલા છે અને તેઓ મનુષ્યની કલ્પનાની સૃષ્ટિમાં જ વિહરે છે. તે શિવાય એમને કોઇ સ્થળ કે કાળમાં અવકાશ નથી એમ તે જાણે છે. તે ભાવના મનુષ્યને અમુક હદે પહોંચાડી પોતે સફળ થઇને ખસી નીકળે છે અને તેનું સ્થાન કોઇ અન્ય ઉચ્ચતર ભાવના લે છે, અને પ્રથમની માફક તે પણ પોતાનું કાર્ય પૂર્ણ કરી આત્માને વિકાસ ક્રમમાં એક પગલુ આગળ વધારી, પોતાનું સ્થાન કોઇ પોતાથી ઉચ્ચતર ભાવનાને સોંપી મુકત થાય છે.

આ ત્રીજી ભૂમિકાએ સ્થિત મનુષ્યોનું વિશિષ્ટ લક્ષણ તો એ હોય છે કે આ બધુ એક તત્વ છે એમ તેમને સતત ભાન રહ્યા કરતું હોય છે. તેઓ જુવે છે અને અનુભવે છે કે આખું વિશ્વ ચૈતન્યમય, બુદ્ધિમય છે, અને જુદા જુદા સ્થાને પ્રતિત થતા ચૈતન્યના આવિર્ભાવની કળાના ભેદને લઇને જડ ચૈતન્ય એવા ભેદ બંધાય છે. આખા વિશ્વમાં તે એકજ મહાન જીવન અનુભવે છે અને પોતે તે મહાજીવનનો વિભાગ છે એમ જુએ છે. એ મહાજીવન તે હુંજ છે અને હું છું તેજ એ મહાજીવન છે એવા પ્રકારનો એકતા તે અનુભવતો હોય છે. સમસ્ત પ્રકૃતિ સાથે તે સબંધમાં હોય છે. તેના વિવિધ રૂપો અને આકારોમાં તે પોતાને જ જુએ છે. ખનીજ, વનસ્પતિ, પશુ, અને મનુષ્ય એ બધામાં જે કાંઇ છે તે પોતામાં છે અને પોતામાં છે તે તેમનામાં છે એમ અનુભવે છે. તે જાણે છે. ખનીજના ગુણો, વનસ્પતિના ગુણો, વ્યાઘ્રાદિ પશુના ગુણો અને જંગલી ગણાતા મનુષ્યના ગુણો એ બધા મારામાં રહેલા છે. પણ આથી એમ સમજવાનું નથી કે આ ત્રીજી ભૂમિકાવાળો મનુષ્ય વાઘના જેવો લોહીનો તરસ્યો, મોરના જેવો ગુમાની, સર્પના જેવો ઝેરી, કે જંગલી મનુષ્ય જેવો વિવેકહીન હોય છે. તેથી ઉલટું તે એમ જાણે છે કે ઉપરોકત બધા ગુણો મારામાં રહેલા છે, પરંતુ આત્માના ઉચ્ચતર અંશના આધિપત્ય તળે—આત્માની ઉપરિ બાજુનાં સ્વામીત્વને આધિન અને તેના શાસનથી નિયમાએલા રહેલા હોય છે. એ બધા તેની ઇચ્છા વિના છટકી જાય તેમ હોતા નથી. તેમ છતાં તેનામાં તે રહેલા છે એમ તે જાણે છે. માત્ર તે સ્વામી તરીકે નહિ

પણ સેવક રૂપે, અને તેથી આત્માના વિકાસ ક્રમમાં એક સેવક અથવા સામર્થ્ય રૂપે સહાયક હોય છે એમ તે જાણે છે. આથી આ ત્રીજી ભૂમિકાવાળા મહાત્માના અંતઃકરણમાં આ પશુઓ માટે પણ લાગણી હોય છે કેમકે તેમનું હૃદય-તેમની આંતર સ્થિતિ અને તેમના વિકાસક્રમની હદ તે સમજી શકતો હોય છે. તે ભૂમિકાએ તેવું જ હોય ? એથી અન્યથા હોઇજ ન શકે, તેમ તે જાણતો હોય છે. આ મહાત્મા પોતાની આસપાસના મનુષ્યો માટે પણ એવું વિશાળ હૃદય રાખતા હોય છે. અને જ્યાં જ્યાં "અનિષ્ટ" ગુણો કે વર્તનનો તે સદ્ભાવ જુએ છે ત્યાં ત્યાં તે પ્રકારેજ હોવા યોગ્ય છે એમ ધારી સમભાવમાં રહી શકે છે. પોતાનો બંધુ મનુષ્ય એ લક્ષણોને સંયમમાં રાખી શકતો નથી અને પાંજરામાંથી છુટા થએલા સિંહ કે ઝેરી પ્રાણીની માફક તેને છુટુ ફરવા દે છે, એથી તેને તેના બંધુ ઉપર દયા આવે છે, અને તેને મિષ્ટવાણીમાં સલાહ આપે છે કે "ભાઇ ! આ પશુની ભૂમિકાને યોગ્ય લક્ષણોને હવે તમારે સંયમમાં રાખવા ઘટે છે અને તેની પાસેથી તમારે એક સ્વામી તરીકે કામ લેવાનું છે. તમારે તેના સેવક બની તેની ગુલામીમાં રહેવું યોગ્ય નથી. અને એમ કરશો ત્યારે તમને એક ઉચ્ચ જીવનનો અનુભવ થશે" છતાં તે પ્રમાણે તે ન કરે, અને પોતાની સલાહને તે ન અનુસરે તો તેને તે બંધુ ઉપર તિરસ્કાર આવતો નથી. ધિક્કારની અવસ્થાને તે વળોટી ગએલો હોયછે. આત્માના ઉચ્ચ અને અધો એ ઉભય અંશનો તેને અનુભવ હોય છે ? અને તેથી આત્માની સર્વ અવસ્થામાં કેવી કેવી તેની સ્થિતિઓ હોવા યોગ્ય છે તેની કદર તે કરી શકે છે. તે જાણે છે કે આ મારો અજ્ઞાન બંધુ અનુભવના અંતે એક વખતે સુધરશે. અને પોતાના જેવો બનશે.

ચોતરફ તે જીવનનોજ ધબકારો અનુભવે છે, અને તે જીવન મારૂંજ છે એમ તે જાણે છે, જુદાઇની ભાવના, વ્યક્તિપણાનું ભાન પ્રતિક્ષણે ઢીલુ પડતું જાય છે. સર્વ જીવનની સાથે પોતાની એકતા છે એવા ભાનમાંથી જે નિશ્ચિંતપણું ઉદ્ભવે છે તેથી એ મહાપુરૂષ ભયરહિત બને છે. વર્તમાન અને ભાવિ એ ઉભયની સાથે તે નિર્ભયપણે સામે મોઢે લડે છે અને આનંદ પૂર્વક ઇશ્વરને ભેટવાના મહા સાહસમાં (Devine Adventure) માં ઝુકાવે છે. તેને જ્યાં હોય ત્યાં પોતાનું ઘર જેવું જણાય છે. વસતિમાં, જંગલમાં, સ્મશાનમાં, પર્વતમાં, વેરાનમાં તે પોતાનું ઘર માની લે છે. કારણ કે આખું વિશ્વ તેની સાથે સંબંધવાળું તેને અનુભવાય છે. તે વિશ્વનો છે, વિશ્વ તેનું છે, એવું ઉપભાન તેને રહ્યા કરતુ હોય છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, તારાગણો પર્વત, સરિતા, જંગલના હરિણાદિ પશુઓ, એ સર્વમાં પોતે છે અને પોતામાં સર્વ છે, એવો તેને ઉત્કટ અનુભવ રહ્યા કરે છે. સ્વામી રામતીર્થ પોતાના આ પ્રકારના અનુભવની પદે પદે પોતાના લેખોમાં પ્રતીતિ આપે છે. એક સ્થળે તે અનુભવ કવિત્વરૂપે સ્ફૂરી નીકળે છે કેઃ—

Lo! The trees of the wood
are my next of kin,
And the rocks alive

with what beats in me.
The clay is my flesh,
and the fox my skin,
I am fierce with the Godfly
and sweet with the bee.
The flower is naught
but the bloom of my love,
And the waters run down
in the tune I dream.
The sun is my flower
uphung above,
I can not die,
though for ever death
Weave back and fro
in the the warf of me.
I was never born,
yet my births of breath
Are as many as waves,
on the sleepless sea.

અર્થાત:—" આ વનના વૃક્ષો મારા બંધુઓ છે. જે વડે હું ચૈતન્યમય છું તે વડે આ ખડકો પણ ચૈતન્યમય છે. માટી મારૂં શરીર છે, આ શીયાળો મારૂં શરીરનું ચર્મ છે. ડાંસની રક્તતૃષા તેમ જ મધમાખીનું માધુર્ય મારામાં છે. આ પુષ્પો એ કાંઇ જ નહી પણ મારી પ્રેમમયતાનો જ ખીલેલો બહાર છે. અને જે ધ્વનિમાં હું મસ્ત છું તે જ ધ્વનિને તાલ આપીને આ સરિતાઓ દોડે છે. આ સૂર્ય એ મારૂં ઉંચે ટાંગેલું પુષ્પ છે. જો કે મૃત્યુ મારા ઊપર આડુ દોડુ પોતાનું વણાટ કામ મચાવી રહ્યો છે છતાં હું તો અમર છું. જો કે આ શ્વાસો શ્વાસની સૃષ્ટિમાં હું આ અખંડ જાગૃત મહાસાગરના તરંગોની સંખ્યામાં જન્મ્યો છું છતાં વાસ્તવમાં હું અજન્મ છું."

આવા પ્રકારના સતત્ ભાનથી તે મહાપુરૂષમાં ભય, તિરસ્કાર, ખેદ, ગ્લાની, ધિક્કાર આદિનો અભાવ હોય છે. તે અત્યંત માયાળુ હોય છે. "પરમાત્માનું પિતૃત્વ અને પ્રાણીઓનું બંધુત્વ" એ સિદ્ધાંત તેના રોમેરોમમાં પરિણમેલો હોય છે. તે શ્રદ્ધા રૂપે નહીં પણ જ્ઞાનરૂપે—સાક્ષાત્કાર રૂપે હોય છે. જેને આપણે "માણસ" કહીએ છીએ, તે અર્થમાં તે "માણસ" રહ્યો હોતો નથી. વિશ્વ અને પ્રાણી પદાર્થો ઉપરની તેની દૃષ્ટિ તદ્દન ફેરવાઇ ગઇ હોય છે. તે પોતે એક નવી જ સૃષ્ટિમાં વિહરતો આત્મા બની જાય છે. તેનું મન એટલું બધું સમભાવ અને સમાધાનવાળું હોય છે કે કોઇ સ્થળે તેને વિષમતાનું દર્શન થતું નથી. તે બધે અનંતજ્ઞાન વડે નિર્માએલી પૂર્ણ યોજનાનું જ દર્શન કરે છે. પરમાત્માના સંકેત સ્વરૂપનું તેને પ્રતિક્ષણે અધિકાધિક ભાન થતું હોવાથી તે દુખવાદી મટીને સુખવાદી બન્યો હોય છે. નિર્વેદ જેવું તેને કશું જણાતું નથી. પ્રાણીમાત્રને પ્રભુના મહા રાજ્યમાં આરોહણ કરતા તે ભાળે છે. અશુભ, પાપ, અનિષ્ટ, જેવું તેને કોઈ સ્થળે જણાતું ક્રમે ક્રમે બંધ પડતું જાય છે. તે શુભનું જ સર્વત્ર ભાન કરે છે.

આ ત્રીજી ભૂમિકાવાળા મનુષ્યો સંબંધે બીજી ભૂમિકાવાળા મનુષ્યોમાં અત્યંત ગેરસમજુતી હોય છે. અને એમાં કશું જ આશ્ચર્ય જેવું નથી કે બીજા નંબરવાળાઓ તેમને વિકાસ ક્રમની ખાલ્યા-

# આનંદ.

પુસ્તક ૧૨ મું. સંવત ૧૯૭૦ વૈશાક અંક ૭ મો.

## શ્રી મહાવીર પ્રભુના જીવનમાંથી નીકળતો સાર.

(૫)

સિદ્ધિ મેળવ્યા પછી ઘણે પ્રસંગે મનુષ્યને તેની પૂર્વની ચિત્ત નિર્મળતા રહેતી નથી. તેનો સ્વાર્થી અને પશુત્વનો અંશ પાછો સ્ફુરી નિકળે છે. ગોશાળે એટલી સિદ્ધિથી મહાવીર પ્રભુની બરાબરી કરવાનો વિચાર કર્યો. મહાવીર ભવિષ્યમાં સર્વજ્ઞતા પ્રાપ્ત કરી તીર્થંકર થવાના હતા, એમ તેણે પ્રભુ પાસેથી સાંભળ્યું હતું. પોતામાં સર્વજ્ઞતાની ખામી હતી, તે ખોટ પુરી પાડવા તેણે પાર્શ્વનાથ પ્રભુના ચારિત્ર ભ્રષ્ટ થએલા કેટલાક શિષ્યો પાસેથી અષ્ટાંગ નિમિત્તનું જ્ઞાન મેળવી લીધું અને એટલી લાયકાતથી પોતાને જિનેશ્વર કહેવરાવતો તે વિચરવા લાગ્યો.

આ તરફ પ્રભુ વિહાર કરતા પેઢાળા ગામની નજીક પધાર્યા, ત્યાં એક શિલાતળ ઉપર જાનુ પર્યંત ભુજા લંબાવી ચિત્તની સ્થિરતા પૂર્વક અનિમેષપણે એક રૂક્ષદ્રવ્ય ઉપર દૃષ્ટિ સ્થાપી, કાયોત્સર્ગભાવે સમાધિસ્થપણે ઉભા રહ્યા. તે કાળની પ્રભુની પરમ ચારિત્રમય અવસ્થા સૌધર્મ દેવલોકના ઇન્દ્રે અવધિજ્ઞાનવડે જોઇ અને પોતાનો હૃદયગત વિશુદ્ધ ભક્તિભાવ દેવોની સભામાં જાહેર કર્યો. પ્રભુ જે પરમ અવ્યાબાધ સ્થિતિ પ્રાપ્ત કરવાના ક્રમ ઉપર હતા, તે સ્થિતિ પોતાના પદ કરતાં અનંતગુણ શ્રેષ્ઠ હતી, એમ ઇન્દ્ર સમજતો હતો; અને મહાવીર પ્રભુના ઉત્તરકાલીન-ભવિષ્યમાં પ્રાપ્ત થવાના સુખનો પ્રકાર અને પ્રમાણ ઐન્દ્ર સુખના પ્રકાર અને પ્રમાણ કરતાં અનંત ગુણ ઉચ્ચ હતો, જે સુખનું પરિણામ અંતે દુખમય છે-અને સુખની સ્મૃતિમાં દુઃખ જ છે-તે સુખ વાસ્તવમાં સુખજ નથી એમ ઇન્દ્ર સમ્યગ્ પ્રકારે સમજતો હોવાથી તેને પોતાની સ્થિતિમાં સુખમયતા ભાસતી બંધ પડી અને પ્રભુ જે રાહ ઉપર હતા તેજ સાચા સુખનો માર્ગ તેને જણાયો. તેનું પ્રત્યેક રોમ પ્રભુ પ્રત્યેના ભક્તિભાવવડે પુલકીત થયું. તેણે પૃથ્વી ઉપર પોતાનું મસ્તિષ્ક લગાડી પ્રભુની શક્રસ્તવ વડે

મનોમય સ્તુતિ કરી. ક્ષણવાર પોતાના વૈભવનું અભિમાન વિગલિત થઇ ગયું. પોતાના દુઃખપર્યવસાયી વર્તમાન સુખની ક્ષણીકતા તેને ખુંચવા લાગી. પ્રભુ ઉન્નતિની છેવટની ભૂમિકા ભણી ત્વરાથી ધસતા હતા, તે જોઇ તેનું હૃદય હર્ષ અને અનુરાગથી ઉભરાઇ ગયું. ભક્તિમાં નિયમથી બે તત્વો હોયજ છે—એક પોતાની પ્રાપ્ત સ્થિતિમાં અપૂર્ણતા અથવા ન્યૂનતાનો અનુભવ અને બીજું એ અપૂર્ણતા જેનામાં ટળી ગઇ હોય, તેનું સમ્યગ્ પ્રકારે થતું ઓળખાણ. ભકત હમેશાં પોતાનું ભકિતના વિષય કરતા લાઘવ સ્વિકારે છે. સ્થૂલ દૃષ્ટિથી અવલોકતા કયાં પ્રભુનું તપથી જ જર્રીત થયેલું શુષ્ક અને રસહિણ તનુ અને કયાં ઇન્દ્ર દેવનું પૂણ્યપ્રતિભાના પ્રભાવથી આખા વિશ્વને આંજી નાંખે તેવું દૈવી શરીર ! કયાં પ્રભુની નિર્ગ્રંથ નિષ્કિંચન અવસ્થા અને કયાં ઇન્દ્રનો અવધિ રહિત સ્વર્ગીય વૈભવ ! એક કીડી સરખું ક્ષુદ્ર જંતુ પણ નિર્ભયપણે જેનું રૂધીર ચુસી શકે છે એવી કયાં વીરપ્રભુની નમ્રતા, સૌમ્યતા અને દીનતા અને કરોડો દેવોના પરિવારથી પરિવૃત થયેલ ભોગની મૂર્તિરૂપ કયાં ઇન્દ્ર ! છતાં આત્મદૃષ્ટિએ પ્રભુનો અધિકાર ઇન્દ્રના અધિકાર કરતાં અનંતગુણ શ્રેષ્ઠ હતો. જેમ પ્રકાશ અને અંધકારનો મુકાબલો બનીજ શકે નહી તેમ એ બન્નેના અધિકારની તુલના પણ બનીજ શકે નહી. કેમકે ઉભયનો સ્વભાવ, ગુણ, ધર્મ એ બધુંજ ભિન્ન છે. ઇન્દ્રને આ અલૈકિક દૃષ્ટિનું સ્વરૂપ લક્ષ્યગત હતું. કેમકે તેના સ્થૂળતાના પડળો સમ્યગ્જ્ઞાનના પ્રભાવથી ખસી ગયા હતા.

ઇન્દ્રે ભરસભામાં પ્રભુના ધ્યાનની નિશ્ચળતા તથા અપ્રતિબંધતાની સ્તુતિ કરવાથી ત્યાં હાજર રહેલા દેવો માંહેનો એક સંગમ નામનો દુષ્ટ દેવ પ્રભુની આ સ્તુતિ સાંખી શકયો નહીં. એક નિર્બળ જેવો મનુષ્ય ઇન્દ્ર દેવની આટલી પ્રશંસાનો વિષય થાય એ તેનાથી સહી શકાયું નહીં. પ્રભુના અંતઃસ્થ પ્રભાવના સ્વરૂપને એ બાહ્યદૃષ્ટિ સંગમ સમજી શકતો નહોતો. પોતાના જેવા અતુલ અને અમિત પરાક્રમ યુકત અને દેવતાઓને જન્મથીજ પ્રાપ્ત હોવા યોગ્ય સિદ્ધિઓવાળા દેવ આગળ એક ક્ષુદ્ર મનુષ્યની શું વિસાત છે એમ અભિમાનથી ગર્જતો તે પ્રભુ આગળ આવી પહોંચ્યો.

આ સંગમે પ્રભુને છ માસ પર્યંત જે અસહ્ય કષ્ટ આપ્યું હતું, તેનું વર્ણન વાંચતાં હૃદય કંપી ઉઠે છે. અનેક જાતના મહા તિવ્ર અને વિષયુક્ત જંતુઓ વિકુર્વી તેનાવડે પ્રભુને ભયંકર કષ્ટ આપવામાં મણા રાખી નહી. પરંતુ તે નિષ્કારણ જગતબંધુની આંખમાં લેશ પણ ક્રોધની લાલી આવી નહોતી. જે પ્રભુ એક સંકલ્પ સ્ફુરણ માત્રથી આખુ લોકમંડળ વિખેરી નાખવા સમર્થ હતા, તે પ્રભુ સંગમની આ ધૃષ્ટતા આત્મામાં કાંઇપણ ખેદ ઉપજાવ્યા વિના અવ્યગ્રપણે સહી રહ્યા હતા. કેમકે સહન કરવું એજ ઉચ્ચગામી આત્માનું મહાવ્રત હોય છે. કર્મફળદાયી સત્તાના મહા નિયમની ગતિમાંથી છુટવા પ્રયત્ન કરવો એ વ્યર્થ છે, એમ પ્રભુ જાણતા હતા. આ વિશ્વમાં કોઇ પણ જાતનું કષ્ટ, આત્માએ તેના કારણો પૂર્વે પ્રગટાવ્યા

વિના હોવું સંભવતું નથી. સંગમે પ્રભુને એટલો દારૂણ-ઘોર પરિસહ આપ્યો તે શું નિષ્કારણ હતો ? નહીંજ. પ્રભુએ પૂર્વે કાળે તેના કારણો રચેલા હોવાજ જોઇએ એક ક્ષુદ્ર જંતુથી તે મહાનમાં મહાન કોટીના મનુષ્ય યા દેવ પર્યંત જેને જેને સુખદુખ દિ પ્રાપ્ત થાય છે, તેને સુખ દુઃખ તેમને પોતાની પૂર્વની યોગ્ય અથવા અયોગ્ય કૃતિથી જ થાય છે. સુખદુખનું કારણ તેમના કર્મ શિવાય અન્ય કશુંજ હોવું સંભવતુ નથી. કૃતનાશ અને અકૃત આગમ એવો આંધળો નિયમ કર્મ ફળ પ્રદાત્રી સત્તાને ત્યાં ચાલી શકે એવું ત્યાં અંધેર નથી, અને એ અનાદિ સિદ્ધ નિયમનું ઉલ્લંઘન કરવા દેવ, દાનવ, મનુષ્ય કે ઇશ્વર સરખા પણ સમર્થ નથી નિર્દોષને દુઃખ અને સદોષને સુખ મળતું આપણી અલ્પજ્ઞ દૃષ્ટિને કદી જણાય, પરંતુ તે માત્ર આપણી અલ્પજ્ઞતાનું જ પરિણામ છે. જેને જેને જ્યારે જ્યારે જે જે શુભાશુભ ફળો મળ્યા છે, તેના માટે તેઓ લાયક હતા માટે જ મળ્યાં છે. વગર વાંકે ન્યાયાધિશના હાથથી ફાંસીના લાકડે વળગી માર્યા ગયાના ઉદાહરણો બને છે, પરંતુ તે મનુષ્ય ફાંસીના માટે અયોગ્ય હતો છતાં માર્યો ગયો એમ હોતું નથી. કયા કર્મનું ફળ ક્યારે કેવા પ્રકારે મળે છે, તે આપણા ચર્મચક્ષુ જોઇ શકતા નથી. માટેજ આપણે આકળા બની બોલી ઉઠીએ છીએ કે "તે બિચારો નિર્દોષ હતો છતાં માર્યો ગયો."

આપણે સ્મૃતિમાં રાખવું જોઇએ કે આ વિશ્વવ્યવસ્થામાં રતિપુર પણ અંધેર નભી શકતું નથી. પ્રત્યેક મનુષ્યને જે સુખ કે દુઃખ મળે છે તેને માટે તે યોગ્યજ છે માટેજ મળે છે. સૃષ્ટિની આદિથી તે આ ક્ષણ સુધીમાં એવો એક પણ બનાવ બન્યો નથી કે જે વિના કારણે બન્યો હોય, અથવા બનવા યોગ્ય ન્હોતો છતાં બન્યો હોય. ફાંસીના લાકડે લટકનાર, તોપને મોઢે ચડનાર, તરવારથી કપાઇ મરનાર, જળની રેલમાં તણાઇ જનાર કે અગ્નિમાં બળી મરનાર એ બધાએ પોતાનું મૃત્યુ પોતાની કૃતિ વડેજ ઉપાર્જેલ હોય છે. એ અપ્રતિહત કર્મના નિયમથી આત્માનું રક્ષણ કરવા કોઇજ સમર્થ નથી.

સંગમના નિમિત્ત દ્વારા પ્રભુને ઉપસ્થિત થયેલ કષ્ટનું વાસ્તવિક કારણ પ્રભુ જાણતા હતા. તેથી તેમને સંગમ ઉપર ક્રોધ કરવાનું કારણ રહ્યું નહોતું. તે તો બિચારો કર્મના મહા નિયમનું હથીઆર હતો. કષ્ટના કારણોને પ્રવર્તમાન કરનાર તેઓ પોતેજ હતા અને તેથી ખરી રીતે ક્રોધનો વિષય પણ પોતાનો આત્માજ થવો જોઇએ એ સ્પષ્ટ હતું. પૂર્વે પોતેજ ગતિમાં મુકેલ કારણો ફળરૂપ થવામાં સંગમ તો માત્ર સાધન જ હતો, અને તેથી તે તો ઉલટો કુદરતનો હેતુ સિદ્ધ કરવામાં મદદગાર હતો. અમો પ્રભુની સ્તુતિ કેરીએ તે એજ કારણથી કે આ ઉપરોક્ત નિયમને લક્ષ્યમાં રાખી એક પ્રાકૃત મનુષ્યની માફક સંગમ ભણી તેઓ ચીડ યા નહોતા અને અવ્યાકુળપણે ગતિમાન થયેલા કારણનો ભોગ દ્વારા ક્ષય સાધી લીધો. એક સામાન્ય મનુષ્યે આવા પ્રસંગે શું કર્યું હોત અને પ્રભુએ શું કર્યું હતું એની

જ્યારે તુલના કરીએ છીએ, ત્યારે પ્રભુની તે પરમ અવ્યગ્ર અને અનાકુળ ચિત્તની સ્થિતિ પ્રત્યે હૃદયનો વિશુદ્ધ ભક્તિભાવ સ્ફુરી ઉઠે છે. "બનવા યોગ્ય છે માટેજ બને છે" એ માત્ર એટલું બધું પ્રસિદ્ધ છે કે ગમે તેવો અજ્ઞાન મનુષ્ય પણ તેથી બીનવાકેફ નહીંજ હોય. છતાં અણીના પ્રસંગે કેટલા થોડા વીરઆત્માઓ એ નિયમના જ્ઞાનને સફળ કરી શકે છે? ધન્ય છે મહાવીર પ્રભુને, કે જેઓ આવા વિકટ પ્રસંગમાં પણ ધૈર્યને ન તજતાં સંગમ ભણી છેવટ સુધી સમભાવ સાચવી રહ્યા હતા, અને કર્મની ઉદયમાન થયેલી ગતિ પ્રત્યે પોતાના રાગ દ્વેષનો પ્રત્યાઘાત ન આપતા છેવટ સુધી ચિત્તની સમસ્થિતિ નિભાવ્યે ગયા હતા. તેઓએ ધાર્યું હતે તો સંગમના પરીસહથી ઉગરી શકયા હોત એટલુંજ નહી પણ સંગમને પણ તેની નિર્દયતાને બદલો આપ્યો હોત, પરંતુ તેનું પરિણામ શું આવત? એજ કે પ્રકૃતિના મહા નિયમને સંગમ કરતાં પણ એક મહા બળવાન સત્તા પ્રભુના સામે રોકવી પડત અને જયાં સુધી તેવો અવસર આવે ત્યાં સુધી પ્રભુને તેનો બદલો લેવા સંસારમાં રોકાવું પડત. તે સાથે કુદરતના મહાનિયમની ગતિમાંથી છટકવાના પ્રયત્નમાં અંતર્ગત થતી ચિત્તની રાગ દ્વેષ યુક્ત ઉપસ્થિતિથી તેમનું આત્મસામર્થ્ય પણ ઘટી જાત અને એથી પોતાની પ્રાપ્તવિશુદ્ધિને એક વાર ગુમાવી બેસત. જ્ઞાની જનો લાભ શેમાં છે એ બહુ સારી રીતે જોઇ શકે છે. સંગમના પરિસહથી છટકી જવામાં જો તેમણે લાભ જોયો હોત તો તેમ કરવું તેમને માટે બહુ સુલભ હતું. પણ તેમ કરવામાં તેમને આખરે કેટલો ગેરલાભ હતો તે આપણે ઉપર જોયું છે. પ્રભુનું પ્રભુત્વ સંગમના ઉપસર્ગ સમભાવથી સહવામાં જ સમાયેલું હતું. જે કાળે સંગમ દ્વારા પ્રભુને શીર ભિષણ કષ્ટ ગુજરતું હતું, તે વખતે ઇન્દ્ર પણ એ વાતથી અજ્ઞાત નહોતો અને તેણે ધાર્યું હતે તો સંગમના ત્રાસથી પ્રભુને તે બચાવી શકયો હોત. પણ એવો નિયમ છે કે ઉચ્ચશ્રેણીગત આત્માની ઇચ્છાને આખું વિશ્વ અનુસરવા માંડે છે. પ્રભુની ઇચ્છાથી ઇન્દ્રની ઇચ્છાનો વિરોધ બની શકેજ નહીં. આ બધું જોઇને ભક્તિ બાહુલ્યથી તેનું હૃદય અત્યંત વેદાતુ હતું. પરંતુ કર્મની ગતિને તેના ક્રમ ઉપરથી એક તસુ પણ ફેરવવા માટે તે અશક્ત હતો. તેણે સંગમના ઉપસર્ગથી પ્રભુને ઉગારી લેવા જો કાંઇ કર્યું હોત તો તે ઉલટું પ્રભુને તેમનું પૂર્ણત્વ મેળવવામાં અંતરાયભૂત થાત. માટેજ નિરૂપાયે, દુઃખિત ચિત્તથી આ ઉપસર્ગની પરંપરાને જોયા શિવાય તેના માટે કાંઇજ ઉપાય નહોતો.

સંગમે પ્રભુને જે આ કષ્ટ આપ્યું હતું, તેમાંથી આપણા માટે એક અત્યંત સુંદર શિક્ષણ ઉદ્‌ભવે છે. આદર્શ પુરૂષોના જીવનમાં સર્વથી/અગત્યનો શીક્ષણીય વિભાગ માત્ર તેમના મહદ્ કર્ત્તવ્યોજ નથી. પરંતુ તેમાંના અનેક ઝીણા ઝીણા પરોક્ષ પ્રસંગો પણ અત્યંત બોધદાયી હોય છે. સંગમે પ્રભુને જે ક્રમથી કલેશ આપ્યો હતો, તે ઉપરથી જણાય છે કે તે મનુષ્ય હૃદયના ગુહ્ય મર્મોનો ઉત્તમ જ્ઞાતા હોવો જોઇએ. પ્રથમ તેણે પ્રભુને ધ્યાનથી ભ્રષ્ટ કરવા માટે શરીર વેદના આપવા માંડી અને જેમ જેમ તેમાં તે નિષ્ફળ થતો ગયો, તેમ

તેમ તેણે વેદનાને પ્રબળતર અને તીવ્રતર કરવા માંડી. મનુષ્યની કલ્પક શક્તિ વિનાશના જે જે સાધન યોજી શકે તે પ્રભુ પ્રત્યે યોજવામાં તેણે બાકી રાખી નહીં. છેવટે એક લોહનો અત્યંત ભારે વજનદાર ગોળો ઉપાડી તેણે પ્રભુના શીર ઉપર ફેંક્યો અને તેના આઘાતથી કહેવાય છે કે પ્રભુ જાનુ પર્યંત પૃથ્વીમાં ખુંચી ગયા હતા. આથી પણ જ્યારે તેમના દિવ્ય તનુને હાની પહોંચવા પામી નહી ત્યારે ત્યાં જો કોઈ સંયમ કરતા ન્યુનમતિપ્રકર્ષવાળો દેવ યા મનુષ્ય હોત તો જરૂર નિરાશ થઇ પાછો ફરત. પરંતુ સંગમ, મનુષ્ય અંતઃકરણનો ઉંડો અભ્યાસી હતો. મનુષ્ય હૃદયની નિર્બળ બાજુને તે ઓળખતો હતો અને કયા મર્મને સ્પર્શવાથી સામાન્ય જનો આપણને વશીભૂત થાય તે રહસ્ય તેને સુવિદીત હતું. ઘણા મહાન ગણાતા મનુષ્યોના મનનો કોઈ એકાદ અંશ એવો નિર્બળ અને સ્પર્શવેદ્ય હોય છે કે જો તે દીશાથી તેમને સ્પર્શવામાં આવે, તો તેઓ તુર્તજ હારી જાય છે. સંગમે જ્યારે જોયું કે માત્ર કષ્ટ આપવાથી પ્રભુ પોતાના ક્રમ ઉપરથી ચલીત થાય તેમ નથી, ત્યારે તેણે પ્રભુના શારીર પ્રદેશ ઉપરથી પોતાનો વ્યાપાર છોડી માનસ પ્રદેશ ઉપર પોતાની યુક્તિઓ અજમાવવા માંડી અને તે સાથે ઉપસર્ગનું સ્વરૂપ પણ બદલી નાંખ્યું. તેણે જોયું કે કષ્ટ અથવા અશાતાની લાગણી પ્રભુને ભેદી શકવા સમર્થ નથી. તેથી તેણે નિર્ણય કર્યો કે પ્રતિકુળ અને દુઃખદ ઉપસર્ગો આપવાથી મનુષ્યો ઉલટા વધારે અપ્રમત્ત અને સાવધાન રહે છે અને પોતાના વ્રત કે વર્ચસથી ભ્રષ્ટ ન થવાય તે માટે ચાતુર્યથી પોતાનો બચાવ કરે છે. ખરૂં જ છે કે, પ્રત્યક્ષ અને સામો હુમલો કરવાથી દુશ્મનો ચેતી જઇ પોતાનો બચાવ બહાદુરી અને ચીવટથી કરી શકે છે. આથી સંગમે હવે અનુકુળ ઉપસર્ગનો માર્ગ લીધો. આ ઉપસર્ગ એવા પ્રકારનો હતો કે જો ત્યાં પ્રભુ કરતાં કોઇ ન્યુન દઢતા અને શક્તિવાળો મનુષ્ય હોત તો તે જાળમાં સપડાયા વિના ભાગ્યે જ રહેત. સંગમનો હેતુ માત્ર પ્રભુને તેમની પરમાત્મ સ્વરૂપ પ્રત્યેની એકતાનતામાંથી ભ્રષ્ટ કરવાનો હતો. અને તે માટે તેણે આ અનુકુળ ઉપસર્ગનું મહાન પ્રબળ શસ્ત્ર, સહુ પાછળ અજમાવવાનું રાખ્યું હતું. તે જાણતો હતો કે દુઃખના પ્રસંગે દઢ રહેવાનો મનુષ્ય હૃદયનો વેગ સ્વાભાવિક હોય છે, પણ સુખના ઉપકરણોમાં અને પ્રલોભનોની સામગ્રી વડે પરિવેષ્ટીત સ્થિતિમાં તે બહુ સહેલાઇથી ભરમાઈને છક્કડ ખઇ બેસે છે. ઇન્દ્રીય સુખોની લગતાઇમાં એક એવી પ્રબળ આકર્ષણ શક્તિ છે કે દુઃખના પ્રસંગોથી નહીં તેટલું તેનાથી મનુષ્ય હૃદય ફસાઇ જાય છે. દુઃખ મનુષ્યને મજબૂત અને ટટ્ટાર રાખી શકે છે, સુખ તેને નિર્બળ અને નાલાયક કરી મુકે છે. પ્રતિકુળ સંયોગોમાં જેઓએ પોતાની ટેક અને પ્રતિજ્ઞા જાળવી રાખ્યા હોય છે, તેઓ અનુકુળ સંયોગોમાં આવતાં તુર્તજ અસ્થિર મનના અને વ્રતભ્રષ્ટ થયાના અનેક ઉદાહરણો છે. દુઃખના સંયોગો એજ કર્તવ્ય માટે અનુકુળ સ્થિતિ છે. તેથી પ્રતિકુળ ઉપસર્ગ વડે પોતાના ઉદ્દેશમાં નિષ્ફળ થયેલ સંગમે હવે અનુકુળ ઉપસર્ગ રચવા માંડ્યા. તેને સંપૂર્ણ ખાત્રી હતી કે વિ-

પ્રભુએ પેલા અભિમાની ધનીકને ત્યાંથી ભોજન ગ્રહણ કર્યું છે અને પોતાને ત્યાં આવવાના નથી ત્યારે તેને પોતાના મંદ ભાગ્ય ઉપર અત્યંત તિરસ્કાર છુટયો. પ્રભુના સ્વરૂપનું ચિંતવન કરતો તે બિચારો તેમની માર્ગ પ્રતિક્ષા કરતો હતો અને અત્યંત ભકિત પરાયણ અને એકાગ્ર ચિત્તથી પ્રભુને ભોજન આપવા વડે પોતાનું જીવન સાફલ્ય કરવા ઇચ્છતો હતો. પ્રભુએ તો ત્યાંથી અન્યત્ર વિહાર પણ કરી વાળ્યો. જીનદત્તની મનોભાવના અફળ રહેવાથી તેનું હૃદય કલેશના અગ્નિ વડે વિદગ્ધ રહ્યા કરતું હતું. પ્રભુ જે પરમપદ મેળવવાની ગતિમાં છે, તે ગતિમાં હું પણ મારા અન્ન વડે યત્કિંચિત સાહાય્ય આપી તે પદ પ્રત્યેની મારી પરાયણતા વ્યકત કરૂં, એવા પ્રગાઢ મનોરાગથી તેનું મન ઉલ્લસીત હતું. પરંતુ જ્યારે તેને જણાયું કે પોતાની ભાવના માત્ર ચિંતનાત્મક જ રહેવા પામી છે અને તે સંકીર્ણ મર્યાદાનું ઉલ્લંઘન કરી ક્રિયાત્મક થવા પામી નથી, ત્યારે પોતાના પ્રયત્નની ખામીના લીધે જ એમ થયું છે; એમ તેણે નિશ્ચય કર્યો. જે ઉચ્ચ ઉદ્દેશ માત્ર ભાવ પર્યવસાયી જ રહે છે તેની કીંમત કશી જ નથી. પરંતુ કાર્ય પર્યવસાયી થાય ત્યારે જ તેનું સંપૂર્ણ ફળ મળે છે, એમ જીનદત્તને જણાયું. જો કે જીનદત્તનો ઉદ્યોગ માત્ર ભાવ પર્યવસાયિ અથવા ચિંતનાત્મક જ ન હોતો–'આમ કરૂં તો ઠીક અને તેમ કરૂં તો ઠીક' એવી માત્ર મનોરથ સૃષ્ટિ રચીને જ બેસી ન રહેતા તેણે પોતાની ભાવનાને ક્રિયાત્મક કરવા બધી તૈયારી રાખી હતી.

પરંતુ ઉત્તમ પુરૂષો જ્યારે પોતાના ઉદ્દેશને દરેક પ્રયત્ન છતાં અપૂર્ણ કે અર્ધપૂર્ણ જુએ છે ત્યારે તેઓ ત્યાં પોતાના પુરૂષાર્થની જ ન્યુનતા નિહાળે છે. જીનદત્તે પોતાનો પ્રભુ તરફનો ભકિતભાવ સ્પષ્ટ કરવાની તક ગુમાવી તે સંબંધમાં તેને અત્યંત પશ્ચાતાપ થવા લાગ્યો. તેવામાં તે નગરના ઉપકંઠ (suburb) માં પાર્શ્વનાથ પ્રભુના શિષ્યસમુદાય માંહેના કોઇ પરમજ્ઞાની મહાત્મા પધાર્યા. દર્શને જતાં એક મુમુક્ષુએ તેમને વંદના સહીત પ્રભુના પારણા સબંધી બધી હકીકત નિવેદન કરી પૂછ્યું કે જીનદત્ત કે જે પ્રભુને કાંઇ ભોજન આપી શકયો નથી અને નગરશેઠ કે જેના ગમે તેવા ક્ષુદ્ર અન્નથી પણ પ્રભુનો ઉદરાગ્નિ શાંત થવા પામ્યો હતો તે એમાંથી અધિક પૂણ્ય કોણે ઉપાર્જ્યું છે? દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવના સ્વરૂપનો યથાતથ્ય વિવેક કરનાર તે મહાત્માએ ઉત્તરમાં કહ્યું કે "પોતાની ઉગ્ર ભાવના વડે જે મહદ્ ફળ જીનદત્તે ઉપાર્જ્યું છે તેનો અનંતમો અંશ પણ નગરશેઠે મેળવેલ નથી. નગરશેઠની ભાવનાહીન ક્રીયાનું ફળ અત્યંત સ્તોક અને નહિંવત્ છે, અને જીનદત્તે પોતાના પરમ વિશુદ્ધ પરિણામથી અને પ્રભુ પ્રત્યેના નિરવધિ ભકિત ભાવથી અચ્યુત દેવલોકની ગતિનું ફળ મેળવ્યું છે. પ્રભુનાં ભોજનાર્થે આગમનની રાહ જોવાના ટાણે તેના આત્મ પરિણામ એટલી ત્વરાથી ઉચ્ચ શ્રેણીમાં વહતા જતા હતા અને તે ભાવનામાં ઉત્તરોત્તર તે એટલો બધો તદ્રુપ થતો જતો હતો કે જો તેટલી

વારમાં તેણે પ્રભુનું બીજે સ્થળેથી ભોજન ગ્રહણ સાંભળી ચિત વિક્ષેપ ન અનુસર્યો હોત તો થોડી વાર પછી જીનદત્ત તે પરમપદ મેળવત કે જે વીરપ્રભુ હજી એક વરસ પછી મેળવવાના હતા પણ તેટલામાં તેની પરિણામધારા, પોતાની આશા નિષ્ફળ થયેલી જોઈ, તુટી પડી. અને તેથી તે પદ તત્કાળ ન મેળવતા ઉચ્ચ દેવલોકની ગતિ ઉપાર્જી."

આ પ્રસંગમાંથી બે ગંભીર સત્યો ઉદ્ભવે છે. (૧) ભાવનાહીન ક્રિયાનું ફળ ઘણું જ અલ્પ છે અને (૨) કર્તવ્ય માટેના પુરૂષાર્થ વિનાનો એકલો નિર્બળ મનોરથ પણ તેટલો જ નિષ્ફળ છે. જરા વિશેષ વિસ્તારથી આ મર્મને અધિક સ્પષ્ટ કરીએ.

(૧) બંધનો નિર્ણાયક હેતુ પરિણામ અથવા ભાવના છે. કર્મ ( action ) નથી, એકલા કર્મથી આપણે આપણું કે કોઈનું કંઈ જ હિત કરી શકતા નથી. આપણા ગમે તેવા ભારે પ્રયત્નથી પણ આપણે કોઈનું સ્વલ્પ પણ દુઃખ ટાળી શકીએ તેમ નથી, એ હમેશાં સ્મૃતિમાં રાખવાનું છે. વિશ્વ પ્રત્યે કાંઇપણ પરોપકાર કરવામાં આપણે વિશ્વનું કલ્યાણ કરી નાખીએ છીએ એમ જો કોઇ માનતું હોય તો તે ઠગાય છે. એટલું જ નહી પણ પારકાનું હિત-કરવા રૂપ અભિમાનવાળી ભાવનાથી ઉલટો પોતે વિશેષ બંધાય છે. દુનિયા આપણા જેવા ક્ષુદ્ર જંતુઓના પરોપકારની રાહ જોઇ બેઠી નથી કે આપણે ખાલી તેવી અહંતાથી ફુલાઇએ ! ખરી રીતે મનુષ્યોનો પરોપકાર કરવાનો પ્રયત્ન બીજાના હિતનો નહીં પણ પોતાના હિતનો સાધક છે. અને તે સ્વહિતના પ્રમાણનો આધાર તે પરોપકારી કૃત્યના સ્થૂળ પ્રમાણ ઉપર નહીં, પણ જે સ્વાર્પણની ભાવનામાંથી તે કૃતિ ઉદ્ભવે છે તેના ઉપર છે. બીજાનું કાંઇ હિત થવું યા ન થવું તે તેમની પોતાની કર્મની વિચિત્રતા ઉપર આધાર રાખે છે. પરંતુ આપણા હિતકર ચિંતન અને કાર્યથી આપણને તો તેમાં અંતર્ગત રહેલા સ્વાર્થત્યાગના તારતમ્ય અનુસાર જરૂર ફળ મળે જ છે. આથી આપણને જે ફળ મળે છે, તે આપણી કૃતિમાંથી નહીં પણ તે કૃતિના મૂળમાં તેના આત્મારૂપે રહેલી સ્વાર્પણની ભાવનામાંથી મળે છે ઘણીવાર આપણા કર્તવ્યો બીજાને સુખરૂપ થઈ શકે તેટલા સંપૂર્ણ અથવા પ્રબળ હોતા નથી, તેથી બીજાના સંબંધમાં કરેલો તેનો પરોપકારરૂપ પ્રયત્ન નિષ્ફળ જ જાય છે. પરંતુ પરોપકાર કરનારના તેવા પ્રયત્નનું બીજ તેની સ્વાર્થત્યાગની ભાવનામાં હોવાથી તે તો શુભ ફળ મેળવે જ છે. જો તેમ ન હોત અને ફળનો આધાર માત્ર એકલી સ્થૂળ અને ભાવનાહિન કૃતિ ઉપર જ હોત તો આ વિશ્વમાં કોઇ દ્રવ્યહિન મનુષ્યથી પોતાનું કલ્યાણ બની જ શકત નહીં,.અને માત્ર એકલા ધની પુરૂષો જ પોતાના દ્રવ્ય વ્યયવડે પારકાનું અને પોતાનું ખરૂં કલ્યાણ કરી શકત, અને તેમ થવેથી શાસ્ત્રકારોને પણ નિષ્કિંચનત્વનો બોધ આપવાને બદલે ગમે તેમ કરી પુષ્કળ પૈસો ભેગો કરી મોટા મોટા પરમાર્થો કરવાનો એકાંત ઉપદેશ આપવો પડત. પરંતુ જ્યારે તેમ નથી, ત્યારે આપણને સ્પષ્ટ થાય છે કે સ્વયં કૃતિમાં ફળદાયીત્વ નથી પણ તે કૃતિની પાછળ રહેલી પોતાની

સ્વાર્થત્યાગની ભાવનામાં જ તે છે. ત્યાગની ભાવના શિવાયનો ત્યાગ એ ઘણીવાર અભીમાનનો પોષક થાય છે. અને તેથી તે કૃતિ, તેના કરનારનું તેમજ જેમના સંબંધે તે કરાય છે,તેમનું પણ હિત કરી શકતી નથી. કદી સામા મનુષ્યનો સત્કર્મનો ઉદય નજીક હોય તો ત્હેના નિમિત્તે તે કૃતિ તેને ફળે છે. પરંતુ આપણને મળવાના ફળનો આધાર સામા મનુષ્યને તે કૃતિ સફળ થઇ છે કે નિષ્ફળ થઇ છે તે ઉપર નથી, પરંતુ તે કૃતિ આપણા કેટલા સ્વાર્થત્યાગના પરિણામ રૂપે છે તેના ઉપર છે. ટુંકામાં, બીજાનો પરોપકાર કરવામાં મનુષ્ય પોતાનો જ ઉપકાર કરે છે. બીજાને તે ઉપકાર સુખરૂપ થવો યા ન થવો એ તેના પોતાના કર્મ ઉપર નિર્ભર છે. આત્માના વિકાસ અર્થે ત્યાગ એ અત્યંત આવશ્યક હોવાથી જ દાન આદિકનો આવડો બધો મહિમા શાસ્ત્રકારો ગાય છે. દાન પોતે કાંઈ જ મહત્વની વસ્તુ નથી, પણ દાન થતા પહેલાં થવો જોઈતો કૃપણતાનો—સંકીર્ણતાનો લોપ, એ જ ખરી મહત્વની વસ્તુ છે. જો તેવો લોપ સધાયા વિના અન્ય ક્ષુદ્ર હેતુથી જો દાન રૂપ ક્રિયા પ્રગટે છે,તો તે દાન કરનારને ઉલટી હાની કરનાર છે. કેમકે તેવી ક્રિયાથી તેની કીર્ત્તિ-લોભ આદિ હલકી વાસનાઓ પોષણ મેળવી બળવાન થાય છે. આમ હોવાથી જ મહાવીર પ્રભુ જેવા પરમ પુરૂષને ભોજનનું દાન આપનાર નગરશેઠને જે ફળ મળ્યું તે માત્ર નહિવત્ જ હતું, અને જીનદત્ત કે જે કશું જ આપી શક્યો ન્હોતો તેણે પોતાની ઉત્કૃષ્ટ ભાવના વડે ઉત્કૃષ્ટ ફળ મેળવ્યું હતું.

(૨) કર્તવ્ય અર્થે જે પ્રયત્ન આવશ્યક છે, તે પ્રયત્ન વિનાનો ખાલી મનોરથ પણ તેટલો જ કમહિત છે. ગમે તેવી મહાન પારમાર્થિક ભાવના પણ જો માત્ર ચિંતનમાં જ અટકી રહે તો તે નકામા જેવી જ છે. ચિંતન (feeling) ને સંકલ્પ (willing) ના પ્રદેશમાં આગળ ધકેલી અને ત્યાંથી કૃતિ (action) ની પૂર્ણતાએ લવાય તો જ તે કૃતિના મૂળમાં રહેલું ચિંતન સફળ ગણી શકાય. ચિંતનનો મહિમા માત્ર કૃતિના એક સાધન તરીકે છે. જે ચિંતનને સંકલ્પ અને કૃતિ અનુસરતા નથી, તે ચિંતન આપણને અને જગતને ઉભયને વ્યર્થ છે. કેમકે આપણે પારકાને દુઃખે ગમે તેટલા દુઃખી થઇને બેસી રહીએ તો પણ તેમાં દુઃખિતનું શું વળ્યું? કદાચ તેવી શુભ લાગણીમાં કાંઈ તાણીતોડીને લાભ શોધવા જઇએ તો એટલું કહી શકાય કે તેથી અપણો સમભાવ (sympathy) નો અભ્યાસ વધે છે, અને તેથી કલ્પના વડે જગતના દુઃખની સાથે સંબંધમાં આવતા આપણા સુખમાં ઉન્મત બનતા અટકીએ છીએ અને દુઃખની વખતે કલ્પનામાં સહેલા દુખના અભ્યાસના બળથી, કાંઇક ટટાર રહી શકીએ છીએ. પણ આ લાભ એ કાંઈ મહત્વનો નથી અને મહત્વનો ગણીએ તો પણ તે લાભ બીજી રીતે પણ મેળવી શકાય તેમ છે. આપણાથી વધારે સુખીના સુખની સાથે આપણા સુખનો મુકાબલો કરવાથી આપણી ઉન્મત્તતા અને મદ હેઠા બેસી જાય છે અને દુખની વખતે આપણા કરતા વધારે દુઃખી જનોના દુખની સાથે આપણા દુખનો મુ-

કબલો કરવાથી દુઃખમાં દબાઈ જતા અટકીએ છીએ અને સંતોષ માની રહી શકીએ છીએ. માટે માત્ર ભાવ અથવા ચિંતનાત્મકપણાની ભૂમિકા વળોટી કૃતિના પુણ્ય પ્રદેશમાં પ્રવેશવું એમાંજ ખરી ઉદારતા, હૃદય વિસ્તાર અને સ્વાર્થત્યાગ સમાયેલ છે. કોઈને દુખી થતો જોઈને આપણામાં તેનું દુઃખ નિવારવાની શક્તિ હોય છતાં માત્ર તેના દુઃખ ભણી જોઈ ચિંતવીએ કે "અરેરે! આ બિચારો કેવો પીડાય છે!" તો આ ભાવના એ દયા નથી પણ અદયા છે—નહીં-નહીં, નિર્દયતા છે. જેટલે અંશે તેનું દુખ નિવારવાની આપણી શક્તિ વધારે તેટલે અંશે આપણી નિર્દયતા પણ વધારે ગણાવા યોગ્ય છે. આપણા સહજ પ્રયત્નથી તેનું દુખ ટળતું હોય અથવા ન્યુન થતું હોય છતાં આપણે તેની ઉપેક્ષા કરીએ અને માત્ર સમભાવ દર્શાવી ચાલ્યા જઈએ તો તેવા સમભાવ(!)ને દયાના નામથી સંબોધવું, એ દયાના વાસ્તવ સ્વરૂપની મશ્કરી કરવા તુલ્ય છે. ખરી દયાનો મનમાં ઉદય થાય તો કૃતિ થયા વિના તેને નિરાંત વળેજ નહીં, જેનો જેને "ભાવદયા" કહે છે તે ભાવના આ કાળે લોકોના મનમાં એવી અસ્તવ્યસ્ત રૂપમાં છે કે, ઘણીવાર માત્ર હવાઈ કિલ્લા અને શેખસલ્લીપણાને ભાવદયાની સંજ્ઞાથી પ્રબોધવામાં આવે છે. પરંતુ ભાવદયાનું સ્વરૂપ તેવું નથી. બીજાના દુખની સ્થિતિનો તદ્રુપ અનુભવ, તે પછી તે સ્થિતિ પ્રત્યે આપણી સુખદુઃખિતા અથવા અનુકંપા (સામાના હૃદયકંપને આપણું હૃદય અનુસરે તે ક્રિયા), ત્યાર પછી હૃદયાર્દ્રતા અને ત્યાર પછી સ્વાર્થત્યાગ. એટલી હૃદય સામગ્રીના સમુચ્ચયને ભાવદયા કહેવી જોઇએ, તેટલી સામગ્રી તૈયાર થયા પછી કૃતિ થવામાં કાંઇ જ વાર હોતી નથી, માત્ર એક ટચકાની જ અપેક્ષા હોય છે કૃતિનું ઉપાદાન કારણ ઉપરોક્ત સામગ્રીનો સમુહ જ છે. અર્થાત તે કૃતિનો પૂર્વ પર્યાય છે. એમ બનવા યોગ્ય છે કે એટલી સામગ્રી છતાં ઘણીવાર તેવા ભાવદયાવાળા મનુષ્યથી કૃતિના પ્રદેશમાં જવાતું નથી. કેમકે તેની કૃતિથી સામા મનુષ્યનું દુઃખ ટળે તેમ ન હોય તો તે કૃતિનો નિષ્ફળ વ્યય થાય છે, અને તેથી તેની સારાસાર વિવેક શક્તિ તેને કૃતિમાં ઉતરતા રોકે છે, છતાં તેવી ભાવદયાથી તેને તો જે ફળ મળવા યોગ્ય હોય છે તે જ મળે છે. કૃતિ નથી બની શકી તેટલા કારણથી તેનો ફળ શક્તિમાં ન્યૂનતા રહેવા પામતી નથી, કેમકે કૃતિ ન થવામાં તેનો પ્રમાદ અથવા સ્વાર્થ હેતુરૂપ હોતો નથી પરંતુ સામા મનુષ્યના દુઃખના મોટા પ્રમાણને પહોંચી વળવા તેની યત્કિંચિત સામગ્રી અશક્ત હોય છે તેજ છે. મનોરથ અને યથાર્થ ભાવદયા વચ્ચે જે ભેદ છે તે આથી કાંઇક સ્પષ્ટ થશે. ટુંકામાં મનોરથ જ્યારે ચિંતન કરીને જ બેસી રહે છે ત્યારે ભાવદયા કૃતિ કરવા પર્યંતના હૃદય વેગને વિસ્તારી શકે છે મનોરથનું મૂળ ક્ષણીક આવેશમાં હોય છે, ત્યારે ભાવદયાનું બીજ સ્વાર્થત્યાગમાં હોય છે, મનોરથ એ અળપાઈ જવા નિર્માએલો ખાલી મનસ્તરંગ છે, ત્યારે ભાવદયાનો વેગ કૃતિ થયેજ વિરમે તેવો નિયત દિશામાંજ ગતિ કરનારો, અને ઇષ્ટ હેતુનો સાધક હોય છે.

એક દીવસ પ્રભુ વિહાર કરતા કરતા કોઇ નગરની સમીપના વનમાં આવી ચઢયા અને ત્યાં દેહ વાણી અને મનના યોગનો નિરોધ કરી આત્મ સમાધીમાં સ્થિરપણે ઉભા હતા તે રસ્તે થઇને પોતાના બે બળદોને દોરી જતો એક ભરવાડ નીકળ્યો. તે જ્યારે પ્રભુની પાસે આવ્યો ત્યારે તેને કાંઇક પોતાનું બીજું કામ સાંભરી આવ્યું. અને પોતાના બળદો પ્રભુને ભળાવી તેમને સાચવવાની ભળામણ આપી ચાલ્યો ગયો. પ્રભુના સર્વ પ્રકારના બાહ્યયોગ, કાચબાના અંગની માફક સંવરિત હોવાથી તે ભરવાડના કહેવા ઉપર અથવા બળદ પોતાની સમીપમાં છે તે વાત ઉપર તેમનું ધ્યાન ન હતું. ભરવાડ એમ સમજેલ કે, પ્રભુએ તેની ભલામણના પ્રત્યુત્તરમાં મૌન ધારણ કરેલું તે પોતાની ભળામણના સ્વીકાર તુલ્યજ હતું. તે ભરવાડ જો પ્રભુના આત્માની સ્થિતિ સમજી શકયો હોત તો પ્રભુને પ્રાપ્ત થવાના દુઃખદ પ્રસંગનો સંભવ એટલેથી જ અટકી જાત. પણ જેમ દુનિયાના સોએ નવાણું પ્રસંગોમાં વિરોધો ઉભા થવામાં એક બીજાની ગેરસમજુતી એજ કારણ છે, તેમ આ ભરવાડની બળદ સાચવવાની ભલામણના સંબંધમાં પણ બનવા પામ્યું. પ્રભુ એ બળદોની પાછળથી સંભાળ રાખશે અને તેમની તેમ કરવાની નામરજી હોત તો ભલામણના વખતેજ ના પાડી દેત. એવા ખ્યાલથી ભરવાડ બળદોને પ્રભુની પાસે ઉભા રાખી પોતાના કામે ઉતાવળથી જતો રહ્યો. પ્રભુને તો ભરવાડ, બળદ કે ભલામણ ત્રણમાંથી એકે વાતની ખબર નહોતી. બન્યું પણ એમજ કે બળદો જુદી જુદી દીશામાં ચરવા માટે દુર ચઢી ગયા. ઘણી વાર પછી ભરવાડ પાછો આવી જુએ છે તો બળદ નથી. પ્રભુને બળદના સંબંધમાં પૂછતાં તેમણે તો પૂર્વની જેમ પોતાની મૌન પ્રતિજ્ઞાને અનુસરી કશો ઉત્તર આપ્યો નહી. મુર્ખ ભરવાડે આ ઉપરથી એમ માન્યું કે આમ નિરૂત્તર રહેવામાં અને બળદનો યોગ્ય પત્તો નહી આપવામાં પ્રભુની જરૂર બદદાનત હોવી જોઇએ. તેણે ફરી ફરી પ્રભુને પોતાના બળદનો પત્તો આપવા પુછવા માંડયું, પરંતુ જ્યારે તેના બધા જ પ્રશ્નોના ઉત્તરમાં પ્રભુએ એનો એજ મૌનભાવ ધારણ કરવા માંડયો ત્યારે તેને અત્યંત ક્રોધ ચઢયો. પ્રભુ તો પોતાના સ્વરૂપમાં સંલીન હોવાથી તેમની આસપાસ જે કાંઇ થતું હતું, તેનું તેમને મુદલ ભાન જ નહોતું. તેમના યોગ જો બાહ્યભાવે વર્તતા હોત તો આવી ગેરસમજુતી ઉભી થવાનો પ્રસંગ નિવારી શકાયો હોત, અને પ્રભુ પોતે પણ પોતાના આવા અજ્ઞાત વર્તનથી ભરવાડના મનમાં ક્રોધ ઉપસ્થિત કરવામાં નિમિત્તરૂપ ન થયા હોત. પરંતુ આ પ્રસંગે આ ભરવાડ દ્વારા, કર્મફળપ્રદાત્રી સત્તાને, પ્રભુએ પૂર્વભવમાં ગતિમાં મુકેલા દુઃખદ કારણને કાર્યરૂપ કરવાનો અવસર પાકી ચુકયો હતો. પ્રભુને આ પ્રસંગે પ્રાપ્ત થવાના કષ્ટનું કારણ તેમણે પૂર્વે વાસુદેવના ભવમાં એવી રીતે રચ્યું હતું કે તેઓ એકવાર નિદ્રાવશ થવાની તૈયારીમાં હતા અને તે માટે પોતાની શય્યામાં જાગૃતપણે સુતા હતા. તે વખતે તેમનો શય્યાપાળક આ ભરવાડનો શરીરસ્થ આત્મા હતો. વાસુદેવે પોતાના શય્યાપાળકને આજ્ઞા કરી હતી કે " અ-

ત્યારે જે આ સંગીત વાદ્ય વિગેરે ચાલે છે તે બધું જ્યારે મારી આંખ મળી જાય ત્યારે તુર્ત બંધ કરાવી દેજે. માત્ર હું જાગું ત્યાં સુધી જ શરૂ રખાવજે." પરંતુ સંગીતના ધ્વનીમાં લુબ્ધ થયેલા તે શય્યાપાળકે પોતાના આજ્ઞાપકની આજ્ઞાની અવજ્ઞાપૂર્વક તે નૃપતિના નિદ્રાવશ થયા પછી પણ સંગીત ચાલુ જ રખાવ્યું. ગાયકોએ પોતાનું સંગીત બંધ કરવાનો નિર્ણયનો વખત થતા બંધ કરવાની આજ્ઞા માગી પણ પેલા શય્યાપાળકે તો રાગવશ થઇ તે શરૂ રાખવાની આજ્ઞા કરી. ગાયકો તો તે પ્રમાણે સવાર સુધી પોતાનું કામ લંબાવ્યે ગયા. વાસુદેવને જાગવાનો વખત થયો છે તે વાતનો પણ શય્યાપાળકે અનાદર કરી સંગીત ચાલુ જ રખાવ્યું. આખરે નૃપતિ જાગીને જુએ છે તો સૂર્યોદય થયા છતા રાત્રીના પ્રથમ પહોરે ચાલતું હતું તેવું જ સંગીત ચાલતું રહ્યું હતું. તેમણે પૃચ્છા કરી તે ઉપરથી જણાયું કે શય્યાપાલકે તેમને તેમ કરવા આજ્ઞા કરેલી હતી. આથી વાસુદેવને પોતાની આજ્ઞાની અવગણના કરવા સુધીની, પોતાના અનુચરની રાગાંધતા ઉપર ક્રોધ ચઢયો અને તેને બોલાવી મગાવી જે ઇન્દ્રીયને તૃપ્ત કરવા માટે તેણે તેના ધણીની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હતું, તે ઇન્દ્રીયના ઉપયોગનો સદંતર નાશ કરવા હુકમ કાઢયો. તેના કર્ણના ગોલકમાં સીસાનો ધગધગતો રસ રેડી પુરી દેવામાં આવ્યા. આવું અત્યંત નિર્દયતા ભરેલું કાર્ય કરવામાં પૂર્વ ભવે વાસુદેવના શરીરમાં રહેલા પરંતુ આ કાળે પ્રભુના શરિરમાં વિરાજતા આત્માએ જે અત્યંત નિષ્ઠુર અને પ્રચંડ ઉગ્ર ભાવ સેવ્યા હતા, તેનો બદલો ભોગવવાનો અનિષ્ઠ પ્રસંગ પ્રભુને આવી ચડયો. પ્રભુએ પૂર્વ ભવે પોતાના રાજ્યત્વના અભિમાનના છકથી જેમ એક સહજ કોપોત્તેજક કારણથી પોતાના સેવકના કર્ણમાં સીસું રેડાવવા જેવું ભયંકર કાર્ય કર્યું હતું, તેમ આ ભવે પણ પોતાના બળદનો પત્તો પ્રભુએ ન આપવાના સહજ કારણથી કુપીત થઈ, તે ભરવાડે પ્રભુના જે કર્ણદ્વયમાં પોતાની આટલી આટલી પૃચ્છાની કશી જ અસર થતી ન હતી તે કર્ણમાં શરકર વૃક્ષની મેખો ઠોકી દીધી. અને તેની કોઇને ખબર પડવા ન પામે અથવા તે પાછા કાઢવાની જલદી કોરી ન ફાવે માટે વધારાના બહાર રહેતા ભાગો કાપી લીધા. નિરાગી પ્રભુ આવા બળવાન નિમિત્તથી પણ જરાયે પોતાના ક્ષમાવૃતથી ચલિત થયા નહી. તેઓ જાણતા હતા કે આ વિશ્વમાં એક સ્ફુરણ સરખું કાર્ય પણ પૂર્વે રચાએલા કારણ વિના પ્રગટતું નથી ભરવાડે પોતાને જે ઉગ્ર કષ્ટ આપ્યું તેમાં પણ પોતે જ કારણ હતા અને તે કારણ તે ભરવાડદ્વારા તે કાળે ફળ રૂપ થયું હતું. એ પ્રભુથી અજાણ્યું ન હતું.

વાસુદેવના ભવમાં પ્રભુએ પોતાના સેવકના કર્ણમાં સીસું રેડાવતી વખતે જે મનોભાવ સેવી ભયંકર વેદનીય કર્મ ઉપાર્જ્યું હતું, તે મનોભાવમાં મુખ્યપણે બે તત્વો અંતર્ગત હતા. (૧) પોતાની ઉપભોગ સામગ્રીનો અન્યના ઉપભોગ અર્થે ઉપયોગ થતો જોઇ પ્રગટેલી મમત્વ ભાવના (૨) અને અલબત તે શય્યાપાલકને •

પારકી સામગ્રીના તેવા ઉપભોગનો હક ન-હોતો, છતાં એક મનુષ્ય બીજાના હક ઉ-પર આક્રમણ કરે તેના દંડરૂપે તેવા આ-ક્રમણનું સ્વરૂપ, વિસ્તાર કે પ્રકાર ઉપર લક્ષ્ય રાખ્યા વિના ક્ષણીક આવેગને વશ થઇ, પોતાને કોઇ જ પુછનાર નથી એવા મદાંધપણાથી ગમે તેવી શીક્ષા કરી લેવા-ની ભાવના.

પોતાની ઉપભોગ સામગ્રીનો સુખા-સ્વાદ અન્ય વડે થતો જોઇ તેનો બદલો લેવા માટે જે વૃત્તિ ઉદ્ભવે છે, તેની તિવ્ર-તા, ગાઢતા અને સ્થાયિત્વનું નિયામક તે ઉપભોગ સામગ્રીને વિષે રહેલું પોતાનું મમત્વ છે. મારા પુણ્ય બળથી જે કાંઇ મને મળ્યું છે, તેનો ભોક્તા મારા શિવાય અન્ય કોઇ જ ન થાય અને કદી મારી ન-જરચુકનો લાભ લઇ કોઇ તેનો અયોગ્ય રીતે ઉપભોગ કરી લે, અથવા તે ભોગ્ય સામગ્રી મારી પાસેથી છીનવી લે, તો તેનો મરણ પડે તેવો બદલો, બને તેટલા આ-વેશથી હું લઉં એવો પામર હૃદયનો સ્વાભાવિક વેગ હોય છે. પરંતુ મનુષ્ય સરળપણે અને નિર્મળ બુદ્ધિથી વિચારી જુએ તો તેને જણાશે કે જે વસ્તુને તે પોતાના પુણ્યબળથી જ ઉપસ્થિત થયે-લી ગણે છે અને જેને તે માત્ર પોતાના જ ઉપભોગનું સાધન કલ્પે છે, તે વસ્તુનું સુખદાયીપણું ઘણા આગંતુક કારણો ઉપર આધાર રાખતું હોય છે. અર્થાત્ તે વસ્તુ-ની ભોગપ્રદાન શક્તિ, ભોક્તા જેને તેના ઉપભોગથી બાતલ રાખવા માંગે છે તેમ-ના ઉપર જ બહુધા અવલંબી રહેલી હોય છે, વસ્તુનું સુખદાયીપણું જે અંશોના સ-મુચ્ચયથી ઉદ્ભવેલું છે, તે અંશોનો તિ-રસ્કાર કરવો એ મુર્ખાઇ છે, અને આસ-પાસનો સમાજ એ પોતાના ઘણા વિષયો-ના સુખદપણાનું મુખ્ય અંગ હોવાથી સમાજ અને આપણા સુખનો અવય વ–અવયવી સંબંધ છે–અર્થાત્ જન-સમાજ એ આપણાં સુખનું એક મુખ્ય ઘટક અથવા અંગ (constituent) છે. આપણી ઉપભોગ સામગ્રીના મૂલ્યનો કેટલે અંશે સમાજ ઉપર આધાર રહેલો છે, તેનું કિંચિત વિવરણ અત્ર અસ્થાને નહિ ગણાય.

મનુષ્ય હૃદયના ગુપ્ત મર્મનું અવલો-કન કરતા જણાય છે કે સુંદર અથવા સુખદ વસ્તુનો ઉપભોગ કરવો તેટલાથીજ તેને પરિતૃપ્તિ થતી નથી, પરંતુ તે સાથે પોતાના સુખાનુભવનું બહારનું જગતને પણ જ્ઞાન છે, એવું તે ભોક્તાને ભાન હોવું એમાં તેનું અરધો અરધ સુખ રહેલું હોય છે. સુંદર વસ્ત્રાલંકાર પહેરવામાં જે સુખ ર-હેલું હોય છે તેનું પ્રથક્કરણ કરી જોતાં જ-ણાય છે કે તે સુખનો જરા પણ અંશ તે વસ્ત્રાલંકારમાં સ્વતઃ રહેલો હોતો નથી. તેમાં સ્પર્શ સુખનો પણ હક નથી, એટલું જ નહી પણ ઉલટું તેથી શરીર ઉપર એક પ્રકારનું ઉપાધીરૂપ વળગણ જેવું લાગે છે. છતાં તેમાં જે સુખ અનુભવાય છે, તે "મને આવા સુંદર અલંકારમાં પરિવે-ષ્ઠિત નિહાળી આસપાસના લોકો મને સુખી ગણશે," તેવા ભાનમાં રહેલું છે. અલંકારને અંગે રહેલી આવી ભાવના બાદ કરવામાં આવે તો શેષમાં ભાગ્યેજ કાંઇ રહેવા પામશે, અને આમ છે તેથીજ-

અહંકર દ્વરા પેતાની સુખમય અવસ્થાનું પ્રદર્શનાનું ફેશન રાખો ઘરના ખાનગી ખુણામાં તેને બાજુએ મુકે છે. આથી સ્પષ્ટ થાય છે કે દુનીયામાં પ્રાપ્ત થતા ઘણાખરા સુખો એ, 'આસપાસનુ' જન મંડળ મને સુખી માને" એવા અભિમાનમાંજ સમાએલું હોય છે. જો તેની આસપાસ તેને સુખી ગણનાર કોઇજ મનુષ્ય ન હોય તો, અથવા પેતાની સુખમયતાના અભિમાનનું કશુંજ નિમિત્ત ન હોય તો, તેની સુખસામગ્રીનું તેમજ તેના તે પૂણ્યબળથી જે સામગ્રી તેને પ્રાપ્ત થઇ છે તેનું મૂલ્ય કશું જ રહેવા પામતું નથી. સુખી થવા માટે એકલી સુખસામગ્રીનીજ નહીં પણ પોતાને તેની સામગ્રીથી સુખી માનનાર મંડળની પણ પ્રથમ આવશ્યકતા છે.

જયારે આસપાસના જન મંડળ ઉપર પોતાના સુખનો આટલો બધો આધાર છે અર્થાત્ તે પેતાના સુખના આત્મા સમાન છે, તો પછી "મારી ઉપભોગ સામગ્રી ઉપર તેમનો કશોજ હક નથી અને મારા પુણ્ય સંચયથી પ્રાપ્ત થયેલું સુખ હું એકલો જ ભોગવું" એવી ભાવના એ તેવું માનનારના હ્રદય સંકોચ, પામરતા અને વિષય લાલસ ના અતિશયપણાનેજ સુચવનાર છે. પોતાના પૂણ્યબળનું અભિમાન રાખનારે સમજવું જોઇએ કે આખી દુનીઆ એ માત્ર તમારા સુખ અર્થે ઘડવામાં આવી નથી, અથવા તમારા પૂણ્યબળમાંથી પ્રકટેલી નથી. પોતાના સુખાનુભવના મુખ્ય અંગ રૂપ સમાજ પ્રત્યેની તિરસ્કાર વૃત્તિ, એ આત્માના અધમ દશાનો જ વિકાર છે.

'પોતાની માલીકીની ચીજ પોતાના શિવાય બીજા કોઇને ભોગવવાનો હક નથી એવો નિયમ રાજકર્ત્રી સત્તાએ માત્ર વ્યવહારમાં અવ્યવસ્થા થવા ન પામે એટલાજ માટે ઘડેલો છે. એ લૌકિક નિયમ વિશ્વનું રાજ્યતંત્ર ચલાવનાર દીવ્ય સત્તાને લેશ પણ બંધનકર્ત્તા નથી. સરકને ખાતર ઉપજાવેલા ધારા ધોરણોને પ્રકૃતિના મહારાજ્યમાં પ્રવર્તતા નિયમો રૂપે અથવા તેના પ્રતિનિધી રૂપે માની લેવાની ભૂલ બુદ્ધિમાનો કરતા નથી. પોતાના સ્વામીત્વની વસ્તુ ઉપર બીજાઓ આક્રમણ ન કરે તેવા નિયમો ઘડવામાં લૌકીક સત્તાનો હેતુ લોકોની સ્વાર્થવૃતિને મર્યાદામાં રાખવાનોજ છે, પરંતુ ઇશ્વરના મહારાજ્યમાં તેવા સ્વાર્થોની ઝપાઝપી મુદ્દલ નથી અને તેથી તેમા પ્રવેશ કરવા ઈચ્છનારે પોતાની વસ્તુના ઉપભોગનો પોતાને જ સંપૂર્ણ હક છે અને બીજાને નથી, એવી સ્વાર્થ વૃતિ ત્યજવી જોઇએ. પોતાની વસ્તુનો માલીકી હક પોતા શિવાય અન્ય કોઇને જ નથી એવું પ્રભુના ઘરનું ધોરણ હાત તો મહાવીર અને બુદ્ધ આદિ ઈશ્વર કોટીના પુરૂષો તે નિયમનું ઉલ્લંઘન કદી જ કરત નહીં.પરંતુ જ્યારે તેમણે પોતાનો માલીકી હક દુનીઆને વહેંચી આપવામાંજ પોતાનું સાચું હિત માન્યું ત્યારે તેમને આદર્શરૂપે માનનાર આપણે પણ સ્વીકારવુંજ પડશે કે—'મારી સુખ સામગ્રીનો હું એકલોજ ઉપભોગ કરૂં" એવી સ્વાર્થ ભાવના આત્માનું અધઃપતન કરે છે.

વાસુદેવના ભવમાં પોતાના શય્યાપાલકના કાનમાં સીસું રેડવાની જે ક્રૂર શિક્ષા મહાવીર પ્રભુએ કરી હતી, તેમા અંત-

ર્ગત રહેલા ઉગ્ર નિષ્ઠુર પરિણામ છે પણ તેમને આ ભવે ઉદય પામેલી પ્રચંડ વેદનીય પ્રકૃતિમાં હેતુરૂપ હતા. એક અલ્પ અપરાધ માટે ભયંકર દંડ કરવાના કાર્યમાં તે વાસુદેવની જે તીવ્ર સ્વાર્થભાવના અને ઘાતકી વૃત્તિ સમાએલી હતી, તેના ફળરૂપે વર્ત્તમાન ભવમાં મહાવીર પ્રભુને તેવીજ શીક્ષા સહન કરવી પડે તે નિસર્ગના નિયમને તદ્દન અનુરૂપ અને થવા યોગ્યજ હતું, એમાં લેશપણ શક નથી. પોતાને કોઇજ પુછનાર નથી અને પોતાના સેવકનું જીવનમરણ પોતાના હસ્તમાં સોંપાએલું છે, માટે રાગ દ્વેષને અનુકુળ આવે એવી સજા કરી લેવી એવી વૃત્તિ વાસુદેવને રાખવી ઘટતી નહોતી. તેમાં વિશેષ કરીને જ્યારે પોતાનો સેવક તે ફરમાવેલી શીક્ષાની વિરૂદ્ધમાં પોતાનુ કશુંજ બળ અજમાવી શકે તેમ ન હતું, અને પ્રત્યાઘાત કરવાની તેને લેશ પણ તક નહોતી, તે વખતે વાસુદેવે પોતાના વેરની ભાવના ઉપર અંકુશ રાખવો જોઇતો હતો. જ્યારે સામો મનુષ્ય પોતાના વિરૂદ્ધ કાંઇજ હાથ ઉઠાવી શકે તેમ હોતું નથી ત્યારે તેના પ્રત્યે કામ લેવામાં મનુષ્યે બહુ વિવેક વાપરવાનો છે. પોતાના કાર્ય વિરૂદ્ધ સામા મનુષ્યને વાંધો ઉઠાવવાની અથવા પોતાનું બળ અજમાવવાની તક પ્રાપ્ત હોય તો બન્નેની વિરોધભરી લાગણી કેટલેક અંશે સ્થૂળ ભૂમિકા ઉપર અથડાઇને વિરમી જાય છે, અને બહુ ઉગ્ર કર્મબંધ થતો નથી. પરંતુ જ્યાં તેમ હોતું નથી—અર્થાત્ એક પક્ષને મુંગે મોઢે શીક્ષા જ સહન કરવાની હોય છે ત્યાં તે જો શીક્ષા ગુન્હાના પ્રમાણુ કે પ્રકારનાં ઉપરાંતની હોય છે તો તેનું વૈર તે શીક્ષા સહનારના આત્માની સૂક્ષ્મ ભૂમિકા ઉપર ઉછરીને મોટું થાય છે. અને તેનું ફળ આખરે બહુ બુરૂં આવે છે.

પ્રત્યાઘાતની સામા મનુષ્યને તક હોય છે તો તે વૈરભાવના કાંઇક સ્થૂળ કાર્યદ્વારા શિથીળ પડી જવા પામે છે. પરંતુ તેમ જ્યાં હોતું નથી,ત્યાં વૈરવૃત્તિનું બળ સામા પક્ષની સૂક્ષ્મ ભુમિકા ( astral plane ) ઉપર એકત્ર થાય છે અને તેના પરિપાકનો અવસર આવ્યે, તે શિક્ષા કરનાર પછી એક આખી પ્રજા હોય કે એકજ મનુષ્ય હોય, તો પણ ભયંકર બદલો લીધા વીના વિરામ પામતું નથી. આમ હોવાથી કેટલાક સમજુ રાજાઓ દુશ્મનના કેદ થયેલા માણસો પ્રતિ ડહાપણભર્યું વર્તન દર્શાવી તેમની સારી રીતે સંભાળ રાખે છે. અગર જો તે વખતે ધારે તો તે રાજા તે બધા મનુષ્યોને મારી નાખવા સમર્થ છે તો પણ તેના તેવા કાર્ય સામે થવાની તે મનુષ્યોને તક ન હોવાથી, તેમ કરવામાં તે મહાન અનિષ્ટ ફળ જુએ છે. સત્તાહીન રંક મનુષ્યોને રીબાવવામાં, અથવા તેમને તેમના અપરાધના પ્રમાણુથી જ્યાદે શિક્ષા કરવામાં, જે ભયંકર અનિષ્ટ રહેલું છે, તે આત્મજ્ઞ પુરૂષોજ સારી રીતે સમજી શકે છે. સુક્ષ્મભૂમિકા ઉપર તે વૈરની લાગણી કેવી રીતે પોષણ પામી વધે છે, તેનું સ્વરૂપ જેઓ જાણે છે, તેઓ જગતને વારંવાર એવા કાર્યથી ચેતવાની સલાહ આપતા ગયા છે. પોતાની શિક્ષા સામે વાંધો ઉઠાવવાને સત્તાહીન પ્રાણીઓના ઉષ્ણુ નિશ્વાસમાં લોહીને

પણ ભસ્મીભુત કરવાનો પ્રચંડ દાવાનળ ગુપ્તપણે સમાયેલો છે. એવો અનેક સંત પુરૂષો વિશ્વને સંદેશો આપતા ગયા છે. ઈતિહાસના પૃષ્ટો પણ એજ સત્યની સાક્ષી પુરતા આપણી સામે પડ્યા છે. અયોગ્ય દંડ આપવાની વૃત્તિથી આખી પ્રજાઓ અને ખંડવ્યાપી રાજ્યસત્તાઓ વિનાશ પામી ગઈ છે, તો એક પામર મનુષ્ય તેવી વૃત્તિના ઉગ્ર ફળથી કેમ બચી શકે? વાસુદેવને તેવી શિક્ષા ફરમાવતી વખતે એવો જ ગર્વ રહેલો હતો કે મારા શાસનચક્રમાં આવેલા બધા જ મનુષ્યોને હું ધારૂં તેમ કરી શકું તેમ છું, મારા કાર્ય સામે માથું ઉંચકનારી ઈતર સત્તા આખા વિશ્વમાં કોઈ જ નથી. પણ તેના અભિમાનના આવેશમાં તે એટલું એવું ભૂલી ગયા કે આ ભવ શિવાય અન્ય ભવ પણ છે અને આ ભવનાં કાર્યનું ફળ આગામી ભવમાં પણ મળે છે. સત્તા મનુષ્યને અંધ બનાવી મુકે છે. તે કાળે તેને પૂર્વાપરનો નિર્મળ વિવેક રહેતો નથી. વાસુદેવને પણ તેમજ થયું હતું. પોતાની સત્તાને અંગે રહેલી વિવેક રાખવાની જવાબદારીનું ભાન તેઓ ભૂલી ગયા. પરિણામ એ આવ્યું કે આ ભવમાં–મહાવીર પ્રભુના દેહે, તેમને તેનો વિપાક ભોગવવો પડ્યો.

કષ્ટ સહન કરવાનું જ જેનું વ્રત છે, તેવા વીરપ્રભુએ તે ગોવાળીઆનું કાર્ય શાંતિ પૂર્વક સહી લીધું. ત્યાંથી વિહાર કરતાં અનુક્રમે પ્રભુ એક નગરમાં પધાર્યા. ત્યાં એક ખરક નામના વૈદ્યે પ્રભુના શરીરની કાંતિ નિસ્તેજ જોઈ અનુમાન કર્યું કે તેમના શરીરમાં કાંઈક શલ્ય હોવું જોઈએ. તપાસ કરતાં કર્ણમાં ખીલા હોવાનું જણાયું. સિદ્ધાર્થ નામના શ્રેષ્ઠીની મદદથી તે વૈદ્યે પ્રભુના કર્ણમાંથી તે ખેંચી કાઢ્યા. કહેવાય છે કે તે વખતે જે વેદના પ્રભુને થઈ હતી તેના ઉત્કટપણાને લીધે તેમના મુખથી ભયંકર ચીસ પડી ગઈ હતી. પ્રભુને ઘણા ઉપસર્ગો વીત્યા હતાં, છતાં તેમના મુખેથી એક પણ કાયરપણાનો નિઃશ્વાસ નિકળ્યો નહોતો. પણ આ છેલ્લા ઉપસર્ગથી તેમનો ઉપયોગ કાંઈક શિથીલ થયો હતો અથવા દેહભાવ અવ્યક્તપણે ઉપસ્થીત થઈ ગયો હતો. ઘણાક એ વાતને અસંભવીત માને છે. તીર્થંકરના મુખેથી તેવી ચીસ કદીજ પડે નહી તેમ ઘણાનું કહેવું છે ગમે તેમ હો પણ તે ઉપસર્ગ પ્રભુના બધાં કષ્ટમાં સર્વથી અધીક તીવ્ર હતો. આ ઉત્કૃષ્ટ ઉપસર્ગ પછી પ્રભુને એકે દુખ થયું નથી. દીક્ષાના સાડાબાર વર્ષ તે તેમના માંટે કષ્ટની પરંપરા રૂપજ હતા. તે બાર વર્ષમાં સાડાઅગીઆર વર્ષ અને પચીશ દીવસ તેઓ નિરાહાર રહ્યા હતા. છતાં ઉત્કૃષ્ટ પરાક્રમ, ક્ષમા, નિર્લોભના, આર્જવ, ગુપ્તિ અને ચિત્ત પ્રસન્નતા પૂર્વક તેમણે તે બધું સહી લીધું હતું. જેમ સુગંધી દ્રવ્યને બાળવાથી અધિક સુગંધ આપે છે, તેમ પ્રભુ પણ વિશેષ વિશેષ પરિસહથી વિશેષમાં વિશેષ વિશુદ્ધ અને આત્મભાવ મેળવતા જતા હતા. કષ્ટના પ્રસંગો એ દેહાધ્યાસથી મુક્ત થવાના પ્રસંગો છે. મુર્ખ મનુષ્યો ઉલટા તેવે પ્રસંગે દેહ સંબંધી મમત્વ અને હાયવરાળ સેવી કર્મબંધ કરે છે અને દેહભા-

ને સજ્જડ બનાવે છે. વિવેકી અને મુમુક્ષુ જનો તેવા અવસરે દેહાદિક પોતાના નથી અને આત્મા અને દેહ તલવાર–મ્યાનની જેમ ભિન્ન છે, એવા અપરોક્ષ અનુભવો મેળવી લે છે. પ્રભુના કષ્ટના ઇતિહાસમાંથી આપણે જે શિક્ષણ લેવાનું છે, તે મુખ્યત્વે એજ છે કે તેમણે તેવા નિમિત્તો પ્રાપ્ત થતાં દેહીકવૃત્તિનો જય કરી તેનાથી પોતાનું અસંગપણું–ભિન્નપણું–સમરસપણું સાધ્યું હતું. મુર્ચ્છાભાવે દેહના કષ્ટોને આત્માના કષ્ટો તરીકે ગણ્યા નહોતા. જેમ કષ્ટો અધિક અધિક તીવ્ર બનતા ગયા તેમ તેમ તેમનો આત્મભાવ ગાઢ બનતો ગયો હતો. તે ઉપસર્ગો માત્ર પ્રભુને આત્મભાવના અભ્યાસ તરીકે જ પરિણમતા હતા.

કષ્ટ એ માત્ર મનુષ્યોને દુઃખ દેવા જ આવે છે તેમ માનવું ન જોઇએ. દુઃખ દેવા સાથે મનુષ્ય ધારે તો તે કષ્ટો તેને ઘણાં કીંમતી અભ્યાસ પાઠો શીખવી શકે છે કે જે સાધારણ સંયોગોમાં કદી શીખી શકાતા નથી. હૃદયગત અનુભવો મનુષ્ય દુઃખના પ્રસંગોમાંથી મેળવી શકે છે. જેમ એક પક્ષે બુદ્ધિનું શિક્ષણ મનુષ્યના કલ્યાણ માટે ઉપયોગી છે, તેમ અન્ય પક્ષે હૃદયનું શિક્ષણ પણ તેટલું જ ઉપયોગી છે. અને ખાસ કરીને આત્મશ્રેય સાધકને તો તે હૃદય શિક્ષણ જ મુખ્યપણે ઉપયોગી છે. આ શિક્ષણ, મોટે ભાગે દુઃખના પ્રસંગો જે અનુભવ આત્મા ઉપર મુકતા જાય છે તેમાંથી મળતું હોવાથી દુઃખ એ ધિક્કારવા યોગ્ય નથી. પરંતુ દુશ્મનના રૂપે મિત્રનું કામ કરતા હોવાથી ઉલટા તે આવકાર યોગ્ય છે. માત્ર મનુષ્યે તેનો સદુપયોગ કરવાનો છે. તે દુઃખાનુભવકાળે આપણને આપણી ભૂતકાળની ભૂલોનું ભાન થાય છે અને ભાવિમાં તેવી ભુલો ન થવા માટે તેવા પ્રકારના સદ્નિશ્ચયો બંધાય છે. સમજુ જનોને દુખથી આત્મા નિર્મળ થતો અનુભવાય છે, અને આત્મા ઉપરથી જાણે કેટલાક ઘન આવરણો તુટી પડતા હોય તેમ જણાય છે. સાચી વસ્તુસ્થિતિનું આત્મા અનાત્માનું, અને સંસારના સ્વરૂપનું તેને જ્ઞાન થાય છે. અનુકુળ વેદનીયના –સુખના–ઉદયકાળે ઉપરોક્ત અનુભવ થવો અસંભવીત નહી તો અશક્ય તો છે જ. અને આવા ઉત્તમ અનુભવના નિમિત્તનો ઉપયોગ કરી તેમાંથી પોતાનું હિત સાધી લેવું એ મહાવીર પ્રભુના ચરિત્રમાંથી સંતત વહતો એક અતિ મૂલ્યવાન ઉપદેશ છે. મહાવીરના પગલે ચાલવાનો દાવો રાખનાર પ્રત્યેક મનુષ્યે તેમના જીવનમાંથી ઉદ્ભવતા આ મહાન શિક્ષણને સદાકાળ પોતાના હૃદયમાં સ્થાપી રાખવું જોઇએ.

આ છેલ્લો ઉપસર્ગ સહન કર્યો પછી પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું. કલ્પસૂત્રકારના અભિપ્રાય પ્રમાણે વૈશાખ શુદિ દશમને દીવસે, પાછલે પહોરે, વિજય મુહૂર્તમાં, જંભીક નામના ગામની બહાર, ઉજ્જુવાલુકા નદિના તીર ઉપર વૈયાવર્ત નામના ચૈત્યની નજીક, શાલિવૃક્ષની છાંયા તળે, ગોદુહ આસને બેસી શુકલ ધ્યાનને ભાવતા થકા, તે પ્રભુને, જે જ્ઞાનમાં સર્વ પ્રકારના જ્ઞાન પર્યવસીત થાય છે, તેવું સર્વ દ્રવ્ય પર્યાયને ગ્રહણ કરનાર, બાધારહિત સંપૂર્ણ કૈવલ્ય જ્ઞાન પ્રાપ્ત થયું.

કૈવલ્ય પ્રાપ્ત થયા પછી પ્રભુનું ચારિત્ર પરમાત્મ કોટીનું થયું હોવાથી તે આપણી મતિ અને કલ્પનાની બહારના પ્રદેશનું છે. ત્યારપછીથી તેમની છદ્મસ્થ ચર્યા બંધ થઇ કેવળચર્યા શરૂ થાય છે. હમે તે વિષયમાં ઉતરવા માગતા નથી, મનુષ્ય મનુષ્યના વર્તનમાંથીજ શિક્ષણ મેળવી શકે છે. ઈશ્વરનાં ચરિત્રને તે અનુસરી શકતો નથી. અને અમારો લેખન ઉદ્દેશ માત્ર પ્રભુના મનુષ્ય તરીકેના જીવન પ્રસંગમાંથી ઉદ્‌ભવતો સાર ઉપજાવવાનો હોવાથી હમો પ્રભુના કૃત કૃત્ય થયા પછીના જીવન વિભાગમાં પ્રવેશતા નથી.

---

# એક કવિની આત્મકથની.

## ( ટુંકી ન્હાની વાર્ત્તા. )

હું મારા શેઠની ઓફીસમાં નામું લખવાનું કામ કરૂં છું, એટલા ઉપરથી હું છેક નીરસ અથવા શુષ્ક મનુષ્ય હોઇશ, એમ માની લેશો નહીં. બાલ્યાવસ્થાથી હું કવિતાઓ લખ્યા કરૂં છું. એટલુંજ નહીં પણ જે અવસ્થાને છેક બાલ્યાવસ્થા કહી શકાય નહીં તે અવસ્થામાં પણ કવિતાઓ લખવાનું કામ ચાલુજ રાખ્યું છે. પરમાત્માએ પોતે મને કવિત્વશક્તિ અર્પણ કરીને આ સંસારમાં મોકલ્યો છે, એવો મારો દૃઢ વિશ્વાસ છે. આટલું છતાં મારી કવિ તરીકેની કીર્ત્તિ દેશ-વિદેશમાં હજી જેવી જોઇએ તેવી પ્રસરી નથી- પરંતુ તેને માટે હું બીલકુલ જવાબદાર નથી. મારા પોતાના ઘરના માણસોથી લઇ મારા મિત્રો-સગાઓ-સ્નેહિઓ તથા શત્રુઓ બલ્કે માસિક પત્રના અધિપતિઓ સુદ્ધાં મારી સામે વિરૂદ્ધતા દર્શાવતા આવ્યા છે હજી કોઇના તરફથી મને કશો ઉત્સાહ મળ્યો નથી.

બાલ્યાવસ્થામાં કવિતાઓ લખવાના અપરાધ બદલે મને મારા મુરબ્બીઓ તરફથી જે શિક્ષા સહન કરવી પડી છે, તેનું વર્ણન કરવું અયોગ્ય છે. કવિતા લખવી એ જાણે કે મહાન્ ભયંકર ગુન્હો હોય એમ માની તેઓ મારા ઉપર ચાલુ જુલમ ગુજારતા આવ્યા છે. છતાં તે વખતે પણ છાનોમાનો કવિતાઓ લખ્યા વિના રહેતો નહીં, એટલું જ નહીં, પણ પ્રસંગોપાત મારી કવિતાઓ માસિક પત્રના સંપાદકોને પણ પ્રસિદ્ધ કરવા મોકલી આપતો. કોઈ પણ માસિક પત્રના અધિપતિએ મારી કવિતાનો હજી સુધી સ્વીકાર કર્યો નથી. આમ કરવાનું શું કારણ હશે તે હું હવે સારી પેઠે સમજી ગયો છું. મને ઉત્તેજન મળે તો વખત જતાં હું એક સર્વોત્તમ કવિ થઇ જઉં, એ વાત માસિકપત્રના અધિપતિઓથી સહન થતી નથી, અને તેથી જ મારી કવિતા છાપી મને તેઓ ઉત્તેજન આપતા નથી. હું કાળક્રમે મહાન્ કવિ થઉં તેમાં સંપાદકોના બાપનું શું જતું હશે, તેની જ મને હજી સમજણ પડતી નથી. મારા મિત્રો પણ મારી કવિતા સાંભળીને હસે છે, તથા મશ્કરી કરે છે. હું પોતે ભલો માણસ છું,

એથી કરીને મને કોઈની સાથે કલેશ થયો નથી. નહિંતર મારી જગ્યાએ જો બીજો કોઇ ઉદ્ધત્ત કવિ હોત તો કયારનીયે તેમની વચ્ચે મારામારી થઇ ચૂકી હોત !

હું નિશાળમાં અભ્યાસ કરતો હતો તે જ વખતથી મારા વડીલો મને પુસ્તકોના અભ્યાસમાં ગોંધી મારવાનો પ્રયત્ન કરતા આવ્યા છે. પરંતુ હું કુદરતી કવિ હોવાથી મને તે સીમાબદ્ધતા મૂળથી જ પસંદ નહોતી. મને તો આકાશમાં ઉડતા પક્ષીઓની માફક સ્વતંત્ર રીતે વિહરવાનું જ પસંદ હતું ! મારા જેવો જન્મકવિ આવા પુસ્તકોના બંધનમાં કયાં સુધી ગોંધાઈ રહેવાનું પસંદ કરે ? આને લીધે મારે અનેક વાર ઠપકાઓ તથા શિક્ષાઓ સહન કરવી પડી છે. પરંતુ જળજંતુ માછલું ગમે તેટલું કરો તો પણ પાણી શિવાય બીજે સ્થળે જીવી જ ન શકે. આવી સીધી અને સરલ વાત મારા વડીલો સમજી શકતા નહોતા, તે જોઈ મને ખરેખર બહુ આશ્ચર્ય થતું !

ધીમે ધીમે મારી ઉમ્મર વધવા લાગી. હું દિનપ્રતિદિન મ્હોટો થતો જતો હતો તેમાં તો મને કોઈ જાતનો શક નહોતો, પરન્તુ ઉમ્મરની સાથે મારી વિદ્યા પણ વૃદ્ધિ પામતી જાય છે કે નહીં, તેની મને બહુ જ ચિંતા રહ્યા કરતી હતી. મને જ્યારે અભ્યાસમાં મન આપવાનો મારા વડીલો તરફથી આગ્રહ કરવામાં આવતો ત્યારે, હું મારા મનમાં કેવળ હસતો અને કહેતો કે—તમારી આવી પુસ્તકી વિદ્યાથી મારૂં શું કલ્યાણ થવાનું હતું ? તેઓ મારા સંબંધે જેટલા હતાશ થતા તેટલો જ હું ઉત્સાહિત થતો !

મારે આ સ્થળે જે એક વાત કહેવાની છે તે કહું કે નહીં તેની મને સમજ પડતી નથી. જો તમે બુદ્ધિમાન્ હશો તો અત્યાર સુધીમાં એ વાત કયારનાયે સમજી ચૂકયા હશો. હું એક દરિદ્ર સંતાન છું. કવિમાત્ર દરિદ્ર જ હોવા જોઈએ એવો એક વિશ્વવ્યાપી સિદ્ધાંત જેઓ ન જાણે તેમને હું મૂર્ખની પંકિતમાં મુકું છું. જો પરમાત્માએ મને કવિ ન બનાવ્યો હોત તો મને કોઇ એક શ્રીમંત ગૃહસ્થનું કુટુંબ શોભાવવા શ્રીમંતને ત્યાંજ જન્મ આપ્યો હોત એવો મારો દઢ વિશ્વાસ છે.

દરિદ્ર હોવું એ કવિઓને માટે બીલકુલ લજ્જાનો વિષય નથી. કારણ કે દરિદ્રતા એજ કવિત્વની નિશાની છે. પરંતુ મારે ભારે દીલગીરી સાથે જણાવવું જોઇએ કે દુનીયામાં કેટલીક એવી નીચ રીતિઓ છે કે જે કવિઓને તેમની દરિદ્રતા બદલ ક્ષમા આપી શકતી નથી. જે કવિ ચંદ્રની જ્યોત્સ્નામાં, પુષ્પના પરિમળમાં અને કોકીલોના કોમળ ગાનમાં તલ્લીન થઇ જતો હોય અને દૈવી સ્વર્ગના સુખો સ્વપ્નમાં અનુભવતો હોય તેવા કવિઓને પણ આ મૃત્યુલોકની ડાળ–ભાત–રોટલી તથા વસ્ત્રો માટે હાયવોય કર્યા વિના ચાલતું નથી. આવી અસાર ચિંતાઓ તથા હાયવોયને લઇને તેમના સ્વર્ગીય સ્વપ્નો ક્ષણે ક્ષણે ઉડી જાય છે ! હાય ! સંસાર ! !

કવિઓને પણ પેટ ભરવા માટે પ્રયત્નો કરવા પડે છે, એ વાત પ્રથમ મારા લક્ષમાંજ આવી નહોતી. દરિદ્ર પિતાજીએ જ્યારે આ વિપુલ સંસારનો ભાર મારી કાંધ ઉપર નાંખ્યો, અને પોતે આ સંસા-

રનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા તેજ વખતે આ ક્રૂર,સત્ય મારી દ્રષ્ટિ સન્મુખ ભયંકર મૂર્ત્તિ ધારણ કરીને ઉભું રહ્યું ! હવે શું કરવું તેનો મારાથી કશો નિર્ણય થઇ શકયો નહીં. અનેકોએ મને ભલામણ કરી કેઃ–"હવે તમે તમારા પિતાની જગ્યા સંભાળો અને મર્ચંટ ઑફીસમાં નોકરી કરો તો તમને તમારા સંસાર-વ્યવહારમાં કોઇ જાતનો વાંધો ન આવે" હું આવી ભલામણો તથા સલાહો સાંભળી ભય અને ક્ષોભને લીધે ધ્રુજી ઉઠતો ! મને નોકરી ઉપર મૂળથી જ કંટાળો હતો ! નોકરીનું નામ સાંભળી હું ગાળો આપવા લાગી જતો. વર્ત્તમાનપત્રોમાં "જોઇએ છીએ" ના હેડીંગો જોવા માત્રથી મને તે તરફ તિરસ્કાર છુટતો ! નોકરી પાછળ લાગ્યા રહેવાથી જ આપણા દેશની પાયમાલી થઇ છે, એમ હું લોકોને અત્યાર સુધી બેધડક કહ્યા કરતો ! પરંતુ નસીબની વિચિત્ર લીલા તો જુઓ ! મારે પોતાને જ છેવટે એવી નોકરી કરવાનો પ્રસંગ આવ્યો ! હાય, અદૃષ્ટ ! હાય, નોકરી !

અલબત્ત, મારા પિતા તથા પિતામહ વિગેરે સૌ કોઇ નોકરી જ કરતા આવ્યા છે, અને તેમણે જ અમારા કુટુંબમાં નોકરીનો મહિમા વધારી મુકયો છે, પરંતુ એટલા ખાતર મારે પણ નોકરી જ કરવી, એમ કોઇનાથી કહી શકાય નહીં. દૈત્યકુળમાં જેવી રીતે પ્રહલાદે જન્મ લીધો હતો, તેવી જ રીતે નોકરવંશમાં મેં એક કવિ તરીકે જન્મ લીધો છે, એ વાત કોઇએ ભૂલી જવી નહીં.

આપણો ભારતવર્ષ જો ઇંગ્લાંડના જેવો જ હોત તો મને કોઇ જાતની કાળજી કરવાની જરૂર રહેત નહીં. કારણ કે કવિતાઓ અને પુસ્તકો લખીને હું પુષ્કળ પ્રમાણમાં ધનની પ્રાપ્તિ કરી શકત. પરન્તુ આ દેશમાં પુસ્તકો લખનારને કોઇ પ્રકારનું ઉત્તેજન કે સહાય મળતી નથી, એ જોઇ મને બહુ લાગી આવે છે ! કેટલીક વખત તો આવા અજ્ઞાન દેશ માટે મને બહુ તિરસ્કાર છુટે છે ! પરંતુ હું પોતે એક કવિ છું, 'એ વાતનું મને જ્યારે ભાન થાય છે, ત્યારે મારાથી એમ કહ્યા વિના રહેવાતું નથી કેઃ–with all thy faults I love thee still–તારામાં ગમે તેટલા દોષો હોય તો પણ હું તને ચાહુંછું."

ઑફીસમાં દાખલ થતાં મને બહુ મુશ્કેલી નડી નહીં. કારણ કે ઑફીસના મેનેજર સાહેબ મારા પિતાના ખાસ મિત્ર થતા હતા, તેમજ તેઓ અમારા પડોશમાં જ રહેતા હતા. તેમણે પોતે મને ઑફીસમાં લઇ જઇને ખુરશી ઉપર બેસાડયો. ખુરશી ઉપર બેઠો તો ખરો, પણ તેજ વખતે મારી આંખોમાંથી અને નાકમાંથી જળધારા વહેવા લાગી ! મારા આ કષ્ટ સમયના અશ્રુબિંદુઓ, વખત જતાં સાચા મોતીના મૂલ્યે વેચાશે એવો મને વિશ્વાસ હતો, તેથી મેં મારા મનને આશ્વાસન આપી ગમે તે રીતે તેને શાંત કર્યું. જો મને આવો ભવિષ્યનો ભરોસો ન હોત તો હું અત્યારપૂર્વે કયારનોયે ગાંડાની ઇસ્પીતાલમાં પહોંચી ગયો હોત. ઑફીસના સઘળા મનુષ્યો તદ્દન અજ્ઞાન અને જંગલી જેવા હતા !

તેઓ જે ખુરસી તથા ટેબલ ઉપર બેસતા હતા તેના જેવા જ તેઓ શુષ્ક-કઠોર તથા નીરસ હતા, એમ કહું તો પણ ખોટું નથી. આખો દિવસ, જ્યારે જુઓ ત્યારે હિસાબ જ લખતા બેઠા હોય ! કોઇના મુખમાંથી કવિતાનો એક શબ્દ પણ નિસર્યો હોય તેમજ કોઇ કવિની તેઓએ અનુમોદના કરી હોય, તેમ મારા જાણવામાં નથી. કવિત્વની સૂક્ષ્મ લાગણીએ તેમના હૃદયને કોઇ કાળે સ્પર્શ કર્યો હોય તેમ જણાતું નહોતું. કેવળ સંસારની અને વ્યાપારની વાતો સિવાય બીજી કોઇ વાત મેં તેમના મુખથી સાંભળી નથી. અવકાશના વખતે પરસ્પરની ઠઠ્ઠા મશ્કરી કરી હસવાની તેઓને એક આદત પડી ગઇ હતી. પણ તે વખતે જો હું તેમની પાસે જઇને કહું કે:-" અરે ભાઇઓ, કવિતાનો રસ તો કાંઇક ચાખો ! " તો તેઓ તુરત જ ગંભીર બની જતા અને જાણે તેમના ઉપર કોઇ મોટી આફત આવી પડી હોય તેવો દેખાવ કરતા ! આવા અરસિક મનુષ્યોના સમાજમાં મારે કામ કરવું પડશે, એવા વિચારથી હું બહુ ગભરાયો ! મને તો એમજ લાગતું કે કોઇ દેવના શ્રાપથી સ્વર્ગભ્રષ્ટ બની કોઇ નૂતન નર્કમાં અવતર્યો હોઉંની કેમ ?

ઓફીસના કામકાજમાં હું બરાબર લક્ષ આપી શકતો નહીં, કારણ કે શુષ્ક રૂપીઆ- આના-પાઇનો હીસાબ મેળવતા મારો જીવ ગભરાઇ જતો. પુસ્તક રૂપે તો ખાતાનું પુસ્તક કે કવિતાનું પુસ્તક એ ઉભય એકજ છે. પરંતુ કવિતાના પુસ્તકમાંથી મનને અળગું કરી નામાના પુસ્તકમાં મનને સ્થિર કરવાનું કામ મારે માટે અશક્ય થઇ પડ્યું હતું. હું કેટલીક વખત નિરાશ બની વિચાર કરતો કે:— " આ સંસારમાં એવી કોઇ ઓફીસ નહીં હોય કે જ્યાં હિસાબ કે નામાની ઠડાકૂટ લેશ માત્ર ન હોય, પણ માત્ર બેઠા બેઠા કવિતાઓજ લખ્યા કરવાની હોય ! " આવા વિશાળ ભારતવર્ષ જેવા દેશમાં શું " રાલી બ્રધર્સ " જેવી બીજી એકે એવી કંપની નહી હોય કે જ્યાં માત્ર કવિતાઓનીજ ખરીદી તથા વેચાણ થયા કરતું હોય ? મારી પાસે જો પુરતું ધન હોત તો હું જરૂર એકવાર એવો પ્રયત્ન કરી જોત ! પણ શું કરૂં, કવિત્વને અને નિર્ધનતાને અનિવાર્ય સંબંધ રહ્યા કરતો હોય, ત્યાં મારૂં શું ચાલે ?

છતાં ઓફીસમાં કામ તો કરવુંજ પડતું, એટલે મારા હિસાબમાં અનેકાનેક ભૂલો પણ થયા કરતી, તેની સાથે કામ પણ ઓછું થતું, એ વિષે મને પણ કોઇ જાતનો શક નહોતો. આથી કરીને રોજ મારે મેનેજર સાહેબનો કઠોર તિરસ્કાર સહન કરવો પડતો. પરંતુ એમાં મારો શું દોષ ? મને જે કામ કુદરતી રીતે પ્રાપ્ત થવું જોઇએ તે ન મળ્યું, અને તેને બદલે આવું શુષ્ક કામ મળ્યું, તેથી મારૂં મન એકાગ્ર ન થાય તેમાં મારો શું દોષ, ભલા ? કોકિલ પક્ષીને શું તમે મનુષ્યના જેવી ભાષા કોઇ કાળે બોલાવી શકો ખરા ? મેનેજર સાહેબ એવો સરળ સિદ્ધાંત પણ સમજી શકતા નહીં. તેઓને તો બસ કામ કામ ને કામ જ જોઇએ !

હું ઑફીસના કામકાજમાં મન

લગાડવાનો યથાશક્તિ પ્રયત્ન કરતો. પરંતુ કામ કરતા કરતા વચમાં એક એવી અભિનવ સુંદર કલ્પના મારા મગજમાં સ્ફુરી આવતી કે હું તે નૂતન કલ્પનાને અન્યાય આપી આત્મઘાત કરવાનું પસંદ કરતો નહીં મને વિચાર થતો કે આવા અમુલ્ય વિચાર રત્નો જ્યારે અનાયાસે મારી પાસે આવી પડ્યા છે, તો પછી તેનો તિરસ્કાર કરવો એ મારા જેવા કુદરતી કવિને ઉચિત નથી! જો એક વખત આવા રત્નોની ઉપેક્ષા કરીશ તો પછી બીજી વખત પ્રયત્ન કરતા છતાં પણ એવા અણમૂલ રત્નો પ્રાપ્ત થઈ શકશે નહીં. તે સિવાય મને એમ પણ લાગતું કે આવી સુંદર કલ્પના ઓથી જગતને વિમુખ રાખવાનો મને શું અધિકાર છે? મારા જેવા કવિ પાસેથી આવા નવા તર્કો પ્રાપ્ત કરવાની આશા જગત્ રાખે તે સ્વાભાવિક છે, જગતની આશા હું પુરી નહીં કરૂં તો પછી બીજું કોણ કરવાનું હતું? આવા વિચારોને વશીભૂત થઇ હિસાબના પુસ્તકને એક બાજુ મુકી દઇ કવિતાનું પુસ્તક હાથમાં લેતો અને કવિતાઓ લખવા મંડી જતો. હું હીસાબના પુસ્તકમાં શામાટે સંપૂર્ણ લક્ષ આપી શકતો નહોતો, એ વાત મેનેજર સાહેબ જેવા શુષ્ક–નીરસ મનુષ્યો કેવી રીતે સમજી શકે? મારી આવી રીતની વર્તણુકથી, અલબત્ત, ઓફીસના વ્યવસ્થાપકોને થોડી ઘણી હાની સહન કરવી પડશે. પરંતુ તેના બદલામાં જગતના કાવ્યરસપિપાસુ મનુષ્યો ઉપર અનંત ઉપકાર થશે, એમ ધારી હું નિશ્ચિંત બનતો. 'greatest good of the greatest number' એ સિદ્ધાંત આ પ્રસંગે મને બહુ ઉપયોગી થઇ પડતો.

ઓફીસની તે દીવસની ઘટના હું આ જીંદગીમાં કોઇ કાળે ભૂલી શકું તેમ નથી. કોઇ પણ દેશના કોઇ પણ કવિનું એવું ભયંકર અપમાન થયું છે કે નહીં તે મારા જાણવામાં નથી. અરે દેશબન્ધુઓ! તમને ઉદ્દેશીને મારે આજે જે કહેવાનું છે તે લક્ષ પૂર્વક સાંભળો. તમને જો તમારા દેશને માટે અભિમાન હોય, તમને તમારા મનુષ્યત્વ માટે ગર્વ હોય, તમને તમારા કવિ માટે જો પૂજ્યભાવ હોય, તમ ારી પરમભક્તિપાત્ર સરસ્વતીદેવી માટે ભક્તિભાવ હોય અને જો તમારી નસોમાં ઉષ્ણ લોહીનું બિંદુ હૈયાત હોય તો મારા જેવા એક કવિનું આવું અપમાન તમે મુંગે મ્હોડે સહન કરીને બેસી રહેશો નહીં. હું બની શકે તેટલી પ્રબળતાથી પુનઃ મારા દેશબન્ધુઓને ઉદ્દેશીને કહું છું કે હે બન્ધુઓ, તમે મારા એ અપમાનનો બદલો લેવાનું કદાપિ ભૂલી જશો નહીં શું મારી આ પ્રાર્થના અરણ્ય રૂદનની માફક નિષ્ફળ જશે? જો મારી આ પ્રાર્થના નિષ્ફળ જશે તો હું નિઃસંકોચપણે કહીશ કે અમારો હિંદ દેશ એક અરણ્ય સમાન છે, અમારા દેશબન્ધુઓ મનુષ્યત્વ રહિત છે, અને અમારા દેશના મનુષ્યો, ડારવીનના સિદ્ધાંતાનુસાર પોતાના પૂર્વ પુરૂષો જેવા છે. મારો આવો ક્રોધ પણ શું [illegible] જશે? હા, પ્રભુ!

તે દિવસની ઘટના તમને સંભળાવવી એ મારૂં કર્ત્તવ્ય છે. કારણ કે મારા પોતાના કહેવા સિવાય તમને તેની ખબર પડે તેમ નથી. વસ્તુતઃ તમારા દેશના એક ઉછરતા કવિ ઉપર શી શી આફતો આવી હતી, તેની તમારે પોતે ખબર રાખવી જોઇએ. પણ હું જાણું છું કે હજી સુધી તમારામાં એવો કાવ્યપ્રેમ કે કવિભક્તિ ઉત્પન્ન થઇ નથી. તેથી હું પોતે મારી દુઃખકથા તમને સંભળાવીશ. તે દિવસની ઘટનાનું મર્મસ્પર્શી કાવ્ય મેં અત્યાર આગમચ રચી રાખ્યું છે તે આ સ્થળે હું જેમનું તેમ રજુ કરૂં છું*

કહો જોઇએ, મારૂં આ કાવ્ય વાંચવાથી તમારૂં લોહી ગરમ થયું કે નહીં? અમારો ઓફીસ-મેનેજર મારા પિતાનો એક મિત્ર છે, તેમજ મારો ઉપરી છે, એ વાતનો હું ઇનકાર કરવા નથી માગતો. પરંતુ શું તેણે આવી રીતે મારી સ્વતંત્રતા ઉપર ત્રાપ મારવી એ ઉચિત છે? મારી કવિતાનું પુસ્તક મારા હાથમાંથી ઝુંટવી લઇ, ઓફીસના બીજા નોકરો પાસે ખુલ્લું મુકવું અને ઠઠ્ઠા મશ્કરી કરતા મારા કાવ્યો વાંચી સંભળાવવા, એ શું તેમને માટે યોગ્ય ગણાય? કવિને માટે જેને માન નથી, અને કાવ્યદેવી પ્રત્યે જેને શ્રદ્ધા નથી, તેને હું તો મનુષ્ય જ લેખતો નથી. ઓફીસના બીજા નિર્લજ્જ નોકરો પણ મેનેજર સાહેબની ખુશામત કરવા મારા કાવ્યો સાંભળીને ખડખડ હસી પડ્યા. ધિક્કાર છે, એવા મનુષ્યોને! શરમ છે એવા અરસિકોને? આવા મનુષ્યોને પણ શું તમે તમારી જ્ઞાતિમાં-તમારા સમાજમાં સ્થાન આપો છો? **અપૂર્ણ.**

**દરિદ્ર સેવા**—"તું તારા ભજન, કીર્તન તથા જપ-જાપને એક બાજુએ મુકી છોડ. તું તારા દેવળના સર્વ દ્વારો બંધ કરી અંધારી કોટડીમાં બેસી કોનું ધ્યાન કરે છે, ભલા? જરા આંખો ઉઘાડીને જો તો ખરો કે તું જેનું ધ્યાન કરે છે તે દેવ તારી પાસે નથી. જે સ્થળે ખેડુતો સખ્ત-કઠોર જમીન ખેડી રહ્યા છે, અને જે સ્થળે મજુરો સડકો બાંધવા માટે પથરા ભાંગી રહ્યા છે, તે જ સ્થળે તારા દેવનો નિવાસ છે. શિયાળાની કકડતી ઠંડીમાં કે ગ્રીષ્મના પ્રચંડ તાપમાં પણ તે દેવ, દરિદ્ર મનુષ્યોની પાસે ને પાસે જ રહે છે. તારા પવિત્ર પોષાકને એક ખુણામાં મુકી દે, અને પ્રભુ જે સ્વરૂપમાં રહીને કામ કરે છે તેમની પાસે તું પણ પૃથ્વી ઉપર ધુળમાં ઉભો રહીને કામ કરવા લાગી જા. તારી ધ્યાન—ધારણાને પણ મુકી છોડ. તારા પુષ્પોને તથા સુગંધી દ્રવ્યોને પણ હમણાં એક બાજુ જ પડ્યા રહેવા દે. દરિદ્ર વેશમાં મજુરી કરી રહેલા પ્રભુના સાક્ષાત્ દર્શન કર્યા પછી તારૂં અનિષ્ટ કોણ કરી શકે તેમ છે?

(ગીતાંજલીમાંથી)

---

* આ કાવ્ય એટલું બધું મ્હોટું છે કે જો તેને અહીં સ્થાન આપીએ તો અમારા માસિકના લગભગ બે અંકો, બીજા એક પણ લેખ વિના પસાર થઇ જાય. આશા છે કે કવિશ્રી એ કાવ્યને પસ્તીમાં નાંખવા બદલ અમને ક્ષમા આપશે. કવિશ્રીને જે અનેક અન્યાયો અને અપમાનો સહન કરવા પડ્યા છે, તે જોતાં આ અન્યાય તેમને અસહ્ય નહીં જણાય. સંપાદક—આનંદ.

આનંદ.

પુસ્તક ૧૨ મું. સંવત ૧૯૭૧ જ્યેષ્ઠ. અંક ૯ મો.

# એક કવિની આત્મકથની.

## ( ટૂંકી ન્હાની વાર્તા. )

૪

તે દિવસથી મને ઓફીસ ઉપર એટલો બધો ક્રોધ ચડયો કે હવે પછી ઓફીસની છાંયા પણ ન લેવી એવો મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કર્યો. નસીબમાં જે લખ્યું હશે તે થશે, પણ આવી શુષ્ક ઓફીસમાં હવે નોકરી તો ન જ કરવી, એમ મને મનમાં થઇ આવ્યું, પરંતુ બીજીજ ક્ષણે મને વિચાર આવ્યો કે હું આ ઓફીસથી કદાચ છુટો થઇશ તો અલબત્ત મારો ક્રોધ સહેજ શાંત થશે, પરન્તુ કાવ્યરસાસ્વાદથી કમનસીબ રહેલા આ બિચારા ઓફીસના કલાર્કોની પછી શી દશા થશે? નહીં, નહીં, મારા એક જીવને શાંત કરવા આટલા બધા મનુષ્યોનો ત્યાગ કરવો એ મને યોગ્ય નથી, આ પતિત નોકરવર્ગનો ઉદ્ધાર કરવો એ મારૂં પ્રથમ કર્તવ્ય છે. પરમાત્માએ પોતે મારા ઉપર જે જવાબદારી નાંખી છે, તે જવાબદારીને મારે આ જીંદગીમાં સંપૂર્ણ રીતે વળગી રહેવું જોઇએ. આ ઓફીસનો ત્યાગ કરવો એ સ્વયં વિધાતાનું અપમાન કરવા બરાબર છે. આવી નજીવી બાબતોમાં મારા જેવા એક જન્મકવિએ કંટાળી જવું યોગ્ય નથી. ભાવી કવિકૂળમાં દાખલો બેસાડવા મારાથી બને તેટલો મારે ભોગ આપવો એ મારૂં પવિત્ર કર્તવ્ય છે.

કવિને જો ઉત્તેજન નથી મળતું તો તેનો કાવ્ય પ્રવાહ સોષાઇ ગયા વિના રહેતો નથી, એ વાત તો તમે જાણતાજ હશો. મને પણ જો આવા પ્રસંગે માધવી જેવું પાત્ર પ્રાપ્ત થયું ન હોત તો મારો કાવ્ય પ્રવાહ પણ કયારનોયે સૂકાઇ ગયો હોત. માધવી બાલ્યાવસ્થાથીજ મારી સાથે રમતી આવી છે મારી પડોશમાંજ તે રહે છે, તે ઉપરાંત અમારા, ઓફીસ–મેનેજરની તે એક પુત્રી થાય છે.

"માધવી"ને ઉદ્દેશીનેજ હું કેટલીક કવિતાઓ લખ્યા કરતો. મારા કાવ્યનો મુખ્ય ઝોક માધવી પ્રત્યે હતો એમ કહેવાની જરૂર નથી. માધવીની ઉમ્મર બહુ નાની હતી, પરંતુ તેથી શું થયું ? હું પોતે તેને કોઇ વખત શકુંતલા રૂપે, કોઇ વખત આયેષા રૂપે, કોઈ વખત જુલીયટ રૂપે તો કોઇ વખત ડીસડેમોના રૂપે નીહાળી સંતુષ્ટ થતો, હું પોતે પણ મારામાં રૂપાન્તર કરવાનું ભૂલતો નહીં અર્થાત્ હું ક્વચિત્ દુષ્યત, કોઇ વખત રોમીઓ તો કોઇ વખત ઓથેલો પણ બની જતો. મેં માધુરીને લક્ષીને અનેક કવિતાઓ લખી છે. મારી તે કવિતાઓમાં ક્વચિત્ વિરહની કરૂણ મર્મવેદના, તો ક્વચિત્ સંયોગના સ્વર્ગીય આનંદધ્વનીઓ પણ ઉછળી આવે છે. અનેક વાર હું મારા કંઠસ્વરને ગળગળો કરી આવેગ ભર્યા શબ્દોથી તેણીને શકુંતલા કે આયેષાના નામથી રૂબરૂમાં પણ સંબોધન કરતો. તે અજ્ઞાન બાળા કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ચુપચાપ મારા ભણી માત્ર તાકી રહેતી. કોઇ વખત તો હું તેના ચરણોમાં પડી પ્રેમભીક્ષા પણ માંગતો. તે નિષ્ઠુર છોકરી મારા કાલાવાલા સાંભળી ભયથી તેજ વખતે ત્યાંથી નાસી જતી ! હું તેને કહેતો કે:—"મને બોલાવવો હોયતો તારે રોમીઓના નામથી મને બોલાવવો." પરંતુ કોણ જાણે શા કારણથી તે મારા કહેવા તરફ બીલ્કુલ લક્ષ આપતી નહીં. એક દિવસે બજારમાંથી એક સુંદર રમકડું ખરીદી મેં તેને ઉપહારરૂપે અર્પણ કર્યું. તે વખતે તેણીએ માત્ર "મને " લોલીઓ " ના નામથી બોલાવ્યો અને તુરતજ ત્યાંથી નાસીને પોતાની મા પાસે ચાલી ગઇ ! તે " લોભીઓ " ના પ્રેમભર્યા શબ્દો હજી પણ મારા કાનમાં ગુંજારવ કરી રહ્યા છે ! શું એવું પ્રેમપૂર્ણ સંબોધન સાચો પ્રેમીક વા કોઇ કાંઇ ભૂલી જઇ શકે ખરો ?

માધવી જ્યારે પોતાની માતા સાથે થોડી મુદત પોતાના મામાને ત્યાં જવા તૈયાર થતી ત્યારે મારા વિયોગના દુઃખ પૂર્ણ દીવસો હું કેવી રીતે પસાર કરી શકીશ તેની બીલકુલ સૂજ પડતી નહીં. તેના વિયોગને યાદ કરી ઉંડા ઉંડા નિશ્વાસ મુકતો. રાત્રીએ બીછાના નીચે પદ્મપત્ર છુપાવી રાખતો, તેના ઉપર શયન કરતો અને એવી રીતે રાત તથા દીવસ મહા કષ્ટે પસાર કરતો. પછી જ્યારે તે મને રસ્તામાં દર્શન આપતી ત્યારે હાથમાં પુષ્પના અભાવે કાગળના ખોટા પુષ્પોની માળા તેણીને અર્પણ કરતો, અને તેણી પણ તેનો બહુ આનંદ પૂર્વક સ્વીકાર કરી ત્યાંથી પલાયન કરી જતી !

જ્યારે માધવી મારી પોતાની પાસે જ બેઠી હોય, અને મને વિરહનું કાવ્ય લખવાની ઇચ્છા થાય, ત્યારે હું તેણીને કહેતો કે:—"ચાલો આપણે સંતાકૂકડી રમીએ. તું આટલામાં ક્યાંઇક સંતાઇ જા, અને હું તને શોધી કાઢું." જ્યારે તેણી સંતાઇ જતી ત્યારે હું

રાત–દીવસ ભટકીને થાક્યો,
જંગલ–શૈલે–પર્વતોમાં,
રાજ્ય, ધર્મ વૈભવ ત્યજી દઇને,

એ પ્રમાણે ગાતો ગાતો ચોતરફ ફરી વળતો અને આકુળ–વ્યાકુળ ચિત્તે તેણીને

એક ખૂણામાંથી બહાર લઇ આવતો. ત્યારપછી તુરત જ કવિતાનું પુસ્તક હાથમાં લઇ કાવ્ય લખવા મંડી જતો.

તમે મારી આત્મકહાણી સાંભળીને હસો છો, એ વાત હું સારી રીતે સમજું છુ. તમો હસો તેમાં મને કાંઇ આશ્ચર્ય જેવું લાગતું નથી. કારણ કે તમે પોતે કવિ નથી, એટલે પછી એક કવિને કાવ્ય લખતાં પહેલાં કેટલી કેટલી તૈયારીઓ કરવી પડે છે, તેનો તમને શું ખ્યાલ આવી શકે? કવિ પોતે વિરહ-સંયોગ આદિ સુખ-દુઃખ પૂર્ણ અવસ્થાઓના અનુભવમાંથી પસાર ન થાય તો પછી તે વિચિત્ર રસવાળી કવિતાઓ કેવીરીતે લખી શકે? મનમા યોગ્ય ભાવનાઓનો ઉદય થયા વિના કવિતા લખી જ કેમ શકાય? ભાવના ઉત્પન્ન કરવા માટે ભાવનાને અનુકૂળ અવસ્થામાંથી કવિઓને પસાર થવાની જરૂર પડે છે. પણ હું ભુલું છું આ સર્વ વાતો મારા કળા પ્રતિ હસનારા અરસિકો કેવી રીતે સમજી શકવાના હતા?

માધવીને હું મારા કાવ્યો નિઃસંકોચપણે વાંચી સંભળાવતો. કવિતા સંભળાવવાના બદલામાં મને કાંઇ મળતું કે નહીં, તે એક બાજુએ રહેવા દઉં તો પણ એટલું તો ચોક્કસ હતું કે તે બીજાઓની માફક મારી કવિતાઓ સાંભળીને મશ્કરી તો નહોતીજ કરતી, મારી કેટલીક કવિતાઓ તે બહુ લક્ષપૂર્વક સાંભળતી તો કેટલીક કવિતાઓ રમત કરતી કરતી સાંભળતી અને પછી નાશી જતી!

માધવીનો પિતા મારા પિતાનો બાળમિત્ર હતો, તેથી મને આશા હતી કે વ્હેલું યા મ્હોડું મારૂં લગ્ન માધવી સાથે થયા વિના રહેશે નહીં. ભવિષ્યમાં એજ માધવી મારા ઘરની લક્ષ્મીરૂપે મારા ગૃહને અવશ્ય પ્રકાશિત કરશે, એવો મારો વિશ્વાસ અસ્થાને નહોતો. પરંતુ હવે મને જણાયું છે કે ગુણોની કદર કરી શકે એવા મનુષ્યો આ સંસારમાં કોઈ વિરલાજ છે! મનુષ્યોનો મ્હોટો ભાગ તો ધન-વૈભવનો ક્ષણિક પ્રકાશ જોઇનેજ અંજાઇ જાય છે! હાય! મને નિર્ધન અને દરિદ્ર સમજી માધવીના પિતાએ માધવીનું લગ્ન મારી સાથે કરવાનું ઉચિત ન ધાર્યું, અને તેથી તેણે એક શ્રીમંતના પુત્ર સાથે મારી નજરોનજર માધવીનો વિવાહ કરી નાંખ્યો, હું નિરાશ થઇને ચુપાચુપ બેસી રહ્યો!

માધવી મને પ્રાપ્ત ન થઇ તેમાટે અલબત્ત મારા હૃદયમાં દારૂણ વેદના પ્રગટી નીકળી! પરંતુ એ દારૂણ વેદના કરતાં માધવીના પિતા ઉપર અનેકગુણી કરૂણા-દયા છુટી! તે બિચારે પોતાના બુદ્ધિ દોષથી મારા જેવું એક રત્ન ગુમાવ્યું, તે બદલ મને માધવીના પિતા ઉપર બહુજ દયા આવી! મારા જેવું હાથમાં આવેલું રત્ન, આવી બેદરકારીથી ગુમાવી દેવા માટે તેને ભવિષ્યમાંથી પશ્ચાત્તાપ કરવો પડશે, એવો મને મૂળથી જ દૃઢ વિશ્વાસ હતો. હું મારા મનમાને મનમાં જ મેનેજર સાહેબને ઉદ્દેશીને કહેતો કેઃ—" મને નિર્ધન સમજી તમે ભલે ત્યજી દીધો, ભલે મારૂં અપમાન કર્યું, પરંતુ ધન મિલ્કત કરતાં પણ અનંતગુણી કીમતી સામગ્રી મારી પાસે હતી, એમ જ્યારે તમારા જાણવામાં આવશે ત્યારે તમે

મારાં ચરણોમાં પડી મારી પાસે ક્ષમાની પ્રાર્થના કર્યા વિના રહેશો નહિ. મને ખાત્રી છે કે તમારી ભુલો માંટે તમારે એક વખત અવશ્ય પાશ્ચાત્તાપ કરવો પડશે."

માધવીથી મારે જૂદું થવું પડશે, એવો વિચાર આવતાં ખરેખર મને બહુ દુઃખ થયું. હું એ વિરહવેદનાને યાદ કરી વિરહી કાવ્યો લખવા લાગ્યો. મારા હૃદયની વેદના મારાઃ કાવ્યોમાં વાકયે વાકયે અને શબ્દે-શબ્દે સહસ્ત્રગણા વેગથી ઉછળવા લાગી! પ્રત્યેક છન્દમાં વિરહના રૂદનસ્વરો પણ ભળવા લાગ્યા. મારી રચના વાંચી મને પોતાને મારા કાવ્યો પ્રત્યે બહુમાન સ્ફુરવા લાગ્યું. હું પોતે પણ આવા કાવ્યો વાંચી-એવાં ઉદ્ગારો કહાડતો કેઃ—" વાહ, શું સુલલિત—સરળ અને ભાવપૂર્ણ વાણી!"

હું મારા બન્ને હસ્તો જોડી, ઉર્ધ્વમુખે પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરતો કે "હે મંગળમય તમારી શુભેચ્છાઓને સમજ્યા વિના અમે કેવી વ્યર્થ વેદના અનુભવીએ છીએ? જો તેં પોતે માધવીનો વિયોગ મને ન કરાવ્યો હોત તો જે મુખ્ય ઉદ્દેશની સિદ્ધિ અર્થે તેં મને પૃથ્વી ઉપર જન્મ આપ્યો છે, તે ઉદ્દેશ કદાપી સિદ્ધ થઇ શકત નહીં માધવીના વિરહથી મારા હૃદયમાં જે વેદના જાગૃત થઇ છે, અને તે વેદનાને લીધે જે અમુલ્ય કાવ્ય રત્નો જગતના પ્રાણીઓને માટે આપો આપ મારા હૃદયમાંથી નીકળી આવ્યા છે, તે રત્નો બીજી કઇ રીતે જગતને પ્રાપ્ત થઇ શકત? અલબત્ત, તેણીના વિયોગથી મને બહુ દુઃખ થયું છે, પરંતુ મારા જે દુઃખથી જગત્‌ને મહાન લાભ થતો હોય તે દુઃખને હું દુઃખરૂપ માની શકતો નથી, દીવામાં રહેલું તેલ પોતાનો આત્મભોગ આપી દીપશિક્ષાને ઉજ્જ્વલ રાખે છે, તે એક સાધારણ ઘટનાનું હું અનુકરણ ન કરી શકું તો પછી મારૂં કવિપણું વ્યર્થ છે!

પરન્તુ હાય! જેની ખાતર હું આ કાવ્યરૂપી નૈવેદ્ય તૈયાર કરતો હતો, તે પોતે તો તેનો રસ લઇ શકે તેમ નથી. માધવીનો વિવાહ થઇ ગયા પછી તેની સાથેનો મેળાપ તદ્દન બંધ પડી ગયો છે. હવે મારા આ કાવ્યો કોને સંભળાવવા? છેવટે બહુ ગંભીર વિચારના અંતે એવા નિર્ણય ઉપર આવ્યો કે મારે મારા કાવ્યોની એક એક નકલ તેણીને મોકલી આપવી. કોઈ કોઇ વખત તો એવી ઇચ્છા થઇ આવતી કે આ કાવ્યસંગ્રહ છાપખાનામાં છપાવી નાંખ્યો હોય તો ઠીક પરન્તુ મારૂં અંતઃકરણ તેમાં સમ્મત થયું નહીં. પૈસાના અભાવે હું મારો કાવ્યસંગ્રહ છપાવવા માંગતો નહોતો, એવી તમે કલ્પના કરી લેશો નહીં. મને મૂળથીજ છાપખાના ટાઇપો ઉપર કંટાળો હતો. હું એમ માનું છું કે કવિના પોતાના વિંહળકંઠ અથવા લેખિનીથી જે શબ્દો ઉચ્ચારિત થાય તેમાં કવિતાનો મુખ્ય પ્રાણ, કાવ્યનું મૂળ ચૈતન્ય જેટલું જળવાઇ રહે છે, તેટલું છાપખાનાના જડવત્ ટાઇપોમાં જળવાતું નથી. છાપખાનાના અક્ષરોએજ આપણા કાવ્યોની કોમળતાનો નાશ કર્યો છે, એવી મારી માન્યતા હતી, અને હજી પણ છે. છાપાના અક્ષરો કરતાં

મનુષ્યના હાથના વાંકાચુંકા અક્ષરો હું લાખગણા વધારે કીમતી માનું છું. કારણ-કે તેમાં મનુષ્યના હૃદયનું સ્પંદન તથા ભાવનાનું આંદોલન સ્પષ્ટ રીતે તરી આવે છે. વૃક્ષના ફુલોમાં અને કાગળના કૃત્રિમ ફુલમાં જેટલો તફાવત હોય છે, તેટલો જ તફાવત હાથના અક્ષરોમાં અને છાપખાના-ના ટાઇપોમાં મને જણાય છે. હસ્તલિખિત કવિતામાં અને મુદ્રિત કવિતામાં જમીન-આસમાન જેટલો ભેદ પડી જાય છે, તેનો હું ધારૂં છું કે ભાગ્યેજ કોઇએ વિચાર કર્યો હશે.

મારી કવિતાઓ વાંચીને માધવીના હૃદયમાં કેવી અસર થતી હશે, તે તો હું કાંઈ કહી શકતો નથી. પરન્તુ મને વિશ્વાસ છે કે મારા વિરહદુઃખપૂર્ણ કાવ્યો વાંચવાથી તેણીનું હૃદય પણ શોક દુઃખ તથા તાપને લીધે સંતપ્ત થઇ આવતું હશે, અને તેણીના નેત્રોમાંથી આંસુની ધારા વહી નીકળતી હશે !

માધવીના વિવાહ પછી મારી અવસ્થા ક્રમે ક્રમે બહુજ શોચનીય થઇ પડી. હું તમને અગાઉ કહી ચૂક્યો છું કે એક માત્ર માધવી સિવાય મારી કવિતાની કદર કરી શકે એવો કોઇ વાંચક કે શ્રોતા આ જગતમાં જન્મ્યો નહોતો. મારી આસપા-સના સ્નેહીઓ તથા સગાઓ એટલાં બધાં દ્વેષી અને ઇર્ષાળુ હતા કે મારી કાવ્ય ખ્યાતી વિસ્તાર ન પામે તે માટે તેઓ અહોનિશ પ્રયત્ન કરતા હતા. મારો યશ તેમનાથી લેશ માત્ર સહન થઇ શકતો ન-હોતો. માધવીના અભાવે મારી કવિતા લતા કોના આધારે આગળ વધી શકશે તેનો વિચાર કરતાં મારૂં હૃદય ભરાઈ આવતું ! અરેરે ! મારી આવી સુકોમળ અને ઉછરતી કાવ્યલતાને, માધવી સિવાય બીજું કોણ જળસિંચન કરશે ? હું ધીમે ધીમે બહુજ ગભરાવા લાગ્યો. ચોતરફ મને શુષ્કતા અને નીરસતા જણાવા લાગી. મને લાગ્યું કે મારો પ્રતિભારૂપી સૂર્ય હવે થોડાજ વખતમાં રાહુના પંજામાં સપડાઇ જશે ! હે ભગવાન્ આ જગતમાં એવો કોઇ જીવ નહીં હોય કે જે મારા નિરાશા-પૂર્ણ હૃદયમાં ઉત્સાહનો અમૃતરસ રેડી મને નવ જીવન અર્પી શકે ? અરેરે ! હવે મારૂં શું થશે ? એટલી તો મને ખાત્રીજ હતી કે મારા દેહની પછી મારી યશપ્રભા વિશ્વમાં સર્વત્ર વિસ્તરી જશે, પરંતુ મારી જીવિત અવસ્થામાં મારૂં કવિત્વ મારે કેવી રીતે સાચવી રાખવું, તે એક ગંભીર પ્રશ્ન થઇ પડયો ! પ્રભુ ! યોગ્ય ખોરાક અને ઉ-ત્તેજન વિના મારૂં કાવ્ય જીવન કેવી રીતે ટકી શકશે ?

માધવી શિવાય મારા હૃદયના દર્દને સમજી શકે એવું કોઇ મનુષ્ય નથી, એમ હું આગળથીજ માનતો હતો. તેણી મારી મૂર્ત્તિમતી કવિતા હતી—તેને અસાન્નિધ્ય સિવાય મારી કવિતાઓની ફુટી બદામની પણ કીંમત થાય તેમ નહોતું. એટલા માટે જેટલી જેટલી કવિતાઓ હું લખતો તે દરેક કવિતાની એક એક નકલ સૌ પ્રથમ હું માધવીનેજ મોકલી આપતો. કવિતાઓ રવાના કર્યા પછી હું મારી કલ્પના દૃષ્ટિને ખુલ્લી મુકીને જોતો કેઃ—માધવી મારા કાવ્યો જાણે કે એકાગ્રચિત્તે વાંચી રહી છે, અને વાંચતી વાંચતી જાણે ચોધાર આંસુ.

# કર્મનો મહાનિયમ અથવા આધ્યાત્મિક કાર્ય કારણની સાંકળ.

આત્મા પ્રત્યેક ક્ષણે વિવિધ પ્રકારના જ્ઞાનનો સંગ્રહ કરતો જ હોય છે અને તેના અનુભવના પરિણામોને પોતા ઉપર અંકિત કરતો હોય છે. કાર્ય કારણનો નિયમ સતત ગતિમાન રહે છે. જેવા પ્રકારના કારણો આપણે રચીએ છીએ તેવા જ પ્રકારના કાર્યોનો ઉદ્ભવ થાય છે. ઘણીવાર ધર્મશાસ્ત્રો આપણને એમ કહે છે કે આપણે અમુક પાપ કર્મ કરીએ છીએ માટે આપણને નર્કાદિ ગતિમાં જવાની શિક્ષા કરવામાં આવે છે. પરંતુ વાસ્તવમાં તેમ નથી. આપણી ભૂલોના માટે આપણને શિક્ષા કરવામાં આવતી નથી પરંતુ આપણી ભૂલવડે જ આપણે શિક્ષા પામીએ છીએ. બાળક અગ્નિને અડકે છે તે વખતે અગ્નિને અડકવા માટે તેને કોઇ ઇતર સત્તા દહન રૂપ શિક્ષા કરતી નથી. પરંતુ અગ્નિને સ્પર્શ કરવાનું કાર્ય જ દહન રૂપ શિક્ષાને ભેગું લઇને ચાલે છે. ભૂલ અથવા પાપની સાથે તેનું પરિણામ જોડાએલું જ રહે છે, તે તે કૃતિને માટે તેને શિક્ષા થાય છે એમ નથી. જેને આપણે પાપ કહીએ છીએ તે અજ્ઞાનમાંથી ઉદ્ભવેલું હોય છે અને જેઓ આધ્યાત્મિક વિષયમાં આગળ વધેલા છે તેઓ જાણે છે કે ચોક્કસ કાર્યોના પરિણામ ચોક્કસ પ્રકારના હોય છે અને તેથી જે કાર્યનું પરિણામ તેમને નહીં ઇચ્છવા યોગ્ય જણાતું હોય છે તેવા કાર્યથી તેઓ દુર રહે છે. તેમ છતાં એવા જ્ઞાન પ્રવૃદ્ધ મનુષ્યોને કાંઇ એવો ડર નથી જ હોતો કે અમુક કાર્ય કરવાથી કોઇ ઉપરી સત્તા નારાજ થઇને શીક્ષા કરશે અથવા તો તે સત્તાએ " કરવા યોગ્ય " અને " નહી કરવા યોગ્ય " એવા પ્રવૃત્તિના બે વિભાગ પાડેલા છે અને " નહીં કરવા યોગ્ય " પ્રવૃત્તિ કરનારના ઉપર રોષ ભેર તુટી પડે છે. એથી ઉલટું ડાહ્યા મનુષ્યોનું એમ માનવું હોય છે કે એવી ઉપરી સત્તા " પાપી " ઓ ઉપર ક્રોધ ભેર પાપના માટે શિક્ષા કરવા યોજાતી નથી પરંતુ તે અત્યંત પ્રેમી છે અને ભૂલ કરનાર અજ્ઞાન આત્મા પ્રત્યે બહુ જ માયાળુ અને સહાયક હોય છે. જ્ઞાની જનો અનિષ્ટ પરિણામ લાવનાર કૃતિમાં યોજાવું એને મૂર્ખાઇ માને છે અને તેવી મુર્ખાઇ તેમના વડે થવી એ અશકય જ હોય છે. ભૂલ અથવા પાપકૃતિમાં જોડાવું એ અણસમજુ બાળક અગ્નિનો સ્પર્શ કરે એના જેવું જ છે. માબાપ બાળકને ગમે તેટલી મના કરે અને મારવાનો ભય દર્શાવે છતાં તેને જરાક તક મળતાં તુર્ત જ એ લાલ તેજસ્વી પદાર્થને અડકે છે. પરંતુ એક વખત બાળક તે પ્રકારે અગ્નિને સ્પર્શ્યા પછી અને પરિણામે દાઝયા પછી એનું મન એક કીંમતી અનુભવ મેળવે છે. તે એકે અગ્નિનો સ્પર્શ અને દહન એ બે વચ્ચે ઘણો જ નિકટ સંબંધ છે એમ તે જાણે છે, માબાપનો પુત્ર પ્રત્યેનો પ્રેમ તે બાળકને દહન

પરિણામથી બચાવી લેવા બહુ આતુર હોય છે પરંતુ બાળક–સ્વભાવ બાળકને અનુભવ પૂર્વક અમુક પાઠો શીખવા માટે અંદરથી આર માર્યા કરતો હોય છે અને છેવટે અનુભવ લઇને જ તે તેની ભૂલથી વિરમે છે. જે બાળકોને નાનપણમાં અત્યંત પ્રતિબંધમાં રાખવામાં આવે છે અને જે પ્રકારનો અનુભવ કરવા તેમનું બાળ–હૃદય બહુ જ આતુર હોય છે તે પ્રકારનો અનુભવ મેળવવાની તક તેમને આપવામાં આવતી નથી તો મોટપણે તેનું મન હજારો દીશામાં ફાટી નીકળે છે અને તેમનું અનુભવોત્સુક મન અમુક પાઠો કષ્ટ અને ભૂલનું પરિણામ વેદીને પછી જ વિરામ વશ બને છે. અનુભવાતુર બાળકના શ્રેય માટે માબાપ જે કાંઇ કરી શકે તેમ છે, તે માત્ર બાળકની આસપાસ અમુક રક્ષક સંયોગો રચવાનું અને પોતાનો અનુભવ તેમને ગળે ઉતરે તેવી રીતે આપવાનું છે. તેમના મનમાં તુર્ત જ પરિણમી જાય એવા પ્રકારે જો માબાપ પોતાનો અનુભવ આપે છે, તો બાળક તેને ગ્રહણ કરે છે.

મનુષ્ય આત્માની સ્થિતિ આ બાળકના જેવી જ છે. તે પોતાના કર્મથી મેળવેલા વિવિધ અનુભવનો ઉપયોગ કરતો કરતો આગળ વધે છે. એક ભવમાંથી અન્ય ભવમાં તેના અનુભવ તે ભેગા લેતો જાય છે, અને નવા નવા પાઠો, નવું નવું નવું જ્ઞાન મેળવતો ચાલે છે. તેને અધિક અધિક સ્પષ્ટતાથી માલુમ પડતું જાય છે કે અમુક માર્ગ અથવા કૃતિ હાનિકારક છે, અમુક પ્રકારે જીવન વિતાવવું એ મુર્ખાઇ ભરેલું છે, અને પછી પેલા દાઝેલા બાળકની માફક કડવો અનુભવ આપનાર કૃતિથી ભવિષ્યમાં વિરમે છે. આપણા સર્વના જીવનમાં એવા ઘણાં વિષયો હશે કે જેના પ્રત્યે આપણે પૂર્વે બહુ જ આકર્ષાતા હશું પરંતુ હવે એ ખેંચાણ મંદ પડયું હશે અથવા તદ્દન બંધ પણ પડયું હશે. આમ થવાનું કારણ કશું જ નહીં પણ આપણે એ વિષયમાંથી કુદરતનો કડુ અનુભવ ભૂતકાળમાં ગ્રહેલો છે, અને આપણો અંતરાત્મા હવે એજ પાઠ ફરી ફરીને શીખવા માંગતો નથી. આપણને જન્મથી જ કેટલાક વિષયો અને પદાર્થો પ્રત્યેનો મોહ જતો રહેલો હોય છે, અને કેટલાક વિષયો અને પદાર્થો પ્રત્યે બહુજ ખેંચાણ અનુભવાય છે. આનું કારણ એજ કે અમુક પાઠો આપણે પૂર્વભવમાં શીખી લીધા છે, અને અમુકમાંથી હજી અનુભવ મેળવવો બાકી છે. અને પેલા બાળકની માફક અનુભવ મેળવશું ત્યારેજ ચેન પડવાનું છે. આપણો 'અનુભવજન્ય' લાભ આપણા ભાવિના જન્મમાં સંક્રમાય છે, અને પછી ત્યાં ફરીથી તેવોજ અનુભવ કરવા આપણું મન ના પાડે છે. બાળકોની અમુક પ્રકારની "જન્મથીજ પ્રકૃતિ" હોવાનું કારણ આ છે. આપણે જ્યારે આપણી આસપાસના વિશ્વમાં અને જન સમાજની પ્રવૃત્તિ ઉપર નજર કરીએ છીએ ત્યારે ઘણીવાર આપણને એવું આશ્ચર્ય થાય છે કે જે કૃતિમાંથી અમુક દુઃખદ પરિણામ મને ચોકસ રીતે ઉદ્દભવતું દેખાય છે અને તેથી હું જે કૃતિથી વિરમ્યો છું તેજ કૃતિમાં આ લોકો શા માટે રસભેર ભડાતા હશે ? મને જે દીવા જેવું સાફ જણાય છે તે આ લોકોને કેમ નહી જણાતું હો

પરંતુ તે વખતે આપણે ભૂલી જઇએ છે કે જે અનુભવની અવસ્થામાંથી અત્યારે એ લોકો પસાર થાય છે, તેજ અવસ્થામાં આપણે પણ એક વખત હતા પરંતુ અત્યારે આપણે તે દશાને વળોટીને જરા આગળ વધ્યા છીએ, અને એક વખત એવો પણ આવશે કે જયારે એ લોકો પોતાની વર્તમાન પ્રવૃત્તિમાંથી કંઠુ અનુભવ મેળવી અને તેનો લાભ લઇ જેને આપણે મુર્ખાઇ ભરેલું માનીએ છીએ તેનાથી મુક્ત થયા હશે. અને એજ લોકો અત્યારે આપણે તેમની કૃતિને જોઇને આશ્ચર્ય પામીએ છીએ તેમ પોતાનાથી જરા ઉતરતા અને પોતે મેળવી લીધેલા દુઃખદ અનુભવના ઉમેદવારોની મુર્ખાઇ ઉપર આશ્ચર્યવશ થશે. ટુંકામાં પદાર્થોના સંબંધમાંથી ઉદ્દભવતો અનુભવ મેળવ્યા પછી આપણો મોહ વિલય પામી જાય છે અને તે પછી આપણે જે ભૂમિકામાં હોઇએ છીએ ત્યાંથી સહેજ આગળ વધીએ છીએ અને ત્યાંનો અનુભવ મેળવીએ છીએ. આ પ્રકારે અનુભવ મેળવતા મેળવતા અને તેમાંથી લાભ ઉઠાવતા ઉઠાવતા આત્મા આગળ ને આગળ કુચ કરતો ચાલે છે.

આપણે આજે જે કાંઇ છીએ તે આપણા આવા વિવિધ પ્રકારના અનુભવોના પરિણામ વડે જ છીએ, એવી પુરેપુરી ખાત્રી ઘણા જ થોડા મનુષ્યોને થાય છે. એક ઉદાહરણ લઇએ. ધારો કે તમારા ગત જીવનમાં કોઇ એવો શરમ ભરેલો, અને જેની સ્મૃતિ અત્યારે તમને અત્યંત ખેદ ઉપજાવે છે, એવો પ્રસંગ બન્યો છે. એ બનાવની યાદી તમારા સ્મૃતિપટ ઉપરથી ભુંસી નાખવા અને જાણે કે એ દુઃખદ અને મર્મ-ભેદક બીના કદી બની જ નથી, એવું થવા તમે અત્યંત આતુર હો છો. પરંતુ તે સાથે એટલું વિચારવા તમે ભાગ્યે જ થોભો છો કે જો એ બનાવને તમારી ઇચ્છા પ્રમાણે ભુંસી શકાય તેમ હોત તો એ બનાવથી તમે જે દુઃખદ પરંતુ કીમતી અનુભવ મેળવ્યો છે તે પણ સાથે ભુંસાઇ જાત. શું તમે એ અનુભવથી જુદા પડી જવા તૈયાર છો? જો તૈયાર છો તો એનો અર્થ એજ થશે કે એ અનુભવ પૂર્વેની અજ્ઞાન ભરેલી, અને જેમાં પેલું શરમ ઉપજાવનારૂં કાર્ય તમારા વડે થવા પામ્યું હતું એવી અધમ મનોસ્થિતિમાં ફરીથી પ્રવેશવા તમે માગો છો. અને જો પુનઃ તે સ્થિતિમાં પ્રવેશ કરો તો પછી તેવું જ હલકું કર્મ પાછું ફરીથી તમારા વડે થવાનું, અને ફરીથી તેવા જ મૂર્ખ બનવાના. તેમ છતાં ઘણાને, એવા મર્મ-ભેદક અનુભવો ભુંસાઇ જાય તો ઠીક એમ ભાસે છે. પરંતુ એ અનુભવ હવે ચારિત્રમાં દ્રઢપણે બંધાઇ ગયો હોય છે અને આપણા જીવનનો એક વિભાગ બની ગયો હોય છે. દરેક અનુભવ આપણને અધિક અધિક પૂર્ણતા આપનારો હોય છે, અને જો એ અનુભવોને આપણા જીવનમાંથી આપણી ઇચ્છા પ્રમાણે બાદ કરી શકાતા હોત તો અત્યારે વિશ્વની શું સ્થિતિ હોત એ કલ્પી શકાતું નથી.

આપણા પૂર્વભવના અનુભવોની આપણને યાદી નથી, તેથી તે ભુંસાઇ ગયેલા છે એમ નથી. એ વાત સર્વ કોઇ જાણે છે,

પરંતુ ઘણાકને મન એવો પ્રશ્ન થાય છે કે જો તે અનુભવની સ્મૃતિ રહેલી નથી તો પછી અત્યારે આપણને એ અનુભવની સ્મૃતિ માંથી ઉદ્ભવતો લાભ મળી શકે નહીં. આપણે કોઇ અધમ કાર્ય કરતા આંચકો ખાઇએ છીએ, તેનું કારણ એ કે પૂર્વે આપણા વડે થયેલા કોઇ તેવા જ અધમ કાર્યના અનુભવની સ્મૃતિ તેમ કરતા આપણને રોકે છે; પરંતુ જો તે અનુભવ યાદ ન હોય તો આપણને રોકનાર કશું જ હોતું નથી. આથી પૂર્વ ભવના ભુલાઇ ગયેલા અનુભવો અત્યારે આપણને નિરૂપયોગી છે એમ ઘણે પ્રસંગે મનાય છે. વાસ્તવમાં તેમ નથી એ અનુભવો આપણે ગુમાવેલા હોતા નથી. આત્માના માનસ–બંધારણમાં તે અનુભવો દ્રઢપણે બંધાએલા હોય છે, અને તેમાંથી કોઇપણ પ્રકારે તે ખસી જઇ શકે તેમ નથી. તે હમે શને માટે આપણા જ રહે છે. આજે માણસ જે કાંઇ છે તે માત્ર આજ ભવના અનુભવોના પરિણામ રૂપે જ નથી, પરંતુ તેણે આજ સુધીમાં પસાર કરેલી વિવિધ અનંત પ્રકારની જીવન ભૂમિકામાં મેળવેલા અનુભવના પરિણામ રૂપે છે. આપણું ચારિત્ર આજ ભવના અનુભવથી ઘડાએલું નથી, પરંતુ ગત અનંત જીવનના અને વર્તમાન જીવનના અનુભવના સરવાળા રૂપે ઘડાએલું છે. આ જીવનમા મેળવેલા ઘણાં કીમતી અનુભવો તમને યાદ હશે પરંતુ ગત જીવનના એવા અસંખ્ય કીમતી અનુભવો તમને યાદ નથી છતાં યાદીવાળા અને વગર યાદીવાળા બધા જ અનુભવો આ ક્ષણે તમારી સાથે જ છે. તમારી માનસ સૃષ્ટિમાં તે વણાઇ ગયાં છે. મનુષ્યની આ ભવની જન્મ–પ્રકૃતિ એ તેના ગત જીવનના અનુભવોનું જ પરિણામ છે. તેની રૂચીઓ, વલણો એ બધું એ વડે જ નિર્માય છે. જે કાર્ય કરવું બીજાઓને બહુ જ ગમે છે છતાં તમે તેમાં ઘણે પ્રસંગે મુદ્દલ રૂચિવાળા હોતા નથી એનું કારણ શું ? બીજાઓ તેમાં રસભેર જોડાય છે અને તમે તેમાં હડહડતુ અજ્ઞાન અને ઉઘાડી મુર્ખાઈ જુઓ છો તેનું કારણ શું ? તમારો ગત જીવનનો અનુભવ જે તમારા ચારિત્રમાં દ્રઢપણે બંધાઇ ગયો છે તેજ તમને તેવી પ્રવૃત્તિથી વિરમવા અવ્યક્તપણે સૂચવે છે.

તમને અમુક પ્રકારે પહેરવું, ઓઢવું, ખાવું, પીવું, વિહરવું અને જીવન ગુજારવું ગમે છે, અને અસંખ્ય માર્ગોમાં કોઇ એકજ માર્ગ પ્રત્યે તમને આકર્ષણ અનુભવાય છે તેનું કારણ પણ એ ગતજીવનના અનુભવોનુંજ પરિણામ છે. અમુક અમુક કાર્યો કરવાથી કશો જ લાભ નથી એમ તમને એ અનુભવ પરોક્ષ રીતે સુચવ્યાં કરતો હોય છે અને પછી તમે "સ્વભાવથીજ" તે કાર્ય પ્રત્યે અરૂચિવાળા હો છો. એકે અનુભવ ગુમ થતો નથી. ગતકાળનો પ્રત્યેક પ્રત્યેક અનુભવ અત્યારે તમારૂં વર્તમાન જીવન ઉંચા પ્રકારનું કરવા સામગ્રી આપતો રહે છે; અને અત્યારના કષ્ટો અને દુખદ અનુભવો ભાવિમાં ફળ આપનારા નિવડશે.

આપણને પહેલી જ વારે જો કોઇ અનુભવ ગળે નથી ઉતરતો અર્થાત આપણા ચારિત્રમાં જો તે અનુભવની જમાવટ થતી નથી તો ફરીથી એ જ પાઠ શીખવા

માટે આપણને ફરજ પડે છે અને એ પ્રમાણે જયાંસુધી એ અનુભવનો પાઠ આપણા ચારિત્રનો અંગીભૂત થાય નહીં ત્યાંસુધી તે પાઠ ફરી ફરીથી ગોખ્યા કરવો પડે છે. છતાં એક પણ વારનો પ્રયત્ન નિષ્ફળ જતો જ નથી. અને એકવારના પ્રયત્નમાં એક અનુભવ મેળવવામાં નિષ્ફળ બનીએ છીએ તો બીજીવારના પ્રયત્નમાં તે અનુભવ મેળવવો જરા વધારે સુલભ થાય છે અને છેવટે તે પાઠ પૂર્ણપણે શીખી શકાય છે.

પ્રત્યેક મનુષ્યને એક સર્વથી અધિક અગત્યનો પાઠ શીખવાનો છે તે એ કે પ્રાણીમાત્રમાં જે જીવન—જે આત્મા છે તે સર્વનું ઐકય છે. આ વિશ્વ અને તેમાં રહેતા પ્રાણી પદાર્થો એ બધા એકજ પરમ તત્વનો આવિષ્કાર છે. આ અનુભવમાં સર્વ અનુભવો સમાઈ જાય છે. મહાત્મા ક્રાઇસ્ટે કહ્યું છે તેમ Thou shalt love thy neighbor as thy self (તું જેવો તારી જાતને ચાહે છે તેમ તારા પાડોશીઓને પણ ચાહજે ) એ ત્યારેજ બને કે જયારે મનુષ્ય હૃદયમાં, પોતાના અને સર્વમાં રહેલ ચૈતન્ય એક જ તત્વમાંથી ઉદ્દભવેલું છે, એમ દૃઢપણે મનાય. મનુષ્ય જયારે ઇશ્વરને ખરી રીતે ચાહતો હોય છે ત્યારે ઇશ્વરથી અભિન્ન એવી તેની વિભૂતિનેને પણ ચાહતો હોય છે. પરને પણ પોતાના જેવું જ ચાહવું એ ઘણા ઘણા અનુભવોની પરંપરાને અંતે પ્રાપ્ત થાય છે. પોતાનું સ્વત્વ, પોતાનું સ્વતંત્ર “ હું ” ઓગળી જઇ જે પરમ તત્વમાંથી તે ઉદ્દભવ્યું હતું તેમાં લય પામવું એ મનુષ્ય જીવનનો સર્વોત્કૃષ્ટ ઉદ્દેશ છે અને છેવટે એ ઉદ્દેશ મેળવવા માટે જ આત્મા તરફડીઆ મારી રહ્યો છે. તેનો છેવટનો વિરામ પરમાત્મા સાથેની એકતામાં છે—પિતાની સાથે ભળીજવામાં છે one with the Father). મનુષ્યને જયારે આ પ્રકારના અનુભવની ઝાંખી થાય છે ત્યારે તેને હવે ઝાઝા વર્ગોમાંથી પસાર થવાનું રહ્યું હોતું નથી, આત્મિક જ્ઞાનની હાઈસ્કુલમાં તે દાખલ થયો હોય છે અને પિતાના મહારાજ્ય ભણી ત્વરાથી કદમ ભરતો હોય છે. એકતાની પ્રતીતિ ( Sense of oneness ) ની સાથે મનુષ્યનું વર્તન તદ્દન ફરી જાય છે. લોકો સાથે કામ પાડવાના તેના આગલા બધા ધોરણો આ નવો નિશ્ચય થયા પછી રદ થાય છે. તેનું વર્તનશાસ્ત્ર ( code of ethics ) નવું બંધાય છે. અત્યારે ચોતરફ વાતવાતમાં જે “ઇશ્વરનું પિતૃત્વ અને મનુષ્યનું બંધુત્વ” અર્થ રહિતપણે ચર્ચાયા કરે છે તે આવી એકતાની જ્ઞપ્તિવાળા હૃદયમાં અત્યંત અર્થપૂર્ણ અને વાસ્તવીક સત્યરૂપે હોય છે. આ સર્વોકૃષ્ટ નિશ્ચય રોમેરોમમાં થાય નહીં ત્યાંસુધી તેને વિરામ નથી. એ પ્રતીતિને અર્થે આ બધી ગડમથલ ચાલ્યા કરે છે. પ્રાણીમાત્ર ધીમે ધીમે એ અનુભવ ભણીજ ચાલ્યા આવે છે કેટલાક ઉતાવળથી તો કેટલાક ધીરેધીરે પરંતુ ભૂતમાત્ર પોતાના વિરામસ્થાનમાં—સ્વસ્થાનમાં આવતા હોય છે. અને સર્વ કોઇ ધીમે ધીમે આજ અનુભવને પોતાનો કરવા મથતા હોય છે. પરમતત્વ જે રૂપે છે તેને ઓળખી, તેની

સાથેનો તમારો સંબંધ કેવો છે તેનું સ્વરૂપ સમજી અને છેવટે તમે વાસ્તવમાં શું છો તે જાણી તેમાં સમાઇ જવા આ જીવનનો અંતિમ હેતુ અને આખરનો ઉદ્દેશ છે. આ એકતાનો અનુભવ થયા પછી પણ હજી આપણી વર્તમાન સમજણની કક્ષા બહારની અનેક ભૂમિકાઓ અનેક ઉચ્ચ પ્રકારના અનુભવની નિશાળો કોલેજો અને યુનીવરસીટીઓ છે, પરંતુ તેનું સ્વપ્ન પણ આપણી હાલના મર્યાદાવાળા જ્ઞાનની ભુમિકાએ આવી શકે તેમ નથી. આપણા વર્તમાન વિકાસની કળાએ તો જે કાંઇ સર્વોત્કૃષ્ટ અનુભવ છે તે ઉપરોકત એકતાનો પાઠ શીખવાનોજ છે અને આ બધાં દર્દભર્યાં અનુભવો, મુશકેલીઓ, ચિંતાઓ અને પ્રવૃત્તિની જંજાળો આ પરમસત્વનો બોધ થવા માટે જ છે. પરંતુ એ બોધ થયા પછી એમ જણાશે કે એ મેળવવામાં જે ભોગ આપવો પડયો છે તે બદલાના પ્રમાણમાં કાંઇ જ નથી.

તમે કોઇ જ્ઞાનીને પુછો કે "ઇશ્વર પ્રત્યેની મારી ફરજ શું છે" ( ઇશ્વર એટલે વસ્તુતઃ ઇશ્વર જે પ્રકારે છે તેમ નહી. કેમકે તે જે પ્રકારે હોય તે પ્રકારે તેને ગ્રહી શકવા આપણે આપણા વર્તમાન વિકાસ કાળે અશકત છીએ, પણ તેની જે ઉંચામાં ઉંચી ભાવના આપણે ગ્રહણ કરી શકીએ તે આપણે માટે ઇશ્વર જ છે. ) તમને એટલો ઉત્તર મળવાનો કે તેનાપ્રત્યે પ્રેમ રાખો પછી બીજું બધું તમને ધીમે ધીમે સ્પષ્ટ થતું જશે. એને ઓળખવો એજ એના પ્રત્યે પ્રેમ ધરાવવા બરાબર છે, તેથી એને પ્રથમ ઓળખતા શીખો." તમે ફરીથી પુછો કે "મારા બંધુ મનુષ્યો પ્રત્યે મારી શું ફરજ છે? અને ઉત્તર મળવાનો કે "તેમના પ્રત્યે માયાળુ બનો, અને પછી બીજું બધું તમારામાં આવતું જશે." મનુષ્ય આ બે સૂત્રોનો ઉપયોગ તેના જીવનમાં નિત્ય કરી શકે તો મનુષ્ય તરીકેનું તેનુ જીવન એ "પૂર્ણ જીવન" થશે. આ બે નિયમો જો કે તદ્દન સાદા અને સાદા હોવા માત્રથી ઘણીવાર અવગણનાને પાત્ર થાય તેવા છે. પરંતુ એના ભીતરમાં, મનુષ્યના પરમાત્મા પ્રત્યેના અને તેના બંધુ મનુષ્ય પ્રત્યેના સંબંધનું પરમ રહસ્ય સમાએલું છે. એ સિવાય બીજું બધું નિરર્થક છે અને સત્યના કણની આસપાસ યુગો થયા ભેગો થતો આવતો કચરાનો ઢગલો છે. મનુષ્ય જો ઉપરોકત બે સિદ્ધાંતોને પોતાના જીવનનો વિભાગ બનાવી શકે તો તે ત્વરાથી પ્રભુના મહારાજ્ય ભણી જઇ શકે છે. એ બે પાઠ પુરી રીતે શીખ્યા પછી સંસારની વિકટ કસોટી અને સખ્ત પરીક્ષામાંથી તે પસાર થયેલો હોય છે.

આધ્યાત્મિક કાર્ય કારણનો નિયમ જે મહાન સત્ય ઉપર ચણાએલો છે તે એ છે કે પ્રત્યેક મનુષ્ય વસ્તુતઃ પોતાના ભાવિનો અધિપતિ છે; તે પોતેજ પોતાનો ન્યાયાધિશ, શિક્ષા કરનાર અને ઇનામ આપનાર છે. તેનું પ્રત્યેક કાર્ય, શબ્દ અને વિચાર તેના ભાવિ જીવન ઉપર અસર કરે છે. તે અસર ઘણા મનુષ્યો ધારે છે તેમ શુભ પ્રવૃત્તિના બદલામાં ઇનામ અને અશુભના બદલામાં શિક્ષા તરીકે

નહી પણ કાર્ય કારણનો જે મહા નિયમ ગતિમાન છે તેના પરિણામે તે થાય છે. નવો જન્મ ધારણ કરનાર આત્માની પરિસ્થિતિઓ અને સંયોગો બે મહાન તત્વો વડે નિર્માય છે. (૧) તેની વાસનાઓ, આકાંક્ષાઓ, સ્પૃહાઓ, રૂચીઓ, અરૂચીઓ, અને તે જે ભૂમિકાએ હોય છે એ ભૂમિકાએ હોવા યોગ્ય બધા પ્રકારના વિકારોથી અને (૨) તેના વિકાસ પામતા આત્માનો ઉચ્ચાશયી અને ઉર્ધ્વગામી અંશ જે પોતાના પરિસ્ફોટન માટે જોર કરતો હોય છે. તેનાથી આ બન્ને તત્વો આત્માના નવા જન્મના સંયોગોની રચનામાં ફાળો આપે છે. અને એ ઉભયના એક બીજા ઉપરના કાર્યના પરિણામે જ તેના નવા સંયોગોની પસંદગી આત્મા કરી શકે છે. અર્થાત આત્માના ઉચ્ચ અને અધો અંશ ઉભયના વળણો વડે તેની નવી પરિસ્થિતિ નકી થાય છે. ઉપલક દૃષ્ટિએ પરસ્પરથી વિરોધી જણાતા એ બે સામર્થ્યો વડેજ તેની સ્થૂળ સૂક્ષ્મ સામગ્રી રચાય છે અને મનુષ્યના પ્રત્યેક કાર્યમાં આ બે વિરોધી તત્વોનો અવાજ હોય છે.

નિગોદની કોટીથી લઇને તેની વર્તમાન ભૂમિકા સુધી આત્માએ જેજે ભૂમિકાઓ પસાર કરી છે તે તે ભૂમિકાએ હોવા યોગ્ય વાસનાઓ ઇચ્છાઓ ટેવો અને પશુવૃત્તિઓ જે અવસ્થામાં તેમનું પરિસ્ફોટન થઇ શકે તેવા સંયોગોમાં આત્માને ઘસડી જવા માગતી હોય છે અર્થાત આત્મા પાછો તેની જુની ઘરેડમાં ચાલવા અને ભૂતકાળના અનુભવોનું પુનરીકરણ કરવા લલચાતો હોય છે, અને એ અનુભવો જ્યાં યથેચ્છ પ્રકારે પુનઃ મળી શકે તેવી પરિસ્થિતિઓમાં જવા મથતો હોય છે. પરંતુ તે જ વખતે આપણી ભીતરમાં જે ઇશ્વરી તત્વ (Spirit) રહેલું છે તે આપણને બીજીજ દીશામાં ખેંચ્યા કરતું હોય છે. આ અવ્યક્ત ઉર્ધ્વગામી ખેંચાણની અસર એ થાય છે કે પેલી અધોગામી વાસનાઓ વડે આપણે જે પરિસ્થિતિઓમાં આકર્ષાયા હતા તેના કરતાં સ્હેજ ઉચ્ચ સંયોગોમાં આપણો પુનર્જન્મ થાય છે. અને આપણી પસંદગી કરતા સ્હેજ ચઢીઆતા સંયોગોમાં મુકાઇએ છીએ. આપણા વાસનામય તત્વ કરતા ઇશ્વરી તત્વ આપણું કલ્યાણ સારી રીતે સમજી શકે છે અને આપણી વાસનાઓ વડે ખેંચાઇને જે અધમ અને નિકૃષ્ટ સ્થિતિમાં પડવા માગતા હુઇએ છીએ તે સ્થિતિમાં પડતા આપણને તે જોર પૂર્વક ઝાલી રાખે છે. આપણામાં અનેક સુંદર ગુણો ખીલવાની અણી ઉપર આવી અટકેલા હોય છે અને હલકી ઇચ્છાઓના બળથી તે સપાટી ઉપર આવી શકતા નથી એમ આપણામાં નિવસેલું ઇશ્વરી તત્વ જાણતું હોય છે. અને તેથી આપણી વાસનાઓના વિષયમાં આપણી ઇચ્છાનુસાર સરી પડતા તે અટકાવે છે. દૃષ્ટાંતથી આ વાત અધિક સ્પષ્ટ કરીએ. એક માણસને દ્રવ્ય ભેગું કરવાની અત્યંત પ્રબળ વાસના છે અને તે ઇચ્છાના બળથી તે માણસ પોતાના પુનર્જન્મનું સ્થાન એવું પસંદ કરે છે કે જ્યાં તેની વાસનાનો વિષય પૂર્ણ રીતે અમલમાં આવી શકે તેમ હોય. પરંતુ ઇશ્વરી તત્વ તેજ વખતે જાણતું હોય છે કે એ માણસમાં દ્રવ્યને અંગે જે

અભિમાન, અન્યની લાગણીઓની અવગણના, બીજાઓના કષ્ટ પ્રતિ અનાદર વિગેરે દુર્ગુણો રહેલા છે તે દુર્ગુણો ઉપર તે વિજય મેળવવા શક્તિમાન નથી, તેથી તે કલ્યાણકર સત્તા એવો પ્રબંધ રચે છે કે દ્રવ્ય પ્રાપ્તિની સાથે એ દુર્ગુણો તેનામાં પેસવા ન પામે. આ અર્થે તે શું કરે છે? તે એ કરે છે કે તેની દ્રવ્યપ્રાપ્તિના માર્ગમાં અનેક કષ્ટો વિટંબણાઓ, નિરાશાઓ, માનહાનીઓ વિગેરે મુકયા કરે છે. આથી જો કે તેના ધન મેળવવાના દ્રઢ સંકલ્પમાં જરી પણ તે ઢીલો પડતો નથી, છતાં પેલી કલ્યાણકર સત્તા અનેક મુશ્કેલીઓ દ્વારા એવા નિમિત્ત રચતી જાતી હોય છે કે જે વડે મનુષ્ય સાથે સાથે માયાળુપણું અને બીજાની લાગણીઓમાં પ્રવેશ કરવા શીખતો જતો હોય છે. કષ્ટ મનુષ્યને તેના બંધુ મનુષ્યોનું હૃદય સમજતા શીખવે છે. અને છતાં એ કષ્ટ એ આપણામાં રહેલી દિવ્ય અને હિતકર સત્તાએજ આપણા શ્રેયને માટે આપણા માર્ગમાં રોપેલું હોય છે. દ્રવ્યને અંગે રહેતા અભિમાનને લઇને જે દયા અને પ્રેમના અંકુરો આપણા હૃદયની ભૂમિ ઉપર ઉછરતા રોકાઇ પડ્યા હોય છે તેને ઉછરવાની અનુકુળતા રચી આપવા માટેજ ઈશ્વરી સત્તા દુઃખમય ભાસતા પ્રબંધો રચતી હોય છે. આપણામાં વિકાસોન્મુખ થયેલા અનેક સુંદર પુષ્પો ચે તરફથી ફાટી નીકળેલા અણઇચ્છેલા વેલા અને થોરો વડે ઢંકાઇ કે વિનાશ ન પામી જાય તે માટે તે સત્તા હમેશાં ચિંતાતુર રહેતી હોય છે અને તેથીજ આપણી વાસનાઓની તૃપ્તિમાં તે આપણી ચર્મચક્ષુ વડે ભાસતા કાંટા વેર્યા કરતી હોય છે. ખરી રીતે તે આપણું શ્રેય કરતી હોય છે છતાં આપણું અજ્ઞાન તે પ્રકારે જોવા દેતું નથી. આપણા ઉપર આપણા પ્રભુની પૂર્ણ કૃપા હોય તોજ તેના આઘાત દુઃખદ ભાસતા પરંતુ વાસ્તવમાં સુખ અર્થેજ આવેલા નિમિત્તો મળે છે.

મનુષ્ય તેની પ્રબળ ઈચ્છાઓના વિષયને પ્રાપ્ત કરે છે તો પણ તેના હૃદય દેશમાં રહેલું ઈશ્વરી તત્વ તેને આગળ ધપવાની આર માર્યાજ કરતુ હોય છે. જ્યાં સુધી ઇચ્છાનો વિષય મળ્યો ન હોય ત્યાં સુધી આપણે તે તરફ ખેંચાયા કરીએ છીએ. પરંતુ તે એકવાર મળ્યા પછી પણ અગાઉ ધારેલો આરામ તેમાં હલ અનુભવાતો નથી. આ બાબતમાં અમેરીકાના કરોડાધિપતિઓ વિચારણીય દ્રષ્ટાંત પુરૂં પાડે છે. એ કો એવા સંયોગમાં જન્મ્યા હોય છે જ્યાં તેમની દ્રવ્ય બહુલતાની ઈચ્છા પૂર્ણ રીતે બહિર્ભાવ થઇ શક્યો હોય એમનો હેતુ પાર પાડવા માટે તેમના ઉત્તમ પ્રકારની બુદ્ધિ શકિત હોય છે. ને એવી પરિસ્થિતિઓમાં મૂકાયા હોય કે જ્યાં તેમની શકિતનો ઉપયોગ પૂર્ણ સ્વતંત્રતા પુર્વક કરી શકતા હોય છે. મનુ મન ધરાઇ જાય ત્યાંસુધી તેરે ધનના ઢગલા ઉપર ઢગલા ખડકયા કરે છે. અને ભૂતકાળના જમાનાઓને સ્વપ્ને પણ ન હોય તેટલું દ્રવ્ય તેમણે એકત્ર કરેલું હોય છે. છતાં અંતરથી તેઓ બહુજ અતૃપ્ત અને દુઃખી હોય છે. એમનું દ્રવ્ય એમને કોટે વળગાડેલા પથ્થરના વજન જેવું લાગતુ હોય છે. ધન કદી કમ ન થાય એવી ચિંતા તેમને નિરંતર

રહ્યા કરે છે અને તેને સાચવી રાખવા અખંડ સાવચેતી રાખતા હોય છે. એમના મનમાં એવું રહ્યાજ કરતું હોય છે કે આથી અમને ખરૂ સુખ મુદ્દલ મળ્યું નથી પરંતુ ઉલટા અમે અમારા બંધુ મનુષ્યોથી વિખુટા પડી ગયા છીએ અને તેમના અને અમારા વચ્ચે એક બનાવટી ભેદ ઉભો થયો છે. સાધારણ સ્થિતિના મનુષ્યો વડે અનુભવાતુ સુખ તેમને વધારે મીઠાશ ભર્યું ભાસે છે. તેઓ નિરંતર ચેન વિનાની... વિરામ રહિત અ... વસ્થાથી ભાગીને તેમના મનની ખરી અ... બનાવો છુટવા કાંઇને કાંઇ આવેશ ભરેલા ... ગડે અને ઉશ્કેરનારી પ્રવૃતિઓની શોધમાં ... રિ છે. તેઓ પોતાની વાસ્તવ સ્થિતિના ભાનથી બચવા માટે પોતાના મનને ચકડોળે ચઢાવેલુ જ રાખે છે અને ક્ષણ પણ ઉતેજક અને સંક્ષોભ ઉપજાવવાવાળા નિમિત્તો વિના રહી શકતા નથી. છતાં અંતરનો દંશ તેમને ચેન પડવા દેતો નથી અને તેમણે નહી ધારેલી ક્ષણોએ હૃદય માત્રમાં નિવાસ કરી રહેલા પ્રભુ તેને શાંત સ્વરે કહે છે કે આ "તારી સ્થિતિ શું તને કૃત્રિમ નથી જણાતી ?" આ સ્વરને જો કે તે ધનીક ઓળખી શકતો નથી છતાં અવ્યકત પણે તેને એમ થતુ હોય છે કે મારે મારા બંધુઓ અત્યે કાંઇક ફરજ બજાવવાની છે. આ "ફરજ"ની ભાવનાની પછવાડે જે ઇશ્વરી સંકેત રહેલો છે તેને એ જો કે સમજી શકતો નથી છતાં તેને એમ લાગે છે કે મારે મારા બંધુઓના હિતના માટે મારી સામગ્રીમાંથી કાંઇક ફાળો આપવો જોઇએ. કોલેજો, હોસ્પીટાલો ઉદ્ધાર સંસ્થાઓ વિગેરે આ બેચેનીમાંથી ઉદ્દભવેલી હોય છે. તેમને અવ્યક્તપણે એમ થાય છે કે **પ્રાણી માત્રનું બંધુત્વ છે અને તે સર્વ એકજ તત્વનો વિલાસ છે.** પ્રત્યેક અર્પણ, ઉદારતા અને ત્યાગની પાછળ જાણતા અજાણતા એ વિકાસોન્મુખ થયેલી એકત્વની ભાવના રહેતી હોય છે. આવા લોકો જ્યારે તેમની વર્તમાન ભવની મુસાફરી પુરી કરી રહેવા આવ્યા હોય છે, ત્યારે તેમને એમ લાગે છે કે હવે આવાજ સંયોગોમાં ફરીથી નઆવીએ તો ઠીક, આમાં સુખ જેવું કશુંજ નથી. તે વખતે તેમના આત્માની સ્થિતિ સમતોલવાળી બની જાય છે ( અને મરણ કાળની મતિથીજ ભાવિની ગતિ નિર્માય છે અધમ્મીજ ભવમાં તેમને માત્ર દ્રવ્ય એકઠું ... છે. ) ... ઇન્ધાન વૃત્તિ રહેતી નથી, તેમને વ... કરવાની ... તે બાળુ જીવન ગુજારવું ગમે છે. ... ધારે પૂર્ણતા ... અને તેમની આત્મિકતા સંવર્ધન અને ક્રમે ક્રમે ... આવી મરતી વખતે આત્મા તે પામતી જાય છે. ...ના 'પ્રવૃત્તિનું સરવૈયું' કાઢે છે, ...ના આખા ભવની ...થી એની જે નિર્ણય બાંધે છે અને તે બધા ઉપરથી ... જાણો તેના પુનર્ભવ બં... તે નિર્ણયને અનુસરતે ...નાઓ માનતો હોય છે, તેનું ધાય છે. જ્યાં તે સુખ ...ત અધિક ... સુખ-ભાવના મન ચોંટી રહેલું હોય છે ભેગું કરવાની ...તિમાં ફરી અને અમુક સ્થિતિમાં ...નો ... ઇચ્છાના બાળુ છે. છુટી ગયા પછી તે તેજ સ્થિતિનું સ્થાન ... ધ... ખેંચાતો નથી. કેમકે પ્રભુ બહુજ દ... વાસનાનો ...ની આત્મા એક વાર એક પરિસ્થિતિથી ... શકે તેમ ... રાઇ ગયા પછી તેને ત્યાંજ પુનઃ આવવા ... જાણતું જરૂર રહેતી નથી. આથી એમ માન... ંગે જે ઘટતું નથી કે વિપૂળ દ્રવ્યથી ધરાઇ ગયેલો આત્મા ધનમાં વસ્તુતઃ કાંઇ અનિષ્ટ...

અથવા "પાપ" જુએ છે. તેવું કશુંજ નથી. તેને માત્ર એમ લાગતું હોય છે કે એકલું ધન મને સુખ આપી શકવા અસમર્થ છે. અને તેથી તે કોઇ એવા પ્રકારનું જીવન પસંદ કરે છે કે જ્યાં તેણે સુખ કલ્પેલું હોય. ધનીકના જીવનમાં આરામ ન મળવાથી તે કોઇ અન્ય પ્રકારના જીવનમાં આરામ અને સુખ માટે પોતાની દૃષ્ટિ લંબાવે છે અને તેના ઉપાર્જીત અનુભવાનુસાર કોઈ બીજું ક્ષેત્ર પસંદ કરી ત્યાં સુખ મળશે એમ માને છે' દ્રવ્યના ઢગલામાં દટાએલા છતાં મનુષ્યને સુખ ન અનુભવવા દેનાર એ મનુષ્યના ભિતરમાં રહેલા ઇશ્વરી તત્વ વિના બીજું કોણ હોઈ શકે ? તે તત્ત્વ જો પોતાની અસર તેના જીવન ઉપર ન વિસ્તારે તો મનુષ્ય પુનઃ પુનઃ તેવીને તેવીજ દશામાં જન્મ્યો હોત અને છતાં ત્યાં તે તેના જીવનનું એક માર્ગીપણું—એક પક્ષીપણું જોઇ'ન શકયો હોત. તે પ્રત્યેક વખતે વધારે વધારે દ્રવ્ય એકત્ર કરી શકે તેવા સંયોગોમાં જન્મ્યા કરત અને ધન ભેગું કરવાની તેની લાલસા પણ અધિકાધિક પ્રબળ થતી ચાલત. પરંતુ હૃદયસ્થાયી પરમાત્મા આ અયોગ્ય ઇચ્છા સામે પોતાનો પ્રભાવ મોકલી પ્રતિક્રિયા કરે છે. અને મનુષ્યને તેની ઇચ્છાના વિષયની પ્રાપ્તિમાં ચેન અનુભવવા દેતા નથી, ઘણીવાર મનુષ્યની ઇચ્છાનું બળ એટલું બધું પ્રચંડ હોય છે કે પ્રભુને પોતાનો પ્રભાવ બેસારવા પહેલા ઘણો કાળ જાય છે. અને છતાં પણ પાંચ પચીસ જન્મ થયા પછી તે પ્રભાવ મનુષ્યની ઇચ્છાને વિખેરી નાંખ્યા વિના અટકતો નથી. તે પછી મનુષ્ય ઇશ્વરી અસરને અધિક અધિક પાત્ર બનતો જાય છે મનુષ્યની ભોગ વાસનાઓ જ્યારે અત્યંત પ્રબળ હોય છે અને તે વડે જ્યારે તે પુનઃ પુનઃ ભોગના સંયોગોમાં પડે છે, ત્યારે ઇશ્વરી નિયમ મનુષ્યને અધમતાની ઉંડાણમાંથી ઉગારી લેવા એક ઘણુંજ આવશ્યક હિતકાર્ય કરે છે. આત્મા જ્યારે પુરપાટ ભ્રષ્ટતામાં ઉત્કટ રસપૂર્વક દોડયો જતો હોય છે અને ઈશ્વરી સંકેતને અથવા તો હૃદયમાંથી ઉઠતા સ્વરને ગણકારતો નથી ત્યારે નિયમને અનુસરીને તેના ઉપર અનેક સંકટો, અનેક નિરાશાઓ, અનેક વ્યથાઓ અને ઉપાધીઓ આવી પડે છે. તે મોહની જાળમાં ( Net of attraction)માં એવો તો ફસાય છે કે તેને તેમાંથી છુટી નીકળતા બહુ માર્મીક વ્યથા અને સખ્ત એચેની સહવી પડે છે. મનુષ્ય જીવનમાં જે એકાએક ઘણીવાર એવા અદૃષ્ટના ક્રુર ફટકા પડે છે તે ખરી રીતે પરમાત્માએજ મોકલેલા હોય છે અને એનો હેતુ મનુષ્યને જાગૃત કરવા અને તેની અધમ સ્થિતિનું ભાન કરાવવા અર્થેજ હોય છે. આત્માને આ સખ્ત પાઠો શીખવનાર કોઇ ઉપરી સત્તા નથી પરંતુ તેનાજ, આત્માનો ઉચ્ચ અને આગળ વધવા તત્પર બનેલો દીવ્ય અંશ છે અને જ્યારે જ્યારે આત્મા અમુક પદાર્થો કે પ્રાણીઓમાં રસ લોલુપી બની બેસી રહે છે ત્યારે પરમાત્મા ફટકા મારી તેને ઉઠાડે છે અને આગળ વધવાની ઉત્તેજના આપે છે. એ દીવ્ય અંશ આપણું ખરૂં હિત સમજે છે અને જ્યારે આપણે આપણી અધમ પ્રકૃતિની સાથે મૈત્રીમાં જોડાઈ તેની સલાહ અનુસારવર્તીએ છીએ ત્યારે પ્રથમ તે આપણને

સલાહ આપે છે અને તેની મૈત્રીમાંથી આપણને છોડાવી લેવા પ્રયત્ન કરે છે, અને તેમ કરતાં પણ આપણે આપણો મમત મુકતા નથી તો પછી તેને એકાએક સખ્તાઈમાં ઉતર્યા વિના ચાલતું નથી. અને જ્યારે તે તેમ કરે છે ત્યારે મનુષ્યહૃદય ઉપર સખ્ત આઘાત થાય છે. આ આઘાત પોતાની સાથે કીમતી પાઠ લેતો આવે છે. પરંતુ જ્યારે તેમાંથી પણ તે કાંઈ શીખતો નથી અને પુનઃ પુનઃ તેના જુના દુશમનો સાથે ભાઈબંધીમાં જોડાય છે ત્યારે પુનઃ પુનઃ વધારે વધારે મોટા આઘાતો તેને સહવા પડે છે. આખરે તેની આંખો ઉઘડે છે અને એક કદમ તે આગળ ભરે છે. આત્મા આજસુધી જે આગળ ને આગળ ગતિ કરતો કરતો આવ્યો છે તે આજ પ્રકારે આ વિશ્વની યોજના એવા પ્રકારની છે કે આપણાથી એક પગલું આગળ પડેલી વસ્તુમાં આપણને સુંદરતા દેખાય છે અને જ્યારે લલચાઈને તેને પકડવા જઈએ છીએ ત્યારે તે સુંદરતા દેખાતી અટકે છે. વળી આપણે એક કદમ આગળ વધી કોઈ નવી ચીજમાં સુંદરતાનો આરોપ કરીએ છીએ તે પણ પાછી તુર્તજ તે પ્રકારે અસુંદર બની જાય છે અને આપણે ક્રમે ક્રમે આગળ વધતા ચાલીએ છીએ. આજ પ્રકારે પ્રભુ તેના બાળકોને પોતાની પાસે બોલાવે છે તે આપણે કે જે બાળકો છીએ તેને લલચાવતા લલચાવતા એક એક પગલું ભરાવતો જાય છે. પરંતુ જ્યારે જ્યારે આપણે કોઈ વસ્તુમાં આસક્તિ પૂર્વક વળગી રહી આગળ પગલું ભરવા ના પાડીએ છીએ અને આગળ કશીજ સુંદરતા નથી એમ માની આપણી વર્તમાન ઉપભોગ સામગ્રીમાં સર્વસ્વ માની બેસી રહીએ છીએ ત્યારે પ્રભુને જરા સખ્ત થવું પડે છે અને આપણને ચલાયમાન કરવા પડે છે. આટલાથી વાંચકો સમજી શક્યા હશે કે તે દેખીતી સખ્તાઇ એ શિક્ષાના રૂપમાં નથી પરંતુ આપણા હિતને અર્થેજ છે એ શિક્ષા કરનાર સત્તા એ આપણો પોતાનો જ ઉચ્ચ અંશ—આપણો દિવ્ય વિભાગ છે. ( Divine part of man ) આ શિક્ષા અથવા દર્દ એ આપણી દુષ્કૃતિ માટે લેવાએલું વૈર અથવા કોઈ ઉપરી સત્તાના ક્રોધમાંથી ઉદ્ભવેલું તત્વ નથી પરંતુ આપણો પોતાનો જ ઉચ્ચ અંશ આપણા પ્રત્યે માયાળુ માતા પિતાનું સ્નેહ ભર્યું કાર્ય કરે તેવા રૂપે છે. બાળકના ઉપર સ્નેહથી ઉભરાઈ જતાં માબાપો જેમ બાળકના હાથમાં કોઈ નુકશાનકારક વસ્તુ વધારે વાર રહેવા દેતા નથી, તેમ આપણો ઇશ્વરી અંશ પણ આપણને અહિતકર સ્થિતિમાં પડયા રહેવા દેતો નથી આપણે ગમે તેટલી બુમો મારીએ, ધમપછાડા કરીએ અને નિરાશાની દયા ઉપજાવે તેવી ચીસો પાડીએ છતાં એ બધું સમજનારા માબાપ જેમ હસતા મુખે બાળકને કોઈ ભય ભર્યા છતાં બાળકને મન પ્રીય સાસતા સંયોગોમાંથી બળાત્કારે ઘસડી લે છે તેવું સ્નેહ કાર્ય આપણા પ્રભુ કરે છે. આપણી ચીસો એ અજ્ઞાન ભરેલી અને બાલીશતાવાળી છે એમ તે જાણતા હોય છે અને જ્યારે આપણી મેળે સમજીને છેટે ખસતા નથી ત્યારે તે માયાળુ સત્તાને દેખીતી રીતે સખ્તાઈ ભર્યું છતાં વાસ્તવમાં કલ્યાણકર કાર્ય કરવું પડે છે.

જે મનુષ્યોમાં મનની ઉચ્ચ કળા વિકસેલી હોય છે તેઓ આ બધી વસ્તુ સ્થિતિ સમજે છે અને તેથી પરમાત્માના કાર્ય પ્રત્યે વિરોધ ઉઠાવવાને બદલે તેને સ્નેહપૂર્વક આલિંગન કરે છે અને તેના નિયંતૃત્વને આધીન બની દોરાય છે. આથી તેમને કશું દર્દ સહન કરવું પડતું નથી. પરંતુ જેઓ આ સત્તાને ઓળખતા નથી તેઓ એ સામે વિરોધ ઉઠાવે છે અને તેની આજ્ઞા સામે બંડ ઉઠાવી તેના સામા થઇ જાય છે. છતાં તેમાંથી કોઇ રીતે છટી શકતા નથી અને તે માયાળુ સત્તા સામે બળવો ઉઠાવવાથી જે તીવ્ર દર્દ ભર્યો અનુભવ થવો જોઇએ તે તેમને થાય છે. એક બેવાર અગાઉ કહેવાઇ ગયું છે છતાં ફરીથી કહીએ છીએ કે આ કષ્ટ આપનાર સત્તા પણ આપણે પોતેજ છીએ. તે કોઇ ઇતર સત્તા નથી. માત્ર આપણો પોતાનોજ દીવ્ય અંશ છે. આપણને દોરવાનું કામ તે સત્તાનેજ સોંપાએલું છે અને જ્યારે તે કાર્ય આપણે તે સત્તાને સોંપીએ છીએ ત્યારે આપણી દૃષ્ટિ તદ્દન બદલાઇ જાય છે. પછી આપણે જોઇ શકીએ છીએ કે આપણા સંયોગો આપણી ચર્મચક્ષુને ગમે તેવા વિપરીત અને વાંકા જણાતા હોય છતાં પણ આપણા જીવનની વર્તમાન ભૂમિકાએ એ સંયોગો જે કાંઇ સારામાં સારામાં હોવા જોઇએ તેજ છે. એથી વધારે સારા આપણે માટે હોઇ શકે જ નહી અને એ સંયોગો આપણા હિતને માટેજ નિર્માએલા છે. આપણે જોઇ શકીએ છીએ કે આપણા જીવનની ચોકસ દિશાને અથવા આપણા સ્વરૂપના અમુક અંશને પૂર્ણ બનાવવા અને મજબુત કરવા માટે એ સંયોગજન્ય અનુભવની આ કાળે જરૂર છે. આપણે કોઇ દીશામા અસાધારણ વળણવાળા બનીએ છીએ અને તેમાં ચોટી રહેવા માગીએ છીએ ત્યારે તે સત્તા આપણને તુર્તજ ખાળી રાખે છે અને બીજી દીશાનો અનુભવ લેવા દોરે છે. સમજુ મનુષ્યોને આ બધી નાની નાની કૃતિઓ અત્યંત અર્થપૂર્ણ જણાય છે અને તે સર્વમાં તે પ્રભુનો હાથ જુએ છે.

આપણે આપણા વર્તમાન ભવનાજ ગત જીવન ઉપર નજર ફેરવીશું તો જણાશે કે આપણા જીવનના મહદ અવસ્થાંતરો છેકજ માલ વિનાની વાતમાંથી થયા હોય છે જીવનની દિશા બદલી નાખનારાઓ બિંદુઓ (turning points of life) કોઇ સ્હેજ બીના કે બનાવમાંથી ઉદ્‌ભવેલા હોય છે, અને એ "સ્હેજ" એજ આપણા વર્તમાન "મહાન" નો પિતા હોય છે. જે વખતે એ "સ્હેજ" બને છે તે વખતે આપણને તેના ઉપયોગીપણાનો ખ્યાલ રહેતો નથી, પરંતુ એમાથી ક્રમે ક્રમે પ્રભુ આપણને વધારતા વધારતા "મહાન" ઉપર લાવીને મુકે છે આપણે જોઇ શકીએ છીએ કે ગત જીવનના કોઇ દર્દભર્યા અનુભવથી આપણે કેટલા બધા બળવાન બન્યા હોઇએ છીએ. તે વખતે ખાલી દુઃખ આપનારા અને નકામો રંજ ઉપજાવનારા જણાતા કડવા અનુભવથી આપણે વર્તમાનમાં કેટલી બધી મહત્તા મેળવેલી હોય છે! દર્દને ફળ બેસતાં જરા સમય લાગે છે એટલુંજ છે. બાકી કોઇ પણ દર્દ નિષ્ફળ જતું નથી. પ્રત્યેક ફટકા સાથે—પ્રત્યેક આઘાત સાથે કોઇને કોઇ હિતનો સંકેત જોડાએલો હોય છે. અને આટલું આપણે જોઇ શકીએ તો પછી હવે પછી

આપણા કષ્ટો અને વિપરીતતાઓને આપણે વધારે તત્વપૂર્ણ દૃષ્ટિથી જોઇ શકીએ એમાં શક નથી. પછી આપણે પ્રત્યેક કાર્યમાં તે દીવ્ય સત્તાનો સંકેત જોઇએ છીએ અને તે ગમે તેવું સખ્તાઇ ભર્યું જણાય તો પણ તેને હસતે મુખે ભેટીએ છીએ, કેમકે તેમાં અંતિમ હેતુ આપણા હિતનોજ હોય છે એ વાત આપણા મનમાં ચોકસ થઇ હોય છે. જ્યારે આપણે આપણા કષ્ટોને શિક્ષાના રૂપમાં જોતા અથવા તે કોઇ બહારની સત્તા તરફથી વેર રૂપે આવે છે એ રૂપમાં જોતા બંધ પડીએ છીએ અને તે આપણા ગત જીવનનું કોઇ પરિણામ વિશેષ છે અથવા તો તેમાં આપણામાં રહેલા દિવ્ય અંશનો હાથ છે એમ જોતા શીખીએ છીએ ત્યારે આપણો બધો વિરોધ શમી જાય છે. આપણા તરફડીઆ બંધ પડે છે અને સમજણપુર્વક આપણી ઇચ્છાને એ મહાન ઇચ્છામાં ભેળવી દઇ એ મહાનિયમના કાર્યની ગતિને ઉલટા સહાય આપીએ છીએ, અને તેમ થયે આપણું અજ્ઞાનજન્ય દર્દ બંધ પડી જાય છે. આપણે શીર ગમે તે જુલમ ગુજરતો હોય, ગમે તેટલી બેચેની ઉપજાવનારૂં સંકટનું વાદળ તુટી પડયું હોય છતા જો તે કાળે પરમાત્માના નેતૃત્વને આધીન બની આપણા રથને હાંકવાનું કાર્ય એમને સોંપીએ તો જરૂર તે હિતકર સત્તા આપણા માટે કોઇને કોઇ રસ્તો ખુલો કરે છે. તે એક વખતે એક પગલું આગળ ભરાવે છે અને જો એ એક પગલુ આપણે કાંઇ પણ વિરોધ ઉઠાવ્યા વિના ભરીએ તો પછી અનુક્રમે એક પછી બીજું એમ ધીરે ધીરે આપણને શાંતિ અને આરામમાં તે લઇ જાય છે. ઇશ્વરી નિયમ કદીપણ ક્રુર હોતો નથી. આપણાથી સહન ન થાય તેટલું કષ્ટ તે આપણને કદી આપતો નથી. આપણી પીઠ ઉપર આપણાથી ન ઉપાડી શકાય તેટલો બોજો એ દયાળુ નિયમ કદી પણ મુકતો નથી. સખ્તાઇ અને બોજાનો હેતુ આપણને પાઠ શીખવવાનો હોય છે. અને જરૂર તે સખ્તાઇ અથવા બોજાના કાળે પાઠ શીખવા જેટલો અવકાશ આપણા હૃદયમાં રહેવા પામે છે. દુખભર્યા સંયોગો ધીમે ધીમે આપણી પ્રકૃતિમાં એકરસ થાય છે અને એમ થયે આપણુ દુખ ઘટતુ જાય છે. તે વખતે આપણે અનેક કીમતી પાઠો શીખેલા હોઇએ છીએ. અને તે આપણે પણ ન જાણીએ તેમ શીખેલા હોઇએ છીએ. આપણું આંતર મન તે પાઠોના અનુભવોનો સંગ્રહ કરતું ચાલે છે, અને સમય આવ્યે તે અનુભવને આપણા મનની સપાટી ઉપર મોકલી આપી ફરીથી તેવો જ કડવો અનુભવ મળે તેવા કાર્યમાં પડતા બચાવી લે છે.

આપણા ગત જન્મોમાં આપણે અનેક આત્માઓ સાથે પ્રેમ અથવા ધિક્કાર વડે સંકળાએલા હોઇએ છીએ. કોઇ પ્રત્યે આપણે માયાળુ પણું તો કોઇ પ્રત્યે ઘાતકીપણું દર્શાવ્યું હોય છે. એવા બધાજ આત્માઓ આ જીવનમાં આપણી સાથે સંબંધમાં આવી પોતાના ખાતા સરભર કરે છે. અને તે દ્વારા પોતાની પ્રગતિ અને વિકાસ સાધે છે. જેના પ્રત્યે આપણે પૂર્વ ભવમાં ક્રુરતા દર્શાવી હોય છે તે મનુષ્ય આ ભવમાં કોઇને કોઇ પ્રકારે આપણને કષ્ટનું નિમિત્ત બને છે. અને છતાં એ બધુ વૈર લેવાની ઇચ્છાથી નહી પણ જે કા-

રણમાંથી જે કાર્ય પ્રગટવું જોઈએ તે રૂપે થાય છે. અર્થાત નિયમ વડેજ થાયછે પૂર્વે આપણી ક્રુરતાનો વિષય બનનાર આત્માએ આપણને માફી આપી દીધી હોય છતાં પણ નિયમ આપણને છોડતો નથી. ફરી આપનાર તે કોઈ પ્રેમ અથવા ધિક્કારનો વિષય બનનાર આત્માઓ નથી પરંતુ કારણ કાર્યનો નિયમ છે. અને એ નિયમ તેવા આત્માઓને માત્ર હથીઆર તરીકે–નિમિત્ત રૂપે વાપરે છે. જેને આપણે પૂર્વે કાંઈ દર્દ ઉપજાવ્યું હોય છે તેના હાથથી એ નિયમ આપણને આ ભવમાં દર્દ ઉપજાવે છે. અને જેને આપણે સુખ અને આરામ ઉપજાવ્યો હોય છે તેના વડે આ ભવમાં આપણા ઘા રૂઝાવવાનું અને ઉપજાવવાનું કાર્ય તે નિયમ કરે છે. આપણા હાથે અન્યાય પામેલા આત્માને વૈર લેવાની મુદ્દલ ઈચ્છા પણ ન હોય છતાં એની સાથે આપણે એવા સંયોગોમાં મુકાઈએ છીએ કે તેના વડે આપણને ઈજા થાયજ. તે છેક જ નિરપરાધી હોય. આપણને હાની કરવાનો તેનો મુદ્દલ હેતુ ન હોય--છતાં નિયમ તેને હથીઆર બનાવે છે. પરંતુ તે હથીઆર બનનાર આત્મા આપણી વિકાસની ભૂમિકા ઉપરના પ્રદેશમાં ચાલ્યો ગયો હોય તો નિયમ તેને હથીઆર બનાવી શકતો નથી. પછી નિયમ કોઈ બીજીજ રીતે આપણો બદલો લે છે.

નિયમ જેમને હથીઆર રૂપે વાપરે છે અને આપણા દર્દનું નિમિત્ત બનાવે છે તે આત્મા જો જાણી જોઈને હેતુ પૂર્વક આપણા પ્રત્યે સ્વેચ્છાએ ઈજા કરવા પ્રેરાયતો ત્યાં ડાહ્યા મનુષ્યોએ એમજ સમજવું જોઈએ કે એ બધુ નિયમને અનુસરીને જ કરે છે. પરંતુ એ પ્રકારે નિમિત્ત બનવામાં જે રસ તે લે છે અને તીવ્ર પરિણામ અનુભવે છે તેથી તે અજ્ઞાન આત્મા જાળમા ફસાય છે. આપણે તો માત્ર આપણો વ્યાજબી બદલોજ મેળવીએ છીએ અને પૂર્વની કોઈ અયોગ્ય કૃતિ વડેજ તેના દ્વારા હાની સહવાના સંયોગોમાં મુકાએલા હોઈએ છીએ. આર્થી જ્યાં આપણે કોઈના દર્દના નિમિત્ત બનતા હોઈએ ત્યાં પણ હેતુપૂર્વક દર્દ કરવાની ઈચ્છા ન રાખવી જોઈએ. જો તેમ કરીએ છીએ તો આપણે ખેંચાણની જાળમાં ( Net of attroction ) વધારે વધારે ફસાતા ચાલીએ છીએ. અને જ્યાં બીજાના હાથથી દર્દ સહવાનુ પ્રાપ્ત થાય ત્યાં પણ તે દર્દના નિમિત્ત થનાર પ્રત્યે જરાપણ ક્રોધ દર્શાવવો ન જોઈએ. કેમકે નિમિત્ત બનનાર નિરૂપાય છે. તેને તો માત્ર નિયમ હથીઆર તરીકે વાપરે છે. તેની ઈચ્છા હોય અગર ન હોય છતાં જે કારણ સામગ્રી આપણે પૂર્વે રચી હોય છે તેનું કાર્ય તે હથીઆર દ્વારા નિયમને ઉપજાવ્યા વિના ચાલતું નથી. નિમિત્ત બનનાર ઈચ્છાવડે પ્રેરાએલો હોય તો અધિક ફસાય છે અને આપણે સમભાવથી સમજીને સહી લેનાર આપણો યોગ્ય બદલો વેઠીલઈ છુટી નીકળીએ છીએ. આપણી કારણ સામગ્રી પુરી થઈ રહ્યા પછી તે હથીઆર બનનાર આપણને કશું કરી શકે તેમ નથી. હથીઆર બનવામાં રસ લેવા માટે ઉલટું તેને સવુળું પડે છે. અને આપણે જો તેના વડે સહન કરવામાં તેના પ્રત્યે ક્રોધ દર્શાવ્યો હોય છે તો તેના સહવામાં આપણે પાછું હથીઆર બનવું પડે છે. આનું નામ કર્મની "જાળ" છે. એ જાળમાં ન ફસાવું એ ડાહ્યા મનુષ્યોનું કર્તવ્ય છે. અને તે સમભાવથી બને છે.

આપણે એ પ્રકારે સર્જન કરીએ છીએ તેમાં આપણા હિતનો સંકેત હોય છે. નિયમની એ એક અદ્‌ભૂત સુંદરતા છે. આપણને એ દર્દ બહુજ કીમતી પાઠ શીખવે છે. અલબત જો આપણે જ્ઞાનની એવી ભૂમિકાએ પહોંચ્યા હોઇએ છીએ કે જ્યાં એ પાઠો આપણે અત્યાર આગમજ શીખી લીધા હોય છે અને તેની આવશ્યકતા ને આપણે વળોટી ગયા હોઇએ છીએ તો પછી એ દર્દ સહવાની ફરજ નિયમ આપણે શીર નાખતો નથી. જેમાંથી કાંઇ શિખવાનું ન હોય એવું દર્દ આપણે શીર ગુજારે એવો નિયમનો સંકેત હોઈ શકે નહી. પાઠ શીખ્યા પછી જેમ શિક્ષક સજા કરતો નથી તેમ જે પાઠ શીખવના દર્દો આવે છે તે પાઠ આપણે શીખી લીધો હોય છે તો દર્દ આવતું નથી. અર્થાત તે દર્દ આવે તે પહેલા આપણે જ્ઞાનની એવી ભૂમિકાએ પહોંચેલા હોઇએ છીએ કે જ્યાં તે દર્દ આપણને સ્પર્શી શકતું નથી. નિયમ કેવી રીતે પ્રવર્તે છે અને દર્દ ઉપજાવે છે તે વાતને એકાદ ઉદાહરણથી સ્પષ્ટ કરીએ.

એક સ્વાર્થી મનુષ્ય એક ભોળી અને મુગ્ધ સ્ત્રીની સાથે ગત ભવમાં સ્નેહમાં પડયો હતો. પેલી અજ્ઞાન બાળા એના સ્વાર્થી આશકના સંબંધે એમજ માનતી હતી કે તે મને જીગરથી ચાહે છે અને તેની બધીજ પ્રેમની પ્રતિજ્ઞાઓ શુદ્ધ ભાવવાળી અને નિષ્કપટ છે. એક વખત એવો આવ્યો કે પેલી બાળાનું યૌવન રક્ત શિથિલ બન્યું અને યુવાવસ્થાની વસંત ખલાસ થઇ. તાજા લોહીને જ ચાહનાર પેલા સ્વાર્થી મનુષ્યે તે બિચારીને જીર્ણ થએલાં રમકડાની માફક ફેંકી દીધી. આનું પરિણામ બીજા ભવમાં શું આવે? કારણ કાર્યના નિયમને, તે જે રૂપે વાસ્તવમાં પ્રવર્તે છે તે રૂપે તો જોવા આપણી મર્યાદિત બુધિ શક્તિ અશક્ત છે, છતાં કાંઇક આ પ્રકારે બદલો તે નિયમ આપે છે એમ ડાહ્યા મનુષ્યો કહે છે. આ ભવમાં પેલી સ્વાર્થની ભોગ થઇ પડનાર બાળાને પેલો સ્વાર્થી બહુ જ ચાહે છતાં તે સ્ત્રી તેના સ્નેહનો પ્રતિઉત્તર આપી ન શકે, આશકના હૃદયના કંપનો સાશુકના હૃદયમાં જરી પણ પ્રતિકંપ ન ઉઠે, અને નિષ્ફળ ગયેલા પ્રેમમાંથી જે તીવ્ર માનસિક દર્દ ઉપજે છે તે બધુ તે આશક અનુભવે. જો આ દર્દ તેને ઉપજાવવામાં તે સ્ત્રી તદ્દન નિરપરાધ હોય અને જાણી જોઇને તેની વ્યથામાં ફાળો ન આપતી હોય તો તેણી નવા કારણોને ગતિમાં મુકતી નથી. અને આશક તેના માનસિક દર્દમાંથી પ્રેમનું અને લાગણીઓનું સ્વરૂપ સમજી વધારે માયાળુ બનતા શીખે છે અને સ્નેહીને દગો દેવામાં સ્નેહી હૃદય શું શું હૃદયના પલટા અનુભવે છે તેની કદર કરતા શીખે છે. આ પ્રમાણે પાઠ શીખ્યા પછી નિયમે મારેલો ફટકો સફળ થાય છે.

નિયમની જાળમાંથી છુટવા માટે આપણે ઉચ્ચતર સત્યો સમજવા જોઇએ. અર્થાત વિવિધ કષ્ટો આપણને જે જે પાઠ શીખવવા માટે આવે છે તે બધા પાઠો ને તે કષ્ટ આવતા પહેલા જ શીખી લેવા જોઇએ. તેમ થયેથી કષ્ટના બધા કારણો ભસ્મિભૂત થાય છે. પછી આપણે સંસાર સમુદ્રના મોજાંઓની કલગી ઉપર

રહીએ છીએ, અને મોજું આપણને પોતાની તળે ડુબાવી શકતું નથી.

આથી આપણે કોઇ પ્રત્યે ધિક્કાર, ઇર્ષ્યા, ક્રોધ, તિરસ્કાર વિગેરે અધમ ભાવો દર્શાવતા પહેલા બહુ વિચારવાનું છે. તેમ થયે નવાં દુખદ્ કારણો ગતિમાં મુકાય છે. બને તેટલી આપણે બીજા પ્રત્યે બંધુતા અને માયાળુ પણું દર્શાવવું જોઇએ. અને ધિક્કારને પડછાયે પણ ન રહેવું જોઇએ. આપણાં બધાં કષ્ટો અને બોજાઓ બને તેટલા ધૈર્યથી સહતા ચાલવું જોઇએ, અને આપણા હૃદયમાં રહેલા પ્રભુના નેતૃત્વને આધિન રહી તેનામાં શ્રદ્ધા રાખવી જોઇએ. એટલું મનમાં ચોકસપણે અંકિત કરવું જોઇએ કે આપણી જીવભાવવાળી દૃષ્ટિને સારૂ નરસું ભાસતું જેજે કાંઇ થાય છે તે બધું આપણા અંતિમ હિત માટે જ થાયછે અને એ હિતને આપણું બનતા કોઇ ખાળી શકે તેમ નથી. પ્રાણી માત્રની પ્રભુ સંભાળ રાખેછે અને પ્રત્યેક પગલે આપણું તે શ્રેયજ કરતા ચાલેછે. આપણા ઉચ્ચાશયો સિદ્ધ કરવા માટે અંનત જીવન આપણી સમક્ષ પડેલ છે. આ જીવન તો સમુદ્રના કીનારે પડેલા રેતીના ઢગલામાં એક રેતીના કણ જેટલુંજછે. ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ભાવિ આપણે માટે નિર્માએલું છે અને તે પ્રતિ લઇ જવા આપણા પ્રભુ નિરંતર સંભાળ પૂર્વક આપણને ધીરે ધીરે બાળકને ચલાવે તેમ ચલાવે છે. ટુંકામાં તે હિતકર સતામાં શ્રદ્ધા રાખવી જોઇએ. સુશીલ,

---

# બાળકની દિવ્યતા.

બાળક એ મનુષ્યના અને પ્રભુના પ્રદેશને સાંકળનાર એક દીવ્ય કનક સુત્ર છે. સ્થુળ જીવનથી વિરમેલા અનેક ભકતજનોએ પ્રભુના સ્વરૂપનો બાળકના નિર્દોષ, સુમધુર, રમણીય જીવન રૂપે આશ્રય લીધો છે, અનેક કવિઓએ બાળકના નિષ્પાપ સ્વરૂપને અવલંબી ઇશ્વરભાવનાને પ્રત્યક્ષ કરવા માટે પોતાના કાવ્ય તરંગને વિસ્તાર્યો છે. અને જ્ઞાની જનોએ પોતાની ભ્રાહ્મી ભાવનાનું પ્રતિબીંબ બાળકની સૌમ્ય નિર્મળ મુખાકૃતિમાં અનુભવ્યું છે. પુર્વ અને પશ્ચીમ ઉભય દેશની ધર્મભાવનાએ પ્રભુના સ્વરૂપની અવધારણા માટે તેને બાળક રૂપે કલ્પી તેનો આશ્રય લીધો છે. કૃષ્ણ પરમાત્માના બાળસ્વરૂપનો અને ક્રાઇસ્ટ મહાત્માની દીવ્યશીશુ ( Divine Child ) રૂપની કલ્પનાનો જે પ્રભાવ પુર્વ અને પશ્ચીમ ખંડમાં પડેલો છે તે એજ સુચવે છે કે દરેક દેશના જ્ઞાની જનો બાળકમાં કાંઇ અસાધારપણું જુએ છે, અથવા તેમાંથી કોઇ પરમાર્થની મહાભાવના તેમને સિદ્ધ થતી અનુભવાય છે. જેસસ ક્રાઇસ્ટને તેના અનુયાયીઓએ સર્વજ્ઞ પિતાના મહા રાજ્યમાં તેમને દોરી જવા વિનંતી કરી

ત્યારે તે મહાપુરૂષે તેમને કહ્યું કે—Except ye become as little children, ye can in no wise enter the kingdom." અર્થાત તમે બાળકના જેવા નહીં થાઓ ત્યાંસુધી તે રાજ્યમાં તમે કોઇ રીતે પ્રવેશી શકશો નહીં.

જેના રાગદ્વેષ હજી છેક જ બીજક અવસ્થામાં છે, જેની સુકુમારતા અને સૌંદર્ય પ્રકૃતિના મહાસાગરમાંથી હજી તાજી જ પ્રફુલી છે, જે પ્રભુ અને કુદરતની ગોદમાં લાડથી ઉછરે છે અને તેના ગાઢ આશ્લેષમાંથી હુંફ મેળવે છે, તે શીશુભાવના ચીંતવન દ્વારા મનુષ્ય જરૂર પ્રભુ અને કુદરતનાં સંબંધમાં આવી શકે છે. જે પ્રભુને ચાહે છે તે બાળકની નિષ્પાપ મુદ્રાને ચાહ્યા વિના રહી શકતો નથી. Jean Paul નામના મહાત્માએ કહ્યું છે કે—I love God and all little childern. હું ઇશ્વર અને બધા નાના બાળકોને ચાહું છું. જે એકને ચાહે છે તે અવશ્ય અન્યને ચાહે છે. કેમકે ઉભયના સ્વરૂપનું ઘણી મુદ્રાની બાબતમાં સરખાપણું છે. પ્રભુ નિષ્પાપ, નિષ્પક્ષપાતી, સહુ પ્રત્યે સમાનભાવી, રાગદ્વેષ વિરહીત છે. બાળકમાં તે સર્વ અંશો સ્ફુટ છે. તે પ્રભુની પ્રતિકૃતિ છે. તમો નિષ્પાપ અને નિર્દોષ ભાવનાને પ્રત્યક્ષ જોવા ઇચ્છતા હો તો પ્રભુને મળો. અને તે અપ્રાપ્ય હોય ત્યાંસુધી બાળકને જુઓ. કેમકે તે હજી પ્રભુ ત્યાંથી તાજો જ ચાલ્યો આવે છે. બાળક જ્યારે પૃથ્વી ઉપર નવું આવે છે ત્યારે તેમાં પ્રભુ અને કુદરત એ ઉભયના અંશો હોય છે. એક અંગ્રેજી કવીએ બહુ સુંદર ભાવ ગાયો છે:—તે બાળકને પુછે છે 'વ્હાલા તમે કયા પ્રદેશથી આવો છો? હું સર્વમાંથી સર્વના સાર રૂપ આંહી આવું છું. તમે તમારા ચક્ષુની આવી સુંદર નિર્મળ નીલિમા ક્યાંથી મેળવી? હું નીલ આકાશમાંથી આવું છું ત્યાંથી. પાણીદાર મોતી જેવા કાન ક્યાંથી મેળવ્યા? પ્રભુએ મને વ્હાલથી બોલાવ્યો અને તે વાણીને ઝડપી લેવા એ ભાગ બહાર ઉપસી આવ્યો. તમારા પ્રત્યેક અંગનું આવું સૌંદર્ય ક્યાંથી પ્રગટ્યું? પ્રભુએ તેવું કલ્પ્યું અને અને હું તેવો બન્યો. પણ તમે આંહી શા માટે ચઢી આવ્યા? પ્રભુ તમને યાદ કરે છે તે કહેવા માટેજ.

